# મુંબાઇ, કલકત્તા, અલ્હાબાદ અને મદ્રાસ એ હાઇકોરટોના ફોજદારી ફેસલાનો સાર.

બનાવનાર


## મગનલાલ જયચંદ પારેખ

ગવરમેંટ સબોરડીનેટ પ્લીડર

કપડવંજ કોર્ટ.

અને

છોટાલાલ વિઠલદાસ પારેખ

ક્લાર્ક કપડવંજ કોર્ટ.


છપાવનાર


## બુકસેલર કસ્તુર વીરચંદ.

સંવત ૧૯૩૮—સને ૧૮૮૨

## અમદાવાદ

મામાની હવેલી મધે અ૰ પુ૰ પ્રીન્ટીંગ અને જ૰ એજન્સી કંપની "લીમીટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

આ પુસ્તક વલંદાની હવેલી સામે તા. ફીકા ભટની પોળમાં કસ્તુર વીરચંદને ત્યાંથી મળશે.

# DIGEST OF CRIMINAL CASES

DECIDED BY THE HIGH COURTS

OF

BOMBAY, CALCUTTA, ALLHABAD

AND MADRAS.

---


COMPILED BY

MAGANLAL JEYCHAND

GOVERNMENT SUBORDINATE PLEADER IN THE

SUB-JUDGE'S COURT OF KAPADVANJ

AND

CHOTALAL VITHALDASS, PARIKH

CLERK OF THE SUB-JUDGE'S COURT OF

KAPADVANJ.



PUBLISHED BY

KUSTUR VIRCHAND, Book Seller.

---

Ahmedabad

Printed at the Ahmedabad United Printing and

General Agency Company "Limited"

---

1882.

This Book is dedicated

to

RAO SAHEB MADHUWACHRAM BALWACHRAM

Second Class Subordinate Judge of

Uncleshar in the Surat District.

As a token of respect

For his learning and extensive knowledge of Law, strict integrity and uprightness in the Administration of Justice and popularity thereby acquired; & in consequence of the great obligation under which the authors are laid by him in acquiring knowledge of Law, while he held the Office of Subordinate Judge of Kapadvanj.

By

The Authors.

# પ્રસ્તાવના.

નામદાર હાઈકોરટોએ કરેલા ફોજદારી ફેસલાનું પુસ્તક અમો મધ્યેના મગનલાલ અને એક રણછોડલાલે સને ૧૮૭૨ ની સાલમાં વાલ્યુમ ૧ થી તે વાલ્યુમ ૮ સુધીનું છપાવ્યું હતું. તેમાં જ્યાંહાંથી અધુરા રહ્યા ત્યાંહાંથી તે લગભગ આજ સુધીમાં નામદાર હાઇકોરટોએ જે ફોજદારી ફેસલા કર્યા તે છપાવી આ ગ્રંથ કર્યોછે. આમાં મુંબાઈ, કલકત્તા, અલ્હાબાદ અને મદ્રાસ એ હાઈકોરટના ફોજદારી ફેસલાછે.

નામદાર સરકાર કાયદા તૈયાર કરેછે તે પછી તે કાયદાની કલમો વિગરે સંબંધી તરેહ તરેહવાર વાંધા ઉઠેછે તેવી વખતે તેના ખરા ખુલાશા નામદાર હાઇકોરટ કરી પોતાના ફેસલા કરેછે જેથી તે ફેસલા કાયદાનો અર્થ સમજવાને ઘણા ઉપયોગી થઈ પડેછે.

તે સમજવાને અંગ્રેજીમાં તો ઘણા ગ્રંથ હોયછે પણ ગુજરાતીમાં તેવા ગ્રંથની હમેશાં ખામી હોયછે. માટે આ ગ્રંથ ગુજરાતી જાણનાર ન્યાયાધીશ, વકીલ, મુખ્ત્યાર અને બીજા સદગૃહસ્થોને ઘણો ઉપયોગી છે.

વાંચનાર સજ્જનને સમજ પડવા માટે અક્ષરવાર અનુક્રમણીકા દાખલ કરીછે. તેની સાથે ફેસલા કયે કયે પાને છે તેની વિગત પણ દાખલ કરી છે. જેથી કરીને બાબતવાર ફેસલા ખોળી કાડવાને ઘણું સુલભ પડે તેમછે.

ગ્રંથ બનાવવાને હમેશાં જરા નવરાશ હોય તો તેમાં ખામી કમી રહેછે પણ અમારે અમારા ધંધાની સાથે આ કામ કરવું પડ્યાથી તેમાં કાંઇક ખામી રહી હોય તે વાંચનાર સદગૃહસ્થ દરગુજર કરશે.

ગ્રંથ અર્પણ કરવો તે વિષયનો જે એ ગ્રંથ હોય તે વાંચી તેમાંની ખામી દુર કરે એવા સદગૃહસ્થને અર્પણ કરવો એમ અમારૂં મતછે કેમકે તેથી કરીને ગ્રંથની અંદર

રહેતી ખામીઓ વખત જતે દુર થાય. અને એ અમારા મતને અનુસરીને અમોએ અમારો આ ગ્રંથ રાવસાહેબ મધુવચ્છરામ બળવચ્છરામ કે જેઓ પ્રથમ કપડવંજમાં સબોરડીનેટ જડજ હતા અને હાલ અંકલેશ્વર જીલ્લેસુરતના સેંકદક્લાસ સેંકદગ્રેડ સબોરડીનેટ જડજસાહેબછે તેવણને અર્પણ કર્યાછે.

તા. ૧૭ જાન્યુઆરી ૧૮૮૨ } કર્ત્તા.
કપડવંજ



# અનુક્રમણીકા.

**સને ૧૮૬૧ નો ૨૫ મો જુનો ક્રીમીનલ પ્રોસીજરકોડ.**

[ક્રટ.

# ફેસલાની વિગત.

કલકત્તા હાઈકોર્ટ

**મદ્રાસ હાઈકોર્ટ**

# मुंबाइ हाइकोर्टना फेसला.

## સરકાર વિરૂદ્ધ ઇરાપા બીન બસાપા

તા. ૨૩ નવેમ્બર સને ૧૮૭૧

વા૦ ૮ } લંકુડી તાલુકે ડુંબલ એ નાહાના ગડમાં એક
પા૦ ૧૯૨ } દેવની વાર્ષિક જાત્રા ભરાયછે. તે વખતે
ગામના લોક તે દેવનો રથ કાહાડી રસ્તામાં ફેલાવેછે. હાલમાં તે ગામમાં એક ટોળી ઉત્પન્ન થઇછે અને તે આરોપિતને નામેછે. એ ટોળીએ દેવના રથને હમેશના રસ્તે જવાનેહરકત કર્યાથી સબોરડીનેટ માજીસ્ત્રેટે તવિશે ચોકશી કરીને એક રિપોર્ટ જીલ્લા માજીસ્ત્રેટને લખ્યો, અને જણાવ્યું કે જો દેવની જાત્રા ભરાઈ તે પેહેલાં તજવીજ કરી નહીહોત તો આરોપિત નિશ્ચય સુલેહનો ભંગ કરત.

સદરહુ રિપોર્ટ ધારવાડના જીલ્લામાજીસ્ત્રેટને પોહોંચ્યાથી તેણે સુલેહ રાખવાનો મુચલકો તમારી પાસેથી કેમ નહીં લેવો તેનું કારણ બતાવવા આરોપિતપર સમન્સ કર્યો. ઠરાવેલે દિવસે આરોપિત માજીસ્ત્રેટની રૂબરૂ હાજર થયો તે વખતે તે માજીસ્ત્રેટે સબોરડીનેટ માજીસ્ત્રેટનો રિપોર્ટ દાખલ કર્યો અને બીજો કાંઈ પુરાવ નહીં લેતાં પ્રત્યેક આરોપીએ જાત મુચલકા લખી આપવા અને પ્રત્યેકે બસે રૂપીઆના જામીન આપવા એવો હુકમ કર્યો.

સદરહુ હુકમ શેશનજડજ બ્યારન ડી. એચ. લારપેંટે કાયમ રાખ્યો તેથી હાઇકોરટે પોતાનો વિશેષ અધિકાર ચલાવવા અરજ થયાથી ઠરાવ્યું કે સબોરડીનેટ માજીસ્ત્રેટનો રિપોર્ટ જો કે વિશ્વાસ ધરવા જોગ ખબરછે અને તે ઉપરથી જીલ્લા માજીસ્ત્રેટને શમન્સ કાહાડવાને ક્રી. પ્રો. કો. કા. ૨૮૦ પ્રમાણે હરકત નથી તોપણ આરોપિતથી લોકની સુલેહમાં ભંગ થવાનોછે એવો નિર્ણય કરવા જોગ તે રિપોર્ટ પુરાવ નથી.

એવા પ્રકારના કામમાં પુરાવા લેવા જોઇએ અને પુરાવો ન હોયતો આરોપિત પાસેથી સુલેહ રાખવાના જામીન માગવા નહીં એમ ક્રી. પ્રો. કો. કા. ૨૮૭ તથા ૨૮૮ ઉપરથી થાયછે.

---

કા. ૨૮૭ જ્યારે કોઈ સખસની ઉપર હંગામો, હુમલો કે બીજો સુલેહનો ભંગ કરવાનું અથવા તેમાં મદદગારી કરવાનું, અથવા હથીઆરવાળા માણસોને એકઠાં કરવાનું, અથવા તેમ કરવાના સાફ ઇરાદાથી કાયદા વિરૂદ્ધ બીજા ઉપાયો કરવાનું તોહોમત મુક્યું હોય તે તોહોમત તેના ઉપર કોઈ શેશનકોર્ટની આગળ, અથવા જીલ્લામાજીસ્ટ્રેટની આગળ અથવા જે માજીસ્ટ્રેટના હવાલામાં જીલ્લાનો કોઈ ભાગ હોય તે માજીસ્ટ્રેટની આગળ, અથવા માજીસ્ટ્રેટનો અખત્યાર ચલાવતો હોય તેવા કોઈ બીજા અમલદારની આગળ સાબીત થાય.

અને જે કોરટે માજીસ્ટ્રેટે, યા ઉપર લખેલા બીજા અમલદારે તે તોહોમતવાળા સખસની ઉપર તે ગુન્હો ઠરાવ્યો હોય, અથવા જે કોરટ, માજીસ્ટ્રેટ, યા ઉપર લખેલો બીજો અમલદાર તે કામમાં શીક્ષાનો છેલો ઠરાવ યા હુકમ કરે તે કોરટ, માજીસ્ટ્રેટ યા બીજા અમલદારના અભિપ્રાયમાં એમ આવે કે સુલેહ રાખવા સારૂ જે સખસની ઉપર ઉપર લખ્યા પ્રમાણે ગુન્હો સાબીત થઈ ચુકયોછે તે સખસની પાસે દંડનો મુચરકો લખાવી લેવો બાજબી તથા જરૂરછે.

ત્યારે જે કોરટ અથવા માજીસ્ટ્રેટ યા ઉપર લખેલો બીજો અમલદાર તે તોહોમતવાળા સખસની ઉપર ગુન્હો ઠરાવે, યા ઉપર લખ્યા પ્રમાણે શિક્ષાનો છેલો ઠરાવ કે હુકમ કરે તે કોરટ, માજીસ્ટ્રેટ યા ઉપર લખેલો બીજો અમલદાર તેની સાથે એવુ ફરમાવવાને મુખત્યારછે કે જે સખસની ઉપર ગુન્હો ઠર્યોછે તે સખસે આટલી રકમની તથા આટલી મુદતસુધી સુલેહ રાખવાની એક કાયદા

મુજબ કબુલાત લખી આપવી. તે રકમ જે ઠરાવવી તે તે સખસની હાલત તથા મુકરદમાની કેફીયતપર નજર કરતાં યોગ્ય જણાય તેટલી ઠરાવવી, અને મુદત જે ઠરાવવી તે પ્રત્યેક કામમાં જેટલી યોગ્ય જણાય તે ઠરાવવી; અગર તે શિક્ષાનો ઠરાવ યા હુકમ જીલ્લાના માજીસ્ત્રેટે કર્યો હોય.તો તે મુદત એક વરસથી વધારે ન હોવી જોઇએ; અને તે શિક્ષાનો ઠરાવ અથવા છેલ્લો હુકમ કોઈ સેશનકોરટે કર્યો હોયતો તે મુદત ત્રણ વરસથી વધારે ન હોવી જોઇએ.

તોહોમતવાળા માણસને કેદની શિક્ષા કરી હોયતો જેટલી મુદતનો મુચરકો આપવાનું તેને ફરમાવ્યું હોય તે મુદત તે માણસ તે કેદમાંથી છુટે ત્યારથી ચાલુ થશે.

આ કલમમાં બ્યાન કરેલો કોઈ ગુન્હો માજીસ્ત્રેટના અધિકાર નહીં ચલાવતો હોય તેવા કોઈ અમલદારથી કોઈ તોહોમતવાળા સખસ ઉપર ઠરાવવામાં આવે, અને જેના ઉપર ગુન્હો ઠર્યોછે તે સખસની પાસેથી સુલેહ રાખવા સારૂ દંડનો મુચરકો લખાવી લેવો બાજબી તથા જરૂરછે, એમ તે અમલદારના અભિપ્રાયમાં આવે તો તે અમલદારે જીલ્લામાજીસ્ત્રેટને અથવા પોતે જેના હાથ તળે હોય એવા માજીસ્ત્રેટનો અખત્યાર ચલાવનાર બીજા અમલદારને તે કામનો રીપોર્ટ કરી મોકલવો, અને તેણે જાણે તે ગુન્હો પોતાનીજ આગળ ઠર્યો હોય એવી રીતે તે કામમાં હુકમ કરવો.

કા. ૨૮૭ અગર તે સખસ જાતે હાજર થાય ત્યારે અથવા તેને મુખત્યારની મારફતે હાજર થવાની પરવાનગી આપી હોય તો તેનો મુખત્યાર હાજર થાય, ત્યારે સુલેહ રાખવા સારૂ તે સખસની પાસે લખાવી લેવાની જરૂરછે કે નહીં એ પ્રમાણે અગર તે માજીસ્ત્રેટ યા ઉપર લખેલા બીજા અમલદારની ખાત્રી થાય નહીં તો તેને છોડી મુકવાનો તેણે હુકમ કરવો.

કા. ૨૮૮ અગર તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારની ખાત્રી થાય કે સુલેહ રાખવા સારૂ

તે સખ્સ પાસે જામીન સાથે અથવા વગર જામીને એક ખત લખાવી લેવાની જરૂરછે તો તેણે તે મુજબ હુકમ કરવો; અને અગર તે સખ્સ તે હુકમ મુજબ કરવામાં કસુર કરે તો તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલો બીજો અમલદાર તે સખ્સને જેલમાં મોકલવાને મુખ્તારછે.

---

### સરકાર વિરૂદ્ધ ચીમા૦

તા. ૬ જુલાઈ ૧૮૭૧

વા૦ ૮ } નાશીક શેહેરના ચીફ કાન્સ્ટેબલને ખબર થઈ
પા૦૧૬૪ } કે આરોપિત ચીમાએ (બ્રાહ્મણ જ્ઞાતની એક જુવાન વિધવાએ) છોકરૂ જણ્યુંછે તેને તે મારી નાખવાના ઇરાદામાં છે. તેથી પોતાની સાથે બીજાં કેટલાંક માણસ લઈને ચીફ કાન્સ્ટેબલ તેના ઘરનો ઝાડો લેવા ગયા અને જોયું તો આરોપિત પહેલે મજલે હતી અને બીજે મજલે (મેડે) એક નવીન પેદા થયલું જીવતું છોકરૂં વીંટાળીને એક વાસણમાં ઘાલેલુંછે એમ માલુમ પડ્યું.

તેથી આરોપિતનો ઇરાદો ખુન કરવાનો યત્ન કરવાનો હતો એમ ઠરાવી થાણાના જીલ્લાજડજ એમ. પી. કોગલને ઈ. પી. કો. કા. ૩૦૭ પ્રમાણે તેને સાત વર્ષની સખ્ત મજુરીની શિક્ષા કરી. અને આરોપિતની મા કે જેને તેમાં સાહ્ય કરનારી ગણી હતી તેનાપર બીજો પુરાવ ન હોવાથી છોડી દીધી.

તેપર નામદાર હાઈકોર્ટમાં અપીલ થયાથી ઠરાવ્યું કે જે મોટા તોહોમતનો ચીમાપર અપરાધ ઠરાવ્યો છે તે તોહોમત તેનાપર કાયમ રાખવાને આ કામમાં ભરપુર પુરાવ નથી પુરાવમાં એમ છે કે જે વખતે પોલીસ લોક ચીમાને ઘેર ગયા તે વખત તે ઘરનો દરવાજો બંધ હતો અને ચીમાએ બાળક જણેલું હતું એમ નજરે પડ્યું. વીસ મીનીટ સુધી દરવાજો ન ઉઘડ્યો તેને માટે આસેસરોનો અભિપ્રાય વિચારવા લાયક છે તે એવો કે ઘણા લોક

એકઠા થયાથી ભીતી અને આશ્ચર્ય ઉત્પન્ન થયાથી ચીમા અને તેની માએ તે બાળક કોઈની નજરે ન પડે તેથી છુપાવ્યું અને રડે નહીં તેથી આંમાં કુચો રાખ્યો એજ હેતુ હતો. જો તેનો પ્રાણ લેવાનો તેનો ઈરાદો હોત તો તે સેહેજ તેમ કરી શકત. અને પોલીસ એકદમ માણસ લઈ તપાસ કરવા ગઈ તે કરતાં તેણે ખાંનગી રીતે ચીમાને કાહાવ્યું હોત કે "ચીમા તારી હકીકત સરવેને માહીત થઈ છે એટલા માટે જો કાંઈ દુષ્ટ કામ તુ કરીશ તો તારે માટે અમને ઘણો સંશય પડશે." પોતાનો ગર્ભ છુપાવવા તેણે કાંઈ નથી કર્યું અને બાળક થવાને પ્રસંગે ટોળા-બંધ લોક જવાથી સારૂ પરીણામ થવાનું તે વાત બાજુ-પર રહી ઉલટો પરિણામ થયો. આરોપિત છોકરૂ માર-વાના વિચારમાં છે એવી ખબર તા. ૫ને રોજ મને થઈ એવું જે ચીફકાન્સ્ટેબલે લખાવ્યું છે તે આરોપિત વિરૂદ્ધ પુરાવામાં લીધું એ બરોબર કર્યું નથી. કેમકે ત્યાહે ચોકશીથી તે ખબર મળી નહોતી પણ તેતો ફકત પોલી-સનું અનુમાન હતું. આરોપિત ના. તેની મા ઉપર ખુન કરવાનો યત્ન કરવાનો અપરાધ હતો અને શેશન જડજે ચીમાપર તે અપરાધ કાયમ રાખી તેની માપર ખુન કર-વાને શાહ્ય કરવાનો અપરાધ રાખ્યો. પરંતુ ચીમા જે અપ-રાધ કરતી હતી તે સુલભ રીતે થાય તેને માટે તેની મા ત્યાં હાજર હતી તો ઈ. પી. કો. કા. ૧૧૪ પ્રમાણે ચીમા અને તેનો એકજ અપરાધ છે. અને ચીમાપરથી તે અપરાધ કમી ન થાય તો તેની મા પરથી પણ કમી ન થાય. ચીમાપરનો અપરાધ ઉપરના કારણથી રદ કરી તેને શિક્ષામાંથી મુક્ત કરી.

---

કા૦ ૩૦૭ ખુનની કોશીશ.

કા૦ ,૧૧૪ જે સખ્સ અગર ગેરહાજર હોય તો મદદ-ગાર દાખલ શિક્ષા પામવાને લાયક થાય તે સખ્સને

તે મદદગારીને લીધે જે કામ અથવા ગુનાહને માટે શિક્ષા થઈ શકે એવું હોય, તે કામ અથવા ગુન્હો કર્યો એમ સમજવું.

---

### સરકાર વિરૂદ્ધ કાશીનાથ બચાજી બાગુલ.

તા. ૩૧ અગષ્ટ સને ૧૮૭૧

વા૦ ૮ } આરોપિત અને બીજા કેટલાક લોકોએ મળી
પા૦ ૧૬૮ } તા. ૮ જાનેવારી સને ૧૮૭૧ ને રોજ એક પત્રપર સહી કરી તે પત્ર તેમણે બીરબાડી તાલુકે માહના બ્રાહ્મણ જ્ઞાતીને મોકલ્યો તેમાં "ત્રીંબક હરી જોશીએ કનિષ્ટ જ્ઞાતની એક સ્ત્રી જોડે વ્યભીચાર કર્યો" એવું અને એ વિગરે તેને લગતી બાબતનું બીજું કેટલુંક લખાણ કર્યાપરથી કનિષ્ટ જ્ઞાતની તે સ્ત્રી નાગીએ આરોપિતપર આબરુ લીધા બદલ ફરીયાદી કર્યાથી થાણાના આકટીંગ આસીસ્ટંટ જડજ જાર્જ. એમ્ટ્રએ તેને ઈ. પી. કો. કા. ૪૯૯ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી તેને બસે રૂપીયા દંડની અને તે ના આપે તો ત્રણ મહીનાની આસાન કેદની સજા કરી. આરોપિતે દંડ ભર્યો.

આરોપિતે હાઈકોર્ટમાં અપીલ કર્યાથી ઠરાવ્યું કે તે પત્રમાં "હલકી ( કનિષ્ટ ) જ્ઞાતની સ્ત્રી" એટલાજ શબ્દ લખ્યા છે તેમાં નાગીનું નામ કીંવા તે નાગી છે એવું બતાવનારા શબ્દ નથી એટલા માટે તે પત્ર નાગીની આબરૂ લેવા જોગ છે કીંવા નહીં એ વીશે આ કોરટને સંશય છે એમ દેખાય છે, તેથી જો કોઇની આબરૂ ગઈ હોય તો તે ત્રીંબક નામના માણસની ગઈ હોવી જોઇયે, પણ તે ફરીયાદી કરતો નથી તેમ તેવું કરવાને તે ખુશી નથી. તેથી કરીને આ કામમાં ખાત્રી નહી થવા જોગ સ્વરૂપ આવ્યું છે. ગમે તેમ હો પરંતુ પોતાના ધર્મ સંબધી અને તેજ પ્રમાણે બ્રાહ્મણ જ્ઞાતીના ધર્મ સંબંધને જે વાતથી બાધ આવનારો છે તે વાત વિશે પોતાના પાસેના બ્રાહ્મણ લોકનું કહેવું શું છે તે સમજી લેવાનો

કેદીનો ઇરાદો હોવાથી તે પત્ર જો પ્રમાણિકપણાએ અને નિષ્કપટે લખ્યું હોયતો ઈ. પી. કો. કા. ૪૯૯ના અપવાદ ૮ અને ૧૦ નો ફાયદો અપેલેંટને મળવાનો હક છે; અને કામમાંની સર્વ હકીકતનો વિચાર કરી જોતાં તે પત્ર પ્રમાણિકપણાએ લખેલો નહીં છતાં બીજે પ્રકારે હતો એવું કેહેવાને કોર્ટ તૈયાર નથી માટે શીક્ષા રદ કરી.

---

કા. ૪૯૯ જે માણુસ બોલેલા અથવા વાંચવાને ઇરાદો રાખેલા શબ્દો અથવા કાંઈ ચીન્હો કે આકારોથી કોઈ શખ્સની બાબત કાંઈ આરોપ મુકે અથવા પ્રગટ કરે, એવા ઇરાદાથી કે તે આરોપથી તે શખ્સની આબરૂને હાની પોહોંચાડવી, અથવા હાની પોહોંચશે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં, તે તેણે તે સખ્સની આબરૂ લીધી એમ સમજવું; પણ નીચેના અપવાદો મધ્યેની બાબતોમાં એમ સમજવું નહીં.

અપવાદ આઠમો. કોઈપણ સખ્સની ઉપર, તોહોમતની બાબતમાં તે સખ્સની ઉપર જે સખ્સોનો કાયદા પ્રમાણે અખત્યાર હોય તે સખ્સોમાંના કોઈપણ સખ્સના આગળ સુધ બુધીથી કાંઈ તોહોમત મુકવું, એ આબરૂ લેવી કે એમ સમજવું નહીં.

અપવાદ દસમો. ફલાણાથી હોશિયાર રહેજે એવી સુચના શુધબુધીથી કોઈ સખ્સને આપવી, એ આબરૂ લેવી ગણાય નહીં પણ ક્યારે કે જે સખ્સને તે સુચના આપી હોય તે સખ્સનો. યા જે સખ્સની સાથે તેનો સંબંધ હોય એવા કોઈ સખ્સનો ફાયદો થાય એવા ઇરાદાથી યા લોક કલ્યાણના ઇરાદાથી તે સુચના કરી હોય તો.

# વોલ્યુમ ૯ મું.

## સરકાર વિરૂદ્ધ લખમા ચાંગો.

તા. ૧૧ જાનેવારી ૧૮૭૨

વા૦૯ } મુંબાઇના સને ૧૮૬૭ના આકટ ૭ ની
પા૦૧૫૩ } કલમ ૨૭ પ્રમાણે થાણાજીલ્લાના ડીસ્ટ્રીકટ સુ-
પરીન્ટેંડેંટે જાહેરનામુ કરી જે હુકમ કર્યો તે હુકમ અમાન્ય કરી આરોપિતે પોતાના ઘરમાં સતાવીશ અઠાવીશ માણસ એકઠાં કરી નીમેલા વખતની બાહાર મોટા અવાજે નગારાં વગડાવ્યાં.

તેથી થાણાના ફુલપાવર માજીસ્ત્રેટ કુંવરજી કાવસજીએ તા. ૯ અકટોમ્બર સને ૧૮૭૧ ને રોજ આરોપિતને ગુનેગાર ઠરાવી તેનો પાંચ રૂપીયા દંડ કર્યો અને તે ના આપે તો બે દિવસની આસાન કેદનો હુકમ કર્યો.

સદરહુ માજીસ્ત્રેટના સને ૧૮૭૧ ના અકટોમ્બર મહીનાના માહી રીટર્નની તપાસણી કર્યા ઉપરથી આ કામમાં ઠરાવેલો ગુન્હો અને શિક્ષા કાયદેસર છે કે નહીં તેનો વિચાર કરવા હાઈકોરટે આ કામના કાગળપત્ર અને પ્રોસીડીંગ મંગાવ્યું.

અને ઠરાવ્યું કે સન ૧૮૬૭ ના મુંબાઈ આકટ ૭ ની કલમ ૨૭ ઉપરથી ખાનગી ઘરમાં વાજાં વગાડવાનો અટકાવ કરવાનો પોલીસને અધિકાર નથી એવા કારણથી આરોપિતપરનું તોહોમત અને શીક્ષા રદ કર્યા.

---

સને ૧૮૬૭ ના મુંબાઇ આકટ ૭ ની કા૦ ૨૭ સાર્વજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહાદારીની બીજી જગોએ લોકો એકઠા થાયતો તેઓએ શી રીતે એકઠા થવું, અને એકઠા થઇને જાય ત્યારે શી રીતે એકઠા થઇને જવું (તથા વરઘોડા વગેરે શી રીતે કાહાડવા) તે બાબત કામ પડે ત્યારે હુકમ કરવાનો અધિકાર અને વરઘોડા વીગેરે કયે રસ્તે અને કઈ વખતે લઈ જવા તે ઠરાવવા-

નો અધિકાર પોલિસના ડિસ્ટ્રીકટ સુપરઈનટેંડેંટને તથા આસિસ્ટંટ ડિસ્ટ્રિકટ સુપરઇનટેંડેંટને છે. વાર તેહેવારને દાહાડે અથવા ધર્મ સંબંધી ક્રિયાને પ્રસંગે ગામના રસ્તામાં વાજાં વગાડવા દેવા બાબત નિયમ ઠરાવવાનો અધિકાર પણ તેઓને છે.

---

## સરકાર વિરૂદ્ધ જેમ્સ હેસ્ટીંગ.

તા. ૨૦ જાન્યુઆરી સને ૧૮૭૨

વા૦૯ | જેમ્સ હેસ્ટીંગ ઉપર જાન. એ. સ્કાટ નામના
પા૦૧૫૪ | એક ફુલપાવર માજીસ્ત્રેટ અને જસ્ટીસ ઓફ ધી પીસે એક વારંટ સને ૧૮૬૧ ના આકટ ૨૫ ની કલમ ૭૯ પ્રમાણે મુંબાઇના પોલીસ કમીશનરના નામનું કાહાડી તેમાં જણાવ્યું કે સરકારી નોકરે લાંચ લેવાના કામમાં સાહ્ય કર્યા બદલનું તોહોમત જેમ્સ હેસ્ટીંગપરછે માટે તમને હુકમ કરવામાં આવેછે કે સદરહુ જેમ્સહેસ્ટીંગને પકડી અમારી રૂબરૂ આણવો.

સદરહુ વારંટ કાયદેસર રીતે કરવામાં આવ્યું નથી એવી આરોપિત તરફથી આનેસ્ટી બારીસ્ટરે હાઇકોર્ટની અવલ હકુમતમાં અરજ કરી જણાવ્યું કે જે માણસે તે વારંટ આપ્યું તેનો તેનાપર સીક્કો નથી, તેમ કેદીને પકડ્યા છતાં તેને ક્યાંહાં લેઈ જવો કીંવા કોના આગળ હાજર કરવો એ તેમાં લખ્યું નથી, વળી જે માણસને પકડવાનો છે તેનું કાંઈ વર્ણન તે વારંટમાં લખ્યું નથી એટલે ક્યા જેમ્સ હેસ્ટીંગને પકડવાનો છે તે સમજવાને તે વારંટમાં કાંઈ નથી અને તોહોમતના ખરા સ્વરૂપનું વર્ણન લખવું જોઇયે એટલે કે જે સરકારી નોકરને લાંચ આપ્યા બદલ કહેવું છે તે સરકારી નોકરનું નામ તે વારંટમાં લખવું જોઈતું હતું.

આ બાબત જડજ સારજંટે ઠરાવ કર્યો કે ક્રી. પ્રો. કો. કા. ૭૬ પ્રમાણે કરેલા વારંટ ઉપર શીકો હોવો જોઇયે અને તે વારંટ ઉપરથી જે માણસને પકડવાનો તે

માણસને ઓળખવાને અડચણ પડે નહીં તેથી તેના બદલ જેટલી યોગ્ય માહીતી હોવાની જરૂર છે તેટલું તે માણસનું વર્ણન તે વારંટમાં લખવું જોઇયે અને તે વારંટ આપનાર માજીસ્ટ્રેટે પોતાનું નામ અને હોદો પૂર્ણપણે લખી સહી કરવી જોઇયે; અને કલમ ૮૪ ઉપરથી એવું દેખાયછે કે જે ઠેકાણે માજીસ્ટ્રેટે વારંટપર સહી કરી હોય તે ઠેકાણું તે વારંટપર લખવું જોઇયે અને જે માણસની રૂબરૂ કેદીને મોકલવાનો તે માણસનું ઠેકાણું લખવા બદલ એ આક્ટમાં જે વારંટનો નમુનો આપ્યો છે તેમાં જગા રાખેલી છે તેથી સદરહુ પ્રમાણે ઉદ્દેશ છે એમ દેખાય છે.

એથી કરીને આ વારંટ કાયદેસર નથી એમ ઠરાવી કેદીને અમે છોડી દઇએ છીએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૭૬ જે જે વારંટ કોઈ માજીસ્ટ્રેટ મોકલે તે લખેલું જોઇયે તથા તે ઉપર તે માજીસ્ટ્રેટે સહી તથા મોહોર કરવી જોઇએ, તથા પરીશીષ્ટ મધ્યે આપેલા (બ) નમૂના મુજબ અથવા તેવી મતલબનું હોવું જોઇયે.

એજ આકટની કલમ ૮૪. જે સખસની ઉપર કોઈ માજીસ્ટ્રેટ કાંઈ વારંટ મોકલે તે સખસ અગર તે વારંટ મોકલનારે માજીસ્ટ્રેટની હકુમતની બાહારની કોઈ જગે નાહાસી જાય, અથવા જાય અથવા હોય, તો તે વારંટ તે જગે બજી શકે; અને જે સખસની ઉપર તે વારંટ મોકલ્યું હોય તે સખસને અગર તે જગે પકડવામાં આવે, તો તે વારંટ બજાવનાર પોલીસ અમલદાર અથવા બીજા સખસે તે સખસને જીલ્લાના માજીસ્ટ્રેટની આગળ અથવા બીજા જે માજીસ્ટ્રેટની હકુમતમાં તેને પકડ્યો હોય તે માજીસ્ટ્રેટની આગળ લઈ જવો. તે પકડેલા સખસની ઉપર જે ગુન્હાનું તોહોમત મુકવામાં આવ્યું હોય તે ગુન્હો અગર જામીન લઈ શકાય એવો હોય, અને તે સખસ જે માજીસ્ટ્રેટે વારંટ મોકલ્યું હોય તે માજીસ્ટ્રેટની આગળ

પોતે હાજર થવા સારૂ જામિન આપવાને રાજી તથા તૈયાર હોય. તો જે માજીસ્ત્રેટની આગળ તેને લઈ ગયા હોય તે માજીસ્ત્રેટે તે સખસની પાસે ઉપલી રીતે હાજર થવાનો જામિન લેવો, અને તેને કેદમાંથી છોડવો. અને જે માજીસ્ત્રેટે તે વારંટ મોકલ્યું હોય તે માજીસ્ત્રેટ પાસે મુચલકો અથવા બીજુ જામિનખત મોકલી દેવું. અગર તે ગુન્હો જામિન લઈ શકાય એવો ન હોય, અથવા તે પકડેલા સખસને જામિન ન મળી શકતો હોય, તો જે માજીસ્ત્રેટે તે વારંટ મોકલ્યું હોય, તે માજીસ્ત્રેટ પાસે તેને મોકલી દેવો. અગર કોઈ સુપ્રિમકોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તેને પકડવામાં આવે, તો પકડાય એટલે તે તોહોમતવાળા સખસને પોલીસના મુખ્ય કમિશનર પાસે અથવા કોઈ પોલીસ માજીસ્ત્રેટ પાસે લઈ જવો. તે મુખ્ય કમિશનરે અથવા પોલીશ માજીસ્ત્રેટે તે પકડેલા સખસને જે માજીસ્ત્રેટ તે વારંટ મોકલ્યું હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો, અથવા તે પકડેલા સખસની ઉપર જે ગુન્હાનું તોહોમત મુક્યું હોય તે ગુન્હો અગર જામિન લઈ શકાય એવો હોય તો તેનો જામિન લઈને મુચલકો અથવા બીજુ જામિનખત તે માજીસ્ત્રેટ પાસે મોકલી દેવું.

---

### ગણપતપ્રસાદ બીન સોભારામ અરજદાર.

તા. ૭ ફેબ્રુઆરી ૧૮૭૨

વા૦ ૯ }
પા૦ ૧૬૦ }

સુમારે ત્રણ વર્ષ અગાઉ અરજદારે પોતાના ઘરને કાંઈ પગથીઆં બાંધ્યાં અને તે બદલ તથા બીજા કારણ માટે તે ઠેકાણેની મ્યુનીસીપાલટીને રૂ૧૩૦-૮-૦ આપ્યા. મ્યુનીસીપાલટીએ તે પગથીઆં કાડી નાખવાનો યત્ન ચલાવ્યાથી અરજદારે તા. ૩૦ નવેમ્બર સને ૧૮૭૦ ને રોજ મ્યુનીસીપાલટીપર દાવો કરી તા. ૮ ફેબ્રુઆરી સને ૧૮૭૧ ને રોજ તે પગથીઆં કાઢી નખાવવાં નહીં એવી મ્યુનીસીપાલટીને તાકીદ

આપવા વિશે હુકમનામું મેળવ્યું.

સોલાપુરના જીલ્લા માજીસ્ત્રેટ એ. બોઝાંક્વેટે તા. ૬ અકટોમ્બર સને ૧૮૭૧ ને રોજ એવો હુકમ કર્યો કે તે હુકમની તારીખથી એક માસમાં તે પગથીયાં કાહાડી નાખવાં. અરજદારે તા. ૨૪ અકટોમ્બર ૧૮૭૧ ને રોજ હાજર થઈ તે પગથીઆં બાંધવાના પોતાના હક બદલ તા. ૮ ફેબ્રુઆરી ૧૮૭૧ ને રોજનું હુકમનામુ રજુ કર્યું, પણ તેનું તે કારણ બાજબી ન ગણ્યું તેથી તા. ૩૦ અકટોમ્બર ૧૮૭૧ ને રોજ તેણે માજીસ્ત્રેટને અરજ કરી કે પગથીઆં બાંધવાના મારા હક બદલ મેં નવો દાવો કર્યોછે માટે તે દાવાનો નિકાલ થતા સુધી તમારે તા. ૬ અકટોમ્બર ૧૮૭૧ ના રોજનો હુકમ અમલમાં લાવવો નહીં પણ માજીસ્ત્રેટે તેની તે અરજી તે રોજ નાકબુલ કરી.

તેથી અરજદારે તા. ૩૧ અકટોમ્બર ૧૮૭૧ ને રોજ માજીસ્ત્રેટના નામની તાકીદ, આસીસ્ટંટ જડજસાહેબની કોર્ટથી એવી મતલબની અપાવી કે પગથીઆં બાબત દાવો આ કોરટમાં ચાલેછે માટે તે બાબત અરજદાર ઉપર ફોજદારીમાં યા બીજા કોઈ પ્રકારનું કામ ચલાવવું નહીં

તે તાકીદ માજીસ્ત્રેટે ન માનતાં તા. ૧ નવેમ્બર સને ૧૮૭૧ ને રોજ તેણે અરજદારને એવો હુકમ કર્યો કે આ દાવો લેવાને દીવાની કોર્ટને અધિકાર નથી માટે તા. ૬ અકટોમ્બર સને ૧૮૭૧ ને રોજ જે હુકમ થયોછે તે અમલમાં આણવો.

તેથી અરજદારે હાઇકોર્ટને અરજ કરી અને એમ જણાવ્યું કે માજીસ્ત્રેટનું પ્રોસીડીંગ મંગાવી તેને તેની મરજીમાં આવે તેવું ગેરકાયદેસર કૃત્ય કરતાં અટકાવો. નામદાર જડજોએ તે અરજી લઈ શોલાપુરના માજીસ્ત્રેટને મોકલી અને તેને તેવો હુકમ કર્યો કે આ અરજીમાં લખેલી હકિકત બદલનો કાચી માહિતીનો રીપોર્ટ કરવો, અને આ કજીયા સંબંધીનું તમામ કામ તહકુબ કરવું.

માજીસ્ત્રેટનો રિપોર્ટ આવ્યા પછી નામદાર હાઇકોર્ટે

ઠરાવ કર્યો કે ક્રી. પ્રો. કો. કા. ૩૦૮ પ્રમાણે થયેલો હુકમ એ તેજ આકટની કા. ૪૦૪ ના અર્થ પ્રમાણે ન્યાયનું કામ છે અને તેથી તેમાં કાયદા સંબંધી ચુક હોય તો હાઈકોરટને પોતાનો અસાધારણ અધિકાર ચલાવી તેની તપાસણી કરવાનો અધિકાર છે.

અને આશબરનર વિરૂધ કેશવ (વા૦૪ પાને ૧૫૯) ના કામમાં આ મુદા પુરતો જેટલો ઠરાવ છે તે રદ કર્યો. અને પછી હાઇકોરટે પોતાના ફેસલા માટે કેટલોક વિચાર કરી માજીસ્ત્રેટે કરેલો હુકમ અયોગ્ય જણાવાથી તે તા. ૭ ફેબ્રુઆરી ૧૮૭૨ ને રોજ રદ કર્યો. અને વળી સરકાર વિરૂદ્ધ દલસુખ હરીભાઇના કજીયામાં નામદાર હાઇકોરટે કરેલી ટીકા પણ જોઈ.

---

ટીપ. સને ૧૮૬૮ ના મારચ માસની તા. ૨૮ ને રોજ એલ. આર. આસબરનર (ખાનદેશનો જીલ્લા માજીસ્ત્રેટ) વિરૂધ. કેશવ વલદે ઠકુપટેલના કામમાં આ કામના મુદાની બાબતમાં એવો ઠરાવ કર્યો હતો કે "સને ૧૮૬૧ ના આકટ ૨૫ ની કલમ ૩૦૮ પ્રમાણે કોઈ માજીસ્ત્રેટે એકાદ હુકમ કર્યો છતાં તે હુકમ તેજ આકટની કલમ ૪૦૪ પ્રમાણે ન્યાય સંબંધી કામ થતુ નથી."

સરકાર વિરૂદ્ધ દલસુખ હરિભાઇના કામમાં નામદાર હાઇકોરટે કરેલી ટીકાનો મતલબ એકે "સને ૧૮૫૦ ના આકટ ૧૮ મુજબ માજીસ્ત્રેટ ઉપર નુકશાનની ફરીયાદ થાય તો તેને તે કાયદાનું રક્ષણ મળે કે નહી એ સવાલ ઉઠેછે."

---

ક્રી. પ્રો. કો કા. ૩૦૮ જ્યારે જીલ્લાના માજીસ્ત્રેટ અથવા જીલ્લાના કોઈ ભાગના માજીસ્ત્રેટના વિચારમાં એમ આવેકે ફલાણા સરિયામ રસ્તા અથવા સરકારી જગાપરથી ફલાણી કાયદાવિરૂદ્ધ અડચણ અથવા અપકારક વસ્તુ ખસેડવી જોઇએ.

અથવા લોકની તંદુરસ્તી અથવા સુખને નુકશાન કરે

એવો ફલાણો વેપાર અથવા ધંધો છે, તે વેપાર કે ધંધો બંધ કરી નાખવો અથવા બીજી જગોપર લઈ જવો જોઇએ.

અથવા ફલાણી ઇમારત બંધાતી અટકાવવી જોઇયે અથવા આગ લાગે એવો સંભવ છે માટે ફલાણા શીઘ્ર જ્વાલા ગ્રાહી પદાર્થની અવસ્થા થતી અટકાવવી જોઇએ.

અથવા ફલાણી શરિયામ રસ્તા પાસેનું ફલાણું તળાવ અથવા કુવાની આસપાસ વાડ અથવા પાળ એવી રીતે બાંધી લેવી જોઇયે કે પછી તેથી લોકોને કાંઈ ભય ઉત્પન્ન થાય નહિં.

ત્યારે જે જે સખ્સ તે અડચણ અથવા અપકારક વસ્તુ કરતો હોય, અથવા તે વેપાર કે ધંધો ચલાવતો હોય અથવા ઉપર લખેલી ઇમારત, પદાર્થ, તળાવ અથવા કુવાનો માલીક, અથવા કબજેદાર, અથવા તે ઉપર અખત્યાર ચલાવનાર હોય, તે સખ્સની ઉપર હુકમ મોકલવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે, તે હુકમમાં તે સખ્સને એમ ફરમાવવું કે આ હુકમમાં ઠરાવેલી મુદતમાં તમે તે અડચણ અથવા અપકારક વસ્તુ ખસેડજો.

અથવા તે વેપાર અથવા ધંધો બંધ કરજો અથવા બીજે ઠેકાણે લઈ જજો; અથવા તે ઇમારત બંધાવવી બંધ રાખજો, અથવા તેને ખસેડી લઈ જજો, અથવા તે પદાર્થની અવસ્થામાં ફેરફાર કરજો; અથવા તે તળાવ કે કુવાને વાડ અથવા પાળ બાંધી લેજો (આટલી બાબતોમાંથી પ્રસંગ હોય તે બાબત તે હુકમમાં લખવી.)

અને તેમાં બીજુ એમ ફરમાવવું કે અગર તમે એ પ્રમાણે ન કરો તો આ હુકમમાં લખેલી આટલી મુદતમાં એ હુકમ કેમ અમલમાં ન આવે તેનું કારણ દેખાડવાને તમે અમારા આગળ અથવા માજીસ્ટ્રેટનો અખત્યાર ચલાવનાર બીજા અમલદારની આગળ અથવા પેહેલા વર્ગના તાબા માંહેના માજીસ્ટ્રેટની આગળ હાજર થજો.

કા. ૪૦૪ કોઈ સેશનકોર્ટ અથવા માજીસ્ટ્રેટના રીપોર્ટ ઉપરથી, અથવા સદર કોર્ટને યોગ્ય જણાય ત્યારે, અગર

તે સદર કોર્ટને એમ જણાય કે, અમારી હકુમત માંહેની ફલાણી ફોજદારી કોર્ટમાં ચાલેલી ફલાણી ફોજદારી તજવીજમાં અથવા કોઈ કોર્ટમાં ચાલેલી ફોજદારી તજવીજ શિવાયના ફલાણા ઇનસાફી કામમાં થએલા ફેસલામાં કાયદાની કાંઈ બાબત ભુલ થઇછે અથવા કાયદાની કાંઈ બાબતનો વિચાર તે સદર કોર્ટથી થવો જોઇએ તો તે ફોજદારી તજવીજ અથવા બીજા ઇનસાફી કામના કાગળો મંગાવવાને તથા તે મુકદમામાંથી કાયદાની કાંઈ બાબત નિકળતી હોય તો તે વિશે ઠરાવ કરવાને, તથા ત્યાર પછી પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને તે સદર કોર્ટ મુખત્યારછે.

**સરકાર વિરૂદ્ધ વકત વલદે લખુ**

તા. ૮ ફેબ્રુઆરી ૧૮૭૨

વા૦ ૯ } એક મુખી પોલીશપટેલ હતો તેથી ઓધાની
પા૦ ૧૯૪ } રૂએ ડબામાંનાં ઢોરાં સાચવવાનું અને તેમના ઘાસપાણીનો બંદોબસ્ત રાખવાનું કામ તેનું છે. સદરહુ મુખીએ પોતાની જગે એક માણસ નિમેલું તેણે તે કામ કરવામાં કસુર કર્યાથી સને૧૮૭૧ની ૧ની કા. ૨૭ પ્રમાણે તેનાપર વીરમગામના સેકંડ કલાશ માજીસ્ત્રેટ પ્રાગજી આણંદરામે કામ ચલાવી તેનો એક રૂપીયો દંડ કર્યો.

તેપરથી અમદાવાદના જીલ્લા માજીસ્ત્રેટ એ.એ. બારોડેલે આ કામ ક્રી. પ્રો. કો. કા. ૪૩૪ના આધારે હાઇકોરટમાં મોકલ્યાથી ઠરાવ્યું કે જે માણસ પોતે ડબાવાળો નહીં છતાં તેને ફકત સને૧૮૭૧ના આકટ ૧ ની કલમ ૬ ના આધારે ઓધાની રૂએપે ડબાવાળા (પોલિશપટેલે)એ નિમ્યો હોય તેને માજીસ્ત્રેટે તેજ આકટની કલમ ૨૭ના આધારે સજા કરીછે તે આ કોરટ રદ કરેછે અને દંડ વસુલ કર્યો હોયતો પાછો આપવો.

---

સને ૧૮૭૧ના આકટ ૧ ની કલમ ૨૭—કોઈ ડબાવાળો કલમ ૧૯ના ઠરાવ વિરૂદ્ધ ઢોર છોડી મુકશે અથવા ખરીદ કરશે અથવા બીજાને સ્વાધીન કરશે અથવા ડબામાં ઘાલેલાં ઢોરને જોઇએ તેટલો ચારપુંજો નાખશે નહીં અને પાણી પાશે નહીં અથવા જે કામો કરવાનું તેને આ આકટમાં કહ્યુંછે તેમાંનું કાંઈ કામ કરવાને ચુકશે તો તે બીજી કોઈ શિક્ષાને લાયક હશે તે શિક્ષા શિવાય. વળી તેને માજીસ્ત્રેટની આગળ તેની ઉપરે તે ગુન્હો સાબિત થાય તો પચાસ રૂપિયા સુધી દંડ કરવો.

ઉપર કહેલો દંડ ડબાવાળાના પગારમાંથી કાપી લેવાનો અધિકારછે. એજ આકટની કા.૧૯ આ આકટ પ્રમાણે ઢોરનું લીલામ થાય ત્યારે પોલિશ અમલદારે અથવા આ આકટ પ્રમાણે નિમેલા બીજા અમલદારે અથવા ડબાવાળાએ હસ્તે અથવા પર હસ્તે ઢોર ખરીદ કરવાં નહીં.

ડબામાં ઘાલેલું ઢોર છોડી મુકવાનો અથવા સ્વાધીન કરવાનો માજીસ્ત્રેટે અથવા દિવાની કોર્ટે હુકમ કીધો નહીં હોય તો કોઈ ડબાવાળાએ તે ઢોર આ બાબના પહેલા ભાગમાં જે રીત કહીછે તે રીત શિવાય બીજી રીતે છોડી મુકવું નહીં અથવા સ્વાધીન કરવું નહીં.

એજ આકટની કલમ ૯ઃ ડિસ્ટ્રિકટના માજીસ્ત્રેટે દરેક ડબા સારૂ ડબાવાળો નિમવો.

પણ એવું ઠરાવ્યુંછે કે મદ્રાસ ઇલાકામાં ગામના મુખીઓએ અને મુંબાઈ ઇલાકામાં પોલિશપટેલોએ અથવા જ્યાં પોલિશપટેલ નહીં હોય ત્યાં ગામના મુખીએ પોતાના હુદાના સબબથી ગામના ડબાવાળાનું કામ કરવું.

માજીસ્ત્રેટે જેને ડબાવાળો નિમ્યો હોય તે દરેક જણને કામ ઉપરથી મોકુફ અથવા બરતરફ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યારછે.

હરકોઈ ડબાવાળાને સરકારના તાબામાં બીજી હરકાંઈ ચાકરી કરવાનો અધિકાર છે.

દરેક ડબાવાળો હિંદુસ્તાનના ફોજદારી કાયદાના અર્થ

પ્રમાણે સરકારી નોકરછે એમ સમજવું.

ક્રી. પ્રો. કો. કા. ૪૩૪ કોઇપણ નિચલી કોરટે કરેલો શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કાયદા મુજબછે કે નહીં તથા તે કોરટે કામ બરાબર રીતે ચલાવ્યુંછે કે નહીં એ વિશે પોતાની ખાત્રી કરવા સારૂ કોઇપણ વખતે તે કોર્ટનું દફતર મંગાવીને તપાસવાને તે કોરટની તુરતનો ઉપરનો જે માજીસ્ત્રેટ હોય અથવા તે કોર્ટની તુરત ઉપરની જે શેશન કોર્ટ હોય તે માજીસ્ત્રેટે અથવા તે શેશન કોર્ટ મુખ્તારછે. અગર તે શેશનકોર્ટ અથવા માજીસ્ત્રેટનો અભિપ્રાય એવો હોય કે તે શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કાયદાથી ઉલટોછે તો સદર કોર્ટનો હુકમ થવા સારૂ તે કોરટ અથવા માજીસ્ત્રેટે તે કામ મોકલીદેવું. જે સખશોનું લાગતું વળગતું હોય તે સખશોએ આ આકટના ૩૦મા બાબના ઠરાવો મુજબ બરાબર રીતે અપીલ નહીં કરી હોય, તો તે સદરકોર્ટ શિવાય બીજી કોર્ટ કોઇપણ નિચલી કોર્ટનો શિક્ષાનો ઠરાવ અથવા હુકમ ફેરવવાને મુખ્તાર નથી.

---

### સરકાર વિરૂદ્ધ ધોરીકુલન

તા. ૮ ફેબ્રુઆરી ૧૮૭૨

વા૦૯
પા૦૧૬૫ } તોહોમતવાળાની એક ગાડી સરકારી અમલદારે બાડે માગી છતાં તે તેણે આપવાને ના કબુલ કર્યું. તેથી ધોળકાના પહેલા વર્ગના સબોરડીનેટ માજીસ્ત્રેટ પાસે તેના ઉપર ફોજદારીમાં કામ ચલાવ્યાથી તે સબોરડીનેટ માજીસ્ત્રેટે સરકારી નોકર પોતાનું સરકારી કામ કરતા છતાં તેને ખુશીપુર્વક હરકત કર્યાના ગુન્હાની તેનાપર સાબિતી ઠરાવી ઈ. પી. કો. કા. ૧૮૬ પ્રમાણે તેનો ચાર રૂ૦ દંડ કર્યો અને દંડ ના આપેતો સાતદિવસ આસાન કેદ ભોગવવાની શિક્ષા કરી.

અમદાવાદના જીલ્લામાજીસ્ત્રેટ એ. એ. બોરોડેલે આ કામ ક્રી. પ્રો. કો. કા. ૪૩૪ના આધારે હાઇકોર્ટના અ-

ભિપ્રાય સારૂ મોકલ્યાથી ઠરાવ્યું કે ગાડીના માલિકે પોતાની ગાડી સરકારી અમલદારને ભાડે આપવાને ના કબુલ કર્યાથી સદરહુ કલમ ૧૮૬ પ્રમાણેનો ગુનેગાર તે ઠરતો નથી માટે તોહોમત અને શિક્ષા રદ કર્યા અને દંડ વસુલ કર્યા હોયતો તે પાછો આપવો.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૩૪ પાને મે. સરકારવિરૂદ્ધ વકત વલદ લખુના કામ નિચે જુઓ.

ઈ. પી. કો. કા. ૧૮૬ કોઈ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં જે માણસ બુદ્ધિપુર્વક અડચણ કરે, તે માણસને ત્રણમહિનાની મુદત સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની, અથવા પાંચસેંરૂપિયાસુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

### સરકાર વિરૂદ્ધ સદુ દાદાભાઈ

તા. ૨૯ ફેબ્રુઆરી ૧૮૭૨

વા૦૯
પા૦૧૬૬

અમદાવાદ જીલ્લાના માજીસ્ટ્રેટ એ. એ. બોરોડેલે આ કામ હાઈકોર્ટના અભિપ્રાય માટે એવા કારણથી મોકલ્યું કે કપટે આણેલા અફીણના કામનો ફેસલો સને૧૮૨૭ના કાયદા ૨૧ની કલમ ૪ના આધારે મેં કર્યો છે અને તે ફેસલાપર શેશન જડજે અપીલ લીધીછે પણ સરકાર વિરૂદ્ધ લખુવલદ શરફુ (મુ. હા. વા. ૮ પાને ૧૧૮) ના કામમાં હાઈકોરટે કરેલા ફેસલા પ્રમાણે એ અપિલ લઈ શકાય નહીં.

આ ઉપરથી હાઈકોરટે ઠરાવ્યું કે આ કોર્ટનો એવો અભીપ્રાય છેકે સને ૧૮૨૭ ના કાયદા ૨૧ ની કા. ૭ પ્રમાણે કપટે આણેલા અફીણના કામમાં મદદ કર્યા બાબતના ગુનાની ચોકશી કરવાના કામમાં જીલ્લા માજીસ્ટ્રેટને અવલ ફોજદારી હકુમત છે એવો ક્રી. પ્રો. કો. કા. ૨૧ નો પરીણામ છે તોપણ ક્રી. પ્રો. કો. કા. ૪૦૯ ઉપરથી શેશન કોરટને જે અપિલ લેવાનો અધિકાર મ-

જેસો છે તે કા. ૨૧ ઉપરથી નહીં જેવો થઈ શકતો નથી.

---

ટીમ. સરકાર વિરૂદ્ધ બખુવલદ શરકુના કામમાં હાઈ કોરટે એવો ઠરાવ કર્યો છે કે "દાંણ ચોરીનું અફીણ કાયદા વિરૂદ્ધ રીતે રાખ્યું તે ગુન્હો જીલ્લા માજીસ્ત્રેટ અ-થવા જીલ્લાના ભાગના માજીસ્ત્રેટના અધિકારનો છે. બીજા કોઈ માજીસ્ત્રેટને અથવા કોર્ટને સારૂ તપાસ કર-વાનો અથવા આવા ગુન્હેગાર ઉપર મુકેલા તોહોમતની તપાસ કરવાનો અધિકાર નથી. સબબ ૬. પા. માજીસ્ત્રેટે અધિકાર શિવાય કરેલું કામ તથા કમીટ કરવાનો કરેલો હુકમ રદ કરીએ છીએ.

---

સને ૧૮૨૭ ના કાયદા ૨૧ ની કલમ. ૪= કપટે આ-ણેલું અફીણ રાખનારને તથા સંતાડનારને તથા સંતા-ડવા કે રાખવા દેનારને અફીણની કિમત તથા બમણી જકાત જેટલો દંડ પડશે અને લીલામમાં ઠરે તે અફીણ ની કિમત જાણવી.

એજ આક્ટની કલમ ૭ મુંબાઈ તાબેના જીલ્લામાં કપટે આણેલું અફીણ કોઈ રાખશે યા સંતાડશે તથા રા-ખવા કે સંતાડવા દેશે તો જકાતદારે જીલ્લા જડજ પાસે ફરીયાદ કરીને આ કાયદાની ચોથી કલમમાં લખેલો દંડ કાયદા પ્રમાણે લેવો પણ ન આપનારને બે વર્ષથી વધારે કેદ ન કરવો.

રકમ ૨ પણ ઉપલી રકમ પ્રમાણે કોઈ સુપ્રીમ કોર્ટની હદમાં કરે તો આ કાયદાની છઠી કલમની ત્રીજી રકમ પ્રમાણે જકાતના કલેક્ટરે પીટી શેશનની કોરટમાં અથવા સુપ્રીમ કોર્ટમાં ફરીયાદી કરવી.

એજ આક્ટની કલમ ૯ ની રકમ ૩: જપત કરેલું અ-ફીણ એક મણથી વધારે ન હોય તથા તે સાથે જપત થયેલી વસ્તુની કિમ્મત પાંચસેં રૂપિયાથી વધારે ન હોય અને તે જપતી સુપ્રિમ કોર્ટની હદમાં થઈ હશે તો પીટી

શેશન કોર્ટમાં ફરીયાદી ચાલશે અને જીલ્લામાં થઈ હશેતો જીલ્લા માજીસ્ત્રેટ આગળ ચાલશે. અને તેઓએ ફરીયાદીનો ફેસલો તર્ત કરવો પણ જપત કરેલું અફીણ મંણથી વધારે હોયતો અને તે સાથે જપત કરેલી વસ્તુની કિમ્મત પાંચસેં રૂપિયાથી વધારે હોય અને તે જપતી સુપ્રિમ કોર્ટની હદમાં થઈ હોય તો સુપ્રિમ કોર્ટમાં અને જીલ્લામાં થઈ હોય તો જીલ્લા જડજ પાસે ફરિયાદ કરવી જોઇએ.

ક્રી. પ્રો. કો. કા. ૨૧ જુદા જુદા દરજ્જાની ફોજદારી કોરટોને આ આક્ટથી જે જે અખત્યાર અપાયલો છે તે તે અખત્યાર મુજબ, હિંદુસ્તાનના ફોજદારી કાયદા (સને ૧૮૬૦ ના ૪૫ મા આકટ) ઉપરથી, અથવા કોઈ પણ વિશેષ કે સ્થાનીક કાયદા ઉપરથી જે ગુનાહોને માટે શિક્ષા થઈ શકેછે તે ગુનાહો બાબત, તે કોરટોને અધિકાર છે; (પણ જે ગુનાહોને માટે તેવા કોઈ કાયદા મધ્યે એવો ખાસ ઠરાવ કરેલો હોય કે શિક્ષા ફલાણા બીજા અમલદારે કરવી તે ગુનાહો બાબત તે કોરટોને અધિકાર નથી) અને જે ગુનાહો બાબત તેઓને અધિકાર છે એમ આ ઉપરથી ઠરાવ્યું છે તે ગુનાહોની તપાસ તથા તજવીજ કરવામાં તેઓએ આ આકટના ઠરાવો મુજબ ચાલવું.

એજ આક્ટની કા. ૪૦૬ જીલ્લાના માજીસ્ત્રેટથી અથવા માજીસ્ત્રેટનો અખત્યાર ચલાવનારા બીજા અમલદારથી થયેલી કોઈ તજવીજમાં જે સખસની ઉપર કાંઈ ગુન્હો ઠરે, અથવા ૨૯૫મી કલમ મુજબ અથવા ૨૯૬મી કલમ મુજબ જે સખસનો ફેલ જામિન તે માજીસ્ત્રેટે અથવા બીજા અમલદારે માગ્યો હોય તે સખસ જીલ્લાની શેશનકોર્ટને અપીલ કરવાને મુખત્યાર છે.

---

## સરકાર વિરૂદ્ધ પાપિડીઆો મુથડો.

તા. ૧ મે સને ૧૮૭૨

વા૦ ૯ } સુરત જીલ્લાના એક ફુલપાવર માજીસ્ત્રેટ
પા૦ ૧૯૭ } એફ, બર્કએકે આ કામની ફરીયાદી લીધી અને પેહેલાં તે ફરીયાદીને સોગન નહીં આપતાં તે અરજી તેણે વેલોરના ચીફ કાન્સ્ટેબલને મોકલી. અને હુકમ કર્યો કે તેણે તે અરજીની પ્રથમ ચોકશી કરી અપરાધ થયેલો દેખાય તો આ કામ સબોરડીનેટ માજીસ્ત્રેટ પાસે મોકલવું.

આ ઉપરથી આ કામ સબોરડીનેટ માજીસ્ત્રેટ પાસે ગયાથી કેદીને બીગાડના ગુન્હા બાબત ઇ. પી. કો. કા. ૪૨૬ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી તા. ૩ મે સને ૧૮૭૦ ને રોજ તેણે ૨૪) દંડ કર્યો અને દંડ ના આપે તો સાત દિવસ કેદ ભોગવવાની સજા કરી.

પણ ફુલપાવર માજીસ્ત્રેટને આ અરજીનો નિકાલ કરવા માટે સબોરડીનેટ માજીસ્ત્રેટ પાસે મોકલવાનો અધિકાર નથી એવા કારણથી આ કામ હાઇકોરટના અભિપ્રાય માટે મોકલ્યાથી તે કોરટે ઠરાવ્યું કે ફુલપાવર માજીસ્ત્રેટે આ કામ સબોરડીનેટ માજીસ્ત્રેટ પાસે મોકલ્યું એ કામ તેણે ગેરકાયદેસર કર્યું એવો જે જીલ્લા માજીસ્ત્રેટનો અભિપ્રાય છે તે આ કોરટને માન્ય છે સબબ આરોપિતપરનો અપરાધ અને શિક્ષા આ કોરટ રદ કરેછે. અને દંડ વસુલ કર્યો હોય તો તે પાછો આપવાનો હુકમ કરેછે.

---

ઇ. પી. કો. કા. ૪૨૬ જે માણસ બિગાડ કરે તેને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ સુભાના બીનગણું.

તા. ૨૩ મે સને ૧૮૭૨

વા૦ ૯ } આરોપિત ઉપર બુદ્ધિપુર્વક બ્યથા કર્યાનું
પા૦ ૧૬૯ } તોહોમત મુક્યાથી થાણાજીલ્લાના સાલસી-
તના બીજા વર્ગના સબોરડીનેટ માજીસ્ત્રેટ
વિનાયક ગણેશે તેની ચોકશી કરી અને આરોપીત ઉપર ખાત્રી થવા જોગ પુરાવો નહીં હોવાથી ક્રી. પ્રો. કો. કા. ૨૫૦ પ્રમાણે તેને છોડી દીધો.

આ પ્રમાણે છોડી દીધો એ બરોબર નથી એમ જીલ્લા માજીસ્ત્રેટને જણાયાથી તેણે સબોરડીનેટ માજીસ્ત્રેટનું પ્રોસીડીંગ હાઇકોર્ટના હુકમ માટે એટલા કારણ ઉપરથી મોકલ્યું કે "આવા કામમાં ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ પ્રમાણે ફરી ચોકશી કરવાનો હુકમ કરવાને જીલ્લા માજીસ્ત્રેટને અધિકાર છે કે નહીં?"

તે ઉપરથી હાઇકોરટે ઠરાવ્યું કે બુદ્ધિપુર્વક બ્યથા કર્યાનો ગુન્હો એ ક્રી. પ્રો. કો. ને જોડેલા પરીશીષ્ટના સાતમા કોષ્ટકમાં ફકત શેશનકોરટે અગર શેશનકોરટે યા જીલ્લા માજીસ્ત્રેટે ચોકશી કરવા જોગ આ ગુન્હો છે એમ લખેલું નથી માટે તે ગુન્હા બદલ ફરી ચોકશી કરવાનો હુકમ કરવાને કલમ ૪૩૫ ઉપર જીલ્લા માજીસ્ત્રેટને અધિકારનથી.

ક્રી. પ્રો. કો. કા. ૨૫૦ ફરિયાદ કરનારની તથા ફરિયાદ કરનારની તરફના શાહેદોની શાહેદી, તથા તે માજીસ્ત્રેટની નજરમાં જરૂર જણાય તેવી તે તોહોમતવાળા સખ્સની જબાની, લખી લીધા પછી અગર તે માજીસ્ત્રેટને એમ જણાય કે તે તોહોમતવાળા સખ્સની ઉપર કાંઈ ગુનોહ સાબિત થયો નથી, તો તેણે તે સખ્સને છોડી મુકવો. અગર તે માજીસ્ત્રેટને એમ જણાય કે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની અમુક કલમમાં લખેલાં લક્ષણમાં અથવા સદરહુ કાયદાની કેટલીએક કલમોમાં લખેલાં લક્ષણો માંહેનાં કોઇપણ લક્ષણમાં દાખલ થાય તેવો ગુનોહ તે તોહોમતવાળા સખ્સની ઉપર દેખાઇતો સાબિત થાયછે, તો

આ આક્ટના ૧૩ મા બાબમાં ફરમાવેલી રીતે તેણે તે તોહોમતવાળા સખ્સની ઉપર એક તોહોમતનામુ લખીને તૈયાર કરવું. તે ૧૩ મા બાબના સઘળા ઠરાવો આ કલમ મુજબ તૈયાર કરેલાં તોહોમતનામાંઓને લાગુ પડશે. આ કલમ મુજબ તૈયાર કરેલાં તોહોમતનામાંઓમાં તોહોમત-નામાંને છેડે "શેશનકોરટ સાંભળી શકે" એ શબ્દોને ઠેકાણે "હું સાંભળી શકું" એ શબ્દો લખવા, અને હુકમ મહીના "ઉપર લખેલી કોરટે" એ શબ્દો મુકી દેવા.

કલમ ૪૩૫ જે ગુન્હાની તજવીજ શેશનકોર્ટથીજ થઈ શકે અથવા શેશન કોર્ટથી કે જીલ્લાના માજીસ્ત્રેટથી થઈ શકે એહવું આ આક્ટને જોડેલાં પરીશિષ્ટનાં ૭ મા આ-સનમાં લખેલું છે તે ગુન્હાનાં કામમાં જે તોહોમતવાળા સખ્સને માજીસ્ત્રેટે છોડી દીધો હોય તે સખ્સને શેશન-કોર્ટમાં કમિટ કરવાનું ફરમાવવાને શેશનકોર્ટ મુખ્તાર છે. એવા ગુન્હાના કામમાં જે ફરિયાદ ચોકસી કર્યાવિના માજીસ્ત્રેટે કાહાડી નાખી હોય તે ફરિયાદની ચોકસી કરવાનું ફરમાવવાને સેશનકોર્ટ મુખ્તાર છે.

સદરહુ પ્રકારના ગુન્હા બાબત ફરિયાદ થઈ હોય ત્યારે માજીસ્ત્રેટ તપાસ કર્યા વિના તોહોમતવાળા સખ્સને છોડી દેશે અથવા ફરિયાદ કાહાડી નાખશે તે માજીસ્ત્રેટ તા-બામાંહેનો માજીસ્ત્રેટ હશે તો જીલ્લાના માજીસ્ત્રેટને ઉપર કહ્યા પ્રમાણે અખત્યાર છે.

જે સખ્સની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કોઈ માજીસ્ત્રેટે કર્યો તે સખ્સે, જે ગુન્હાની તજવીજ કરવાનો અધિકાર તે માજીસ્ત્રેટને નથી તેવો ગુન્હો કર્યો છે. એવું શેશન કોર્ટની નજરમાં આવે તો તે ઠરાવ તથા શિક્ષાનો હુકમ રદ કરવાને અને તે તોહોમતવાળા સખ્સની તજ-વીજ થવા સારૂ તેને શેશન કોર્ટમાં કમિટ કરવાનો હુકમ ફરમાવવાને શેશન કોર્ટ મુખ્તિયાર છે.

---

## સરકાર વિરૂદ્ધ બ્યંકુનરસા.

તા. ૨૩ મે સને ૧૮૭૨

વા૦ ૯ } આરોપિત ઉપર ઈ૦ પી૦ કો૦ કા૦ ૫૦૦
પા૦ ૧૭૦ } પ્રમાણે એક સ્ત્રીએ પુનાના એક ફુલપાવર
માજીસ્ત્રેટ જી. બી. રીડને ફરિયાદી કરી.

તે ફુલપાવર માજીસ્ત્રેટે ફરિયાદીનો પુરાવો લેઈ તોહોમત તૈયાર કર્યું અને તે તોહોમતવાળાને વાંચી સંભળાવ્યું. પછી ક્રી. પ્રો. કો. કા. ૨૫૫ ના આધારે તા. ૧ નવેમ્બર સને ૧૮૭૧ ને રોજ તેને છોડી દેવાનો ઠરાવ કર્યો.

ફરીયાદીની અરજીપરથી પુનાના શેશનજડજે તા. ૨૪ જાન્યુઆરી ૧૮૭૨ ને રોજ સદરહુ છોડીદેવાનો હુકમ રદ કર્યો. અને ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ પ્રમાણે આરોપિતને શેશન કોર્ટમાં ચોકશી કરવા કમિટ કરવા વિશે તે ફુલપાવર માજીસ્ત્રેટને હુકમ કર્યો.

પુનાના જીલ્લા માજીસ્ત્રેટ જે. ઈ. ઓલીફંટે નીચેની હકીકત સહિત આ કામ હાઈકોરટે વિચારમાં લઈ હુકમ થવા માટે તે કોરટને મોકલ્યું.

"સને ૧૮૬૯ ના આકટ ૮ થી સુધરેલી કા૦ ૪૩૫ માં "છોડી દેવું" એ શબ્દ છે તે શબ્દ એજ આકટ (ક્રી૦ પ્રો૦) ની કલમ ૨૨૫ અને ૨૫૦ પ્રમાણે જે કામનો નિકાલ કર્યો હોય તેને માત્ર લાગુ છે એમ દેખાય છે.

"હાલના આ કામમાં કલમ ૨૫૫ પ્રમાણે છોડીદેવાનો હુકમ કર્યો છે તો તે હુકમ રદ કરવાનો અને કા. ૪૩૫ પ્રમાણે આરોપિતને કમિટ કરવાનો હુકમ કરવાનો શેશન જડજને અધિકાર નથી એમ મને દેખાયછે કેમકે તેનાપર તોહોમતનામુ તૈયાર કર્યા પછી તેને છોડી દીધેલો છે."

આ પ્રમાણે હકીકત સાથે કામ હાઈકોર્ટમાં આવ્યાથી ઠરાવ્યું કે આરોપિતને તેની ચોકશી થયા પછી છોડી દીધોછે સબબ કા. ૪૩૫ પ્રમાણે આ કામમાં હાથ નાખવાનો શેશન જડજને અધિકાર નથી. માટે આરોપિતને શેશનકોર્ટમાં કમિટ કરવાવિશે શેશન જડજે કરેલો હુકમ

આ કોરટ ૨૬ કરેછે.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ } પાને ૨૨ મે સરકાર વિરૂદ્ધ
ક્રી. પ્રો. કો. કા. ૨૫૦ } સુભાના બીન ગણુના કામનો
ફેસલો છે તે નિચે જુઓ.

ઈ. પી. કો. કા. ૫૦૦ જે માણસ કોઈ બીજા માણસની આબરૂ લે, તેને બે વરસની મુદતસુધીની આસાંન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ક્રી. પ્રો. કો. કા. ૨૨૫ તોહોમતવાળા સખસને તેની તજવીજ થવાસારૂ શેશન કોર્ટમાં કમિટ કરવાનો અથવા પાછો મોકલવાનો કાંઈ પાકો સબબ નથી એમ જ્યારે કાંઈ માજીસ્ત્રેટને જણાય ત્યારે તેણે તે સખસને છોડી મુકવો, પણ જો તે માજીસ્ત્રેટને એમ જણાય કે એ સખસની મારી આગળ તજવીજ થવી જોઈયે, તો તેને છોડી નહીં મુકતાં તે માજીસ્ત્રેટે આ આકટના ૧૪ મા બાબ મુજબ કામ ચલાવવું.

એજ આકટની કા. ૨૫૫ અગર તોહોમતવાળા સખસને તે માજીસ્ત્રેટ બે ગુન્હા ઠરાવે તો તેણે છોડી મુકવાનો હુકમ દફતરમાં લખવો, અગર તોહોમતવાળા સખસની ઉપર ગુન્હો સાબિત થાય તો તે માજીસ્ત્રેટે તેની ઉપર કાયદા મુજબ શિક્ષાનો હુકમ કરવો.

---

## સરકાર વિરૂદ્ધ જેઠા વલદ વસ્તેયા.

તા. ૨૩ મે સને ૧૮૭૨

વા૦ ૯ } ખાનદેશ જીલ્લાના એક ફુલપાવર માજીસ્ત્રેટ
પા૦ ૧૭૧ } જી. ડબલ્યુ. અંડરસને આરોપિતપર સને
૧૮૫૯ ના આકટ ૧૩ ની કલમ ૨ પ્રમાણે નોકરીનો કરારતોડ્યાનું તોહોમત રાખી તે સાબિત ઠરાવી તેને બે મહિનાની સખત મજુરીની કેદની શિક્ષા કરી.

આરોપિતને એક નાહાના પ્રયાગનું જુનું દેવું રૂ૧૯૫) નું હતું તે આપવા બદલ તેણે સાડીસતાણું મહિના તેની નોકરી કરવાનું તેને એક કરારનામુ લખી આપ્યું તે

પ્રમાણે જેઠાએ તેની નોકરી કરવા માંડી પણ ત્રણ મહિના થયા પછી તે નોકરી તેણે છોડી દીધી તેથી નાનાએ ફરીયાદ કર્યાથી ફુ. પા. માજીસ્ત્રેટે આરોપિતને સને ૧૮૫૯ના આકટ ૧૩ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો.

માહિ રિટર્નની હાઇકોરટે તપાશણી કરી અને માજીસ્ત્રેટનું તે પ્રોસીડીંગ મંગાવી કામ જોઈ ઠરાવ કર્યો કે— સને ૧૮૫૯ ના આકટ ૧૩ ના અર્થ પ્રમાણે તેણે કપટે કરાર તોડ્યો નથી અને જે રીતે માજીસ્ત્રેટે આ કામ ચલાવ્યું છે તે રીત ઉપરથી જોતાં તે ફુલપાવર માજીસ્ત્રેટ ઉપર ઘણો થોડો ભરોંસો રાખવામાં આવશે.

પ્રોસીડીંગ જોતાં તેણે અગાઉ રોકડા પૈસા લીધા નહોતા અને ફરિયાદીનું કામ કરવા જે તેણે કરારનામુ લખી આપ્યું હતું તે જુના કરજના બદલ હતું તો માજીસ્ત્રેટે તેનાપર કામ ચલાવવાને ઘણી કસુર કરી છે. પણ આરોપિત જેઠાએ આ અયોગ્ય શિક્ષા ભોગવી છે એટલે હવે આ કોર્ટ તેને કાંઇ મદદ આપવાને અસમર્થ છે.

---

સને ૧૮૫૯ ના આકટ ૧૩ ની કા. ૨ સદરહુ પ્રકારના કારીગરે અથવા મજુરે અથવા બેગારોએ ફરિયાદ કરનારની પાસેથી હરકાંઇ કામ બાબત અગાઉ નાણું લઇને પોતાના કરારની સરત પ્રમાણે તે કામ કરવાની અથવા કરાવી આપવાની જાણી જોઇને તથા કાયદાસર અથવા યોગ્ય કારણ વગર ગફલત કરી અથવા ના કહી એવું માજીસ્ત્રેટની ખાત્રી થાય તેરીતે સાબિત થાય તો ફરીયાદ કરનારની મરજી પ્રમાણે માજીસ્ત્રેટ તે નાણું પાછુ આપવાનો અથવા પોતાને વ્યાજબી જણાય તેટલો તેનો ભાગ પાછો આપવાનો, તે કારીગરને યા મજુરને, યા બેગારીને હુકમ કરવો. અને તે કારીગર યા મજુર યા બેગારી સદરહુ હુકમ પ્રમાણે ચાલવાને ચુકશે તો તેને ઘણામાં ઘણા ત્રણ મહિના સુધી સખત મજુરી સાથે કેદની સજા કરવાનો ઠરાવ કરવાને માજીસ્ત્રેટ મુખ્તિયાર

છે. અથવા નાણું પાછું આપવાનો હુકમ કર્યો હોય તોપણ ઘણામાં ઘણા ત્રણ મહિનાસુધી અથવા તે મુદતની અંદર નાણું આપે ત્યાંહાં સુધી તેને સખ્ત મજુરી સાથે કેદની સજા કરવાનો ઠરાવ કરવાને માજીસ્ત્રેટ મુખ્ત્યાર છે. પણ એવું ઠરાવ્યું છે કે આ આક્ટ કર્યો નહીં હોત તો ફરિયાદ કરીને અથવા બીજી રીતે નાણું વસુલ કરવાનો દીવાની ઇલાજ ફરિયાદ કરનારનો ચાલતે તે ઇલાજે નાણું વસુલ થવાનું બાકી હોય તે વસુલ થાય ત્યાંહાં સુધી નાણું પાછું આપવાનો સદરહુ પ્રમાણે હુકમ થયો છે તેથી ચાલશે નહીં એવું સમજવું નહીં.

---

**સરકાર વિરૂદ્ધ અનવરખાંન વલદે ગુલખાંન અને બીજો.**

તા૦ ૨૩ મે સને ૧૮૭૨.

વા૦ ૯ } આરોપિત ઉપર ચોરી કરવાને ઇરાદે ઘર
પા. ૧૭૨ } ફોડવાનો અને રેહેવાના ઘરમાં ચોરી કરવાનો એવા બે ગુન્હા સાબિત ઠરાવી પુનાના ફુલપાવર માજીસ્ત્રેટ ઈ. ટી. રીચર્ડસને તેમને ઈ૦ પી૦ કો૦ કા૦ ૩૮૦ તથા ૪૫૭ ના આધારે બબે વરસની સખ્ત મજુરીની કેદની શિક્ષા કરી. આ સજા દરેક ગુન્હા બદલ એકએક વરસની સજા એ પ્રમાણે દરેકને બે વરસની કરી હતી.

અપીલમાં પુનાના સેસન જડજ આર. એચ. પિન્હે એ ઠરાવ્યું કે ચોરી કરવાને ઇરાદે ઘર ફોડવું, અને ઘર ફોડી ચોરી કરવી એ કૃત્ય એકજ ગુન્હાના ભાગ છે. માટે ઇ૦ પી૦ કો૦ કા૦ ૭૧ ના ઠરાવ પ્રમાણે એ બે કૃત્ય બદલ જુદી જુદી શિક્ષા થઈ શકતી નથી તેથી ચોરીના ગુન્હા બદલ જે એક વરસની શિક્ષા કરી છે તે રદ કરી અપેલંટને ૫૦ પા૦ માજીસ્ત્રેટે આપેલી શિક્ષામાં ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૪૧૯ ના આધારે અમે ફેરફાર કરીએ છીએ.

મીસ્તર રીચર્ડસને સુચના કર્યાપરથી પુનાના જીલ્લા માજીસ્ત્રેટ જે. ઇ. ઓલિફંટે આ કામ હાઇકોરટે વિચાર

કરી હુકમ મળવા માટે મોકલ્યાથી હાઇકોરટે ઠરાવ્યું કે કેદી ઉપર ચોરી કરવાના ઇરાદે ઘર ફોડવાનો અને રેહેવાના ઘરમાં ચોરી કરવાનો એવા બે અપરાધની સાબિતી થયાથી પ્રત્યેક તોહોમત બદલ જુદી જુદી શિક્ષા કરવાને ફુલપાવર માજીસ્રેટને અધિકાર છે. પણ કેદીપર સાબિત થએલા અપરાધપૈકી મોટા અપરાધની જે શિક્ષા કહી હોય તે કરતાં બેઉ તોહોમત બદલની એકંદર શિક્ષા જાસ્તી થાય નહીં અને તે એકંદર શિક્ષા માજીસ્રેટના અધિકાર બાહાર જાય નહીં એમ હોયતો બસ. એ ઉપર જોતાં ફુલપાવર માજીસ્રેટે કરેલી શિક્ષા બ્યાજબી છે. માટે તે કાયમ રાખી શેશનજડજે કરેલો હુકમ આ કોર્ટ રદ કરેછે.

---

ઇં૦ પી૦ કો૦ કા૦ ૩૮૦ જે ઇમારત તંબુ અથવા વાહાણ માણસના રહેવામાં આવતું હોય અથવા જેમાં કાંઈ મિલકત રાખવામાં આવતી હોય, એવી કોઈ ઇમારત તંબુ, અથવા વાહાણમાંથી જે માણસ ચોરી કરે તેને સાતવરસની મુદતસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

એજ આકટની કા. ૪૫૭ કેદની શિક્ષા થઈ શકતી હોય એવો કોઈ ગુન્હો કરવાસારૂ જે માણસ રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કરે અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરે તે માણસને પાંચવર્ષની મુદતસુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો કર્યો હોય તો તે કેદની મુદત ચૌદ વર્ષસુધીની થઈ શકે.

કા૦ ૭૧ જો જે વસ્તુ ગુન્હોછે તે જુદા જુદા ભાગોથી બનેલી હોય, અને તે ભાગો માંહેલો હરકોઈ ભાગ જાતેજ ગુન્હો હોય, તો એથી બીજી રીતે કરવું એવો સાફ ઠરાવ ન કર્યો હોયતો, ગુન્હેગારને તે તેના ગુન્હામાંના એક કરતાં વધારે ગુ હાની શિક્ષા કરવી નહીં.

ક્રી. પ્રો. કો. કા. ૪૧૯ નિચલી કોરટનું કામ વાંચ્યા

પછી, તથા વાદી અથવા તેનો વકીલ અથવા મુખત્યાર હાજર હોય તો તેની વાત સાંભળ્યા પછી, તે રદ કરવાને તે અપીલ કોર્ટ મુખત્યાર છે. પણ જે કાંઈ શિક્ષા કરી હોય તે શિક્ષામાં વધારો કરવાને તે મુખત્યાર નથી.

---

## સરકાર વિરૂદ્ધ નારાયણ ગંગારામ અને બીજો

તા. ૧૧ જુલાઈ ૧૮૭૨

વા૦ ૯ }
પા૦ ૩૪૩ } એક આરોપિત પાસે સુરતી પાસેર કરતાં વધારે અફીણ ગેરકાયદેશર રીતે રાખેલી ગાંસડીમાંથી મળ્યું. મળેલા અફીણની દંડની રકમ એક હજાર રૂપીઆ કરતાં જ્યાદે વસુલ કરવા જોગ આ ગુન્હો છે. પોલીસે તેઓને વગર વારંટે પકડી પુનાના આકટીંગ જીલ્લા માજીસ્ત્રેટ મી૦ બેલની પાસે મોકલ્યા. તે માજીસ્ત્રેટે તે કામ શેશનજડજ પાસે કમિટ કર્યું.

શેશનકોરટે આ કામ ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૨૨ ની રકમ પ્રમાણે આસીસ્ટંટ શેશનજડજને મોકલ્યું. આસીસ્ટંટ જડજ મીસ્તર સત્યેંદ્રનાથ ટાગોરે આરોપિતને ગુન્હેગાર ઠરાવી પ્રત્યેકના રૂ૧૨૯૨–૯–૪ પ્રમાણે દંડ કર્યો. અને દંડ ના આપેથી છમાસ આસાનકેદની શિક્ષા કરી.

આ ગુન્હાની ચોકશી આસીસ્ટંટ શેશન જડજે કરવા જોગ નથી એવો શેશન જડજ મી. પીન્હેનો અભિપ્રાય હતો પણ જીલ્લા માજીસ્ત્રેટને કા. ૨૨ ના આધારે એક હજાર રૂપિયા કરતાં વધારે દંડ કરવાની સત્તા છેકે નહીં તેનો શક પડ્યાથી હાઇકોર્ટના અભિપ્રાય માટે આ કામ મોકલ્યાથી ઠરાવ્યું કે—

આસીસ્ટંટ શેશન જડજને આ કામમાં અધિકાર નહોતો એવો શેશન જડજનો જે અભિપ્રાય છે. તે આ કોરટે માન્ય કર્યો. અને આ ગુન્હો વિશેષ કાયદા પ્રમાણે શિક્ષા કરવા જોગ હોવાથી સને ૧૮૨૭ના કાયદા ૨૧ પ્રમાણે જે દંડ કરવાનો ક્રી. પ્રો. કો. કા. ૨૧ પ્રમાણે જીલ્લા માજીસ્ત્રેટને અધિકાર છે. એટલા માટે તે કામની ચો-

કશી તેણે કરવી એવો હાઈકોરટે હુકમ કર્યો.

ક્રી. પ્રો. કો. કા ૧૦૮ માં જે પ્રસંગ લખ્યો છે તે પ્રસંગે માત્ર આરેપિતને વારંટ વગર પકડવાનો પોલીસને અધિકાર છે. પરંતુ આ કામના ગુન્હા બદલ વગર વારંટે આરોપિતને પકડવાનો સાધારણ રીતે એ કાયદેશીર છે એવું શેશન જડજનું કહેવું છે તે હાઇકોરટે માન્ય કર્યું.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૨ ની રકમ ૩ મુંબાઈ પ્રેસીડેનસી મધ્યે મુકદમાઓની તજવીજ કરવાનું કામ કોઈ આશિસ્ટંટ શેશન જડજને સોંપવાને શેશન જડજ મુખત્યાર છે. અને એવે પ્રસંગે તે આસીસ્ટંટ શેશન જડજ નિચે લખેલી હદોની અંદર શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે. (કાયદાથી જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુધાં) સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા એ બંને અગર શિક્ષાનો હુકમ ત્રણ વરસ કરતાં વધારે મુદતની કેદનો કરવામાં આવે તો તે હુકમ થયા પછી શેશન જડજની મંજુરીઅત થવી જોઇએ. શેશન જડજ પોતાના આસીસ્ટંટોના કામ તપાસી શકે તથા તે ઉપર અપીલો સાંભળી શકે, અને તેઓના શિક્ષાના સંબધી ઠરાવો અથવા હુકમો મંજુર કરી તથા સુધારી અથવા રદ કરી શકે (પણ તેમાં કાંઈ શિક્ષાનો વધારો કરવાને તે મુખત્યાર નથી) કોઈ આસિસ્ટંટ શેશન જડજ માજીસ્ત્રેટનાં કામ તપાસવાને અથવા તે ઉપર અપીલ સાંભળવાને મુખત્યાર નથી.

ક્રી. પ્રો. કો. કા. ૨૧ સરકાર વિરૂદ્ધ સકુ દાદાભાઈનો ફેસલો પાને ૧૮ મે છપાયલો છે તે નિચે જુઓ.

એજ આક્ટની કલમ કા. ૧૦૮ જે ગુન્હાને સારૂ વગર વારંટે પકડવાનો પોલીસ અમલદારને અખત્યાર ન હોય તેવો કોઈ ગુન્હો કોઈ સખસે કર્યો એમ. જાણ્યામાં આવ્યું હોય અથવા એવો તેની ઉપર શક ગયો હોય

અને પોલીસ અમલદારે માગ્યા છતાં તે સખસ પોતાનું નામ તથા રહેવાનું ઠેકાણું જાહેર ન કરે, અથવા જે ખોટું માનવાનું કારણ હોય એવું નામ અથવા રહેવાનું ઠેકાણું બતાવે તો તે સખસનું નામ શું છે અથવા તે કયાં રહે છે એ વાત નક્કી કરવાસારૂ, તથા તેની ઉપર પછી કામ ચલાવવાના હેતુથી, તે સખસને અટકાવી રાખવાને તે પોલીસ અમલદાર મુખત્યાર છે.

---

## સરકાર વિરૂદ્ધ ગરબડ બેચર.

તા. ૨૨ અગષ્ટ ૧૮૭૨

વા૦ ૯ પા૦ ૩૪૮ } આરોપિત સાથે માહાકોર નામની એક ઓરત (માફી આપેલી શાક્ષીદાર) નો આનગી સંબંધ હતો તે વાત તેના ધણી માનસંગને ખબર પડ્યાથી તેણે ગરબડ (આરોપિત) ને એક જમીનમાંનો હીસ્સો આપવાને ના કબુલ કર્યું. આરોપિતે ઉમેદ અને ગીરધર જોડે મળાપ કરી એક ઝેરી પદાર્થ તેના ધણીને આપવા માટે માહાકોરને આપ્યો. માહાકોરે તે પદાર્થ તેના ધણીના ખોરાકમાં નાખ્યો અને તેથી તે મરી ગયો. જે માજીસ્ત્રેટે આ કામ કમિટ કર્યું તે માજીસ્ત્રેટની રૂબરૂ ગરબડે સદરહુ ગુન્હાની સરવે હકીકત કબુલ કરી પણ જે વખતે તેને તેની જુબાની વાંચી સંભળાવી, અને જુબાનીમાં લખેલો મજકુર ખરો છે કે નહીં? એવું તેને પુછ્યું તે વખતે તેણે પ્રથમ કહેલો મજકુર પાછો ખેંચી લેઈ પોલીસે મને માર્યો એમ કહ્યું. આ તેનું કહેવું ખોટું છે એવું માજીસ્ત્રેટે ઠરાવ્યું અને તેજ પ્રમાણે શેશન જડજનો અભિપ્રાય હોવાથી તેણે માહાકોરની શાક્ષીથી અને આરોપિતની ઉપર પ્રમાણેની કબુલતથી તેનાપર ગુન્હો ઠરાવ્યો.

તેપર હાઈકોર્ટમાં અપીલ થયાથી ઠરાવ્યું કે કમીટ કરનાર માજીસ્ત્રેટની રૂબરૂ આરોપિતે પ્રથમ ગુન્હો તપસીલવાર કબુલ કર્યો પણ કી. પ્રો. કો. કા. ૨૦૫ ના આધારે જે વખતે તેને તેની જુબાની વાંચી બતાવી

તે વખતે તેણે અગાઉ કહેલો સર્વ મજકુર નાકબુલ કર્યો અને એવું કહ્યું કે મને માર્યો હતો માટે એમ મેં કહ્યું.

એ ઉપરથી જોતાં પુરાવામાં લેવા જોગ કબુલત આ કામમાં નથી અને માફી આપેલાની શાક્ષીને પુષ્ટી કરવાને માટે કામની મુખ્ય બાબતને સંબંધે કામમાં કાંઈ નથી માટે એકલા માફી આપેલાની શાક્ષીપર આ કોરટ ભરોસો રાખતી નથી સબબ તોહોમત અને શિક્ષા અમે રદ કરી તોહોમતવાળાને છોડી દેવાનો હુકમ કરવો જોઇએ.

---

ક્રી. પ્રો, કો. કા. ૨૦૫ તોહોમતવાળા શખસની જબાની એટલે તેને પુછેલો પ્રત્યેક સવાલ તથા તેણે આપેલો પ્રત્યેક જવાબ એ સઘળું તેને દેખાડવું, અથવા વાંચી સંભળાવવું, અને તેના જવાબો માંહેલી કાંઈ વાતનો ખુલાસો કરવાને અથવા કાંઈ વાત વધારવાને તે સખસ મુખત્યાર છે, અને તે ખરૂં કહે તેવું સઘળું થાય ત્યારે તે જબાની પર તે માજીસ્ત્રેટે પોતાની સહી કરવી અને તેણે એ પ્રમાણે લખીને તેપર સહી કરવી કે આ જબાની મારી હજુરમાં તથા હું સાંભળતો હતો એવી રીતે લેવામાં આવી છે; અને તે તોહોમતવાળા સખસે કહેલો સઘળો મજકુર ખરી રીતે એમાં લખેલો છે.

---

## સરકાર વિરૂદ્ધ નારાયણ બાબાજી અને બીજા બે.

તા. ૨૮ અગષ્ટ ૧૮૭૨

વા૦ ૯ પા૦ ૩૪૯ આરોપિતમાં નંબર ૧નો નારાયણ ૪થા વર્ગનો હેડ કાન્સ્ટેબલ છે. નંબર ૨નો બીજા વર્ગનો હેડ કાન્સ્ટેબલ છે. નંબર ૩નો ચીફ કાન્સ્ટેબલ છે. સદરહુ ત્રણે સખસ પુનાની પોલીસના લોક છે. તેઓ ઉપર ઇ૦પી૦કો૦કા૦૨૨૦ અને ૩૪૮ પ્રમાણે "પોતે જે કરેછે તે કાયદા વિરૂદ્ધ છે એવું માહિત છતાં અને એકાદ ગુન્હાનો પતો મળે એવી વાત કબુલ કરવાની ફરજ પાડવા માટે કીંવા એવી વાતની

ખબર આપવાને ફરીયાદીને ફરજ પાડવા માટે દ્વેષબુદ્ધી-એ કેદમાં રાખ્યા બદલ" નાં તોહોમત ફુલપાવર માજી-સ્ત્રેટ ડાકતર ફ્રેજરની રૂબરૂ રાખવામાં આવ્યાં હતાં.

માજીસ્ત્રેટે તોહોમતવાળાને ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૨૨૫ના આધારે છોડી દીધા. તે પછી એજ આક્ટની કા૦ ૪૩૫ પ્રમાણે શેશન જડજ આર. એચ. પીન્હીને અરજ થઈ તે ઉપ'થી તા૦ ૧૭ જાન્યુઆરી ૧૮૭૨ ને રોજ તેણે એવા હુકમ કર્યો કે તોહોમતવાળાઓને ચોકશીને માટે શેશનકોર્ટમાં કમિટ કરવા. આ ઉપરથી માજીસ્ત્રેટે તેઓને સેશનકમિટ કર્યા અને તેની ચોકશી આસીસ્ટંટ જડજ મીસ્તર મક્ફીની રૂબરૂ થઈ તેમાં તોહોમતવાળા છુટ્યા.

ફરી સેશનજડજ મિસ્તર પિન્હેને અરજ થયા ઉપરથી તેણે આ કામ ક્રી. પ્રો. કા. ૪૩૪ના આધારે હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી હાઇકોર્ટે ઠરાવ્યું કે—

ગેર કાયદેસર રીતે કેદમાં રાખવા બદલ પુરાવો હોય તેટલીજ વાત ઉપરથી તે કૃત્ય દ્વેષબુદ્ધિએ થયુંછે એમ કાયદેસર અનુમાન નિકળતું નથી એવા પ્રકારે કેદમાં રાખવો એ કામ કાયદા વિરૂદ્ધ છે. એવા પ્રકારની માહિતી થવાને એ વાત બનેલી વાતના સંબંધની છે અને કાયદાના સંબંધની નથી માટે ઈ. પી. કો. કા. ૨૨૦ માં કહેલા પ્રકારની પુર્ણતા કરવા માટે તે સાબિત કરવી જોઇયે. માટે મીસ્તર મક્ફીએ પુરાવ ઉપરથી અને થયેલી વાત ઉપરથી કરેલો ઠરાવ બરોબર છે.

---

ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૨૨૫ પાને ૨૪ મે સરકારવિરૂદ્ધ બંકુ નરસાના કામમાં જુઓ.

ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૪૩૫ પાને ૨૨ મે સરકાર વિરૂદ્ધ શુભાના બીનગણુના કામના ફેસલા નિચે જુઓ.

ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૪૩૪ પાને ૧૫ મે સરકારવિરૂદ્ધ વકત વલદ લખુના કામ નિચે જુઓ.

ઈ૦ પી૦ કો૦ કા૦ ૨૨૦ કોઈ માણુસનો ઓહ્દો એવી તરે-

હનો હોય કે તેથી કોઈ સખ્સોને તેઓનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અથવા તેઓને કેદમાં મોકલવાનો અથવા કોઈ સખ્સોને કેદમાં રાખવાનો તેને કાયદેસર અખ્તિયાર મળ્યો હોય, તે માણસ તે અખ્તિયાર અમલમાં લાવતાં, લાંચ લઇને અથવા દૂષબુદ્ધિથી, જો કોઈ સખ્સને તેનો ઇનસાફ થવા માટે કમિટ કરે અથવા તેને કેદમાં મોકલે, અથવા કોઈ સખ્સને કેદમાં રાખે, અને તે એમ જાણતો હોય કે આમ કરવામાં હું કાયદાથી ઉલટો ચાલુ છઊં, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

એજ આકટની કા૦ ૩૪૮ કોઈ સખ્સનેં કેદ કરીને તે સખ્સ પાસે, અથવા તે સખ્સની સાથે સંબંધ રાખનારા કોઈ સખ્સ પાસે, જેથી કાંઇ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલત જબરદસ્તીથી લેવાનાં કારણસર, અથવા કેદ કરેલા સખ્સ પાસે, કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ સખ્સ પાસે, જબરદસ્તીથી કાંઈ મિલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાનાં કારણસર, અથવા તે કાંઈ લેણું કે માંગણું પતાવે, અથવા જેથી કાંઈ મિલકત કે કિમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઈ ખબર આપે, એમ કરવાનાં કારણસર, જે માણસ તે સખ્સને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

---

**સરકાર વિરૂદ્ધ અહોન અકાંગ.**

તા. ૫ સપટેમ્બર ૧૮૭૨

વા૦ ૬ } આરોપિતે ઘર ફોડ્યાનો ગુન્હો કર્યા બદલ
પા૦ ૩૫૬ } પ્રિન્સઓફ વેલ્સ, સીંગાપુર, અને મલાકાકાની કોરટ આફ જ્યુડી કેચરે તોહોમત સાબિત કરી ગવરનર જનરલ ઠરાવે તે ઠેકાણે તેણે ૧૦

વર્ષની સમુદ્ર પારની શિક્ષા ભોગવવી એવી શિક્ષા કરી. તે શિક્ષા પ્રમાણે તે આઠ વર્ષ એક માસ અને પંદર દિવસ સુધી રત્નાગીરીની જેલમાં હતો. પછી તુરંગ ઉપરના ઇન્સ્પેકટર જનરલે તેને માફીના સરટીફીકિટ ઉપરથી તું કારવારમાં રહેજે એવી સરતે તેને છોડી દીધો તે કારવારમાં રહેતા છતાં તેણે રેહેવાના ઘરમાં ચોરી કરી તે ઉપરથી ત્યાંના માજીસ્ત્રેટ મીસ્તર ઇંગલે તેને પંદર મહિનાની સખ્ત મજુરીની શિક્ષા તા૦ ૧૦ મારચ ૧૮૭૨ને રોજ કરી. ને શિક્ષા પુરી થયા પછી તેજ માજીસ્ત્રેટે પી૦ કો૦ કા૦ ૨૨૭ પ્રમાણે તેણે માફીની સરત તોડ્યાપરથી રેકારડરની કોરટે કરેલી શિક્ષામાંની જેટલી તેણે ભોગવી નહોતી તેટલી શિક્ષા તેને કરી.

ફુલપાવર માજીસ્ત્રેટના ક્યાલેંડર મધે રેહેવાના ઘરમાં ચોરી કર્યાનો જે નંબર ૪૧નો કજીયો છે તેના સંબંધે જીલ્લા માજીસ્ત્રેટે આ કામનું પ્રોસીડીંગ રદ કરવાને સુચના કરી છે અને બીજા કામના સંબંધે બ્રિટીશઇંડિયામાંની કોરટોને અધિકાર છે કે નહીં? એ વિશે સંશય છે. આ ઉપરથી આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ્યું કે—

ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૩૩માં "મુલના અપરાધની ચોકશી કરવાનો અધિકાર જે કોરટને હોય તે કોરટને" એવા જે શબ્દ છે તેનો અર્થ કેદીને જે અપરાધ બદલ શિક્ષા થઈ હતી તે અપરાધની ચોકશી કરવાનો જે કોઈ માજીસ્ત્રેટને અધિકાર હોય તે માજીસ્ત્રેટની કોર્ટ એવું સમજવું જોઇયે.

માટે ફુલપાવર માજીસ્ત્રેટે બાકી રહેલી શિક્ષા કે જે તેના અધિકારમાં છે તે ભોગવવાને જે ઠરાવ કરેચો છે તે બરોબર છે. અને ચોરીના કજીયાનું પ્રોસીડીંગ રદ કરવાનું શું કારણ છે તે આ કોરટને સમજાતુ નથી માટે ફુલપાવર માજીસ્ત્રેટે કરેલો ઠરાવ બાહાલ રાખ્યો.

---

ઈંડી પી૦ કો૦ કા૦ ૨૨૭ કોઈ માણસે શિક્ષાની કાંઈ શરતી માફી કબુલ કરી હોય તે માણસ અગર જે સરતથી તેને માફી મળી હોય તે સરત જાણીબુઝીને તોડે તો તે માણસને અગર તેણે અસલ શિક્ષામાંની કાંઈ ભોગવી નહીં હોયતો, જે શિક્ષાનો અસલ હુકમ થયો હોય તે શિક્ષા કરવામાં આવશે; અને તે શિક્ષામાંની કાંઈ તેણે ભોગવી હોય, તો તે શિક્ષામાંની જેટલી નહી ભોગવી હોય તેટલી શિક્ષા કરવામાં આવશે.

ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૩૩ કોઈ ઈનસાફની કોરટે કરેલા શિક્ષાના હુકમ ઉપરથી અથવા તે શિક્ષાના હુકમને બદલે બીજો કાંઈ હુકમ કરવામાં આવ્યો હોય તે હુકમ ઉપરથી જે કેદમાં કોઈ સખસને કાયદા મુજબ રાખેલો હોય તે કેદમાંથી અગર તે સખસ નાશી જાય અથવા હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કા૦ ૨૨૭ મુજબ અથવા (સાંસનિક દાસત્વ સંબંધી) સન ૧૮૫૫ના આકટ ૨૪ની કલમ ૧૨ મુજબ શિક્ષા થઈ શકે એવું કોઈ ગુન્હાનું તોહોમત કોઈ સખસની ઉપર મુકવામાં આવે તો જે જીલ્લામાં અથવા જીલ્લાના જે ભાગમાં તે સખસને પકડવામાં આવે તે જીલ્લા અથવા ભાગમાં, અથવા જે જીલ્લામાં કે જીલ્લાના જે ભાગમાં તેના આગળ તજવીજ થઈ હોય તે જીલ્લા અથવા ભાગમાં, અથવા કેદમાંથી નાશી જવાની બાબતમાં જે જીલ્લા મધ્યેની કેદમાંથી તે નાઠો હોય તે જીલ્લામાં તે ગુન્હાની ચોકશી અથવા ન્યાય થઈ શકે.

---

## સરકાર વિરૂદ્ધ હરગોવનદાસ અને હરીકીસનદાસ

તા૦ ૨૫ જાનેવારી ૧૮૭૨

વા૦ ૯ પા૦ ૪૪૮ } આરોપિતને એક **મ** નામના માણસનું દેવું હતું તે **મ** એ તેમને ધમકી આપ્યાથી આરોપિત માણસોએ તેમનું ઘર ગીરો લખી આપવાને કબુલ કર્યું અને તેનું ખત લખી આપ્યું પણ

તેપર હરીકીશનની સહી અને શાક્ષીઓ થઈ [illegible] દર-મીઆન આરોપિત માણસોએ તેમના લેણદાર **મ** ને એમ કહ્યું કે એક બીજા લેણદારને આપવા માટે રૂ૨૦૦) અમને આપોતો અમો દસ્તાવેજ પુરો કરી આપીએ. તેમ કરવાને **મ** એ ના પાડી એટલે ખત પુરૂ થયું નહીં. અને આરોપિત માણસોએ તે ઘર બીજાને ગીરો આપ્યું તેથી **મ** એ તેઓપર ઠગાઇની ફરિયાદી માંડી તેમાં ભરૂ-ચના ફુલપાવર માજીસ્ત્રેટ માણેકજી કાવશજી એંટીએ એ બેઉને છ છ માસની સખ્ત મજુરીની કેદ અને પાંચસેં પાંચસેં રૂપિયા દંડ આપવાની શિક્ષા કરી. એ ઠરાવપર આરોપિત માણસોએ સુરતના શેશનજડજને અપીલ ક-ર્યાથી શેશનજડજ મીο ન્યુંનહામે તે ઠરાવ બાહાલ રાખ્યો એવા કારણથી કે બીજાને ગીરો આપવાની ખબર મને નહીં આપતાં તે ગીરો કર્યાથી મને કપટે ફસાવ્યો.

આરોપિત માણસો તે ઠરાવથી નારાજ થયા તેથી હાઈકોર્ટને તેમનો અસાધારણ અધિકાર ચલાવવા અરજ કર્યાથી તે કોરટે ઠરાવ્યું કે ઠગાઇના ગુન્હાની સાબિતી ક-રવાને ઇનસાફ થવા માટે (જે વચન પ્રમાણે ન ચાલ્યાથી ઠગાઇનો ગુનો પુરો થાય એવું વચન) તેનો ઠગાઈ કરવાનો ઇરાદો હતો એ બાબત કાંઈ પુરાવો હોવો જોઇએ. અને આ કામમાં જે વાત સાબિત થઇછે તેપરથી ઠગાઇનો ગુન્હો થતો નથી માટે તોહોમત અને શિક્ષા આ કોર્ટ રદ કરેછે.

---

### સરકાર વિરૂદ્ધ કીકાભાઈ પરભુદાસ.

તા.૫ ડીસેમ્બર ૧૮૭૨

વાο ૯ } પાο૪૫૧ } આરોપિત એ સુરત મધ્યે ગુજરાતમિત્ર નામના વર્તમાનપત્રનો એડીટર હસે. તેણે "રેલવેપોલીસ" એ મથાળા નિચે તા. ૧ અકટોમ્બર સને ૧૮૭૧ના રોજના ગુજરાતમિત્રમાં કોઇએ લખી મોકલેલો મજકુર છાપેલો તેથી તેનાપર આબરૂ લીધા

બદલ ગુન્હાની ફરિયાદ થયા ઉપરથી સુરતના ફુલપાવર માજીસ્ત્રેટ મી૦ જગજીવનદાસ ખુશાલદાસે તે ગુન્હો આરોપિતપર સાબિત ઠરાવી તેને રૂ૫૦૦) દંડ આપવાની અને તે ના આપેથી પાંચમાસ આશાનકેદ ભોગવવાની સજા એવા કારણથી કરી કે—

(૧) આબરૂ લેવાના મજકુરમાં જે આરોપ પોલીસપર આણેલોછે તે ખરો નથી.

(૨) તે આરોપ પ્રમાણિકપણે આણેલો નથી.

(૩) અને ઈ૦ પી૦ કો૦ ક૦૪૯૯માં જે અપવાદ છે તે અપવાદપૈકી ૧, ૨ અને ૯નો આરોપિતને ફાયદો માગવાનો હક નથી.

આ ઉપરથી આરોપિતે સુરતના સેશનજડજ મી૦ બુનહામને અપીલ કરી તેમાં તેણે ઠરાવ્યું કે માજીસ્ત્રેટનો ફેસલો ઘણોખરો વાજબીછે પરંતુ કાયદાની નજરે દોષ અને અસમજુતીનો દોષ તેમાં ઘણો ફેરછે માટે શિક્ષા કમી કરી રૂ૧૦૦)નો દંડ કાયમ રાખ્યો.

એ ઠરાવથી પણ આરોપિત નારાજ થયો તેથી તેણે નામદાર હાઇકોર્ટમાં તેનો અસાધારણ અધિકાર ચલાવવા નિચેના કારણથી અરજ કરી.

(અ) આ કામમાંનો અપરાધ અને શિક્ષા કાયદા વિરૂદ્ધ છે.

(૧) કારણ કે જે મજકુર છાપ્યા બદલ ફરિયાદછે તે મજકુર છાપવાનો કાંઈ પ્રસંગ હોવાથી આ આરોપ ઈ૦ પી૦ કો૦ ક૦૪૯૯ના અપવાદમાં આવી જાયછે એ વાત આ કામમાં જે આરોપ રાખવામાં આવ્યોછે તેમાં નાકબુલ કરી નથી.

(૨) જે મજકુર છાપ્યા બદલ ફરિયાદ થઇછે તે મજકુરમાં વડોદરા રેલવેપોલીસે એવું સ્પષ્ટ લખ્યુ નથી.

(૩) કનિષ્ટ કોરટે જે પુરાવાપર ભરૂંસો રાખ્યો છે અને જે બનેલી વાતછે તે ઉપરથી જોતાં

છાપેલા મજકુરમાં જે.વિવેચન કરેલુંછે તે ખરૂં છે એવું સાબિત થયુંછે.

(૪) તે વિવેચન બિલકુલ ખરૂં નથી એવું જો કે ઠરાવ્યું તોપણ કનિષ્ટ કોરટે જે પુરાવાપર ભરોંસો રાખ્યો છે અને જે બનેલી વાત છે તે ઉપરથી જોતાં તે વિવેચન લોક કલ્યાણ વાસ્તે ઇમાને છાપેલોછે એમ ઠરાવવું યોગ્યછે.

(ख) જે દ્રઢકથન (વિવેચન). આબરૂ લેનારૂંછે માટે આરોપ આવ્યોછે એવું વિવેચન બિલકુલ ખરૂં છે એવું આરોપિતે સાબિત કરવું જોઇએ એમ ઠરાવવામાં કનિષ્ટ કોરટે અંગરેજી કાયદા પ્રમાણે આણેલા દિવાની દાવામાં જે જાબ જવાબનો નિયમ અને કામ કરવાની રીત લાગુછે તે રીત અને તે નિયમ આ કામને લાગુ કરેલોછે.

(क) પોલીસની ગેરવર્ત્તણુંકનું ઉદાહરણ અમો અરજદારને કહેલુંછે એવું સરવે શાક્ષીદારપૈકી રતનશંકર અને એદલજી જાંહાંગીરશાહ માત્ર કહેછે. બાકી કોઈ કહેતું નથી એવું કારણ જણાવી કનિષ્ટ કોરટે ખાણ્ડુ કરીને પુરાવાનો વિચાર કરવાને છોડી દીધું છે પરંતુ અરજદારનું ઇમાન સાબિત કરવાને આ સર્વ પુરાવો ઉપયોગી છે.

(ड) અરજદારના કામમાં જે મોટા મહત્વનો પુરાવો હતો તે કાંઈ પુરાવો લેવાને ફુલપાન્‌ડે માજીસ્ત્રેટે ના કબુલ કર્યુંછે અને એ ગેરકાયદેસર રીત બાબત જો કે કનિષ્ટ કોરટમાં તકરાર કરવામાં આવી હતી તોપણ તે કોરટે તે ગેરકાયદેસર રીત દુરસ્ત કરી નહીં.

(ङ) આ કામમાં દ્વેષબુદ્ધિ નથી એવું નિચેની કોરટની નજરમાં આવ્યું હતું સબબ તેણે તોહોમત અને શિક્ષા રદ કરવા જોઇતાં હતાં તેમાં વિશેષ કરીને દ્વેષબુદ્ધિ સાબિત કરવા વાસ્તે ફરિયાદીએ જે પુ-

રાવો આપ્યો હતો તે ઉપર નિચેની કોરટે ભરોંસો રાખ્યો નહોતો સબબ નિચેની કોરટે તે પ્રમાણે કરવું યોગ્ય હતું.

સદરહુ તકરારને માટે હાઇકોરટે નિચે પ્રમાણે ઠરાવ કર્યો.

આરોપિતે દોષવાળો જે મજકુર છાપ્યો હતો તે વડોદરા રેલવેપોલીસને લાગુછે કે નહીં ? એ સંબંધે જોતાં આરોપિતે છાપેલા મજકુરમાંની સર્વે વાત ઉપરથી તેમાંના શબ્દ વડોદરા રેલવેપોલીસને લાગુછે એમ ખુલ્લુછે.

સને ૧૮૬૧ના ૨૫ પ્રમાણે આબરૂ લેવા બાબતના ગુન્હાનું તોહોમત તૈયાર કરવા વાસ્તે ૯૦ પી૦ કો૦ કા૦ ૪૯૯માં જે અપવાદ કહ્યાછે તે અપવાદનો નિષેધ કરવાની જરૂર નથી.

આબરૂ લેવાનો ગુન્હો કરવા બદલ જે માણસપર આરોપ મુકયોછે તેને પોતે બીજાની આબરૂ લેવા જોગ જે મજકુર છાપ્યોછે તે મજકુરમાંનો જુદો જુદો દોષ એકાદ દિવાની દાવામાં જેમ પ્રતિવાદી પાસેથી સાબિત કરી લેછે તેમ સાબિત કરવાને જડજે કહ્યા છતાં તે કાયદા સંબંધી ચુક થતી નથી.

આમરૂ લેવા જોગ મજકુરમાં જે વાત લખેલીછે તે વાતનું ખરાપણાના મુદા ઉપર કિંવા આરોપિતના પ્રમાણિકપણાના મુદા ઉપર કનિષ્ટ અપીલ કોરટે જે ઠરાવ કર્યો હોય તે ઠરાવમાં હાઇકોર્ટને પોતાની તપાસણીની કોરટછે એ રીતે હાથ ઘાલવાનો અધિકાર નથી. એવી બાબતપર કનિષ્ટ કોરટે કરેલો ઠરાવ હાઇકોરટે માન્ય કરવો જોઇએ માટે અરજ નામંજુર.

---

૯૦ પી૦ કો૦ કા૦ ૪૯૯ પાને મે સરકાર વિરૂદ્ધ કાશીનાથ બચાજી બાગુલાનો ફેસલોછે તે જુઓ.

સદરહુ કલમનો અપવાદ ૧ લો. જે કાંઈ સાચી વાતનો આરોપ કોઈ સખશની ઉપર મુકવો અથવા પ્રગટ કરવો લોક કલ્યાણાર્થે જરૂર હોય તે આરોપ મુકવો અથવા

પ્રગટ કરવો એ આબરૂ લેવીછે એમ સમજવું નહીં તેમ કરવું લોક કલ્યાણાર્થે જરૂરછે કે નહીં એ હકીકતની બાબત છે.

અપવાદ ૨ જો. પોતાનો સરકારી અમલ ચલાવવા સંબંધીની કોઈ સરકારી નોકરની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત શુધબુદ્ધિથી કાંઈ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવીછે એમ સમજવું નહીં.

અપવાદ ૯ મો. બીજાની આબરૂપર કાંઈ આરોપ મુકવો એ આબરૂ લેવી ન ગણાય, પણ ક્યારે કે તે આરોપ મુકનારે સખશ પોતાનો અથવા કોઇ બીજા સખશનો લાભ જાળવવાને અથવા લોક કલ્યાણાર્થે, સુધબુદ્ધિથી તે આરોપ મુકતો હોય તો.

---

# વાલ્યુમ ૧૦ મું.

## સરકાર વિરૂદ્ધ જેઠા ભલા.

તા. ૨૭ મારચ ૧૮૭૩

વા૦ ૧૦ } આરોપિત ઉપર બુદ્ધિપૂર્વક બથા કર્યાનું
પા૦ ૯૮ } તોહોમત મુકી માંડવીજીલ્લે સુરતના ત્રીજા વર્ગના માજીસ્ત્રેટની રૂબરૂ એક ભાજીયા દીતીયાએ ફરિયાદી માંડી હતી. તે ફરિયાદી કાહાડી લેવાની તે કોરટે તેને પરવાનગી આપી હતી પણ એવા પ્રકારે તે ફરિયાદી કાહાડી લેવાની પરવાનગી આપવાનો તે માજીસ્ત્રેટને અધિકાર નથી, એવા અભિપ્રાય સાથે સુરતના જીલ્લા માજીસટરેટ ટી૦ સોન્હોપે આ કામ ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ પ્રમાણે હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ્યું કે—

બુદ્ધિપુર્વક બથા કર્યાનો ગુન્હો એ કાયદેસર રીતે પોત પોતામાં માંડી વાળવા સરખો છે માટે ક્રી. પ્રો. કો. કા. ૧૮૮ ના આધારે તે ગુન્હા બદલ થયેલી ફરિયાદી કાહાડી

લેવાની પરવાનગી છે માટે તેવો હુકમ કરી માજીસટરેટે (ત્રીજા વર્ગનાએ) કરેલો હુકમ કાયમ રાખ્યો.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કાયદા વિરૂદ્ધ છે, અથવા જોઇયે તે કરતાં વધારે સખ્ત સજાનો હુકમ કર્યો છે, અથવા જોઇયે તેટલી સજાનો હુકમ કર્યો નથી, એવું શેશનકોર્ટની અથવા ડિસ્ત્રીક્ટના માજીસ્ત્રેટની નજરમાં આવે, તો હુકમ થવા સારૂ તે કામ બાબત હાઇકોર્ટને રિપોર્ટ કરવાનો તે કોર્ટને અથવા માજીસટરેટને અખ્તિયાર છે.

સદરહુ પ્રકારની ફરિયાદીની બાબતમાં અથવા જે બાબતમાં તે કોર્ટની અથવા માજીસટરેટની નજરમાં આવે કે તોહોમતવાળા સખ્સને ગેરવ્યાજબી રીતે છોડી મુક્યો છે તે બાબતમાં શેશનના મુકદમમાં તાબામાંની કોરટે ફરિયાદ ગેરવ્યાજબી રીતે કાહાડી નાખી છે અથવા તોહોમતવાળા સખ્સને ગેરવ્યાજબી રીતે છોડી મુક્યો છે, એવું શેશનકોર્ટની અથવા ડિસ્ત્રીક્ટ માજીસટરેટની નજરમાં આવે, તો તોહોમતવાળા સખ્સનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો હુકમ ફરમાવવાનો તે કોર્ટને અથવા માજીસટરેટને અખ્તિયાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે તોહોમતવાળા સખ્સે બીજો કાંઇ ગુન્હો કર્યો છે એવું પુરાવા ઉપરથી દિસેછે એવું સદરહુ કોર્ટનું અથવા માજીસટરેટનું મત હોય તો સદરહુ ગુન્હાની ચોકશી તમેંાની કોરટે કરવી એવું ફરમાવવાનો અધિકાર સદરહુ કોરટને અથવા માજીસટરેટને છે.

એજ આાટકની કા. ૧૮૮ જે ગુન્હા માંહોમાંહે માંડી વાળવાનો કાયદા પ્રમાણે અખતિયાર હોય તે ગુન્હા કોર્ટની બાહાર માંડીવાળવાનો અખ્તિયાર જે સખ્સોનું નુકશાન થયું હોય તે શખ્સોને છે, અને તે ગુન્હા કોર્ટમાં માંડી વાળવા હોય, તો કોર્ટની પરવાનગી લઇને માંડીવાળવા.

ફરિયાદનું કામ ચલાવવાનું ઉપર કહ્યા પ્રમાણે લઈ લેશે તો, તોહોમતવાળા સખસને છોડી દીધાનું જેવું તેનું ફળ થશે.

---

## સરકાર વિરૂદ્ધ ન્યમલ શ્રાવણ.

તા. ૭ મારચ ૧૮૭૩

વા૦ ૧૦ } તોહોમતવાળાની જુબાની શાક્ષી તરીકે લે-
પા૦ ૬૯ } વાતી હતી તે વખતે તેણે ફેરફાર બોલી કોર્ટનો વખત વગર કારણે ગુમાવ્યો એમ ઠરાવી તેનાપર એક પહેલા વર્ગના માજીસટરેટે ઈ૦પી૦કો. કા. ૨૨૮ પ્રમાણે તોહોમત સાબિત કરી તેનો ચાર રૂપિયા દંડ કર્યો.

સરકાર વિરૂદ્ધ આબાજીરાવ(મુ૦ હા૦ વા૦ ૪ પાને૬) ના કામમાં થયેલા ઠરાવ પ્રમાણે આ ગુન્હો કાયદેસર નથી. એવો શેશનજડજનો અભિપ્રાય હોવાથી તેમણે આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું.

તેથી તે કોરટે ઠરાવ્યું કે કોઈ સાક્ષીદાર જોઇયે તે રીતે ફેરફાર ભાષણ કરે તે છતાં તે ઈ૦ પી૦ કો૦ કા૦ ૨૨૮ માં કહેલા ગુન્હાનો ગુન્હેગાર નથી એમ ઠરાવવાને આ કોર્ટ તૈયાર નથી, કીંવા મુંબાઈ હાઇકોર્ટના ૪ થા વાલ્યુમના ૬ અને ૭ મા પૃષ્ટ ઉપર છાપેલા કજીયાનો જે જડજે ફેસલો કર્યો છે તે જડજે સદરહુ પ્રમાણે ઠરાવ કર્યો છે એમ આ કોર્ટને દેખાતું નથી. તે કામમાં પહેલી જે ટીપ આપી છે તે બરાબર નથી. આરોપિતે કાંઈક હરકત કરી હતી એમ માજીસ્ત્રેટના ઠરાવથી દેખાતું નથી એટલુંજ એ ફેસલાપરથી દેખાઈ આવેછે. માટે શાક્ષીદાર ફારફેરનું ભાષણ કરવા લાગ્યો તો તેથી કોર્ટને હરકત થનાર નથી એમ નથી, પરંતુ તેવી વાત ઉપરથી અવસ્ય કોર્ટને હરકત થવીજ જોઇયે એમ પણ નથી એટલુંજ તે ફેસલા પરથી છે, સરકાર વિરૂદ્ધ અબદુલા રહિમાન (કલ૦ કી૦ ૨૦ તા. ૨૬ મારચ ૧૮૭૧ જુઓ)ના કજીઆમાં એવો

ઠરાવ થયોછે કે સાક્ષીદારેનું ફેરફાર બોલવું અને તેને કરેલા પ્રશ્નનો તેણે જવાબ ન આપવો એ ઉપરથી ઈ૰ પી૰ કો૰ કા. ૨૨૮ અને ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ ના ભાવાર્થ પ્રમાણે બુદ્ધિપુર્વક કોર્ટને હરકત કરવાના ગુન્હા પ્રમાણે થઈ શકે.

---

ટીપ—મુંબાઈ હાઈકોર્ટના વો૰ ૪ ને પાને. ૯ એ આપુખા ભિવરાવના કામમાં ઠરાવ્યું છેકે "શાહેદી શાક્ષી આપતાં ફેરફાર બોલ્યો તો તેથી કોઈ સરકારી નોકર આગળ ન્યાયનું કામ ચાલતાં તેને હરકત કરવાનો ગુન્હો બનતો નથી."

ઈ. પી. કો. કા. ૨૨૮ કોઈ સરકારી નોકર કોઈ ઈનસાફી મુકદ્દમાના કોઈપણ ભાગમાં બેઠો હોય તે વેળાએ તે સરકારી નોકરનું જે માણસ ઈરાદાથી અપમાન કરે,અથવા તેને કાંઈ હરકત કરે, તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૭૫, ૧૭૮, ૧૭૯, ૧૮૦ અથવા ૨૨૮મી કલમમાં બ્યાન કરેલો કોઈ ગુન્હો જ્યારે કોઈ દિવાની, ફોજદારી, કે રેવીન્યુ કોર્ટનાં દેખતાં અથવા તેની હજુરમાં કરવામાં આવે, ત્યારે, પછી તે ગુન્હો કરનાર રાણીની વિલાયતી રૈયત હોય કે નહીં હોય તોપણ, તેને પેહેરામાં રાખવાને તે કોર્ટ મુખ્તિયાર છે; અને તેજ દાહાડે કોર્ટ ઉઠતા પહેલાં કોઈપણ વખતે તે ગુન્હાની તજવીજ કરવાને તે કોર્ટ મુખ્તિયાર છે; અને તે ગુન્હો કરનારને બસેં રૂપિયા સુધીના દંડની શિક્ષા કરવાને અને તે દંડ ન આપેતો એક મહિનાની મુદત સુધી દિવાની તુરંગમાં કેદની શિક્ષા કરવાને તે કોર્ટ મુખ્તિયાર છે. પણ તે દંડ આપે એટલે તુરત તેને છોડી મુકવો.

એવા પ્રસંગ જ્યારે આવે ત્યારે શું શું કરેથી તિરસ્કાર

થયો છે તે હકીકત, તથા તે ગુન્હો કરનાર જે મજકુર કહે તે તથા કોર્ટના ઠરાવ, તથા શિક્ષાનો હુકમ, એટલી વાત તે કોર્ટે દફતરમાં લખવી.

*હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૨૨૮ મી કલમ પ્રમાણે ગુન્હો હોય તો તે સરકારી નોકર ઈનસાફનું જે કામ કરતો હોય તે કામનો પ્રકાર તથા તે કામનો ભાગ, અને જે હરકત અથવા બેઅદબી કરી હોય તેનો પ્રકાર દફતરમાં લખવો.

ઈ૰ પી૰ કો૰ કા૰ ૧૭૫ કોઈ સરકારી નોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાની અથવા સ્વાધીન કરવાની જે સખસની કાયદા મુજબ ફરજ હોય તે સખસે તે લેખ હાજર કરવામાં ઈરાદાથી કસુર કરવી; અગર તે લેખ કોઈ ઈનસાફની કોર્ટમાં હાજર કે સ્વાધીન કરવાનું ફરમાવ્યું હોય, તો.

એ૰ આકટ કા૰ ૧૭૮ કોઈ સરકારી નોકરે કાયદા મુજબ સોગંદ ખાવાનું ફરમાવ્યા છતાં સોગંદ ખાવાની ના કહેવી.

એજ આટક કા. ૧૭૯ સાચું બોલવાને કાયદા પ્રમાણે બંધાયા છતાં કાંઈ સવાલોના જવાબ દેવાની ના કહેવી.

એજ આકટની કા. ૧૮૦ કોઈ સરકારી નોકરની આગળ કહેલા કાંઈ મજકુર ઉપર સહી કરવાને કાયદા મુજબ ફરમાવ્યા છતાં તેમ કરવાની ના કહેવી.

---

## સરકાર વિરૂદ્ધ લાલા શંભુ

તા. ૨૭ મારચ ૧૮૭૩

વા૰ ૧૦ } આરોપિતે ચોરીનો ગુન્હો કર્યો તે બાબત
પા૰ ૭૦ } પોલીસનો રિપોર્ટ આવ્યો તેથી મોડાસા જીલ્લે અમદાવાદના થર્ડ કલાસ માજીસ્ત્રેટ હરિલાલ સંપતરામે આરોપિતપર તે બાબત કામ ચલાવી તે ગુન્હો તેનાપર સાબિત ઠરાવ્યો.

પણ પોલીસના રિપોર્ટ ઉપરથી થર્ડ કલાસ માજીસ્ત્રેટને

કામ ચલાવવાનો અધિકાર નથી એવો જીલ્લા માજીસ્ત્રેટ એ. એ. બરોડેલનો અભિપ્રાય હોવાથી તેમણે આ કામ ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ પ્રમાણે હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ્યું કે—

ક્રી. પ્રો. કો. કા. ૨૦ અને પરીશિષ્ટ ઉપરથી કોઈપણ ગુન્હાની ચોકશી કરી તે બદલ શિક્ષા કરવાનો સર્વ માજીસ્ત્રેટને સર્વ સાધારણ અધિકાર મળેલો છે. બાબ ૧૦ ઉપરથી કોઈ અપરાધનો તપાસ કરવાનો અને જરૂર હોય તો સર્વ પુરાવા સુધાં આરોપીતને માજીસ્ત્રેટની રૂબરૂ આણવાનો પોલીસને અધિકાર છે. (કલમ ૧૨૩) અને એ પ્રમાણે માજીસ્ત્રેટની રૂબરૂ આવેલા લોકોની ચોકશી કરવાનો અધિકાર માજીસ્ત્રેટને કલમ ૧૯૦ અને તે પાછળની કલમ ઉપરથી મળેલો છે.

સબબ સને ૧૮૭૨ના ૧૦મા આક્ટની કા. ૧૨૩ પ્રમાણે પોલીસ થાણું સ્વાધીન હોય તેવા અમલદારે જે આરોપિતને મોકલ્યો છે, તે આરોપિતે કરેલો અપરાધ જામીન લેવા જોગ હોય તો તેની ચોકશી કરવાનો ત્રીજા વર્ગના માજીસ્ત્રેટને અધિકાર છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા બલાનો કજીયો પાને ૪૧ મે છપાયો છે તે નિચે જુઓ.

એજ આક્ટની કા. ૧૨૩ અગર મળેલી ખબર ઉપરથી એમ જણાય કે જે સખસને પકડેલો છે તે સખસની ઉપર જે ગુન્હાનું તોહોમત મુકયું છે તે ગુન્હો તે સખસે કર્યો છે, અને તે ગુન્હો જામિન લઈ શકાય એવો ન હોય, તો તે પોલિસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે તે ગુન્હા બાબત જે માજીસ્ત્રેટને અધિકાર હોય તે માજીસ્ત્રેટની પાસે તે સખસને પોહોરામાં મોકલી દેવો, અને ફરિયાદ કરનાર કોઈ હોય તો ઠરાવેલે દિવસે તે માજીસ્ત્રેટની આગળ હાજર થવાસારૂ તથા બીજી રીતનો હુકમ થાય ત્યાં સુધી હાજર રહેવા

સારૂ તે ફરિયાદ કરનારને તથા જે સખસો તે મુકદમાની કેફિયતથી વાકેફ હોય તેઓમાંથી જરૂર હોય તેટલા સખસોને લખતથી બાંધી લેવા.

જ્યારે તાબા માંહેના કોઈ પોલીસ અમલદારે આ બાબ મુજબ કાંઈ તપાસ કરી હોય, ત્યારે તે તપાસનો મને રિપોર્ટ કરી મોકલવો એ પ્રમાણે તે પોલીસની ચોકી જેના હવાલામાં હોય તે અમલદારે તેને ફરમાવ્યું હોય તો તેણે તેને રિપોર્ટ કરી મોકલવો, અથવા એ પ્રમાણે ફરમાવ્યા વિનાજ તે અમલદાર તે ચોકીવાળા અમલદારને તે રીપોર્ટ કરી મોકલવાને મુખત્યાર છે, અને ત્યારપછી જાણે પોતેજ તે તપાસ કરી હોય એવી રીતે તે પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે કામ ચલાવવું.

એજ આકટની કા. ૧૯૦ તોહોમતવાળો સખસ માજીસ્ત્રેટની આગળ હાજર થાય અથવા તેને માજીસ્ત્રેટની આગળ લાવે ત્યારે, અથવા માજીસ્ત્રેટની નજરમાં આવ્યા પછી તેને જાતે હાજર થવાની માફી આપી હોય ત્યારે તે તોહોમત જે બાબતનું હોય તે બાબતની હકીકત તથા તેની સાથેની કેફિયત જે સખસોના જાણવામાં છે એમ કેહેવામાં આવે તે સખસોની તથા ફરિયાદ કરનારની શાહેદી તે માજીસ્ત્રેટે લેવી.

એજ આકટનો બાબ ૧૦ મો પોલીસને તપાસ કરવાનો અધિકાર છે તે બાબતનો છે.

ક્રી. પ્રો. કો. કા. ૨૦ ગુન્હાનો ઈનસાફ કરવા બાબત અને તે ગુન્હા જે માણસો ઉપર સાબિત થાય તે માણસોને શિક્ષા કરવાના હુકમ કરવા બાબત માજીસ્ત્રેટનો અખત્યાર હેઠળ લખ્યા પ્રમાણે છે.

પેહેલા વર્ગના માજીસ્ત્રેટને કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુધાં બે બરસ સુધીની કેદ, અને હજાર રૂપિયા સુધી દંડ તથા ફટકા મારવાનો હુકમ કરવાનો અધિકાર છે.

બીજા વર્ગના માજીસ્ત્રેટોને કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુધાં છ મહિના સુધીની કેદ, બસેં રૂપિયા સુધી દંડ, અને ફટકા મારવાનો હુકમ કરવાનો અખ્તિયાર છે.

ત્રીજા વર્ગના માજીસ્ત્રેટોને એક મહિના સુધીની કેદ, પચાસ રૂપિયા સુધીનો દંડ એ શિક્ષાનો હુકમ કરવાને અખ્તિયાર છે પણ એકાંત કેદની શિક્ષાનો હુકમ અથવા ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવાનો અખ્તિયાર તે માજીસ્ત્રેટને નથી.

શિક્ષાના જે હુકમ કરવાનો કાયદા પ્રમાણે પોતાને અધિકાર હોય તેમાંની ગમે તે શિક્ષાના હુકમ એકઠા કરીને કાયદાસર ગમે તે શિક્ષાનો હુકમ કરવાનો હરકોઈ માજીસ્ત્રેટને અખ્તિયાર છે.

ખુલાસો—જેટલી મુદતની કેદ ઠરાવવાનો આ કલમ પ્રમાણે પોતાને અધિકાર હોય તેટલી બધી મુદતની કેદ સિવાય વળી, દંડ નહીં આપવા બાબત કેદ ઠરાવવાનો હરકોઈ માજીસ્ત્રેટને અખ્તિયાર છે.

---

## સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગ

તા. ૨૧ માહે મે ૧૮૭૩.

વા૦૨૧૦ } આરોપિતે પોતાની કોર્ટમાં બુદ્ધિપુર્વક ખોટી
પા૦૭૩ } શાહેદી આપી માટે અમદાવાદના પહેલા વર્ગના માજીસ્ત્રેટ ડબલ્યુ આરપ્રાટે તેનાપર તોહોમત શાબિત ગણી તેને બે વર્ષની કેદની સજા કરી.

અમદાવાદ જીલ્લાના માજીસ્ત્રેટોનાં સન ૧૮૭૩ ના જાન્યુઆરી મહિનાનાં રિટર્ન હાઇકોરટે તપાસ્યા; તે ઉપરથી જડજ મેલવીલે સદરહુ કામના કાગળપત્રો મંગાવ્યા અને તે પોહોંચ્યાથી તેની સુનાવણી જડજ મેલી તથા વેસ્ટ એઓની રૂબરૂ થઈ તેમાં નિચે પ્રમાણે તેઓએ ઠરાવ કર્યો.

કોર્ટના કામનું અયોગ્ય રીતે છેવટ આવવા માટે કો-

ઇયે કાંઈ યત્ન કર્યા છતાં તે પ્રત્યેક યત્ન કોર્ટની બેઅદબી થાયછે. અને ખોટી સાહેદી આપવી એ વાત તેવાજ પ્રકારની બેઅદબીછે એવો કોર્ટનો અભિપ્રાયછે. એટલા માટે ખોટી શાહેદી આપવાનો ગુન્હો એકાદ માજીસ્ત્રેટની રૂબરૂ થયો હોય તો તેની ચોકશી કરવાનો અધિકાર તે માજીસ્ત્રેટને નથી. એ ગુન્હો શેશનકોરટેજ ચુકવવો એમ નથી તેટલા માટે એવો ગુન્હો શેશનકોરટની રૂબરૂ થયો હોય તો ક્રી.પ્રો.કો.કા. ૪૭૨ અને ૪૭૩ના આધારે તેની ચોકશી થવા માટે તે કામ એકાદ માજીસ્ત્રેટ પાસે તે કોરટે મોકલવું જોઇએ. અને તેથી કરીને એવાજ ગુન્હો એકાદ માજીસ્ત્રેટની રૂબરૂ થયો હોય તો તેની ચોકશી થવા વાસ્તે તે કામ બીજી કોરટમાં ન મોકલતાં તેજ માજી-સ્ત્રેટે તે ગુન્હાની ચોકશી કરી અપરાધ શાબિત કરવો એમ કાયદા કરનારનો હેતુ હોય એમ હમારા સમજવામાં આવતું નથી.

સબબ કલમ ૨૯૭ના આધારે આ કામમાં થયેલી ચોકશી આ કોર્ટ રદ કરેછે અને પેહેલા વર્ગના માજીસ્ત્રેટે કીંવા શેશન જજની રૂબરૂ તેની નવેસરથી ચોકશી થવા માટે આ કામ અમે પાછુ મોકલીએછીએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ કોઇપણ મુકદ્દમો પોતે મંગાવ્યો હોય, અથવા હુકમ થવા સારૂ જે મુકદ્દમા બાબત પો-તાને ત્યાં રિપોર્ટ આવ્યો હોય અથવા જે મુકદ્દમાની પોતાને ખબર થઈ હોય તે મુકદ્દમામાં પોતાના તાબામાંની ફલાણી કોરટનાં ઇનસાફી કામમાં જરૂરિયાત ચુક થઇછે એવું હાઇકોર્ટને દેખાયતો હાઇકોર્ટે પોતાને યોગ્ય જણાય તેવો ફેસલો અથવા શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કરવો.

તોહોમતવાળા સખ્સને ગેરવાજબી રીતે છોડી મુક્યો છે એવું હાઇકોર્ટની નજરમાં આવે તો તેનો ઇનસાફ ક-રવા બાબત, અથવા તેનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવા બાબત હુકમ ફરમાવવાનો તે કોર્ટને અખ્તિયારછે.

તોહોમતનામુ અશુદ્ધ તૈયાર કર્યુંછે અને કેદીની ઉપર જે ગુન્હો ઠરાવ્યો તે શિવાય બીજો ગુન્હો તેની ઉપર ઠરાવવો જોઇતો હતો એવું તે મુકદ્દમાની કેફીયત ઉપરથી દેખાયછે એવું હાઇકોર્ટની નજરમાં આવે, તો કેદીની ઉપર જે ગુન્હો ઠરાવવો જોઇતો હતો તે ગુન્હા બાબત શિક્ષાનો હુકમ તે કોરટે કરવો.

પણ એવું ઠરાવ્યુંછે કે તોહોમતનામામાં ચુક થઈ તેથી તોહોમતવાળો સખ્સ પોતાનો જવાબ કરવામાં ઉલટુ સમજ્યો તેથી તેને ઘણુ નુકશાન થયું એવું દેખાયતો હાઇકોર્ટે ગુન્હો શાબિત થયાનો ઠરાવ રદ કરીને અને તોહોમતનામુ સુધારીને તે મુકદ્દમો નિચલી કોર્ટમાં મોકલવો; અને પછી તે નીચલી કોરટે જાણે પોતેજ તે તોહોમતનામુ સુધાર્યું હોય તેમ કામ ચલાવવું.

માજીસ્ત્રેટે કોઈ માણસની ઉપર ગુન્હો ઠરાવ્યો હોય તે માણસે, જે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર તે માજીસ્ત્રેટને નથી તે ગુન્હો કર્યોછે એવું પોતાની નજરમાં આવે, તો તે ઇનસાફ રદ કરીને પુરા અધિકારવાળી કોર્ટનો આગળ નવેસરથી ઇનસાફ કરવાનો હુકમ કરમાવવાનો હાઇકોર્ટને અખ્તિયારછે.

તોહોમતવાળા સખ્સની ઉપર જે ગુન્હો ઠરાવ્યો, અથવા મુકદ્દમાની કેફિયત ઉપરથી જે ગુન્હો કાયદેસર રીતે ઠરી શક્યો હોત તે ગુન્હા બાબત તે તોહોમતવાળા સખ્સને જે શિક્ષાનો હુકમ કાયદાસર રીતે થઈ શકતો, નથી તેવો શિક્ષાનો હુકમ થયોછે એવું હાઇકોર્ટની નજરમાં આવે તો તે શિક્ષાનો હુકમ રદ કરીને કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ હાઇકોરટે કરવો.

શિક્ષાનો હુકમ કર્યો તે જોઇએ તે કરતાં વધારે સખત છે એવું હાઇકોર્ટની નજરમાં આવેતો કાયદા મુજબ થઇ શકતી હોય એવી કાંઈ હલકી સજાનો હુકમ કરવાને તે કોર્ટ મુખ્તિયારછે; અગર શિક્ષાનો હુકમ જોઇએ તેવો નથી એવું હાઇકોર્ટની નજરમાં આવે તો યોગ્ય શિક્ષાનો હુકમ

કરવાને તે કોર્ટ મુખ્તિયારછે.

તપાસની કોર્ટ દાખલ પોતાની પાસે કોઈ કામ આવે તે કામનો શિક્ષાનો હુકમ પોતાની નજરમાં આવે ત્યારે બંધ રાખવાનું ફરમાવવાનો, અને તે શિક્ષાના હુકમ ઉપરથી જે સખસને કેદમાં રાખ્યો હોય તે સખસને જે ગુન્હા બાબત કેદમાં રાખ્યો હોય તે ગુન્હો જામિન લઈ શકાય તેવો હોય, તો તે સખસનો જામીન લઈને તેને છોડવાનું ફરમાવવાને હાઈકોર્ટ મુખ્તિયારછે,

૩૨૮ અને ૩૯૮મી કલમમાં ઠરાવ કરેલોછે તે વતરોગ હાઈકોર્ટ શિવાય બીજી કોઈ કોરટ પોતાના તાબાની કોઈ કોર્ટનો કરેલો શિક્ષાનો ઠરાવ અથવા હુકમ, જે પક્ષકારોનો સંબંધ હોય તે પક્ષકારોની અપીલવગર ફેરવવો નહીં.

હાઈકોર્ટ તપાસ કરવાનો પોતાનો અધિકાર ચલાવશે ત્યારે તે કોર્ટમાં પોતાની જાતે અથવા મુખ્તિયારની મારફતે પોતાની વાત જાહેર કરવાનો કોઈને હક નથી, પણ તે માણસની વાત તેને મોંડેથી અથવા મુખ્તિયારની મારફતે સાંભળવાનું હાઈકોર્ટની નજરમાં આવશે તો તે પ્રમાણે સાંભળવાને તે હાઈકોર્ટ મુખ્તિયારછે.

એજ આકટની કા. ૪૭૨ શેશનકોર્ટની આગળ અથવા તેના જાણ્યામાં આવે તે રીતે કાંઈ ગુન્હો કરવામાં અને તે ગુન્હાનો ઈનસાફ તે શેશનકોર્ટજ કરી શકે એવો તે ગુન્હો હોય, તો તે ગુન્હાને માટે કોઈ સખસની ઉપર તોહોમત મુકવાને તથા તેનો ઇનસાફ થવાસારૂ તેને કેદમાં મોકલવાને અથવા તેનો જામીન લેવાને અને પોતાનાજ મુકેલા તોહોમત ઉપરથી તે સખસનો ઇનસાફ કરવાને તે શેશનકોર્ટ મુખ્તિયારછે.

એવે પ્રસંગે ઇનસાફની વખતે ફરિયાદ કરનારની તરફની અથવા જવાબ કરનારની તરફના કોઇપણ સાહેદોને સમન કરવાનો તથા હાજર કરવાનો જે અખ્તિયાર આ આકટ ઉપરથી માજીસ્ટ્રેટને આપ્યોછે તેજ

અખ્તિયાર તે શેશન કોરટને મળશે.

ઇનસાફની વખતે તે સાહેદોને હાજર કરવાનું માજી-સ્ત્રેટને ફરમાવવાને તે કોરટ મુખ્તિયારછે.

એજ આકટ કા. ૪૭૩, કલમ ૪૩૫ અને ૪૩૬ અને ૪૭૨ મીમાં ઠરાવછે તે શિવાય પોતાના અધિકારનો તિરસ્કાર કરવાના ગુન્હાને માટે કોઈપણ સખસનો ઇનસાફ કોઇપણ કોરટે કરવો નહીં.

---

## સરકાર વિરૂદ્ધ માનસંગ ભાવસંગ.

તા. ૨૧ માહે મે ૧૮૭૩.

વા૦ ૧૦ } સમુદ્રના પાણીથી જે મીઠું તેની મેળે ઉત્પન્ન
પા૦ ૭૪ } થાયછે તે કોઇયે લેવું નહીં તેને માટે ગંધ-રમાં જે કષ્ટમ ખાતુછે તે ખાતાના અમલદારની દેખરેખ નિચે ગંધરની ખાડી આવ્યાછતાં તે ખાડીમાં પોતાની મેળે ઉત્પન્ન થયેલા મીઠા પૈકી એક મણ મીઠું આરોપિતે લીધું. તેથી તેનાપર ચોરીનું તોહોમત ઠરાવી વાગરા જીલ્લે ભરૂચના બીજા વર્ગના માજીસ્ત્રેટ દામોદરદાસ ગોકળદાસે તેને વીસ દિવસની સકત કેદની અને રૂ૩) દંડની અને દંડ ન આપેથી બીજા સાત દિવસ વધારે સકત મજુ-રીની કેદ ભોગવવાની શિક્ષા કરી.

પણ જીલ્લા માજીસ્ત્રેટ મિસ્તર અંડરસનને (ફકીરા ખંડ્યા વિગેરેના કામમાં જડજ લોઇડ અને કેમ્બાલે તા. ૧૨ સપટેમ્બર ૧૮૭૨ ને રોજ કરેલા ઠરાવથી) આ કામમાં તોહોમતદાર ગુન્હેગાર છે કે નહીં તેનો શક આવ્યાથી આ કામ તેણે હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું.

તે ઉપરથી ઠરાવ થયો કે આ કામમાં મીઠું કાયદેસર ઉપયોગમાં લાવવામાં આવતું એમ જણાય છે તેથી તે કોઈ ગેરકાયદેસર રીતે લઈ જાયતો તે ચોરી થાયછે સ-બબ આ કામમાં હાઇકોર્ટ હાથ ઘાલતી નથી (જડજ મેલી અને વેસ્ટ).

ટીપ. સરકાર વિરૂદ્ધ ફકિરા ખંડ્યાના કામમાં જડજ લોર્ડ અને કેમ્બાલ એઓએ એવા ઠરાવ કર્યો હતો કે "જે ખાડી એકાદ મીઠા અગરનો ભાગ નથી તે ખાડી-માં તેની મેળે ઉત્પન્ન થયેલા મીઠા પૈકી કાંઈ મીઠું કોઈ માણસે પોતાના ઉપયોગમાં લીધુ તે છતાં ઈંડીયન પીનલકોડ પ્રમાણે કીંવા સને ૧૮૫૦ ના આક્ટ ૩૭ પ્રમાણે તથા સને ૧૮૩૭ના આક્ટ ૨૭ પ્રમાણે કોઈ ગુન્હો થતો નથી પછી સન ૧૮૩૭ના આક્ટ ૨૭ ની કલમ ૭ ઉપરથી તે મીઠું અટકાવી મુકવાને પાત્ર હોય તોપણ હરકત નથી."

---

સને ૧૮૩૭ના આક્ટ ૨૭ ની કા. ૭ અને વળી એમ ઠરાવ્યું છે કે જે ઠેકાણે મીઠુ પાકે તે ઠેકાણાની પાસે ચોકી રાખવાને મુંબાઈની ગવરનર કોસલ મુખ્તિયાર છે. અને જે અમલદારના હવાલામાં ચોકી હશે તે આ રીતે હુકમ આપવાને મુખ્તિયાર છે, કે જો-તમારા મનમાં એમ આવશે કે આ કાયદાના હુકમથી ઉલટુ કોઈ એક ચોકીને રસ્તેથી મીઠું લઈ જાયતો તમો તેઓને અટકાવીને ગાંસડોનો શોધ કરવો અને હુકમ પ્રમાણે નહીં હોયતો તે મીઠું જપત કરવું તથા દસ્તાવેજ ફાડી નાખવા.

---

### સરકાર વિરૂદ્ધ બાઈ રતન

તા. ૨૫ સપટેમ્બર ૧૮૭૩.

વા૦ ૧૦ } બાઈ રતને પોતાના ધણીનું તેણીના એક
પા૦ ૧૯૯ } યાર દાદાભાઈ સાથે રહી ખુન કર્યું તેથી તે ગુન્હા બદલ સુરતના શેશનજડજ એચ. એમ. બરડઉડે બાઈ રતનને મોતની શિક્ષાનો અને દાદાભાઈને નિર્દોષ કરવાનો ઠરાવ કરી બાઈ રતનની બાબતમાં મંજુરી મેળવવા આ કામ હાઇકોર્ટમાં મોકલ્યું અને બાઈ રતને અપીલ પણ કરી.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે જે આરોપિતને શેશનમાં કમિટ કરવાનો કીંવા તેની પોતે તપાસ કરવાનો જે મા-

જીસ્ટ્રેટને અધિકાર નથી તેવા કોઈ માજીસ્ટ્રેટની રૂબરૂ આરોપિતે ગુન્હો કર્યા બદલ આપેલી કબુલત નિચે તે આરોપિતની સહી યા તેનું નિશાન કર્યું ન હોય તો તે મજકુર પુરાવામાં લેવા લાયક નથી.

ક્રી. પ્રો. કો. કા. ૩૪૯ની આખરની ૨કમમાં "પ્રથમ કરવાની ચોકશી" એવા જે શબ્દ છે તે બાબ ૧૪ (ચોકશી અને ઈનસાફની બાબત) અને બાબ ૧૫ (જે ખટલોનો ઈનસાફ કરવાનો અધિકાર શેશનકોર્ટને કીંવા હાઈકોર્ટને છે તે ખટલાની ચોકશી બાબત) માં જે ચોકશી કહેલી છે તેને લાગુ છે માટે કલમ ૧૨૨ પ્રમાણે અપરાધ કબુલ કર્યાની વાત દફતરે દાખલ કરી મુકેલી હોય તેને તે શબ્દ લાગુ પડતા નથી કારણ કા. ૧૨૨ એ ઈનસાફના કામમાં ચાલેલી ચોકશીને કીંવા આરોપિતને કમિટ કરવાના હેતુએ ચાલેલી ચોકશીને લગતી નહીં છતાં આરોપિતનો જે માજીસ્ટ્રેટની રૂબરૂ ઈનસાફ થવાનો તે માજીસ્ટ્રેટ પાસે આરોપિતે કબુલ કરેલી વાત મોકલતી વખતે કરવાની ચોકશીને લાગુ છે. એ પ્રમાણે કા. ૧૨૨ પ્રમાણે લીધેલી કબુલત જે વખતે પુરાવામાં લેવાને અગ્રાહ્ય (નહી લેવાં લાયક) હોય તે વખત તે કબુલત થયા વિશે કીંવા તેમાં શર્તીકાર્ય છે તે બતાવવા વિશે મુખ જુબાન પુરાવો આપ્યા છતાં તે પુરાવો પણ અગ્રાહ્યછે (ઈંડયાના પુરાવાના આક્ટની કા. ૯૧) માટે બાઈ રતનને દોષ મુક્ત કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૨૨ કોઈ માણસે પોતાને જે મજકુર કહ્યો હોય તે મજકુર, અથવા કોઈ માણસની ઉપર કોઈ પોલીસ અમલદારે અથવા બીજા માણસે કાંઈ ગુન્હાનું તોહોમત મુક્યું હોય તે માણસે ગુન્હો કબુલ કર્યો હોય તે વાત દફતરમાં દાખલ કરવાનો અખ્તિયાર હરકોઈ માજીસ્ટ્રેટને છે. એ પ્રમાણે કહેલો મજકુર, સાહેદી દફતરમાં દાખલ કરવા બાબત આ આક્ટમાં આગળ જે રીત કહી છે તે

રીતે દફતરમાં દાખલ કરી મુકવો. અને ગુન્હો કબુલ કર્યાની વાત ૩૪૫ અને ૩૪૬ મી કલમમાં કહેલી રીતે દફતરમાં લખી લેવી. અને તે મજકુર તથા ગુન્હો કબુલ કર્યાની વાત દફતરમાં લખી લીધા પછી તે કાગળ જે માજી-સ્ત્રેટ તે મુકદમાની ચોકશી અથવા ઈનસાફ કરતો હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલવા. પોતાની રાજી ખુશીથી ગુન્હો કબુલ કર્યો એવું ચોકશી કરતાં લાગતું નહીં હોય તો એ પ્રમાણે ગુન્હો કબુલ કર્યાની વાત કોઈ માજીસ્ત્રેટે દફતરમાં દાખલ કરવી નહીં. અને એ પ્રમાણે ગુન્હો કબુલ કર્યાની વાત લખી મુકી હોય તેની નિચે માજીસ્ત્રેટે હેઠળ લખ્યા પ્રમાણે ટીપ લખવી.

"મને લાગેછે કે આ ગુન્હો પોતાની રાજી ખુશીથી કબુલ કર્યો છે."

(સહી) અ૦ બ૦

માજીસ્ત્રેટ.

એજ આક્ટ કા. ૩૪૫ તોહોમતવાળા સખસને કાંઈ સોગન અથવા પ્રતિજ્ઞા આપવી નહીં.

એજ આક્ટની કા. ૩૪૬ જ્યારે તોહોમતવાળા સખસની જબાની લેવામાં આવે ત્યારે તેની તે સઘળી જબાની એટલે તેને પુછેલો પ્રત્યેક સવાલ, તથા તેણે આપેલો પ્રત્યેક જવાબ પુરેપુરો લખી રાખવો, અને તે તેને દેખાડવી અથવા વાંચી સંભળાવવી, અને તેના જવાબો માંહેલી કાંઈ વાતનો ખુલાસો કરવાને અથવા કાંઈ વાત વધારવાને તે સખસ મુખ્તિયાર છે.

એ જબાની બરોબર છે એવું તે કહે ત્યારે તે જબાની પર તે માજીસ્ત્રેટે અથવા શેશન જડજે પોતાને હાથે સહી કરવી. અને તેણે એ પ્રમાણે લખીને, તેપર સહી કરવી કે આ જબાની મ્હારી હજુરમાં તથા હું સાંભળતો હતો એવી રીતે લેવામાં આવી છે અને તોહોમતવાળા સખસે કહેલો સઘળો મજકુર ખરી રીતે એમાં લખેલો છે.

જે મુકદમાઓમાં તોહોમતવાળા સખસની જબાની

માજીસ્ત્રેટ અથવા શેશન જડજ પોતાની જાતે લખી નહીં લીયે તે મુકદમાઓમાં જબાની લેવાતી જાય તેમ માજીસ્ત્રેટે અથવા શેશન જડજે તેની યાદદાસ્ત ડિસ્ટ્રિક્ટની ભાષામાં અથવા પોતાને અંગ્રેજી ભાષા બરાબર આવડતી હોયતો અંગ્રેજીમાં કરવાની તેને જરૂર છે. તે યાદદાસ્ત માજીસ્ત્રેટે અથવા શેશન જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી, અને તે દફતરની સાથે રાખવી, ઉપર ફરમાવ્યા મુજબ અગર તે માજીસ્ત્રેટથી અથવા શેશન જડજથી યાદદાસ્ત ન થાયતો તે પોતાથી ન થવાનું કારણ દફતરમાં લખવું.

તોહોમતવાળા શખસે તે જબાની ઉપર પોતાની સહી અથવા નિશાણી કરવી.

પ્રથમ ચોકશી કરતી વખતે તોહોમતવાળા શખસની જબાની લીધી હોય અને આ કલમના ઠરાવ પ્રમાણે બરાબર લેવામાં આવી નથી એવું શેશનકોર્ટની નજરમાં આવે તો જે મજકુર લખી લીધો છે તે કેદીએ બરાબર રીતે કહ્યો છે કે નહીં તે બાબત તે કોરટે પુરાવો લેવો. પણ તે ચુકથી કેદીનુ નુકશાન થતુ નહી હોય તો ઉપર કહ્યા પ્રમાણે લખી લીધેલો મજકુર કબુલ રાખવાને તે ચુકથી હરકત છે એવું સમજવું નહીં.

પુરાવાનો આકટ સને ૧૮૭૨નો ૧લો તેની કલમ ૯૧ નીચે પ્રમાણે.

જ્યારે કોઈ કરારની કીંવા દાનની, કીંવા મિલકતની બીજી હરકોઈ વ્યવસ્થાની શરતોનો દસ્તાવેજ થયો હોય ત્યારે, તથા જે કામોમાં કોઈ બાબતનો દસ્તાવેજ કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય તે સર્વે કામોમાં એવા કરારની, કીંવા દાનની, કીંવા મિલકતની બીજી વ્યવસ્થાની સરતોની સાબિતીમાં, અથવા એવી બાબતની સાબિતીમાં સદરહુ, મુળ દસ્તાવેજ શિવાય, અથવા આ આકટમાં ઉપર કહી ગયેલા નિયમો મુજબ જે કામોમાં, દોયમ પુરાવો લઈ શકાતો હોય તે કામમાં સદરહુ દસ્તાવેજના

મજકુરના દોયમ પુરાવા શિવાય, બીજો કંઈ પુરાવો આપવો નહીં.

અપવાદ ૧ લો. જ્યારે કોઈ સરકારી અમલદારને લખાણ કરીને નિમવાનું કાયદામાં ફરમાવ્યું હોય, અને જ્યારે એવું બતાવવામાં આવે કે કોઈ અમુક સખસે એવા અમલદારના હોદાનું કામ કીધું છે, ત્યારે જે લખાણથી તે સખસની નિમણુક થઈ હોય તે લખાણ સાબિત કરવાની જરૂર નથી.

અપવાદ ૨ જો. હીંદુસ્થાનના વારસા બાબતના આકટ પ્રમાણેના મૃત્યુપત્રો પ્રોબેટવડે સાબિત કરી શકાય છે.

ખુલાસો ૧ લો. જે કામોમાં ઉપર કહેલા કરાર, કીંવા દાન, કીંવા મિલકતની બીજી બ્યવસ્થા એક દસ્તાવેજમાં લખી હોય તે કામોને, તથા જે કામોમાં તે સર્વે એક કરતાં વધારે દસ્તાવેજમાં લખ્યાં હોય તે કામોને, એ બેઉને આ કલમ સરખી રીતે લાગુ પડેછે.

ખુલાસો ૨ જો. જ્યારે અસલ દસ્તાવેજ એક કરતાં વધારે હોય ત્યારે માત્ર એકજ અસલ દસ્તાવેજને સાબિત કરવાની જરૂર છે.

ખુલાસો ૩ જો. આ કલમમાં જે હકિકત વિશે લખ્યું છે તે હકિકત શિવાયની બીજી કોઈ હકિકતનો કોઈપણ મજકુર કોઈ દસ્તાવેજમાં લખેલો હોય, તો તે પ્રમાણે લખ્યા ઉપરથી સદરહુ બીજી હકિકતની મુખજુબાની પુરાવો લેવાઈ શકાતો નથી એમ સમજવું નહીં.

---

### સરકાર વિરૂદ્ધ પેસ્તનજી દીનશા.

તા. ૧૧ મારચ સને ૧૮૭૩

ઓરીજીનલ સાઈડ વા૦ ૧૦ પાને ૭૫ — હાઇકોર્ટના ચાર્ટરની કલમ ૨૫ પ્રમાણે એકાદ કામ જડજે હાઇકોર્ટના અભિપ્રાય વાસ્તે મોકલ્યાછતાં કીંવા કલમ ૨૬ પ્રમાણે જે કામ બદલ એડવોકેટ જનરલ સર્ટીફીકેટ આપ્યું છે તે કામ હાઇકોર્ટની રૂબરૂ આવ્યા

છતાં, તે કામની પહેલી ચોકશી થઈ તે વખતે જે કોઈ જડજ ચોકશી કરનારો હોય તે જડજે ચોકશી સબંધી લખેલો મંજકુર નિર્ણાયક પુરાવો છે એમ હાઇકોરટે સમજવું જોઇયે. તે ચોકશીની વખતે હાજર થયેલા બીજા લોકે કીંવા જ્યુરરોએ આપેલી એફીડેવીટ ઉપરથી, કીંવા બારીસ્ટરે, કીંવા ટુંકામાં લખનારાએ લીધેલા ટીપણ ઉપરથી સદરહુ પ્રમાણે જડજે લખી મોકલેલો મજકુર રદ થઈ શકતો નથી.

ફોજદારી ખટલાની ચોકશી કરતી વખતે જે જડજ તે કામ કરેછે તે જડજે એકાદ કાયદાનો મુદો હાઇકોર્ટના અભિપ્રાય વાસ્તે મોકલવાનું ના કબુલ કર્યાછતાં તે તેનું કારણ તેની મુખત્યારીમાં છે. અને એવા પ્રકારે તેણે ચલાવેલી મુખત્યારીની બાબતમાં લેટર્સ પેટંટની કલમ ૨૬ પ્રમાણે હાઇકોર્ટ તપાશણીનું કામ કરવા વાસ્તે બેઠાછતાં ચોકશી કરનાર નહીં.

રીપોર્ટર નો અભિપ્રાય. જડજે કાંઈ વાત જ્યુરીને કહી ન હોયતો તે બદલ લેટર્સપેટંટની કલમ ૨૬ ના આધારે એડવોકેટ જનરલ સર્ટીફિકેટ આપી શકતો નથી.

જડજે જ્યુરીને કાંઈ મજકુર અયોગ્યરીતે કહ્યો છે કે નહીં? એ બાબત વિચાર કરવાના કામમાં જડજે ખટલામાંની હકિકતની જે મુદાની વાત કાહાડી હોય તેનો પરિણામ શોછે એનો વિચાર કોરટે કરવો જરૂર છે અને જ્યુરીને જડજે જે હકિકત કહી તે ખરેખર હતી એવો જો કોર્ટનો અભિપ્રાય થાયતો તે જડજે એકાદ મહત્વના મુદ્દા ઉપરની હકિકત સ્પષ્ટરીતે જ્યુરીને કહેલી ન હોય તોપણ તે બદલ કોર્ટ વિચાર કરનાર નથી.

પ્રશ્ન. જાદુના સબંધે કીંવા સંભવવા જોગ નહીં એવા બીજા ઉપાયો એ ખુન કરવાને મદદ કરવી એ ક્રત્ય ઇંડીયન પીનલકોડ પ્રમાણે ગુન્હો થાયછે કીંવા નહીં.

કાયદાના કીંવા વહીવટના કીંવા અધિકારનો વિશેષ મહત્વનો મુદો હોયા શિવાય ફોજદારી કામમાં પ્રીવીકૌ-

સાલમાં અપીલ કરવાની પરવાનગી હાઇકોર્ટ સાધારણરીતે આપનાર નથી.

---

### સરકાર વિરૂદ્ધ પ્રેમજી ભગવાન.

તા. ૩ જુલાઈ સને ૧૮૭૩

વા૦ ૧૦ }
પા૦ ૨૯૫ } આરોપિતે ભેળ કરેલો કપાસ દાબવા માટે આપ્યો હતો તેથી તનાપર તે ગુન્હાની ચોકશી અમદાવાદના એક પહેલા વર્ગના માજીસ્ત્રેટે કરી તેને ગુન્હેગાર ઠરાવી મુંબાઈના સને ૧૮૬૩ ના આક્ટ ૯ ની કલમ ૮ પ્રમાણે રૂ૨૫) ના દંડની શિક્ષા કરી. અને રૂ૧૫૦૦) ની કિમ્મતની ગાંસડીઓ નંગ આઠ જપત કરવાનો હુકમ કર્યો. સદરહુ ઠરાવથી નારાજ થઈ આરોપિતે જીલ્લા માજીસ્ત્રેટને અપીલ કરી પણ તે નામંજુર થઈ.

તેથી આરોપિતે હાઇકોર્ટને પોતાનો અસાધારણ અધિકાર ચલાવવા અરજ કર્યાથી હાઇકોર્ટે ઠરાવ્યું કે—

આરોપિતે કેટલોક કપાસ દાબવા વાસ્તે આપ્યો, જેમાં મુંબાઈના સને ૧૮૬૩ના આક્ટ ૯ ની કલમ ૨ માં કહ્યા પ્રમાણેનો ભેળ કરેલો હતો. માટે તેજ આક્ટની કલમ ૮ માં કહેલી શિક્ષાને તે પાત્ર છે. અને આરોપિતનો હેતુ કપટ કરવાનો હતો; કીંવા તે કપાસ ભેળ કરેલો છે, કીંવા ખરાબ થયેલો છે એવું આરોપિતને માહિત હતું એમ સાબિત કરવાની ફરિયાદીને જરૂર નથી.

---

મુંબાઈના સને ૧૮૬૩ ના આક્ટ ૯ ની કા. ૨—કોઈ માણસ રૂમાં કપાસીઆ અથવા કચરો અથવા પથરા અથવા બીજી જનસ ભેળશે અથવા ભેળ કરીને રૂ ખરાબ કરશે; અથવા સાફ કરેલો અને સાફ કર્યા વગરનો (એટલે કપાસ) અથવા બે જુદી જુદી જાતનો રૂ એક ગાંસડીમાં કપટથી અથવા બદદયાનતથી ભેળશે;— અથવા ઝાકળમાં રૂ નાખીને, અથવા બીજે કાંઈ ઉ-

પાય કરીને કપટથી અથવા બેદરકારીથી ભારે કરશે અથવા ભારે કરવાનો યત્ન કરશે તો તેની ઉપર તે વાત સાબિત થશે એટલે તે ઘણામાં ઘણા બાર મહિનાસુધી એમાંના હરકોઈ પ્રકારની કેદની શિક્ષાને તથા દંડને પણ લાયક થશે. જે રૂમાં સદરહુ પ્રમાણે ભેળ કર્યા હશે અથવા જે રૂ ખરાબ કર્યો હશે અથવા કપટથી ભેળો કર્યો હશે અથવા દગલબાજીથી ભારે કર્યો હશે અને જે રૂ બાબત સદરહુ પ્રમાણે ગુન્હો સાબિત થયો હોય તે સઘળો રૂ જપત કરવો.

એજ આકટની કા. ૮ કોઈ માણસ ર જી કલમમાં કહ્યા પ્રમાણે ખરાબ કરેલો અથવા ભેળવાળો રૂ ચંપાવવાને લાવશે તો તેની ઉપર તે વાત સાબિત થશે એટલે એક હજાર રૂપિયા સુધી દંડને લાયક થશે, અને તે બધો રૂ સરકાર દાખલ થશે.

---

## સરકાર વિરૂધ પીરતાઈ.

તા. ૧૯ જુલાઈ ૧૮૭૩

વા૦ ૧૦ }
પા૦ ૩૫૬ }
આ કામમાં ચાર કેદી હતા. તેમાં પહેલા ત્રણ કેદીએ ખુનનો અને ચોથા (પીરતાઈ) એ ખુન કરવામાં મદદ કર્યાનો ગુન્હો કર્યાનું સાબિત ઠરાવી સતારાના શેશન જડજે ચારેજણને મોતની શિક્ષાનો હુકમ કર્યો.

તે ઠરાવથી નારાજ થઈ ચોથા નંબરના કેદી ( આ અરજદાર ) એ અપીલ કર્યાથી હાઇકોરટે ઠરાવ્યું કે બાબાજીની વિધવા પીરતાઈ ઉપર જે ગુન્હો સાબિત ઠરાવી શિક્ષા કરી છે તે તોહોમત અને શિક્ષા અમે રદ કર્યા છે. કારણ કે તે પરરાજ્યમાં રહેનાર પ્રજા છે. અને ખુન કરવામાં મદદ કરવાનો જે ગુન્હો તેણે કર્યો છે તે સર્વ પર મુલકમાં થયોછે. ક્રી. પ્રો. કો. એ બ્રિટીશ કોર્ટને માત્ર લાગુ છે. અને તે કોડ ઉપરથી જે કોર્ટ સ્થાપન થયેલી છે તે તે કોર્ટની સ્થળ સીમમાં જે ગુન્હો થાય તે

ગુન્હાને માત્ર કલમ ૬૬ લાગુછે. ઈ. પી. કો કા. ૨ ઉપરથી ક્રી. પ્રો. કો. એ બ્રિટિશ મુલકમાં થયેલા ગુન્હાને લાગુ છે. અને ઈ. પી. કો. કા. ૩ પ્રમાણે વિશેષ કાયદાથી પિરતાઈ બ્રિટિશ મુલકની કોર્ટથી ચોકશી થવાને લાયક થયાનું દેખાઈ આવતું નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૬૬ કાંઈ કામનો સબંધ જે બીજાં કામ ગુન્હો હોય તે કામની સાથે હોય તેથી ગુન્હો થતો હોય ત્યારે પેહેલાં કહેલા ગુન્હાનાં તોહોમતની ચોકસી તથા ઈનસાફ જે ડિસ્ટ્રિકટમાં તે ગુન્હો થયો તે ડિસ્ટ્રિકટમાં અથવા જે ગુન્હાની સાથે તેનો સબંધ છે તે ગુન્હો જે ડિસ્ટ્રિકટમાં થયો તે ડિસ્ટ્રિકટમાં કરવાનો અખત્યાર છે.

ઈંડીયન પીનલકોડ કલમ ૨—સને ૧૮૬૧ ના મે મહીનાની તારીખ ૧ લીને દીને અથવા ત્યાર પછી સદરહુ મુલુક મધ્યે આ કાયદાના ઠરાવો વિરૂદ્ધનાં જે કામ અથવા કસુરનો જે શખસ ગુનેગાર થશે, તે શખસને તે કામ અથવા કસુર બાબત આ કાયદા મુજબ શિક્ષા કરવામાં આવશે; બીજી રીતે કરવામાં આવશે નહીં.

એજ આકટની કલમ ૩—સદરહુ મુલુકની હદ બાહાર કરેલા કોઈ ગુનાહને માટે જે સખસની તજવીજ, હિંદુસ્તાનના ગવરનર જનરલ ઈનકૌનસીલે કરેલા કોઈ કાયદાથી, થઈ શકતી હોય તે સખસના ઉપર સદરહુ મુલુકની બાહાર કરેલા કામને માટે, તે કામ જાણે સદરહુ મુલુકના માંહેજ કર્યું હોય એ પ્રમાણે આ કાયદાના ઠરાવો મુજબ અમલ કરવામાં આવશે.

---

**સરકાર — અપેલંટ**

**રખમા અને બીજા — રેસ્પોંડંટ**

તા. ૪ સપટેમબર ૧૮૭૩

વા૦ ૧૦ }
પા૦ ૩૭૩ } અમુક માલ ચોરીનો છે એમ જાણીને તે માલ રેસ્પોંડંટે રાખ્યો તેથી તેનાપર ઈ. પી. કો. કા. ૪૧૧ મુજબ ગુન્હો સાબિત ઠરાવી

ફુલપાવર માજીસ્ત્રેટ કેસરે તેને બે માસની સખ્ત મજુ-રીની કેદની શિક્ષા કરી.

તે ઉપર રેસ્પોંડેંટે પુનાના શેશન જડજને અપીલ કર્યાથી આર. એચ. પિન્હીએ તેનાપરનું તોહોમત અને શિક્ષા રદ કર્યા. એવા કારણથી કે "અમુક માલ ચોરીનોછે એમ જાણ્યાછતાં તે માલ લીધો હોય પણ તે બદદયાનતથી લીધો નહોય તો કલમ ૪૧૧ પ્રમાણે ગુન્હો ઠરી શકતો નથી. પુરાવામાં કામ લાગવા માટે પોલીસનો સીપાઈ ચોરીનો માલ કોર્ટની રૂબરૂ લાવેછે તોપણ તે ગુન્હેગાર ગણાતો નથી કેમકે તે મીલકત લાવવામાં તેની બદદયાનત નથી. જે આરોપ ઉપરથી કેદીની ચોકશી આ કામમાં થઇછે તે આરોપમાં કીંવા તે તોહોમતની સાબિતીના કાગળ પત્રોમાં આરોપિતે બદદયાનતથી ચોરીનો માલ લીધો એવું લખ્યું નથી; માટે તેને જે કલમ પરથી શિક્ષા થઇછે તે કલમ પ્રમાણે શિક્ષા આપવા જોગ ગુન્હો તેણે કર્યો નથી."

મિસ્તર કેસરના સુચવ્યાપરથી આ પ્રોસીડીંગ જીલ્લા માજીસ્ત્રેટે હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું. પણ આ કામમાં ક્રી. પ્રો. કો. કા. ૨૭૨ પ્રમાણે સરકારે અપીલ કર્યા શિવાય અમે હાથ ઘાલનાર નથી એવો હાઇકોરટે જવાબ આપ્યો.

તે પ્રમાણે સરકારે અપીલ કરી. તેની નોટીસ રેસ્પોંડેંટને આપી તે પછી મુદતે હાઇકોર્ટે ઠરાવ કર્યો કે—

તોહોમતનામામાં કીંવા તે સાબિતીના કાગળ પત્રમાં બદદયાનતથી એ શબ્દ લખ્યા નથી એટલાજ કારણ ઉપરથી શેશન જડજે આ કામમાંનું તોહોમત અને શિક્ષા રદ કર્યા છે. પણ આરોપિતપર જે આરોપ છે તે આરોપની આરોપિતને પૂર્ણ માહિતી હતી, અને તે શબ્દ ન ઘાલવાથી આરોપિતને કાંઈ નુકશાન થયું નથી (એટલા માટે અપરાધ અને શિક્ષા રદ કરવાને શે. જડજે બતાવેલું કારણ બસ નથી (કા. ૨૮૩ ૪૪૩ ક્રી. પ્રો.)

માટે આ કામમાં જે પુરાવ છે તે પરથી તોહોમત સાબિત થાયછે તેથી માજીસ્ટ્રેટે કરેલી શિક્ષા અને તોહોમત અમે કાયમ રાખીએ છીએ.

---

ઈંડીયન પિનલકોડ કલમ ૪૧૧. કોઈ માણસ બદદયાનતથી કાંઈ ચોરીની મિલકત લે અથવા રાખે, અને તે ચોરીની મિલકત છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૨૭૨ છોડી મુકવાનો અસલ કામમાં અથવા અપીલમાં ફેસલો થયો હોય તે ફેસલા ઉપર અપીલ કરવાનું પબ્લિક પ્રોસીક્યુટરને અથવા એ કામ સારૂ વિશેષ અથવા સામાન્યરીતે જે બીજા અમલદારને નિમ્યો હોય તે અમલદારને ફરમાવવાનો સ્થાનિક સરકારને અખત્યારછે. પણ છોડી મુકવાનો ફેસલો કોઈ ફોજદારી કોર્ટમાં થયો હશે તે ઉપર બીજા કોઈ પ્રસંગે અપીલ ચાલશે નહીં.

તે અપીલ હૈકોર્ટમાં કરવી, અને તે જે ફેસલા બાબત અપીલ હોય તે ફેસલાની તારીખથી છ મહિના થઈ ગયા પછી આ કલમ પ્રમાણે અપીલ કરવી નહીં.

જે કામમાં સદરહુ પ્રમાણે અપીલ થઈ હોય તે કામનો બીજી કોર્ટપાસે નવે સરથી ઇનસાફ કરાવવાનો હુકમ કરવાનો અથવા કાયદાના આધારથી થઈ શકે તેવો ફેસલો અથવા શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કરવાનો હાઇકોર્ટને અખત્યાર છે.

એજ આકટની કા૦ ૨૮૩ તોહોમતનામામાં અથવા ઇનસાફની વખતે અથવા ઇનસાફ થતા પહેલાં ચાલેલાં કામમાં કાંઈ ભુલ અથવા ખામી પડ્યાના સબબનેલીધે અથવા કાંઈ પુરાવો અયોગ્યરીતે લીધાના અથવા ૨૬ કર્યાના સબબનેલીધે અથવા જડજે જ્યુરીને બાખ્યાન

કરીને કહી સંભળાવ્યું હોય તેમાં કાંઈ ચુક થયાના સબબનેલીધે અપીલમાં કોઈપણ બરાબર અધિકારવાળી કોર્ટનો ઠરાવ અથવા શિક્ષાનો હુકમ રદ થઈ કે ફરી શકશે નહીં. પણ તે ભુલથી અથવા ખામીથી ફરિયાદીનું કામ બરાબર રીતે ચલાવવાને હરકત થઈ તેથી અથવા કેદીને પોતાનો જવાબ કરવામાં (હરકત થઇને) નુકશાન થયું હોય તેથી ઇનસાફ બરોબર થયો નહી હશે, તોજ તે ઠરાવ અથવા શિક્ષાનો હુકમ રદ થઈ કે ફરી શકશે.

ઇનસાફ થવા માંડ્યો ત્યાંહાંસુધી તજવીજનું જે કામ ચાલ્યું તેમાં કાંઈ ગેર શિરસ્તાનું કામ થયું હોય તે વાત, યોગ્યરીતે ઇનસાફ કરીને કાંઈ ફેસલો અથવા શિક્ષાનો હુકમ અથવા (બીજોકાંઇ) હુકમ કર્યો હોય તે રદકરવાને બરાબર પાકો સબબછે એવું સમજવું નહીં.

અગર તોહોમતવાળા સખ્સની ઉપર અપીલ કોર્ટના અભિપ્રાયમાં એમ આવેકે પુરાવા પ્રમાણે ફલાણો ગુન્હો કર્યોછે તે ગુન્હાને માટે જેટલી શિક્ષા થઈ શકે તે કરતાં તે સખ્સને વધારે શિક્ષાનો હુકમ થયો છે, તો હિંદુસ્થાનના ફોજદારી કાયદા મુજબ અથવા બીજા તે વેળાના ચાલતા કાયદામુજબ તે ગુન્હાનેમાટે શિક્ષાની જે હદ હોય તે હદમાં આવે એ પ્રમાણે ઉપલી શિક્ષા ઓછી કરવાને તે અપીલ કોર્ટ મુખ્તિયારછે.

એજ આકટની કા૦ ૪૪૩ જે રીતે તોહોમતનામુ લખ્યું હોય તે રીતમાં, અથવા જે વિગત લખવાનું ૪૪૧ મી કલમમાં કહ્યુંછે તે વિગતમાં કાંઈ ચુક હોય તેથી અને ગુન્હો લખવામાં અથવા વિગત લખવામાં કાંઈ કસુર કરી હોય તેથી તોહોમતવાળો સખ્સ ખરેખર ઉલટુ સમજ્યો નહી હોત તો તે ચુક અથવા કસુર જરૂરનીછે એવું ચાલતે મુકદમે કોઈપણ વખતે સમજવું નહીં.

એજ આકટની કા૦ ૪૪૧ જે વાતનું તોહોમતવાળા સખ્સ ઉપર તોહોમત મુક્યુંછે તે વાત ૪૩૯ અને ૪૪૦ મી કલમમાં કહેલી વિગત ઉપરથી તે માણસનાં સમ-

જ્યામાં બરાબર આવતી નહી હોય એવા પ્રકારનું કામ હોય ત્યારે ગુન્હો કર્યાનું કહેતા હોય તે ગુન્હો કર્યાની રીત બાબતની જે વીગતથી તેવાત તેના સમજ્યામાં બરાબર આવે તે વિગત પણ તોહોમતનામામાં લખવી જોઇયે.

કલમ ૪૪૦ ગુન્હો થયાનું કહેતા હોય તે ક્યારે અને કયાં કર્યો અને કયાં માણસનો ગુન્હો કર્યો તે બાબતની વિગત, જે વાતનું તોહોમતવાળા સખ્સની ઉપર તોહોમત મુક્યું હોય તે વાત તેના સમજ્યામાં આવવાસારૂ, વાજબીરીતે જોઇયે તેટલી તોહોમતનામામાં લખવી જોઇયે.

કલમ ૪૩૯ તોહોમતવાળા સખ્સની ઉપર જે ગુન્હાનું તોહોમત મુક્યું હોય તે ગુન્હો તોહોમતનામામાં લખવો.

જે કાયદામાં કોઈ વાતનો ગુન્હો ઠરાવ્યો હોય તે કાયદામાં તે ગુન્હાનું કાંઈ મુકરર નામ લખ્યું હોય તો તે ગુન્હાનું બ્યાન તે નામથીજ તોહોમતનામામાં લખવાને અધિકાર છે.

જે કાયદામાં કોઈ વાતને ગુન્હો ઠરાવ્યો હોય તે કાયદામાં તે ગુન્હાનું કાંઈ મુકરારનામ લખ્યું નહીં હોય તો જે વાતનું કેદીની ઉપર તોહોમત મુક્યું હોય તે વાત તેના સમજવામાં આવે તેટલી તે ગુન્હાની વ્યાખ્યા લખવી જોઇયે.

જે આકટ તથા જે આકટની જે કલમ અથવા કલમો વિરૂદ્ધ ગુન્હો કર્યાનું કહેતા હોય તે આકટ તથા તે આકટની તે કલમ અથવા કલમો તોહોમતનામામાં લખવી.

તોહોમત મુક્યુંછે તે વાત, જે ગુન્હાનું તોહોમત મુક્યું વાને કાયદાસર જેજે સરતની કાયદા પ્રમાણે જરૂર હોય તે તે શરત તે મુક્કરર કામમાં પાર પડી છે એવું કહ્યા સમાનછે.

તોહોમતનામું અંગ્રેજીમાં અથવા ડિસ્ટ્રીકટની ભાષામાં લખવાનો અખત્યાર છે. કેદી જે ભાષા સમજતો હોય તે ભાષામાં તોહોમતનામુ લખ્યું નહીં હોય તો તે જે ભાષા સમજતો હોય તે ભાષામ તે તેને વાંચી સંભળાવવું.

તોહોમતવાળા ઉપર અગાઉ કાંઈ ગુન્હો ઠર્યો હોય અને જે શિક્ષા ઠરાવવી હોય તે ઠરાવવા સારૂ અગાઉનો ઠરાવ સાબિત કરવાનો ઇરાદો હોય તો અગાઉ ગુન્હો સાબિત થયો હતો તે વાત તોહોમતનામામાં લખવી. તે વાત લખી નહીં હોય તો શિક્ષાનો હુકમ કર્યા પેહેલા કોઈ પણ વખતે તે વાત દાખલ કરવાનો અધિકાર છે. પણ શિક્ષાનો હુકમ કર્યા પછી દાખલ કરવાનો અધિકાર નથી.

---

## સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળ

તા. ૨૯ અકટોમ્બર ૧૮૭૩

વા૦ ૧૦ } પા૦ ૪૨૪ } અંકલેશ્વર જીલ્લે ભરૂચના બીજા વર્ગના માજીસ્ત્રેટ અમરેતરામ ચીંતામણી શંકરે આરોપિતપર ક્રી. પ્રો. કો. કા. ૫૧૮ પ્રમાણે એક હુકમ કર્યો. પણ તે હુકમ મુદતની અંદર આરોપિતે માન્ય નહીં કર્યો તેથી તેજ માજીસ્ત્રેટે તે આરોપિતની ચોકસી કરી તેનાપર ઈ. પી. કો. કા. ૧૮૮ પ્રમાણે તોહોમત ઠરાવી તેને એક રૂ. ના દંડની અને એક રૂપિયો ના આપે તો બે દિવસ આસાનકેદ ભોગવવાની શિક્ષા કરી.

જીલ્લા માજીસ્ત્રેટનો અભિપ્રાય ક્રી. પ્રો. કો. કા. ૪૭૩ પ્રમાણે આ કામની ચોકશી કરવાનો તે બીજા વર્ગના માજીસ્ત્રેટને અધિકાર નહોતો, એવા હોવાથી આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું તેથી ઠરાવ કર્યો કે—

ક્રીમીનલ પ્રોસીજર કોડ કલમ ૫૧૮ મુજબ બીજા વર્ગના માજીસ્ત્રેટે એકાદ હુકમ કર્યા છતાં તે હુકમ અમાન્ય થયો હોય તો તે બદલ ક્રિમીનલ. પ્રો. કો. કા. ૪૭૩ ઉપ. રથી શિક્ષા કરવાનો તેને અધિકાર મળતો નથી. માટે બીજાવર્ગના માજીસ્ત્રેટે ઠરાવેલું તોહોમત અને શિક્ષા રદ કરીએ છીએ. અને ઈ.પી. કો.કા. ૧૮૮ માંના ઠરાવપર તે બીજા વર્ગના માજીસ્ત્રેટે ધ્યાન આપવું કે એકાદ હુકમ અમાન્ય થયો એટલુંજ સાબિત થવું બસ નથી પણ તેણે તે હુકમ નહીં માન્યાથી કાયદેસર કામ કરનારા માણસને

કાંઈ હરકત યા ઉપદ્રવ અગર નુકશાન થાય અગર થવાનો સંભવ હોય અગર તેથી હરકત અગર ઉપદ્રવ અગર નુકશાની થવાનો ભય થશે એવું સાબિત થવું જોઇએ એવું થાયછે.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૭૩-સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગનો ફેસલો પાને ૪૮ છે તે નિચે છપાઇછે.

ઈ. પી. કો. કા. ૧૮૮-કોઈ સરકારી નોકરને કાંઈ હુકમ જાહેર કરવાનો કાયદા મુજબ અખત્યાર હોય, તે પ્રમાણે હુકમ જાહેર કરીને તે કાંઈ માણસને એ પ્રમાણે ફરમાવે કે તમારે ફલાણા કામથી દુર રહેવું, અથવા તમારા કબજામાં કે તમારા વહિવટમાં ફલાણી મિલકત છે તે બાબત ફલાણી તરેહનો બંદોબસ્ત રાખવો અને એ પ્રમાણે તે સરકારી નોકરે ફરમાવેલું છે એમ જાણ્યા-છતાં તે માણસ તે હુકમ ન માને અને તે હુકમ તેણે ન માનવાથી અગર કાયદેસર રહેલા કોઈ સખસોને કાંઈ અડચણ કે નુકશાન થાય અથવા થશે એવું થાય તો તે માણસને એક મહિનાની મુદત સુધીની આશાન કેદની, અથવા બસેં રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને અગર તેણે તે હુકમ ન માનવાથી માણસની જીંદગીને, તંદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય અથવા થશે એવું થાય, અથવા હંગામો કે બખેડો થાય અથવા થશે એવું થાય, તો તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો. તે ગુન્હેગારે હાની કરવાનો ઇરાદો કરવો જોઇએ અથવા તે હુકમ ન માનેથી હાની થવાનો સંભવ છે એવો તેને વિચાર થવો જોઇયે, એમ કાંઈ જરૂર નથી. તે એમ જાણે કે હું ફલાણો હુકમ માનતો નથી, તથા તે હુકમ તેણે ન માનવાથી હાની થાય અથવા થશે

એવો સંભવ હોય તો બસછે.

ક્રી. પ્રો. કો. કા. ૫૧૮-તમારે ફલાણા કામથી દૂર રહેવું અથવા તમારા કબજામાંની અથવા વહીવટમાંની ફલાણી મિલકતની તમારે ફલાણી વ્યવસ્થા કરવી એવું એક લખેલો હુકમ કરીને હરકોઈ માણસને ફરમાવીશુ તો હેઠળ લખેલી વાતોનો ઘણું કરીને અટકાવ થશે અથવા અટકાવ થાય તેવું છે એવું પોતાની નજરમાં આવે ત્યારે તે પ્રમાણે લખેલો હુકમ કરવાનો અખત્યાર ડિસ્ટ્રીકટના માજીસ્ત્રેટને અથવા ડિસ્ટ્રીકટના ભાગના માજીસ્ત્રેટને અથવા જે માજીસ્ત્રેટને ખસુસ કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટને છે. તે વાતોની વિગત.

કાયદાસર રીતે કામ કરનારાં માણસને અડચણ અથવા દુઃખ અથવા નુકશાન કરવું અથવા અડચણ અથવા દુઃખનો અથવા નુકશાન કરવાનો જોખમ પોહોંચાડવો.

અથવા માણસની જીંદગીને અથવા તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ પોહોંચાડવો.

અથવા હંગામો કે બખેડો કરવો.

ખુલાસો ૧ લો. જે પ્રસંગે પેહેલો ઇલાજ કરવો યોગ્ય હોય અને ૫૨૧ મી કલમમાં અને તે કલમની પછીની કલમમાં કામ ચલાવવાની રીત કહીછે તે રીતે કામ ચલાવવામાં આવશે તો વાર લાગશે તેથી જે માણસને હુકમ કરવો હોય તેને જે નુકશાન થવાનું હોય તે કરતાં વધારે નુકશાન થશે અથવા આ બાબની મતલબ પાર પડશે નહીં. એવું માજીસ્ત્રેટની નજરમાં આવશે તે પ્રસંગ બાબત ઠરાવ કરવો એવી આ કલમની મતલબ છે.

ખુલાસો ૨ જો—જરૂરીને પ્રસંગે અથવા જે પ્રસંગે નોટિસ અપાતી નહી હોય એવી હકિકત હોય તે પ્રસંગે એક તરફી હુકમ કરવાનો અખત્યારછે; અને જે પ્રસંગે માજીસ્ત્રેટની ખાતરી થાય તેવી ખબર મળે તે સઘળે પ્રસંગે તે ખબર ઉપરથી હુકમ કરવાનો અખત્યારછે.

. ખુલાસો ૩ જો—કોઈ મુકરર સખસનું નામ લખીને હુકમ કરવાનો અખત્યાર છે અથવા કોઈ મુકરર જગાએ લોકો આવતા જતા હોય ત્યારે સઘળા લોકોને સાધારણ હુકમ કરવાનો અખત્યાર છે.

ખુલાસો ૪ થો—પોતાની જાતે અથવા પોતાના હોદા ઉપર પોતાની અગાઉ જે અમલદાર હોય તે અમલદારે આ કલમ પ્રમાણે જે હુકમ કર્યો હોય તે હુકમ રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અખત્યાર હરકોઈ માજીસ્ટ્રેટને છે.

---

## સરકાર વિરૂદ્ધ અમૃતા ગોવિંદા

તા. ૧૭ ડીસેમ્બર ૧૮૭૩

વા૦ ૧૦ } આરોપિતે ખુનનો ગુન્હો કર્યાથી પુનાના
પા૦ ૪૯૭ } શેશન જડજ બ્યારેન લારપેંટે જ્યુરીની સાથે રહી ચોકસી કરી આરોપિતને જન્મપર્યંત સમુદ્રપારની શિક્ષા કરી.

તેપર આરોપિતે હાઇકોર્ટમાં અપિલ કર્યાથી ઠરાવ્યું કે—

સવાલ જવાબના રૂપમાં જે કબુલત લીધી નથી અને જેના ખરાપણા વિશે તેના ઉપર માજીસ્ટ્રેટનો શેરો નથી એવી કબુલત પુરાવામાં લેવા બદલ જો કોઈ પક્ષકારે તકરાર કરી નહોય તોપણ તે પુરાવામાં લેવા જોગ નથી. (જુઓ ક્રી. પ્રો. કો. કા. ૪૫-૧૨૨-૨૫૬-૩૪૬ અને પુરાવાના આકટની કલમ ૯૧)

કોઈ ગુન્હામાં મદદ કરનાર માણસ, તે ગુન્હો થયો તે વખતે પાસે હોવાથી તે અપરાધ તેણેજ કર્યો એવું સમજી તેનાપર ઇ૦ પી૦ કો૦ કા૦ ૧૧૪ પ્રમાણે તોહોમત મુકાય તો તેનું તે સાહ્ય કરવું, તે અપરાધ બનતા સુધી એક સરખુ ચાલુ રહેવું જોઈયે. આખરનું કૃત્ય થયા અગાઉ એક ક્ષણ પહેલા જોકે તેણે પોતાનું અંગ તેમાંથી કાહાડી લીધું હોય તો તેની મદદથી તે અપરાધ બન્યો એમ કહેવાય નહીં. એકાદ ખુન કરવામાં મેં મદદ કરી એવું કોઈ માણસ કબુલ કરતો હોય, પરંતુ તેના સોબ-

તીઓ પાસેથી તે ખુન થયા અગાઉ જો તેણે તેમાંથી પોતાનું અંગ કાડી લીધું હોય તો તેનું તે કબુલપણું તેના સોબતિ વિરૂદ્ધ પુરાવામાં લેવામાં આવનાર નથી. પછી કબુલ કરનાર માણસની તેના સોબતિને મળીને ચોકશી કરી હોય તોપણ હરકત નથી (ઈંડયાના પુરાવાના આક્ટની કલમ ૩૦

આ કામની ચોકશી જ્યુરી પાસેથી થઇછે પણ તેમાં કેટલોક પુરાવો અગ્રાહ્ય છે તે પુરાવો રદ કર્યાછતાં પણ આરોપિત અપરાધી છે એવું જ્યુરીએ ઠરાવવાને આ કામમાં બીજો પુરાવછે એવું અમારી નજરમાં આવે છે.

માટે તોહોમત અને શિક્ષા રદ કરી નવીન ચોકસી કરવાનો હુકમ કર્યો.

---

ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૧૨૨ } સરકાર વિરૂદ્ધ બાઈ રતનનો
ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૩૪૯ } ફેસલો પાને ૫૩ મે છપાયોછે તે નિચે છે.

પુરાવાના આક્ટની કા. ૯૧ સરકાર વિરૂદ્ધ બાઈ રતનનો ફેસલો પાને ૫૩ મે છપાયો છે તે નિચેછે.

ઈ૦ પી૦ કો૦ કા૦ ૧૧૪ સરકાર વિરૂદ્ધ ઓમાનો ફેસલો પાને ૪ મે છપાયો છે તે નીચે છે.

ક્રી. પ્રો. કો. કા. ૪૫ કોઈ માજીસ્ત્રેટની આગળ કાંઈ કામ ચાલતાં તેની નજરમાં પુરાવા એવા જણાય કે જે ગુન્હાનો ઈનસાફ કરવાનો મને અખત્યાર નથી એવો કાંઈ ગુન્હો તોહોમતવાળા સખસે કર્યો છે એમ અનુમાન થઈ શકેછે.

અથવા જે ગુન્હાને માટે તોહોમતવાળા શખ્સને તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવાનો મને અખત્યાર નથી એવો કાંઈ ગુન્હો તોહોમતવાળા શખ્સે કર્યો છે એવું અનુમાન પુરાવ ઉપરથી થઈ શકેછે એવું માજીસ્ત્રેટની નજરમાં આવે તો,

તેણે તે કામ ચલાવવું બંધ રાખીને જે માજીસ્ત્રેટના

હાથતળે પોતે હોય તે માજીસ્ત્રેટની આગળ તે મુકદમો મોકલી દેવો, અથવા અધિકાર હોય એવા જે બીજા માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવાનું ડિસ્ટ્રિકટનો માજીસ્ત્રેટ ફરમાવે તે માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો.

જે માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવામાં આવે તે માજીસ્ત્રેટે પોતે તે મુકદમાનો ઈનસાફ કરવો, અથવા અધિકાર હોય એવા પોતાના હાથતળેના કોઈ અમલદારને તે મુકદમો સોંપવો, અથવા જોઇયે તો તે તોહોમતવાળા સખસને તેનો ઈનસાફ થવાસારૂ માજીસ્ત્રેટે કમિટ કરવો.

એવાં કોઈપણ કામમાં તે માજીસ્ત્રેટે અથવા ઉપર લખેલા અમલદારે પક્ષકારો તથા શાહેદોની જબાની લેવી; અને જાણે કોઈ બીજી કોર્ટમાં કાંઈ કામ નહીં ચાલ્યું હોય એવી રીતે સર્વ પ્રકારે કામ ચલાવવું.

પણ જે માજીસ્ત્રેટની આગળ મુકદમો પહેલાં આવ્યો હોય તે માજીસ્ત્રેટની આગળ તહોમતવાળાનું કામ ચાલતું હોય ત્યારે તેણે યોગ્યરીતે જે વાત કહી હોય અથવા કબુલાત કરી હોય તે વાત અથવા કબુલાત, પછી જે કામ ચાલે તે સઘળાં કામમાં પુરાવામાં લેવી.

એજ આકટની કલમ ૨૫૬. કાયદાની બાબતની સઘળી તકરારોનો અને જે બનેલી વાતો સાબિત કરવાનો વિચાર હોય તે વાતોના સબંધ બાબત તકરારો નિકળે તે સઘળી તકરારોનો વિશેષે કરીને ફેસલો કરવો, અને સાહેદી પુરાવો લેવા લાયક છે કે નહીં તે ઠરાવવું; અથવા પક્ષકારો અથવા તેઓના મુક્તિયાર જે સવાલો પુછે તે પુછવા લાયક છેકે નહીં તે બાબત જે તકરારો ચાલતે ઈનસાફે નિકળે તે તકરારોનો ફેસલો કરવો, અને જે શાહેદી પુરાવો લેવા લાયક નહીં હોય તે બાબત પક્ષકારોએ તકરાર કરી હોય કે નહી હોય તોપણ તે પુરાવો હાજર કરવાની મને કરવાનું પોતાની નજરમાં આવે તો તે પ્રમાણે મને કરવી, એ જડજનું કામ છે.

ઈનસાફની વખતે પુરાવામાં જે દસ્તાવેજો આપ્યા

હોય તે સઘળા દસ્તાવેજોનો અર્થ ઠરાવવો;

કાંઈ મુકરરર વાતનો પુરાવો આપવાસારૂ જે બનેલી વાનો સાબિત કરવાની જરૂર હોય તે સઘળી વાતોનો ફેસલો કરવો;

કાંઈ તકરાર પડે તેનો નિકાલ પોતે કરવો કે જ્યુરીએ કરવો તેનો ફેસલો કરવો એ જડજનું કામ છે; અને એ વાત બાબત તે ફેસલો કરશે તે આખરનો જાણવો.

સાહેદી પુરાવાનો સાર કહી સંભળાવતી વખતે પોતાની નજરમાં યોગ્ય જણાશે તો કાંઈ બનેલી વાત વિષેની તકરાર બાબત અથવા ચાલેલાં કામની સાથે જે કાયદાનો અને બનેલી વાતનો સબંધ હોય તે બેઉ મળીને તકરાર હોય તે તકરાર બાબત પોતાનો જે અભિપ્રાય હોય તે જ્યુરીને કેહેવાનો જડજને અખ્તિયાર છે.

પુરાવાના આકટની કલમ ૩૦—જ્યારે એકજ ગુન્હાને સારૂ એકથી વધારે સખસો ઉપર એકઠી તજવીજ ચાલતી હોય અને જ્યારે તે સખસો પૈકી એક જણાએ પોતાને વિશે તથા તે સખસોમાંના બીજા કોઈ સખસને વિશે કીધેલી કબુલત સાબિત થાય, ત્યારે જે સખસે તે કબુલત કીધી હોય તેની વિરૂદ્ધ, તેમજ સદરહુ બીજા સખસની વિરૂદ્ધ તે કબુલત વિચારમાં લેવાને કોર્ટ મુખ્તિયાર છે.

---

# વોલ્યુમ ૧૧ મું.

## સરકાર વિરૂદ્ધ ભવાનીશંકર વિગેરે

તા. ૧૯ ફેબ્રુઆરી ૧૮૭૪

વા૦ ૧૧ } આરોપિત ભવાનીશંકર ઉપર તેણે ખોટો
પા૦ ૩ } દસ્તાવેજ બનાવ્યા બદલ, તથા બનાઉ દસ્તાવેજ છે એવું માહિત છતાં તે ખરા માટે બદ દયાનતથી ઉપયોગમાં લાવ્યા બદલ તોહોમત છે. અને બીજા આરોપિત ઉપર બનાઉ દસ્તાવેજ જાણ્યા છતાં તે ખરા માટે બદ દયાનતથી ઉપયોગમાં લાવવાના

ગુન્હાને મદદ કર્યાનું અને સરકારી નોકરને જાણીબુજીને ખોટી ખબર આપ્યા વિગરેનું તોહોમતછે. આ કામની ચોકશી અમદાવાદના આકટીંગ આસીસ્ટંટ જડજ જે ડબલ્યુ વાકરે કરી તેમાં તેણે આરોપિતને શિક્ષા કરી. તે ઠરાવપર તોહોમતવાળાએ અપીલ કરી તેમાં ડિસ્ટ્રીકટ શેશન જડજે ઠરાવ્યું કે—

આરોપિત ભવાનીશંકર એ, દલસુખ હરગોવીંદ નામના માણસનો મ્યાનેજર હતો, અને બીજો તોહોમતવાળો તેમનો એક શીપાઈ હતો અને તે શીપાઇનું કામ ભવાનીશંકરના કહ્યા પ્રમાણે ચાલવાનું હતું. દલસુખરામનું કેટલાક ખેડુત પાસે સાંથનું લેણું હોવાથી તે લેણું વસુલ થવા માટે સને ૧૮૨૭ ના કાયદા ૧૭ પ્રમાણે મામલેતદારની મદદ મળવા સારૂ તે ભવાંનીશંકરે દલસુખરામના નામની સહી તેના હાથે કરી કેટલીક અરજીઓ મામલેતદારને આપી. સદરહુ સહીઓ દલસુખરામના જેવીજ હતી.

ભવાંનીશંકરને મેં મારા નામની સહી કરવાનો અધિકાર આપ્યો હતો.એવી જોકે દલસુખરામે જુબાની આપી છે પણ પોતાના ધણીને (શેઠને) ગેરવ્યાજબી ફાયદો કરવો અને દીવાનીમાં દાવા કરવામાં જે સ્ટાંપ જોઇએ તે સ્ટાંપનું સરકારને નુકશાન કરી મામલેતદારને ફસાવવા, એવા હેતુથી દલસુખની સહી ભવાંનીશંકરે વગર અધિકારે કરીછે. માટે તોહોમત સાબિત ગણી છ છમાસની શિક્ષા કની કરી.

આ બાબત હાઇકોર્ટને અરજ થયાથી ઠરાવ્યું કે આ કામમાં પહેલા કેદીપર જે આ ફરીયાદ થઈ તે કાંઈ વ્યાજબી કારણ નહી છતાં થયેલીછે. અને તેનું આ કૃત્ય કાયદાની અતીશય ખેંચતાણ કર્યા શિવાય ખોટા દસ્તાવેજના વર્ણન નિચે આવી શકતું નથી એમ અમને દેખાય છે.

દલસુખે અધિકાર આપ્યો હતો યા મને તેવો અધિકાર હતો એમ ભવાંનીશંકરને પ્રમાણિકપણે દેખાયું હતું તો

બનાઉ દસ્તાવેજ કર્યાનો તે અપરાધી નથી. પરંતુ કેદીને તેવો અખત્યાર નહતો એવી જોકે કલ્પના કરીએ તો પણ તે અરજી ઉપર તેણે ઇં. પી. કો. કા. ૪૬૪ પ્રમાણે બદ-દયાનતથી કીંવા કપટે સહી કરી ન હોય તો બનાઉ દસ્તાવેજ કર્યાનો તે અપરાધી છે એમ ઠરાવવામાં આ-વતું નથી. એમાં મામલેતદારને ફસાવવાનો હેતુ કપટનો હતો એમ અમે માનતા નથી. સરકારવિરૂદ્ધ મ્યાકસના કજીયામાં જડજ ક્રેસવેલે એવું કહ્યું છે કે "કાયદા પ્રમાણે ફસાવવાનો હેતુ સાબિત થવાને તે બનાઉ દસ્તાવેજથી કોઈ માણસને નુકશાન થવાનો સંભવ હોવો જોઇયે, કીંવા તેણે પોતાની ટીકામાં અગાઉ એમ કહ્યુંછે કે તે બનાઉ દસ્તાવેજ ઉપરથી કોઈ માણસ ફસાયો એટલીજ વાત બસ નથી. પણ ખરેખર તેથી કોઇને નુકશાન થવાનો સંભવ હોવો જોઇયે તો તે ગુન્હો થાયછે."

આ કામમાં તોહોમતવાળાએ કરેલા કામથી કોઈ માણસને નુકસાન થવાનો સંભવ જણાતો નથી. માટે તોહોમત અને શિક્ષા રદ કર્યાં.

---

ઈ. પી. કો. કા. ૪૬૪—જે માણસ નિચે પ્રમાણે કરે, તેણે લેખ બનાવ્યો એમ સમજવું.

પહેલું—જે માણસ બદદયાનતથી અથવા દગલબાજીથી કાંઈ લેખ અથવા લેખનો ભાગ બનાવે, તે ઉપર સહી કરે, મોહોર કરે, અથવા તે લખીઆપે, અથવા કોઈ લેખ લખીઆપ્યોછે એવું બતાવવાની કાંઈ નીશાણી કરે, એવા ઇરાદાથી કે જે સખસે અથવા જેના અખત્યારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો નથી, એવું તે માણસ પોતે જાણતોહોય તે સખસે અથવા તેના અખત્યારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યોછે, અથવા તેપર સહી કે મોહોર થઇછે, અથવા તે લખી આપ્યોછે, એવો વિશ્વા-સ ઉત્પન્ન કરવો, અથવા જે વખતે બન્યો નથી, તેપર સહી કે મોહોર થઈ નથી, અથવા તે લખી આપ્યો નથી,

એવું તે માણસ જાણતો હોય, તે એવ વખતે તે બન્યો છે, તેપર સહી કે મોહોર થઇછે, અથવા તે લખી આપ્યો છે, એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો; અથવાઃ—

બીજુ—જે માણસ કાંઈ લેખ પોતે ખુદ કે બીજા કોઈ સખસે કર્યા અથવા લખી આપ્યા પછી, ચેહેરીને અથવા બીજીરીતે કાંઈ જરૂરના ભાગમાં તે લેખને કાયદેસર અખત્યાર સિવાય, બદદયાનતથી અથવા દગલબાજીથી ફેરવે; પછે તે ફેરવતી વખતે તે બીજો સખસ હયાત હોય કે મરી ગયો હોય તોપણ; અથવાઃ—

ત્રીજુ—જે માણસ બદદયાનતથી અથવા દગલબાજીથી, કોઈ સખસ પાસે કાંઈ લેખપર સહી કે મોહોર કરાવે, અથવા કાંઈ લેખ તે સખસ લખી આપે એમ કરે, અથવા તેની પાસે કાંઈ લેખને ફેરવાવે; એવું જાણ્યા છતાં કે, તે લેખમાં શુ લખ્યુછે, અથવા હું શો ફેરફાર કરૂંછું. એ વાત તે સખસ દીવાનગી અથવા કેફના સબબથી જાણવાને શક્તિમાન નથી, અથવા તેને ફરેબ દીધો છે તે સબબથી તે વાત તે સખસ જાણતો નથી.

ખુલાસો ૧લો. કોઈ માણસ પોતાના નામની સહી કરે, તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો થઈ શકેછે. (જ્યારે કે પોતાના નામનો બીજો સખસ હોય તે બીજાની સહી છે એમ જાણવા કાંઈ હુંડી વગરેપર પોતે પોતાની સહી કરે તો તે પણ ગુન્હો છે)

ખુલાસો ૨જો. કોઈ માણસ કોઈ ખોટા સખસના નામથી કાંઈ ખોટો લેખ કરે, એવા ઇરાદાથી કે તે લેખ કોઈ ખરા સખસે કરેલો છે એવું માનવામાં આવે, અથવા કોઈ મુવેલા સખસના નામથી કરે, એવા ઇરાદાથી કે તે સખસે પોતાની હયાતીમાં તે લેખ કર્યોછે એવું માનવામાં આવે તો તે પણ ખોટા લેખ બનાવવાનો ગુન્હો થઈ શકેછે.

———

### સરકાર વિરૂદ્ધ જીજીભાઈ વજા

તા. ૧૯ ફેબ્રુઆરી ૧૮૭૪

વા૦ ૧૧ } જે કામ ન્યાયનું નથી એવા કામમાં આરો-
પા૦ ૧૧ } પિતે જાણી બુજીને ખોટી સાહેદી આપી તે
બદલ આરોપિતપર ઈ. પી. કો. કા. ૧૯૩

પ્રમાણે તોહોમત ઠરાવ્યું હતું. માટે સને ૧૮૭૩ ના સપ-ટેમ્બર મહીનાનું ખેડાજીલ્લાનું ફોજદારી રીટર્ન તપાસવા માટે હાઇકોરટે મંગાવ્યું.

તે કામ તપાસી જોતાં કામની હકીકત એવી માલમ પડી કે મીસ્તર પ્રોપર્ટની અગાઉ ખેડાનો જીલ્લામાજીસ્ત્રેટ મિસ્તર શેફર્ડ હતો તેણે એક મુલકી પટેલની નીમનોક કરી હતી. તે નિમનોકની બાબતમાં આરોપિત જીજીભાઇએ ખેડાના તે વખતના જીલ્લા માજીસ્ત્રેટ પ્રોપર્ટને અરજ કરી અને તે અરજીમાં મીસ્તર શેફર્ડને માટે લખેલો મજકુર ત્રાસદાયક હતો તેથી તે અરજીનો લખનાર કોણ? તેનો શોધ કરવા આરોપિતની શોગનપર જુબાની લીધી તેમાં તેણે કેટલોક કહેલો મજકુર ખોટોછે. તેથી તેનાપર ઈ૦પી૦કો૦કા૦ ૧૯૩ પ્રમાણે કામ ચલાવી મિસ્તર ગ્રાંટે તેને શિક્ષા કરી હતી.

તેમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે ત્રાસદાયક અરજી લખનાર કોણછે? એ બાબત શોધ કરવામાં જે કામ માજીસ્ત્રેટ ચલાવે તેમાં સોગન આપવાનો તે માજીસ્ત્રેટને અધિકાર નથી. માટે આરોપિત એ ખોટી શાક્ષી આપ્યાનો ગુન્હેગાર નથી તેથી તેનાપરનું તોહોમત અને શિક્ષા રદ કર્યાં.

---

ઈ૦ પી૦ કો૦ કા૦ ૧૯૩—જે માણસ કોઈ ઇનસાફી મુકદ્દમાના કોઇપણ ભાગમાં ઇરાદાથી ખોટી શાહેદી આપે, અથવા કોઈ ઇનસાફી મુકદ્દમાના કોઇપણ ભાગમાં વપરાય એવા કારણસર ખોટો પુરાવો બનાવે તે માણસને સાતવરસની મુદ્દત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની

શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડનેપણ લાયક થશે; તથા બીજી કોઈ બાબતમાં જે માણસ ઇરાદાથી ખોટી સાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે, તે માણસને ત્રણવરસની મુદત સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી દંડને પણ લાયક થશે.

ખુલાસો ૧લો. કોઈ કોર્ટ માર્સલ અથવા મીલીટરી કોર્ટ આવ્રીકવેસ્ટની આગળ તજવીજ ચાલતી હોય,તેને ઇનસાફી મુકદમો સમજવો.

ખુલાસો ૨જો. કોઈ ઇનસાફની કોરટની આગળ મુકદમો ચાલતા પહેલાં કાયદાએ ફરમાવેલી તજવીજ થતી હોય તેને ઇનસાફી મુકદમાનો એક ભાગ સમજવો, પછી તે તજવીજ કોઈ ઇનસાફની કોરટની આગળ નહિ થતી હોય તોપણ.

ખુલાસો ૩જો. કોઈ ઇનસાફની કોરટે કાયદા મુજબ કાંઈ તજવીજ કરવાનું ફરમાવ્યું હોય, અને તે તજવીજ કોઈ ઇનસાફની કોર્ટના હુકમ મુજબ થતી હોય, તો તે તજવીજને ઇનસાફી મુકદમાનો એક ભાગ સમજવો. પછી તે તજવીજ કોઈ ઇનસાફની કોર્ટની આગળ નહી થતી હોય તોપણ કાંઈ જમીનની હદમુકરર કરવા સારૂ એક ઇનસાફની કોરટે કોઈ અમલદારને તે જગાપર મોકલ્યો હોય, તે અમલદારની આગળ થતી તજવીજમાં અ સોગંદ ખાઇને એવી એક વાત કહે કે જે ખોટી તે એમ જાણતોહોય, તો એ તજવીજ ઇનસાફી મુકદમાનો એક ભાગછે માટે અએ ખોટી શાહેદી આપી એમ સમજવું.

---

**સરકાર વિરૂદ્ધ દાદાબસયા અને બીજા.**

તા. ૧૨ ફેબ્રુઆરી ૧૮૭૪

વા૦૨૧ } આરોપિતે, એક વખારનો તે માંહેના માલ
ખા૦૧૩ } સુધાંત નાશ કરવાના હેતુએ, તે વખારપર
ચઢી તેને આગ લગાડી. તેથી તેનાપર ઇ૦પી૦

કો૦ કા૦ ૪૩૬ અન્વયે તથા કા૦ ૪૩૫ અન્વયે બેલગા-
મના શિશનજડજ સી૦ એફ. એચ. શા એ કામ ચલાવીને
કા. ૪૩૬ પ્રમાણે સાત અને કા૦ ૪૩૫ પ્રમાણે ત્રણવર્ષની
કેદની શિક્ષા કરી.

આ ઠરાવપર હાઇકોરટમાં અપીલ થઈ તેમાં ઠરાવ
થયો કે આરોપિતે કરેલું કૃત્ય અને તેનો ઇરાદો એ ઉ-
પરથી જોઇયેતો એક મોટો અપરાધ થાય છે. પણ જો
તેનું તે કૃત્ય જોઇયેતો તે જે ગુન્હાનું સ્વરૂપ કમી રૂપનું
છે તે ગુનાના વર્ણન નિચે આવે એમ હોયતો તે આરો-
પિત અનેક ગુના બદલ શિક્ષાને પાત્ર થતો નથી.

માટે કલમ ૪૩૬ પ્રમાણેનું તોહોમત કાયમ રાખી કા૦
૪૩૫ પ્રમાણેનું તોહોમત રદ કર્યું.

---

૯૦ પી૦ કો૦ કા૦ ૪૩૫ જો કોઈ માણસ અગ્નીથી
અથવા અવાજ સાથે ફૂટે એવા કાંઈ પદાર્થથી બીગાડ
કરે, અને તેથી કાંઈ મિલકતને સો અથવા વધારે રૂપી-
યાની નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય અથવા તેથી
તેટલી નુકશાની થશે એવો સંભવછે એમ તે જાણતો
હોય તો તે માણસને સાતવરસની મુદત સુધીની બેમાંના
ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને
વળી તે દંડને પણ લાયક થશે.

એજ આકટની કા૦ ૪૩૬ જો કોઈ માણસ અગ્નીથી
અથવા અવાજ સાથે ફૂટે એવા કોઈ પદાર્થથી બિગાડ
કરે અને તેથી જે ઇમારત ઘણું કરીને પ્રજાના ઠેકાણા
દાખલ અથવા માણસના રહેઠાણા ઠેકાણા દાખલ અ-
થવા માલ ભરવાના ઠેકાણા દાખલ વપરાતી હોય એવી
કોઈ ઈમારતનો નાશ કરવો એવો તેનો ઇરાદો હોય અ.
થવા તેથી તેનો નાશ થશે એવો સંભવછે એમ તે જાણતો
હોય. તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા
દશવરસની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની

શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડનેપણ લાયક થશે.

---

### સરકાર વિરૂદ્ધ બાલાજી સીતારામ.

તા. ૧૮ મારચ ૧૮૭૪

વા૦૧૧ } પા૦૩૪ } આરોપિત અને એક અનાજી પરશરામ કોઈ ગામની જકાત વસુલ કરવાના કામમાં વઢ્યા, તેથી તેઓએ અકએકપર દીવાની અને ફોજદારીમાં ફરિયાદ કરી તેમાં એક બીજાએ આપેલી જુબાની ખોટીછે એમ એકમેકનું કહેવુંછે. તે પૈકી અનાજી પરશરામે એક પ્રસંગે ખોટી શાક્ષી આપ્યા બદલ પાંચવર્ષની કેદની શિક્ષા ભોગવી હતી અને હવે હાલ આરોપિતપર ફોજદારીમાં કામ ચલાવવાને તે યત્ન કરે છે, તેને માટે તેણે મંજુરી મેળવવા કેટલીક અરજીઓ કરી તેમાં તે ફાવ્યો નહિ. પણ આખરે સતારાના જીલ્લા માજીસ્ત્રેટે તેને નિચે પ્રમાણે પરવાનગી લખી આપી.

ઈ૦પી૦કો૦કા૦ ૧૯૩ના આધારે બાલાજી શીતારામે જુદી જુદી કોર્ટમાં સોગન ઉપર જુદો જુદો મજકુર કહ્યોછે શબબ તેના ઉપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી આપુછું."

આ મંજુરીના હુકમપર આરોપિતે હાઈકોરટને તેનો અસાધારણ અધિકાર ચલાવવા અરજ કર્યાથી હાઈકોરટે ઠરાવ્યું કે એકાદ માજીસ્ત્રેટની કોરટમાં કિંવા એકાદ સબારડીનેટ જડજની કોરટમાં ખોટો મજકુર કહ્યા બદલ કોઈ માણસ ઉપર આરોપ આણવાનો ઈરાદો હોય તે પ્રત્યેક બાબતમાં ફોજદારીમાં કામ ચલાવવા વિશે યોગ્ય મંજુરી લેવી જોઈયે. ક્રી૦ પ્રો૦ કો૦ કા૦ ૪૭૦ પ્રમાણે ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી આપવાની તેમાં જે ખોટો મજકુર કહ્યો તે મજકુર જે કોરટમાં ખોટો કહ્યો હોય તે અને જે પ્રસંગે કહ્યો હોય તે કોરટનું નામ અને પ્રસંગ એવું લખવું જોઈયે.

આ મંજુરીમાં તેમ લખ્યું નથી માટે મંજુરી રદ

કરીએ છીએ.

---

ઇ૦ પી૦ કો. કા.૧૯૩—સરકાર વિરૂદ્ધ જીજીભાઈ વળા-
નો ફેસલો પાને ૭૬ મે છપાયો છે તે નિચે જુઓ,

ક્રી૦ પ્રો૦ કો૦ કા. ૪૭૦. ૪૬૭. ૪૬૮, અને ૪૬૯ મી કલમમાં કહેલી મંજુરિય- મોઘમ રીતે આપ-વાનો અખ્તિયાર છે અને તેમાં તોહોમતવાળા શખ્સનું નામ લખવાની જરૂરર નથી.

સદરહુ પ્રકારની મંજુરિયત કોઈ પણ વખતે આપી શકાય અને ઉપરની છેલી ત્રણ કલમો મધ્યેની કોઈ પણ એક કલમ પ્રમાણે મંજુરિયત આપી હશે તે બાકી રહેલી બે કલમોમાંની કોઈ પણ કલમ લાગુ હોય એવા ગુન્હો બન્યો છે એવું હકીકત ઉપરથી જણાય; તો તોહો-મત ફેરવવાને તે ગુન્હાનું તોહોમત મુકવાને કોર્ટને પુરો આધાર છે એવું સમજવું.

ખુલાસો—આ બાબ પ્રમાણે કામ બન્યું હોય તેમાં સરકારી નોકરનો અથવા કોર્ટનો રીપોર્ટ અથવા અરજી હોય તે બરાબર ફરિયાદ છે એવું સમજવું.

એજ આકટની કા૦ ૪૬૭. હિંદુસ્થાનના ફોજદારી કા-યદાના ૧૦મા બાબમાં કહેલા જે ગુન્હાઓને આ આ-કટની ૪૩૫-૩૬મી કલમ લાગુ નહી હોય એવા કોઈપણ ગુન્હાની ફરિયાદી કોઈ પણ ફોજદારી કોર્ટમાં સાંભળવી નહીં; પણ જેનું લાગતું વળગતું હોય તે સરકારી નોકર અથવા તેનો ઉપરી અમલદાર મંજુરિયત આપે અ-થવા ફરિયાદ કરે તો તે ગુન્હાની ફરિયાદ કોઈ પણ ફો-જદારી કોર્ટે સાંભળવી.

આ કલમમાં લખેલી મના હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૮૯મી તથા ૧૯૦મી કલમોમાં બ્યાન કરેલા ગુન્હાઓને લાગુ નથી.

એજ આકટની ક૦ ૪૬૭. હિંદુસ્થાનના ફોજદારી કા-યદાની કલમ ૧૯૩, (કોઈ ઇનસાફી કામમાં ખોટી શાહે

દી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો; કે બીજા કો ઈ કામમાં તેમ કરવું) ૧૯૪, (દેહાંત શિક્ષા જોગ ગુન્હો કોઈની ઉપર સાબિત કરવાના ઇરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો; અગર તેમ કરવાથી કોઈ બે ગુન્હા શખ્સની ઉપર ગુન્હો સાબિત થઇને તેનો જીવ લેવામાં આવે તો.) ૧૯૫, (સમુદ્રપારની અથવા ૭ વર્ષ કરતાં વધારે કેદની શિક્ષા થઈ શકે એ- એવો ગુન્હો કોઈની ઉપર સાબિત કરાવવાના ઇરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો ) ૧૯૬, (કોઈ ઇનસાફી કામમાં બનાવટી અથવા ખોટો જાણેલો પુરાવો વાપરવો.) ૧૯૯, (કાયદા પ્રમાણે પુરા- વામાં લઈ શકાય એવા કોઇએ કરારમાં લખેલી ખોટી કેફિયત ૨૦૦, એવો કોઈ ખોટો જાણેલો એ કરાર ખરાની માફક વાપરવો) ૨૦૫, (કોઈ દિવાની કે ફોજદારી મુક- દમા મધે કાંઈ કામ કરવા સારૂ અથવા જામિન થવા સારૂ ખોટો વેશ લીધો)૨૦૬, (કાંઈ મિલકત સરકાર જપત થતી અથવા શિક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી અ- થવા હુકમનામુ બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ તે મિલકત દગલબાજીથી ખસેડવી અથવા છુપાવવી વગે- રે) ૨૦૭, (કાંઈ મિલકત સરકાર જપત થતી, અથવા શિક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી, અથવા હુકમનામુ બજાવવામાં લેવાતી, અટકાવવા સારૂ દગલબાજીથી તે મિલકતપર હક નહીં છતાં દાવો કરવો, અથવા તેહેના કાંઈ હક બાબત ઠગાઈ કરવી.) ૨૦૮, (જે રકમ લેહેણી નથી તેને સારૂ દગલબાજીથી હુકમનામુ થવા દેવું, અ- થવા હુકમનામુ પુરૂં થયા પછી તે બજવા દેવું ) ૨૦૯, ( કોઈ ઈનસાફી કોરટમાં ખોટો દાવો કરવો, ૨૧૦, જે રકમ લેણી નહીં હોય તેનેસારૂ દગલબાજીથી હુકમનામુ કરાવી લેવું, અથવા હુકમનામુ પુરૂ થયાપછી તે બજ- વાવવું, ૨૧૧, (નુકશાન કરવાના ઈરાદાથી ગુન્હાનું ખોટું તોહોમત મુકવું; અગર ગુન્હાનું તોહોમત મુક્યું હોય તે

ગુન્હા દેહાંત શિક્ષા જોગ અથવા જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા જોગ, અથવા ૭ વર્ષ કે તેથી વધારે કેદની શિક્ષા જોગ હોય તો) અથવા ૨૨૮, (કોઈ સરકારી નોકર કાંઈ ઈનસાફી મુકદ્દમાના કોઈપણ ભાગમાં બેઠા છતાં તેહેનું ઈરાદાથી અપમાન કરવું, અથવા તેને હરકત કરવી) મી કલમમાં બ્યાન કરેલા સરકારી ઈનસાફની વિરૂદ્ધ કાંઈ ગુન્હો અગર કોઈ દિવાની કે ફોજદારી કોર્ટની આગળ અથવા તેની વિરૂદ્ધ કરવામાં આવ્યો હોય, તો તે ગુન્હાની ફરિયાદ ફોજદારી કોર્ટમાં સાંભળવી નહીં, પણ જે દિવાની અથવા ફોજદારી કોર્ટની આગળ અથવા વીરૂદ્ધ તે ગુન્હો કરવામાં આવ્યો હોય તે ફોજદારી કે દિવાની કોર્ટની મંજુરિયત હોય, અથવા તે કોર્ટ જેને તાબે હોય તેવી કોઈ બીજી કોર્ટની મંજુરીયત હોય તો તે ફરિયાદ સાંભળવી.

એજ આકટની કા. ૪૬૯ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૬૩, ( ખોટો લેખ બનાવવાનો ગુન્હો ) ૪૭૧,(જાણી બુજીને બનાવટનો લેખ ખરા દાખલ વાપરવો; અગર તે ખોટો બનાવવાના લેખ ઈંડ્યા સરકારની પ્રામીસરી નોટ હોયતો.) ૪૭૫, હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૬૭મી કલમમાં લખેલા પ્રકારના લેખોનું ખરાપણું દેખાડવાસારૂ વપરાતી હોય તેવી કોઈ મુદ્રા અથવા નિશાણી ખોટી બનાવવી, અથવા ખોટી નિશાણી કરેલો પદાર્થ કબજામાં રાખવો.) અથવા ૪૭૬ ( હીંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૬૭મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના લેખનું ખરાપણું દેખાડવાસારૂ વપરાતી હોય એવી કાંઈ મુદ્રા અથવા નીશાણી ખોટી બનાવવી, અથવા ખોટી નિશાણી કરેલો પદાર્થ કબજામાં રાખવો) મોમાં બ્યાન કરેલા લેખો સંબંધી કોઈ ગુન્હાની ફરિયાદ, જો તે લેખો કોઈ દિવાની અથવા ફોજદારી કોર્ટ માંહેનાં કાંઈ કામ મધ્યે પુરાવામાં આપવામાં આવ્યા હોયતો, તે કામ મધ્યેના કોઈ પક્ષકારની ઉપર કોઈપણ ફોજદારી

કોર્ટ મધ્યે સાંભળવી નહીં, પણ જે કોર્ટમાં તે લેખ પુરાવામાં આપ્યો હોય તે કોર્ટની મંજુરિયત હોય અથવા તે કોર્ટ જેને તાબે હોય એવી કોઈ બીજી કોર્ટની મંજુરિયત હોય, તો તે ફરિયાદ સાંભળવી.

---

**સરકાર વિરૂદ્ધ પરભુદાસ અંબારામ અને બીજા.**

તા. ૨૭ જાન્યુઆરી ૧૮૭૪

વા૦ ૧૧ } નંબર એકના આરોપિત પરભુદાસ ઉપર
પા૦ ૯૦ } તેણે ફકીરચંદ નામના માણસના નામની એક વાયદાચીઠી બનાવટ કર્યા બદલ અને બીજા ચારપર તેને મદદ કર્યા બદલ તોહોમત મુકવામાં આવ્યું હતું. તેની ચોકશી અમદાવાદના શેશન જડજ ન્યુનહામે કરી અને પ્રત્યેક જણને સાત સાત વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા કરી.

આ ઠરાવપર કેદીઓએ હાઇકોર્ટમાં અપીલ કર્યાથી તે કોરટે ઠરાવ્યું કે જે દસ્તાવેજ સ્પષ્ટ બનાઉ હતા, કીંવા બનાઉ કરવા વાસ્તે કાગળ તૈયાર રાખ્યા હતા એવા જે કેટલાક કાગળો કેદી પાસેથી મળ્યા તે પુરાવા માટે શેશનજડજે લેવા નહોતા કેમકે પુરાવાના આકટની કા. ૪૩ અને ૧૫૩ જોતાં કોઈ માણસ અમુક એક વાયદાચીઠી બનાઊ કરીછે એવો બીજા ઉપર આરોપ રાખે અને એક પણ વાયદાચીઠી પોતે કદી કોઇને કરી આપી નથી એવું કહેતો જે વાયદાચીઠી બનાઊ કર્યા બદલ તેનું કહેવું છે તે વાયદાચીઠી સરખીજ બીજી એક વાયદાચીઠી તેણે લખી આપી હતી એ વિશેનો પુરાવો અગ્રાહ્ય થશે. અને તે વાયદાચીઠી ઉપરથી થયેલો ફેસલો પણ પુરાવામાં ગ્રાહ્ય કરવામાં આવનાર નથી.

ઉપર કહેલા મુદ્દાનો નિકાલ ઈંગ્લાંડમાં ગ્રીફીન્સ વિરૂદ્ધ પેનીના મુકદ્દમામાં થયોછે. તે કામમાં પ્રા૦ મી એવો જવાબ હતો કે હુંડી શીકાર્યા બદલનો જે મારા નામનો હુંડીપર શેરોછે તે બનાઉ છે અને તે કામમાં તેણે એવાજ

પ્રકારે જે કેટલીક હુંડીઓ બનાઉ કરેલી વાદીના કબજા-
માંથી મળી હતી તે પુરાવામાં આપી; તે પુરાવો લોર્ડ
ડેનમને નાકબુલ કર્યો. અને એવું ઠરાવ્યું કે બનાઉ દસ્તા-
વેજ કરવાના ગુનાની બાબતમાં એવા પ્રકારનો પુરાવો
તદન અગ્રાહ્ય છે એ ખુલ્લુ છે. એવા પ્રકારનો પુરાવો
ગ્રાહ્ય કરવાને સબંધે ઈંગ્રેજી કાયદામાં જેવા ઠેરાવ છે
તેથી ઈંડ્યાના પુરાવાના આકટમાં જાસ્તી ઠરાવ નથી.
ઈંડ્યાના પુરાવાના આકટ ઉપરથી અગાઉનો અપરાધ
સ્થાપન માત્ર લાગુ વાતછે પરંતુ તેવું અંગરેજી કાયદા
ઉપરથી થતુ નથી.

સદરહુ આરોપિત માણસના ઘરમાંથી જે કાગળો
મળ્યાછે તે કાગળના સ્વરૂપ ઉપરથી જોતાં એ લોકોના
વ્યવહાર વિશે અતિશય સંશય ઉત્પન્ન થાયછે, કેમકે
તેઓના કબજામાંથી મળેલા કાગળો પૈકી કેટલાક કોરા
સ્ટાંપ જુદા લોકોના નામના ખરીદ કરેલાછે, બીજા કેટલાક
આ કરજદારે સહી કરેલા દસ્તાવેજછે પણ તેનાપર શાક્ષી
કરેલી નથી, વળી કેટલાક કોરા કાગળોપર કલ્પીત કરજ-
દારોની સહી કરેલી હતી. સદરહુ કાગળો વિષે બીલકુલ
ખુલાસો કેદીઓએ કર્યો નથી અને હાલ જે ખત બનાઉ
કર્યા બદલ તકરાર છે તે ખત બનાઉછે એવું જોકે સા-
બિત નથી તોપણ ઉપરની વાતથી કોર્ટના મનમાં શંકા
આવ્યાથી કેદીને સજા કરી તેથી તેના ટેકામાં વિદ્વાન
લીગલ રીમેમ્બ્રનસરે એવી તકરાર કરીછે કે "કેદીના
ઘરમાં ઘર ફોડવાનાં હથીયાર જડ્યાથી ઘર ફોડવાનો
અપરાધ કર્યા બદલની સાબિતી કરવાને જે કારણથી
હથિયાર પુરાવામાં ગ્રાહ્ય થાયછે તેજ કારણ ઉપરથી
સદરહુ પુરાવો પણ લાગુ થાયછે." પરંતુ હથિયારોનો જે
પુરાવો ગ્રાહ્ય કરવામાં આવેછે તે ઘર ફોડવાની વાત
સાબિત કરવા વાસ્તે નહીં છતાં ઘર ફોડવાનો પુરાવો બીજે
પ્રકારે થયા છતાં તે ફોડવાનો અપરાધ કેદીએ કર્યોછે
એમ સાબિત કરવા વાસ્તે તે પુરાવો ગ્રાહ્ય કરવામાં આવે

છે. હાલના આ કામમાં તો બનાઉ દસ્તાવેજ થયોછે એ વાત સાબિત કરવા વાસ્તે બનાઉ દસ્તાવેજ કરવાનાં હથિયાર કેદી પાસે હોવાની વાત પુરાવામાં લીધેલીછે.

પરંતુ એવા જે અયોગ્ય પ્રકારે પુરાવો લીધેલોછે તે જો કે એક બાજુએ મુકીએ તો પણ કેદીપર થયેલો અપરાધ કાયમ રાખવાને બીજો પુરાવો પુષ્કળ છે. ફરિયાદી તરફના ઘણા પુરાવા ઉપર સેસન જડજે અને આસેસરે ભરોસો રાખ્યો છે એવા પ્રકારનો પુરાવો હમેસ બનાઉ કરેલો હોયછે એટલાજ કારણ ઉપરથી કનિષ્ટ કોર્ટનો ઠરાવ રદ કરીએ તો ન્યાય થાય નહીં. નંબર ૩ના કેદીતે ફરિયાદીએ લખી આપેલા ખત બદલનો પુરાવ ભરસો રાખવા જોગ નથી. સબબ તે જો પુરાવામાં ગ્રાહ્ય કર્યા તો તે ઉપરથી ફરિયાદી તરફનો પુરાવો રદ થઈ શકતો નથી એવો અમારો અભિપ્રાય છે માટે તોહોમત અને શિક્ષા કાયમ રાખ્યાં.

---

પુરાવાના આક્ટ (સન ૧૮૭૨નો ૧ લો) ની કા. ૪૩-કલમ ૪૦-૪૧-૪૨ માં જણાવેલા છે તે શિવાયના બીજા ફેસલા, હુકમ, કીંવા હુકમનામાં થયાં છેકે નહીં એ મુદાની હકિકત ન હોય, કીંવા આ કાયદાના બીજા કોઈ ઠરાવ મુજબ તે લગતી હકીકત ન હોય, તો તેવા ફેસલા કીંવા હુકમ કીંવા હુકમનામાં ગેર લગતાં છે એમ સમજવું.

એજ આક્ટની કા. ૪૦. કોઈ કોર્ટે કોઇએક દાવાની ફરિયાદી સાંભળવી કે નહીં, કીંવા કોઇએક તજવીજ ચલાવવી કે નહીં, એવી જ્યારે તકરાર હોય ત્યારે, જે ફેસલો કીંવા હુકમનામુ થયાનાં કારણને લીધે સદરહુ ફરિયાદી સાંભળવાને કીંવા સદરહુ તજવીજ ચલાવવાને કાયદાથી કોર્ટને અટકાવ પહોંચતો હોય, તે ફેસલો કીંવા હુકમ કીંવા હુકમનામુ થયું છે, એ વાત લગતી હકીકત છે.

એજ આક્ટની કા. ૪૧. કોઈ કાયદેસર સંબંધ કોઈ સખસને છે કીંવા નથી અથવા કોઈ સખસનો કોઈ અમુક

વસ્તુ ઉપર હક છે કીંવા નથી, એ વાત જ્યારે લગતી હોય, ત્યારે પ્રોબેટ સંબંધીના, કીંવા લગ્ન સંબંધીના, કીંવા સમુદ્ર ઉપરના, કીંવા નાદારી સંબંધીના, પોતાના અધિકારનો અમલ ચલાવતાં કોઈ અધિકારવાળી કોરટે આખરી ફેસલો કીંવા હુકમ કીંવા હુકમનામુ કર્યું હોય, અને તે ઉપરથી સદરહુ કાયદેસર સંબંધ કોઈ સખ્સને આપ્યો હોય અથવા તેની પાસેથી છીનવી લીધો અથવા કોઈ સખ્સનો એવા સંબંધ ઉપર હક છે એમ ઠરાવ્યું હોય, અથવા સદરહુ અમુક વસ્તુ ઉપર સદરહુ સખ્સનો હક છે એમ ઠરાવ્યું હોય અને તે હક કોઈ બીજા અમુક માત્ર એકજ સખ્સના દાવા વિરૂદ્ધ તે સખ્સોને છે એમ ન ઠેરવતાં હક મજકુર સ્વતંત્ર પુરો તે સખ્સનો છે એમ ઠરાવ કર્યો હોય, તો તે ફેસલો, કીંવા હુકમ, કીંવા હુકમ નામુ, લગતાં છે એમ સમજવું.

જ્યારે સદરહુ ફેસલો કીંવા હુકમ કીંવા હુકમનામુ અમલમાં આવ્યું ત્યારે તે ઉપરથી આપેલો સદરહુ કાયદેસર સંબંધ ઉત્પન્ન થયો એ હકિકતની,

તથા જે કાયદેસર સંબંધ ઉપર સદરહુ કોઈ સખ્સનો હક તે ફેસલામાં અથવા હુકમમાં, અથવા હુકમનામામાં ઠેરવ્યો હોય, તે હક જે વખતે તે સખ્સને વિશે ઉત્પન્ન થયાનું ફેસલા કીંવા હુકમ કીંવા હુકમનામામાં મજકુરમાં ફરમાવ્યું હોય, તે વખતે હક મજકુર સખ્સ મજકુરને વિશે ઉત્પન્ન થયો એ હકીકતની,

તથા સદરહુ સખ્સ પાસેથી જે કાયદેસર સંબંધ છીનવી લેવામાં આવ્યો હોય તે સંબંધ જે વખતથી બંધ થવાનું ફેસલા કીંવા હુકમ કીંવા હુકમનામા મજકુરમાં ફરમાવ્યું હોય, તે વખતે તે સંબંધ થયો અથવા થવો જોઇયે એ હકીકતની,

તથા કોઇ શખ્સનો હક જે વસ્તુ ઉપર સદહું ફેસલામાં કીંવા હુકમ કીંવા હુકમનામામાં ઠરાવવામાં આવ્યો હોય,

તે વસ્તુ જે વખતે તે સખસની થવાનું ફેંસલા કીંવા હુકમ કીંવા હુકમનામા મજકુરમાં ઠરાવવામાં આવ્યું હોય, તે વખતે તે વસ્તુ તેની થઇ અથવા થવી જોઇએ એ હકીકતની,

સદર્હુ ફેંસલો કીંવા હુકમ કીંવા હુકમનામુ નિર્ણયકારક સાબિતી છે.

એજ આક્ટની કલમ ૪૨ કલમ એકતાલીસમાં બતાવ્યા છે તે શિવાયના ફેંસલા, હુકમ, કીંવા હુકમનામામાં જો ચાલતી ચોકસીને લગતી સાર્વજનીક પ્રકારની બાબત સંબંધી હોય, તો તે ફેંસલા, હુકમ, કીંવા હુકમનામાં લગતાં છે એમ સમજવું; પરંતુ તેવા ફેંસલા, હુકમ, કીંવા હુકમનામાં, તેમાં લખેલા મજકુરના નિર્ણયકારક સાબિતી છે એમ સમજવું નહીં.

એજ આક્ટ કલમ ૧૫૩ જ્યારે કોઇ સાહેદને હરકાંઇ સવાલ પૂછ્યો હોય તથા તેનો તેણે જવાબ આપ્યો હોય, તે ઉપરથી તેની ચાલ ચલણને હાનિ પહોંચ્યાથી તેના ઉપરનો ભરોંસો નબળો થાય એટલોજ માત્ર સવાલ મજકુર થતી તજવીજમાં લગતો હોય, ત્યારે તે સાહેદને ખોટો પાડવા સારૂ કાંઇપણ પુરાવો આપવો નહીં. પણ તેણે જો ખોટો જવાબ દીધો હોય તો તેના ઉપર પાછળથી ખોટી સાહેદી આપવાનું તોહોમત મુકી શકાય છે.

અપવાદ ૧ લો.—કોઇ સાહેદને એવો સવાલ પુછ્યો હોય કે તમારા ઉપર પેસ્તર કાંઇ ગુન્હો સાબિત થયો છે કે નહીં, અને તેના જવાબમાં તે ના કહે તો પેસ્તર ગુન્હો સાબિત થયાની વાતનો પુરાવો આપી શકાય છે.

અપવાદ ૨ જો.—કોઇ સાહેદના નિષપક્ષપાતીપણાને દોષ પોંહોંચે એવો હરકોઇ સવાલ તે સાહેદને પુછવામાં આવે, અને તેના જવાબમાં જે હકીકત સુચવી હોય તેનો તે ઇનકાર કરે તો તેને ખોટો પાડી શકાય છે.

## સરકાર વિરૂદ્ધ ગુલાબદાસ કુબેરદાસ.

તારીખ ૧૧ ફેબ્રુઆરી ૧૮૭૪.

વા૦ ૧૧ } સને ૧૮૭૩ ના સપટેમ્બર માસમાં અમ-
પા૦ ૯૮ } દાવાદના સેસન જડજ મી૦ મેલવીલ સર-
કાર વિરૂદ્ધ ગોવિંદ નરસીના કામનો ફેંસલો કર્યો. તે કામમાં આરોપિતે ખોટી સાહેદી આપી એવો તેનાપર આરોપ મુકવામાં આવ્યો હતો. સદરહુ ચાર્જને માટે આરોપિતની પહેલાં માજીસ્ત્રેટે તપાસ કરી અને તેનાપરનું તે ચાર્જ કહાડી નાખવામાં આવ્યું હતું; પરંતુ તેને કમીટ કરી મોકલવો એમ પાછળથી સેસન જડજે હુકમ કર્યો હતો.

સદરહુ હુકમને આધારે આ કામ કમીટ થયું તેમાં અમદાવાદના આસીસ્ટંટ જડજ જે. ડબલ્યુ. વાકરે તેનાપર અપરાધ ઠરાવી તેને ત્રણ વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા કરી.

આ ઉપરથી કેદીએ હાઇકોર્ટમાં પોતાનો અસાધારણ અધિકાર ચલાવવા અરજ કરી એવાં કારણથી કે આ કામ સેસનથી તજવીજ કરાય તેવું નથી, તો સેસન જડજને આ કામ કમીટ કરવાનો હુકમ કરવાને અધિકાર નહોતો; તેમજ આસીસ્ટંટ સેસન જડજ, એ સેસન જડજની કોર્ટનો એક ભાગ છે, માટે સેસન જડજની રૂબરૂ કરેલા અપમાનના ગુન્હાને માટે આસીસ્ટંટ સેસન જડજ કામ ચલાવી શકે નહીં.

તેથી નામદાર હાઇકોર્ટે ઠરાવ્યું કે ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૪ ના અર્થ પ્રમાણે "સેસનની કજીઓ" એટલે માત્ર સેસન જડજેજ ચોકસી કરવા જોગ કજીઓ એમ નથી; પણ જે કજીઆનો ઇનસાફ સેસન કોર્ટથી કીંવા ડિસ્ટ્રીક્ટ માજીસ્ત્રેટથી તપાસ થઇ શકે એવા હોય તેનો પણ તેમાં સમાવેશ છે.

તેમજ ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૪૭૩ ના કારણ માટે આ-

સીસ્ટંટ સેસન જડજની કોર્ટ એ સેસન જડજની કોર્ટથી જુદી છે. સબબ સેસન જડજના અધિકારનો અપમાન કર્યાનો ગુન્હો થયો હોય તો તે આસીસ્ટંટ સેસન જડજે ચોકસી કરવા જોગ ગુન્હો છે માટે અરજી નામંજુર કરી.

---

ક્રી૦પ્રો૦કો૦ કલમ ૪ "સેસન મુકદમો એટલે કજીયો" એટલે જે મુકદમાઓનો ઇનસાફ સેસન કોર્ટથી થઇ શકે એવું આ આક્ટને જોડેલાં ચોથાં પરિશિષ્ટના ૭ મા આસનમાં લખેલું છે તે સઘળા મુકદમા, અને માજીસ્ત્રેટે પોતે ઇનસાફ કર્યો હોત તો ચાલતે તેવા જે મુકદમા માજીસ્ત્રેટ સેસનકોર્ટમાં કમીટ કરે છે, તે સઘળા મુકદમા જાણવા, અને તે શબ્દોમાં તે સઘળા મુકદમાઓનો સમાવેશ થાય છે એવું સમજવું.

વિશેષ કાયદામાં અને સ્થાનિક કાયદામાં ઠરાવેલા ગુન્હાને પ્રસંગે "શેશનનો મુકદમો" એટલે જે મુકદમાઓનો ઇનસાફ શેશન કોર્ટથી થઇ શકે અથવા માજીસ્ત્રેટે પોતે ઇનસાફ કર્યો હોત તો ચાલતે તેવા જે મુકદમા માજીસ્ત્રેટ શેશન કોર્ટમા કમિટ કરે છે તે સઘળા મુકદમા જાણવા.

એજ આક્ટની કલમ ૪૭૩ સરકાર વિરૂદ્ધ નથરનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છપાયોછે તે નિચે જુઓ.

---

## નારાયણ મોરેશ્વર પેંડશેની બાબતમાં.

તા૦ ૧૮ મારચ સને ૧૮૭૪.

વા૦ ૧૧ }
પા૦ ૧૦૨ }
એક નારાયણ જગનનાથ ભીંડે નામના માણસે ન્યાયના કામમાં ખોટી શાહેદી આપી એવો તેનાપર ફરિયાદીએ આરોપ મુકયો. અને પોતાની તરફથી તે કામ ચલાવવા માટે મીસ્તર લીથ નામના બારીસ્ટરને નિમ્યો. બારીસ્ટરને તે કામ ચલાવવા સારૂ જીલ્લા માજીસ્ત્રેટ પાસેથી અધિકાર મળ્યો નથી, એ કારણસર તે બારીસ્ટરને હાજર થઇ બોલવાની પરવાનગી આપવાને શેશન જડજે ના કબુલ

કર્યું તેથી ફરિયાદીએ હાઇકોર્ટને અરજ કરી તેમાં ઠરાવ કર્યો કે,

પોતાના કજીયાનું કામ પ્રોસીક્યુટરથી ચલાવવાની ફરિયાદીને ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૫૯ પ્રમાણે પરવાનગી મળી હોય કીંવા નહીં; તોપણ પોતાના વકીલને કજીઓ સમજાવી આપવાની તેને હક છે. અને તેમ થયું એટલે હાઇકોર્ટના રૂલના નંબર ૭ ચાપટર ૧૧ પ્રમાણે કોર્ટમાં હાજર થવાનો હક તેને મળવો જોઇએ અને પછી તે વકીલની મદદ લેવાનો કલમ ૬૦ ઉપરથી પબલિક પ્રોસીક્યુટરને અધિકાર છે.

ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૨૩૫ એ કલમ ૫૯ અને ૬૦ની સાથે વાંચી તેથી એમ જણાય છે કે શેશન કોર્ટની રૂબરૂ કોઈ કામનો ઇનસાફ થાય તે પ્રત્યેક કામ કલમ ૬૦ નિચે આવે છે એટલે કોઇ માણસે ખાનગી રીતે એકાદ વકીલ નિમ્યા છતાં તેની નોકરીનો ફાયદો પબલિક પ્રોસીક્યુટરે હમેશાં લેવો જોઇયે. અને તેવું કર્યું એટલે તે કામની વ્યવસ્થા કરવાનો તેનો હક, તે નહીં જેવો થતો નથી.

અને એકવાર કૌંશલની મદદ લેવાને કબુલ કર્યું એટલે જે વખતે પબલિક પ્રોસીક્યુટરને પોતાની તરફના મજકુરનો શારાંશ કહેવાનો અને પ્રતિઉત્તર આપવાનો પ્રસંગ આવે તે વખતે વકીલની મદદ છોડી દેવાતી નથી. એ બાબતને કલમ ૨૫૧ અને ૨૫૨ લાગુ છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૫૯ કોઈ મુકદ્દમાની શેશન કોર્ટના કરતાં નિચેના દરજાની કોઈ કોર્ટ ચોકસી અથવા ઇનસાફ કરતી હોય તે કોર્ટ હરકોઈ માણસને પ્રાસિક્યુટર દાખલ તે મુકદ્દમાનું કામ ચલાવવાની પરવાનગી આપવાને મુખ્ત્યાર છે. પણ તેવી પરવાનગી વગર તે પ્રમાણે કરવાનો કોઈ માણસને હક નથી. જે માણસને ફરિયાદનું કામ ચલાવવાની પરવાનગી આપી હશે તે માણસને તે કામ

પોતાની જાતે અથવા કૌંસેલની (એટલે બારિસ્ટર વકીલની) મારફતે ચલાવવાનો અખત્યાર છે.

એજ આકટની કા. ૯૦ પોતાને સોંપેલા હરકોઈ મુકદ્દમાની ચોકસીનું અથવા ઇનસાફનું અથવા અપીલનું કામ જે કોર્ટમાં ચાલુ હોય તે સઘળી કોર્ટમાં લખેલાં મુખત્યારનામાં વગર હાજર થઇને બોલવાનો પબ્લિક પ્રોસિક્યુટરને અખત્યારછે. અને પબ્લિક પ્રોસિક્યુટરને સ્વાધીન કરેલા હરકોઈ મુકદ્દમામાં કોઈ માણસની ઉપર ફરિયાદ ચલાવવાનું કોઈ બારિસ્ટરને અથવા આટર્નીને અથવા વકીલને કોઈ માણસ કેહે, તો તે મુકદ્દમાનું કામ ચલાવવાનો બંદોબસ્ત પબ્લિક પ્રાસિક્યુટરે રાખવો, અને તે માણસોએ પબ્લિક પ્રાસિક્યુટરના હુકમ પ્રમાણે ચાલવું.

એજ આકટની કા. ૨૩૫ સેશન કોર્ટની આગળ જેજે ઇનસાફ થાય તેમાં ફરિયાદીનું કામ પબ્લિક પ્રાસિક્યુટરે અથવા સરકારી વકીલ કે બીજા કોઈ અમલદારને ફરિયાદીનું કામ ચલાવવા સારૂ ડિસ્ટ્રિકટનો માજીસ્ત્રેટ ખસુસ કરીને અધિકાર આપે તેણે ચલાવવું.

એજ આકટ કા. ૨૫૨ ફરિયાદનું કામ ચલાવનારના તરફના શાહેદોની અને તોહોમત વાળાની જબાની લેવાનું કામ પુરૂં થયા પછી તોહોમતવાળાને પુછવું કે તારે કાંઈ સાહેદો બોલાવવા છે કે નહીં? તે કહેશે કે મ્હારે કાંઈ બોલાવવા નથી તો મુકદ્દમાનું કામ ચલાવનારો પોતાની તરફના મજકુરનો સાર કહી સંભળાવવાને મુખત્યાર છે. પછી કોર્ટની નજરમાં આવશે કે આગળ કામ ચલાવવાનું કારણ નથી, તો આસેસરો લઇને જે મુકદ્દમાનો ઇનસાફ કર્યો હોય તે મુકદ્દમામાં તોહોમતવાળા સખસે ગુન્હો કર્યો નથી એવા ઠેરાવ દફતરમાં લખવાનો કોર્ટને અખત્યાર છે; અથવા જ્યૂરીથી મુકદ્દમાના ઇનસાફ કર્યો હોય, તો તે મુકદ્દમામાં તોહોમતવાળા સખસે ગુન્હો કર્યો નથી એવા ઠરાવ કરવાનું જ્યુરીને કહેવાનો કોર્ટને અખત્યાર છે.

કોર્ટની નજરમાં આવશે કે મુકદ્દમાનું કામ આગળ ચલાવવાના કારણ છે, તો તોહોમતવાળા શખ્સને જવાબ કરવાનાં કારણો કહેવાનું તથા પોતાના શાહેદો રજુ કરવાનું કોરટે ફરમાવવું.

પછી તોહોમતવાળા સખ્સને અથવા તેના કૌન્સેલને (એટલે વકીલ, બારિસ્ટરને) અથવા અખત્યાર આપેલા મુખત્યારને તોહોમતનો જવાબ દેવાનો અને તોહોમતવાળા સખ્સની તરફના કાંઈ સાહેદો રજુ કર્યા હોય તો તેઓની જબાની લેવાનો અખત્યાર છે, અને એ પ્રમાણે જબાની લેવાનું કામ પુરૂ થઈ રહે એટલે પોતાની તરફના મજકુરનો સાર કહી સંભળાવવાનો અખત્યાર છે.

એજ આકટ કા. ૨૫૨ અગર તોહોમતવાળા શખ્સની તરફથી કાંઈ પુરાવો હાજર કરવામાં આવે, તો ફરિયાદીનું કામ ચલાવનારા અમલદારને તેનો પ્રત્યુત્તર આપવાનો હક છે એમ સમજવું.

---

**સરકાર વિરૂદ્ધ દોરાબજી બાલાભાઈ અને બીજા**

તા. ૨૫ જુન ૧૮૭૪

વા૦ ૧૧ } આરોપિત દોરાબજી બાલાભાઈ અને
પા૦ ૧૧૭ } બીજાઓની ખુન કર્યાના અપરાધ બદલ થાણાના શેશન જડજે ચોકશી કરી. તેમાં તેઓ નિર્દોષ જણાયાથી તેણે તેમને તા. ૬ નવેમ્બર ૧૮૭૩ને રોજ દોષ મુક્ત કર્યા. તેથી મુંબાઈ સરકારે તે ઠરાવપર હાઇકોર્ટમાં તા. ૫ જુન સન ૧૮૭૪ને રોજ ક્રી. પ્રો. કો. કા. ૨૭૨ મુજબ અપીલ કરી.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે ક્રી. પ્રો. કો. કા. ૨૭૨ એ સને ૧૮૭૪ના આકટ ૧૧ની કલમ ૩૩ ઉપરથી જે પ્રમાણે સુધરી છે તે ઉપરથી જોતાં આરોપીને છોડી દેવાનો જે હુકમ થયો તેપર તે હુકમની તારીખથી ૬ મહીના પછી સરકારે અપીલ કર્યા છતાં તેને મુદતની હરકત છે પછી સને ૧૮૭૪નો આકટ અમલમાં આવ્યાની

તારીખેજ તે છ મહિનાની મુદત પુરી થતી હોય તોપણ હરકત નથી. આરોપિતને દોષમુક્ત કર્યાના ઠરાવમાં ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ ઉપરથી હાઇકોર્ટ હાથ ઘાલનાર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૭૨ ( સને ૧૮૭૪ ના આક્ટ ૧૧ ઉપરથી સુધાર્યા પ્રમાણે ) સરકાર વિરૂદ્ધ રખમા અને એઓનો ફેસલો પાને ૬૧ મે છપાયો છે તે નિચે છે.

ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનએગ ફુલાએગના ફેસલા નિચે છાપી છે પાને ૪૮ મે છે તે ફેસલા નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ઉત્તમચંદ કપુરચંદ અને બીજા.

તા. ૨૫ જુન ૧૮૭૪

વા૦ ૧૧ | પા૦ ૧૨૦ } આરોપિત ઉત્તમચંદ અને બીજા, એઓના કામમાં સુરતના પહેલા વર્ગના માજીસ્ત્રેટ જગજીવનદાસ ખુસાલદાસે જે કામ ચલાવ્યું હતું તે બદલ ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ પ્રમાણે રીપોર્ટ કરીને તે સુરતના આકટીંગ શેશન જડજ એચ. એમ. બર્ડઉડે હાઇકોર્ટના અભિપ્રાય વાસ્તે મોકલ્યું.

આ કામની મુખ્ય મુદાની વાત એછે કે સરવે આરોપિતપર ઈ. પી. કો. કા. ૧૫૨ પ્રમાણે તોહોમત સાબિત ઠરાવવામાં આવ્યું હતું. અને તે પૈકી એક ઉપર કા. ૩૨૩ મુજબ પણ અપરાધ સાબિત થયો હતો. આરોપિત નવલચંદે શેશન જડજને અપીલ કર્યાથી તેનાપરનો અપરાધ અને શિક્ષા રદ કર્યાં, બાકીના આરોપિતને રૂ૫૦) થી કમી રકમનો દંડ થયો હોવાથી તેઓને અપીલ કરવાનો હક નહોતો પરંતુ ફરીયાદી તરફના શાક્ષીદારે પોલીસની રૂબરૂ જે મજકુર કહ્યો હતો તે મજકુર વિરૂદ્ધ તેણે માજીસ્ત્રેટની રૂબરૂ મજકુર કહ્યો છે એવું સાબિત કરવાની અમને પરવાનગી આપી નહી એમ બાકીના

આરોપિતે સેશન જડજને અરજ કરી હતી તે ઉપરથી માજીસ્ટ્રેટનો જવાબ માગ્યો તે વખતે માજીસ્ટ્રેટે લખી મોકલ્યું કે ફરિયાદી તરફના શાક્ષીદારને ક્રોશ એકઝામીન કરવાની પરવાનગી આરોપિતને મેં આપી નથી કારણકે ક્રી. પ્રો. કો. કા. ૧૧૯ ઉપરથી જોતાં શાક્ષીદારે પોલીસની રૂબરૂ કહેલો મજકુર પોલીસે લખી લીધો હોય તો તે લેખ દફતરનો કાગળ છે એમ સમજવું નહીં કીંવા તે પુરાવામાં લેવો નહીં એમ છે. માજીસ્ટ્રેટે જે પુરાવો ના કબુલ કર્યો તે ફરિયાદીના શાક્ષીદારના મજકુરમાં ખરાપણુ નથી એવું બતાવવા વાસ્તે પુરાવામાં લેવાનો હતો એમ સેશન જડજનો અભિપ્રાય હોવાથી તેમણે આ કામ મોકલ્યું.

તેથી હાઈકોરટે ઠરાવ્યું કે પુરો તપાસ ચાલ્યા છતાં જે કાંઈ મજકુર કહેવામાં આવ્યો હોય તે પોલીસે લખી લેવા જોઈએ એમ ક્રી. પ્રો. કો. કા. ૧૧૯ ઉપરથી થતુ નથી કીંવા તે કલમ ઉપરથી કીંવા ઈંડ્યાના પુરાવાના આકટની કલમ ૯૧ ઉપરથી તે મજકુર બાબત મુખ જુબાન પુરાવ અગ્રાહ્યછે એમ પણ નથી. એવા પ્રકારનો મજકુર જો લખી લીધો હોય તો તે દફતરમાંનો એક ભાગ છે એમ સમજવામાં આવશે નહીં, કીંવા તે પુરાવમાં ઉપયોગમાં લાવવામાં આવશે નહીં. પરંતુ ઈંડ્યાના પુરાવાના આકટની કા. ૧૫૯ પ્રમાણે યાદદાસ્ત તાજી કરવા વાસ્તે માત્ર તે લેખનો ઉપયોગ થશે. એટલા વાસ્તે જે માણસે તે મજકુર કહ્યો હોય તે માણસને તે મજકુર બદલ પ્રશ્ન કરવામાં આવશે અને જે પોલીસ અમલદારને કીંવા બીજા કોઈ માણસના સાંભળવામાં આવવા સરખો તે મજકુર કહેનારનું ખરાપણું બતાવવા વાસ્તે લેવાનો અધિકાર છે (પુરાવાના આકટની કા. ૧૫૫)

માટે ફરિયાદી તરફના સર્વ સાક્ષીદાર કીંવા તે પૈકી કોઈયે માજીસ્ટ્રેટની રૂબરૂ જે મજકુર કહ્યો તે કરતાં વિરૂદ્ધ

મજકુર પોલીસ રૂબરૂ કહ્યો હતો એમ સાબિત કરવા વાસ્તે ફરિયાદી તરફના શાક્ષીદારને ક્રોસ એકઝામીનેસન મધે પ્રશ્ન કરી જવાબ લેવાની આરોપિતને માજીસ્ત્રેટે પરવાનગી આપવામાં ચુક કરીછે. ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ ના અર્થ પ્રમાણે મોટી મુદાની ચુકછે. એટલા માટે આ કામમાંનું તોહોમત રદ કરવું જોઇએ. અને ફરિયાદી તરફના શાક્ષીદાર પૈકી અમુક એક શાક્ષીદારે અગાઉ વિરૂધ મજકુર કહ્યો હતો તેથી તેનાપર ભરોંસો રાખવામાં આવતો નથી એમ સાબિત કરવાની આરોપિતને પરવાનગી આપી અને ક્રી. પ્રો. કો. કા. ૨૧૮ પ્રમાણે સદરહુ કામ વાસ્તે જે કોઈ શાક્ષીદારને બોલાવવાની આરોપિતની ઇછા હોય તે શાક્ષીદારને બોલાવી લાવી નવીન ફેસલો કરવાને વાસ્તે આ કજીયો માજીસ્ત્રેટ પાસે પાછો મોકલવો જોઇયે. એ પ્રમાણે કર્યા પછી માજીસ્ત્રેટ જે ફેસલો કરે તે વખતે તેણે ક્રી. પ્રો. કો. કા. ૪૬૪ માંના ઠરાવને અનુસરીને ચાલવું એવો તેમને હુકમ કર્યો.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૧૯ પોલીસની કોઈ ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર, અથવા કાંઈ તપાસ કરતો હોય એવો બીજો પોલીસ અમલદાર, તે કામની હકીકતથી તથા કેફિયતથી ફલાણો સખસ વાકેફ છે, એમ ધારવામાં આવે, તે સખસને મોહોડેથી સવાલ પુછવાને અને એ પ્રમાણે જે સખસને સવાલ પુછે તે સખસ જે કેહે તે લખી લેવાને મુખત્યાર છે.

તે મુકદમા બાબત તે અમલદાર પોતાને જે સવાલ પુછે તે સઘળા સવાલોના જવાબ તે માણસે દેવા જોઇયે પણ તે સવાલોનો જવાબ દેતાં પોતે ગુન્હેગાર થાય તે સવાલનો તે માણસે જવાબ દેવો નહીં.

જે મજકુર એ પ્રમાણે લખી લેવામાં આવે તે મજકુરપર તે કહેનારની સહી લેવી નહીં, અને તેને દફતરના ભાગ દાખલ સમજવો નહીં તથા તે પુરાવા દાખલ

વાપરવો નહીં.

એજ આકટની કા. ૨૧૮ અગર તે તોહોમતવાળા સખસને કાંઈ જવાબ કરવાનો હોય તો તેને તે જવાબ કરવાનું ફરમાવવું, અને તેના સાહેદો હાજર હોય તો તેઓને રજુ કરવાનું ફરમાવવું, અને ફરિયાદ કરનારની તરફના સાહેદોને પાછા બોલાવીને તેઓને આડા સવાલ પુછવાની તેને રજા આપવી.

તોહોમતવાળો સખસ કાંઈ મજકુર લખી આપશે, તો તે દફતરમાં ફેલ કરવાને માજીસ્ટ્રેટ મુખ્તિયાર છે, પણ તે પ્રમાણે તેણે કરવુંજ જોઇયે એવું સમજવું નહીં.

એજ આકટની કા. ૪૬૪ જે મુદાની વાત અથવા વાતો ઠરાવવાની હશે તે વાતો તથા તે વાતો ઉપરથી કરેલા ઠરાવ તથા તે ઠરાવ કરવાનાં કારણો ફેસલામાં અથવા છેલા હુકમમાં લખવાં જોઇયે. તથા તે કેહેતી વખતે જડજે તે ઉપર ભરકોર્ટમાં તારીખ લખીને સહી કરવી જોઇયે. ફેસલા ઉપર અથવા છેલા હુકમ ઉપર સદરહુ પ્રમાણે સહી કરી એટલે તે ફેસલો અથવા હુકમ કરનારી કોર્ટથી તેમાં ફેરફાર થઈ શકે નહીં અથવા તેની તપાસ કરી શકાય નહીં. તોહોમતવાળા સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હશે તે ગુન્હો તથા જે શિક્ષાનો હુકમ કર્યો હશે તે હુકમ ફેસલામાં અથવા છેલા હુકમમાં લખવો જોઇયે. અથવા તેને બીન તકસીર ઠરાવ્યો હોય તો તેને છોડી મુકવાનો ઠરાવ કરવો.

ફેસલો અથવા હુકમ તોહોમતવાળા સખસને, અથવા તે ફેસલો અથવા હુકમ જે સખસને લાગુ હશે તેને સમજાવવો જોઇયે; અને તે અરજી કરે તો તે ફેસલાની અથવા હુકમની નકલ વગર ખરચે જેમ બને તેમ જલદી તેની સ્વભાષામાં આપી શકાય તો તેની સ્વભાષામાં નહીં તો કોર્ટની ભાષામાં તેને આપવી જોઇયે.

અસલ ઠરાવ અથવા હુકમ કામના કાગળોની સાથે દફતરમાં દાખલ કરવો તથા જે કામમાં તે અસલ કાગળ

તે ડિસ્ટ્રીકટમાં નિત્ય વપરાતી ભાષાથી જુદી ભાષામાં લખ્યો હોય તે કામમાં તેનો તરજુમો તે શિક્ષાના ઠરાવ અથવા હુકમના કાગળની સાથે રાખવો.

જ્યુરીથી ઇનસાફ કર્યો હશે તેમાં પોતાના ઠરાવનું કારણ લખવાની કોર્ટને જરૂર નથી. પણ જ્યુરીને તોહોમતનું વ્યાખ્યાન કરીને કહી સંભળાવ્યું હશે તે તોહોમતનામાંની કલમો દફતરમાં લખવી જોઈયે.

જ્યુરીથી જડજનું મત જુદુ હશે તથા તે કામ હાઈકોર્ટમાં મોકલવાનું જડજે ઠરાવ્યુ હશે તો તેણે પોતાના મતનું કારણ દફતરમાં લખવું જોઈયે.

છેલા હુકમ સિવાય બીજા કોઈ પણ હુકમ રદ કરવાની મના, કોઇપણ કોર્ટને આ કલમના કોઇપણ ઠરાવ ઉપરથી છે એમ સમજવું નહીં.

ફેસલામાં કાંઈ પણ ચુક અથવા ખામી હોય તો તે ચાલેલું કામ વેહેવાર ઉપયોગી નથી એવું સમજવું નહીં. સદરહુ પ્રકારની ચુક અથવા ખામી ઉપરથી મુકદમાની કેફિયતને હરકત થાય એવી તે ચુક અથવા ખામી નહીં હોય ત્યારે.

એજ આકટની કા. ૨૯૮ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાના કામનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

પુરાવાના આકટની કા. ૯૧ સરકાર વિરૂદ્ધ બાઈ રતનનો ફેસલો પાને ૫૩ મે છે તે નિચે જુઓ.

પુરાવાના આકટની કલમ ૧૫૫ કોઈ સાહેદ ઉપરના ભરોંસાને નિચે લખેલી રીતીયોએ સામો પક્ષકાર, અથવા ર્ટ પરવાનગી આપે તો તે સાહેદને બોલાવનાર સખસ દોષ આપી શકેછે.

(૧) જે સખસો એવી સાહેદી આપે કે સાહેદ મજકુરને અમે પીછાનીએ છીએ તે ઉપરથી અમે તેને ભરૂસાને પાત્ર માનતા નથી તેવા શખસોના પુરાવાથી,

(૨) પુરાવો આપવાને સાહેદ મજકુરને રૂશ્વત આપવામાં આવી છે, અથવા આપવા માંડેલું તે કબુલ

કરવામાં આવ્યું છે, અથવા તેને હરકાંઇ બીજી અયોગ્ય લાલચ મળી છે, એવું સાબિત કર્યાથી,

(૩) શાહેદ મજકુરની શાહેદીના જે ભાગ પેસ્તર તેની કહેલી અથવા લખેલી વાતથી વિરૂદ્ધ છે એવું સાબિત કર્યાથી,

(૪) જ્યારે કોઇ શખ્સના ઉપર બળાત્કાર સંભોગ કરવાને માટે, અથવા બળાત્કારે સ્ત્રી ગમન કરવાની કોસીસને માટે, ફોજદારી મુકદ્દમો ચાલતો હોય ત્યારે ફરિયાદ કરનાર ઓરત બહુ કરીને બદચાલની છે એવો પુરાવો આપી શકાય છે.

ખુલાસો અમુક શાહેદ ભરોસાને પાત્ર નથી એવું કહેનાર શાહેદ એ પ્રમાણે પોતાને માનવાનાં કારણો મુખ્ય તપાસણી વખતે ન આપેતો તે મુખ્તિયાર છે. પરંતુ ઉલટ તપાસણી વખતે કારણો મજકુર પુછી શકાય છે, અને તે જે જવાબ આપે તેની વિરૂદ્ધ પુરાવો આપી શકાતો નથી; પરંતુ જો તે ખોટો હોય તો તેના ઉપર પાછળથી ખોટી શાહેદી આપ્યાનું તોહોમત મુકી શકાય છે.

એજ આક્ટની કલમ ૧૫૯ કોઇ શાહેદને જે કાર્ય સંબંધી સવાલ પુછ્યો હોય તે કાર્ય બન્યું તે વખતે શાહેદ મજકુરે પોતાને હાથે કાંઇ લખાણ કર્યું હોય તે લખાણ વડે, અથવા સદરહુ કાર્ય બન્યું ત્યારપછી એટલા તો નજદીક વખતમાં કાંઇ લખાણ કર્યું હોય કે તે લખાણ કરતી વખતે કાર્ય મજકુર તેની યાદદાસ્તમાં તાજું હતું એવો કોર્ટની નજરમાં સંભવ લાગે તો તે લખાણવડે, શાહેદ મજકુર શાહેદી આપતો હોય તે દરમ્યાનમાં, પોતાની યાદદાસ્ત તાજી કરે છે.

એવું લખાણ હરકોઈ બિજા શખ્સે કર્યું હોય તથા તે શાહેદ મજકુરે ઉપર કહેલા વખતમાં વાંચ્યું હોય, અને તે ખરૂં છે એમ તે વાંચતી વખતે જાણતો હતો એવું હોય, તો તેવા લખાણને પણ શાહેદ મજકુર જોઇ શકે છે.

જે જે કામોમાં હરકોઇ દસ્તાવેજ જોઇને શાહેદ પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે, તે તે કામોમાં કોર્ટની પરવાન-

ગીથી એવા દસ્તાવેજની નકલ પણ તે જોઈ શકે છે; પરંતુ કોર્ટની ખાત્રી થવી જોઈયે કે અસલ દસ્તાવેજ રજુ ન થવાનું પુરતુ કારણ છે.

કુશળ માણસો પોતાની યાદદાસ્ત પોતાના રોજગાર સંબંધીના ગ્રંથોવડે તાજી કરી શકે છે.

પીનલકોડ ની કલમ ૧૫૨ કોઈ સરકારી નોકર પોતાનો સરકારી ઓહોદો બજાવવામાં કાંઈ કાયદા વિરૂદ્ધ મંડળી વિખેરી નાંખવાની અથવા કાંઈ હંગામો કે બખેડો બંધ પાડવાની મેહેનત કરતો હોય તેવામાં તેની ઉપર જે માણસ હુમલો કરે અથવા હુમલો કરવાનો ડર દેખાડે અથવા તેને હરકત કરે, અથવા હરકત કરવાની કોશીશ કરે, અથવા તે સરકારી નોકરપર સાપરાધ બળ વાપરે, અથવા તે વાપરવાનો ડર દેખાડે અથવા તે વાપરવાના કોશીશ કરે, તે માણસને ત્રણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

એજ આક્ટની કલમ ૩૨૩, કલમ ૩૩૪ મીમાં લખેલી બાબત શિવાય બીજી કોઇપણ બાબતમાં જે માણસ બુદ્ધિપુર્વક બ્યથા કરે તેને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

એજ આક્ટની કલમ ૩૩૪ ભારે તથા આકસ્મિક ક્રોધ ચડેથી કોઇ માણસ બુદ્ધિપુર્વક બ્યથા કરે અને તે ક્રોધ ઉત્પન્ન કરનાર શિવાય બીજા કોઈ શખસને બ્યથા કરવાનો તેણે ઇરાદો કર્યો ન હોય, તથા તે શિવાય બીજા કોઇ શખસને પોતાથી બ્યથા થવાનો સંભવ પણ તેના જાણ્યામાં ન હોય, તો તે માણસને એક મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બે હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—એ ઉપલી બે કલમોને પણ ૩૦૦ મી કલમના ૧ લા અપવાદને જે સરતો લાગુ પડે છે તે સરતો

લાગુ પડે છે.

એજ આક્ટની કલમ ૩૦૦ ના પહેલા અપવાદની સરતો નિચે પ્રમાણે છે.

પહેલી સરત—કોઈ શખસને મારી નાંખવા અથવા કાંઈ હાની કરવા સારૂ બાંહાનાં દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો અથવા બુદ્ધિપુર્વક ઉત્પન્ન કરેલો ન હોવો જોઇએ.

બીજી સરત—કાયદા મુજબ, અથવા સરકારી નોકરીનો અખ્તિયાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે, કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયેલો ન હોવો જોઇયે.

ત્રીજી સરત—ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કાંઇ વસ્તુથી ક્રોધ ઉત્પન્ન થયેલો ન હોવો જોઇએ.

---

## સરકાર વિરૂધ્ધ સખારામ મનોહર.

તારીખ ૨ જુલાઈ ૧૮૭૪.

વા૦ ૧૧ } સતારાના પહેલા વર્ગના માજીસ્ત્રેટ એ.
પા૦ ૧૨૫ } વિંગટે ઈ૦ પી૦ કોડ કલમ ૧૬૧ પ્રમાણે આરોપિતપર ગુન્હો શાબિત કર્યો. તેથી આરોપિતે હાઇકોર્ટમાં ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૨૯૭ પ્રમાણે પોતાનો અસાધારણ અધિકાર ચલાવવા અરજ કર્યા ઉપરથી હાઇકોર્ટે ઠરાવ કર્યો કે—

ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૨૯૭ માં "મુદ્દાની ચુક" એવા જે શબ્દ છે તેમાં પુરાવાની યોગ્યતા સમજવામાં ચુક થઇ હોય તો તે ચુકનો સમાવેશ થતો નથી. અને ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૨૮૩ માં અપિલ કોર્ટ બાબત જે ઠરાવ છે. તે એજ આક્ટની કલમ ૩૦૦ ઉપરથી તપાસણી કરનારી કોર્ટને પણ લાગુ કરેલા છે. એટલા માટે કેવળ પુરાવાની યોગ્યતા સમજવામાં ચુક થઇ એટલાજ સબબ ઉપરથી, કીંવા કેવળ કાયદાની ચુક થઇ હોય તો તે સુધાં તેટલાજ સબબ ઉપરથી, તે ચુક દુરસ્ત કરી છતાં હાઇકોર્ટે એ અપીલ

કોર્ટ તરીકે તે કોર્ટે કર્યા છતાં પણ ન્યાય થનાર નથી. પરંતુ તે ચુકથી ન્યાય બરોબર થયો નથી એમ હોય તોજ માત્ર તે ચુક દુરસ્ત કરવી. આમાં તેમ નથી માટે અરજદારની અરજ નામંજુર કરી.

---

પીનલકોડની કલમ ૧૬૧. જે માણસ સરકારી નોકર હોય, અથવા સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય, તે માણસ પોતાના હોદ્દાનું કાંઇ કામ કરવા અથવા ન કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં અથવા પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં કોઈ શખ્સની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં અથવા હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે, અથવા કોઇ પ્રેસીડેન-સીની સરકાર જોડે, અથવા કોઈ લેફટેનેંટ ગવરનરની જોડે તેના સરકારી હોદ્દા સંબંધી કોઈ શખ્સને માટે અથવા કોઈ શખ્સની વિરૂદ્ધ કાંઈ વગ ચલાવવાની અથવા વગ ચલાવવાની કોશીશ કરવાનાં કારણ દાખલ અથવા બદ-લામાં, કોઈ પણ શખ્સ પાસે, પોતાને માટે અથવા બીજા કોઇ શખ્સને માટે કાયદેસર મેહેનતાણા શિવાય બીજો કાંઇ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશીશ કરે, તો તે માણસને ૩ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકા-રની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—"સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય" અગર કોઈ સખ્સ સરકારી નોકર થવાની ઉમેદ રાખતો ન હોય, અને તે બીજાઓને એમ સમજાવે કે મને સ-રકારી નોકરી મળવાની છે અને ત્યારે હું તમારૂ કામ કરીશ, અને એ પ્રમાણે તેઓને કહીને કાંઈ અવેજ મેળવે તો તે ઠગાઇનો ગુન્હેગાર થઈ શકે; પણ તે કાંઈ આ કલમમાં બ્યાન કરેલા ગુન્હાનો તકશીરવાર ગણાય નહીં.

"અવેજ" અવેજ શબ્દવડે એકલા પૈશાજ; અથવા જેની કીમ્મત પઈશાથી થઈ શકે એવો અવેજજ સમજવો નહીં.

"કાયદેશર મેહેનતાણું," "કાયદેસર મેહેનતાણું" એ શબ્દો વડે કોઈ સરકારી નોકર જે મેહેનતાણું કાયદા મુજબ માગી શકે તે મેનતાણુંજ સમજવું નહીં, પણ જે સરકારની તે નોકરી કરતો હોય તે સરકારની તેને જે જે મેહેનતાણાં લેવાની પરવાનગી હોય તે સઘળા મેહેનતાણાનો તેઓમાં સમાવેશ થાયછે.

"કરવાનું કારણ અથવા બદલો" જે સખ્સ કોઈ વસ્તુ કરવાનો ઈરાદો રાખતો ન હોય તે વસ્તુ કરવાના કારણ દાખલ અથવા જે વસ્તુ તેણે કરી ન હોય તે વસ્તુ કરવાના બદલામાં, કાંઈ અવેજ લે, તો તે શબ્દોમાં દાખલ થાયછે.

ક્રી. પ્રો. કો. કા. ૨૯૭—સરકાર વિરૂદ્ધ નવરેનએગ દુલાએગના કામનો ફેસલો પાને ૪૮ મે છપાયોછે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૮૩—સરકાર વિરૂદ્ધ રખમા અને બીજા એઓનો ફેસલો પાને ૬૧ મે છપાયો છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૩૦૦ (આ કલમ બાબ ૬ઠામાં આવેલી છે) આ બાબ મુજબ તપાસ કરીને જે હુકમ કરવામાં આવશે તેને ૨૮૩ મી કલમના ઠરાવ લાગુ છે એવું શમજવું.

---

### સરકાર વિરૂદ્ધ બળવંત પેંઢારકર

તા. ૯ જુલાઈ ૧૮૭૪

વા૦ ૧૧ } બનાઉ દસ્તાવેજ કર્યાના તોહોમતપરથી
પા૦ ૧૩૭ } આરોપિતની ચોકશી પુનાના શેશનજડજ એન. ડાનીયલે જ્યુરીથી કરી. આરોપિતને છોડી દેવાનો જ્યુરીના ઘણા માણસનો અભિપ્રાય હતો,

પરંતુ શેશનજડજનો જુદો અભિપ્રાય હોવાથી શેશનજડજે આ કામ ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ પ્રમાણે હાઇકોર્ટમાં મોકલ્યું. તે ઉપરથી હાઇકોર્ટે ઠરાવ્યું કે—

આરોપિત માણસની કબુલાત, તેને કાંઈ લાલચ, કીંવા ધમકી, કીંવા વચન આપીને લીધી છે એમ પુરાવો ન હોયતો તે અયોગ્ય દાબ વિગરેથી લીધીછે એમ અનુમાન કરવું નહીં.

લાલચ, ધમકી યા વચન આપીને આરોપિતની કબુલાત લીધી છે. એમ કોર્ટને દેખાય તો માત્ર તે કબુલાત પુરાવામાં લેવી નહીં એમ ૧૮૭૨ ના આકટ ૧ની કા.૨૪ મીમાં છે. આ કામમાં આરોપિતની કબુલાત સદરહુ પ્રકારે લીધેલી નથી, એમ શેશન જડજને દેખાયું માટે આ કામ શેશનજડજે હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું. તેથી તે તપાસતાં એમ જણાયછે કે શેશનજડજે કબુલાત પુરાવામાં લીધી એ કામ બરોબર કર્યુંછે અને તે કબુલાતને ભરોસો રાખવા જોગ પુરાવાથી મજબુતી મળેછે એટલામાટે આરોપિતે મ્યુનસીપાલ કમેટીનો કર વસુલ કરવાનો જે ઉપરથી પોતાને અધિકાર મળેલો તેવા બે દસ્તાવેજો બનાઉ કર્યા એવો જે આરોપિતપર આરોપ છે તે સાબિત થયો છે એમ ઠરાવી તેને બે વર્ષની સખ્ત મજુરીની કેદની શિક્ષા નીમ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ જે મુકદ્દમાનો ઇનસાફ જ્યુરીથી કર્યો હોય તે મુકદ્દમામાં પોતે શો ઠરાવ કરવો તે વાતનો વિચાર કરવા સારૂ કોર્ટમાંથી ઉઠીને એકાંતમાં જવાને જ્યુરી મુખ્તાર છે. કોર્ટના અમલદારની ફરજ છેકે તે બીજા કોઈ સખસને તે જ્યુરીમાંના કોઈની જોડે બોલવા અથવા ચીઠીપત્રી વગેરેવડે વ્યવહાર ચાલવા ન દે. જ્યુરીએ પોતાના ઠરાવનો વિચાર કર્યાપછી પોતાનો જે ઠરાવ હોય તે અથવા જ્યુરીનાં માણસોનાં બહુમત પ્રમાણે જે ઠરાવ હોય તે જ્યુરીનાં અગ્રેસરે કોર્ટને જણાવવો.

જે તોહોમત ઉપરથી તોહોમતવાળા સખસનો ઈનસાફ કર્યો હોય તે સઘળાં તોહોમત બાબત જ્યુરીએ પોતાનો ઠરાવ કહી સંભળાવવો, અને તેઓનો શો ઠરાવ છે તેનો નિશ્ચય કરવા સારૂ જે સવાલો પુછવાની જરૂર હોય તે સવાલો તેઓને પુછવાને મુખત્યાર છે. તે સવાલો અને તેઓના જવાબ દફતરમાં લખી રાખવા.

જ્યુરીનાં સઘળાં માણસો એકમત નહીં હોય, તો વધારે વિચાર કરવા સારૂ એકાંતમાં જવાનું તે જ્યુરીને ફરમાવવાને જડજ મુખ્તિયાર છે. જડજ યોગ્ય ધારે તેટલી મુદત પછી જ્યુરીનાં સઘળાં માણસો એકમત નહીં હોય તોપણ જ્યુરીને અખ્તિયાર છે કે પોતાનો ઠરાવ કહી સંભળાવે.

જ્યુરીના માણસનો ઠરાવ થયો હોય તે અથવા જ્યુરીનાં માણસોનાં બહુમત પ્રમાણે ઠરાવ થયો હોય તે ના કબુલ કરવાની જરૂર નથી એવું કોર્ટની નજરમાં આવશે, તો કોરટે તે પ્રમાણે ઠરાવ કરવો જોઈએ તોહોમતવાળો શખસ બીન તકસીર ઠરે તો કોરટે તેને છોડી મુકવાનો હુકમ દફતરમાં લખવો. અગર તોહોમતવાળો શખસ તકસીરવાર ઠરે તો કાયદા પ્રમાણે કોરટે તે બાબત શિક્ષાનો હુકમ કરવો.

જે તોહોમત બાબત કેદીનો ઈનસાફ કર્યો હશે તે સઘળાં તોહોમત બાબત અથવા તેમાંના હરકાંઈ તોહોમત બાબત જ્યુરરોના ઠરાવ પ્રમાણે અથવા તે જ્યુરરોનાં બહુમત પ્રમાણે કરેલા ઠરાવ પ્રમાણે કોર્ટનું મત નહીં હોય અને ઈનસાફની મતલબ બરાબર પાર પડવા સારૂ તે કામ હાઈકોર્ટમાં મોકલવાની જરૂર છે એવું કોર્ટની નજરમાં આવે તો તે પ્રમાણે કરવાનો અખત્યાર તે કોર્ટને છે. કોરટ સદરહુ પ્રમાણે કરે તો જે તોહોમત બાબત કેદીનો ઈનસાફ કર્યો હશે તેમાંના હરકાંઈ તોહોમત બાબત કેદીએ ગુન્હો કર્યો નથી એવો ઠરાવ અથવા તેના ઉપર ગુન્હો સાબિત થયો એવો ઠરાવ કોરટે દફતરમાં લખવો નહીં પણ તે કેદીને પાછો કેદમાં મોકલવાનો અથવા તેનો જામીન લેઈને તેને છોડવાનો અખત્યાર કોરટને છે.

સદરહુ પ્રમાણે મોકલેલાં કામની તજવીજ અપીલની પેઠે હાઈકોરટે કરવી પણ જે વિશેષ તોહોમત બાબત જ્યુરીએ કરેલા ઠરાવ પ્રમાણે સેશન કોર્ટનું મત નહીં હોય તે તોહોમત ઉપર નજર ન રાખતાં કાયદા પ્રમાણે તથા તેજ પ્રમાણે થયલી વાત પ્રમાણે તોહોમતવાળા સખસે ગુન્હો કર્યો નથી એવો ઠરાવ અથવા તેના ઉપર ગુન્હો સાબિત થયો એવો ઠરાવ કરવાનો અખત્યાર હાઈકોર્ટને છે. અને તે સખસની ઉપર ગુન્હો સાબિત થયો એવો ઠરાવ હાઈકોર્ટ કરશે તો શેશનકોર્ટ શિક્ષાનો હુકમ કરતે તેવો શિક્ષાનો હુકમ તે કોરટે કરવો.

પુરાવાના આકટની કા. ૨૪ કોઈ ફોજદારી કામમાં કોઈ તોહોમતદારવાળા સખસે કરેલી કબુલત કોઈ અધિકારવાળા સખસ તરફથી તે તોહોમતવાળા ઉપરના તોહોમતને સબંધે મળેલી લાલચ કીંવા ધમકી, કીંવા વચન ઉપરથી કરવામાં આવી છે એવું કોર્ટની નજરમાં આવે, તથા તે લાલચ કીંવા ધમકી કીંવા વચન કોર્ટના અભિપ્રાયમાં એવાં હોય કે પોતાના ઉપર જે કામ ચાલે છે તે કામને સંબંધે પોતાને સદરહુ મુજબ કબુલત કર્યાથી સંસાર વિષયનો હરકાંઈ ફાયદો થશે, અથવા એવી હરકાંઈ આફત દૂર થશે, એમ સમજવાને સદરહુ તોહોમતવાળા શખસને યોગ્ય જણાય એવા સબબ તેને સદરહુ મુજબની લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપરથી મળ્યાં છે, તો કબુલત મજકુર સદરહુ ફોજદારી કામમાં લાગતી નથી.

---

### સરકાર વિરૂદ્ધ છોટમલાલ લછીરામ

તા. ૩૦ જુલાઈ ૧૮૭૪

વા૦ ૧૧ } જુદી જુદી જાતના બે કપાસ એક ગાં-
પા૦ ૧૪૪ } સડીમાં બદદયાનતથી ભેગા કરેલા એવી એક ગાંસડી આરોપિત પાસે યંત્રમાં દાબવા માટે આવી. અને તે પ્રમાણે આરોપિતે તે દાબી તેથી સને૧૮૬૩ ના મુંબાઈના આકટ ૯ પ્રમાણે આરોપિતપર

આરોપ સાબિત કરી ખાનદેશના બીજા વર્ગના માજી-સ્ટ્રેટે તેને એક માસની શખ્ત મજુરીની કેદની અને ત્રણસેં રૂ. ના દંડની શિક્ષા કરી.

આરોપિતે હાઇકોર્ટને પોતાનો વિશેષ અધિકાર ચલાવવા અરજ કરી એવા કારણથી કે "આ કામમાં ભેળ કરવાનું કામ આરોપિતે નહીં કર્યા છતાં તેની પાસે તે કપાસ આવ્યા અગાઉ તે કામ થયેલું હતું. અને તેની પાસે આવ્યા પછી તેણે તો તે માલ સાફજ કર્યો છે."

આ ઉપરથી હાઇકોરટે ઠરાવ્યું કે જુદી જુદી જાતના બે કપાસ યંત્રમાં દાબવા એ કૃત્ય, પહેલા કૃત્ય કરતાં (યંત્રમાં ભેલ કરેલો કપાસ દાબવા મોકલ્યો એ) તે કપાસ જાસ્તી એક બીજામાં મેળવવા પ્રમાણે છે. અને તેવું થયું એટલે તે બે પ્રતિના કપાસ જુદા કરવા તદન અશક્ત છે. માટે જે બે જાતના કપાસ અગાઉ એકત્ર ભેળવેલા હોય તે કપાસ યંત્રમાં ઘાલી દાબવા એ કૃત્ય પણ સને ૧૮૬૩ ના મુંબાઈ આકટ ૯ ની કલમ બે પ્રમાણે ભેળ કરવા બરાબર છે. અને આ કામમાં તેમજ થયું છે માટે અરજ નામંજુર કરી શિક્ષા અને તોહોમત કાયમ રાખ્યાં.

---

મુંબાઈના સને ૧૮૬૩ ના આકટ ૯ ની કલમ બે સરકાર વિરૂદ્ધ પ્રેમજી ભગવાંનનો ફેસલો પાને ૫૯ મે છપાયો છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ કાળુ પાટીલ અને બીજા

તા. ૧૩ અગષ્ટ ૧૮૭૪.

વા૦ ૧૧ પા૦ ૧૪૬ } ઈ. પી. કો. કા. ૩૯૫ પ્રમાણે ડાકાઈટી કર્યા બદલના તોહોમત ઉપરથી કેદી કાળુ પાટીલ અને બીજા સાત આસામીના ચોકશી થાણાના આસીસ્ટંટ શેશનજડજ ડબલ્યુ. એચ. કો. એ કરી. કેદી પૈકી એક કેદી નોસ્યા એ કમીટ કર-

નારા માજીસ્ત્રેટની રૂબરૂ ખુદ પોતાના અને બીજા પાંચ આસામીના અંગ ઉપર આવનારો, એવો અપરાધ કર્યા બદલ કબુલ કર્યું છે. અને તેણે શેશન જડજની રૂબરૂ અપરાધ કબુલ કર્યો તેથી તેનાપર તે જડજે અપરાધ સાબિત ઠરાવી તેને ચાર વર્ષની સખ્ત મજુરીની કેદની શિક્ષા કરી. ત્યારબાદ બીજાઓપર કામ ચલાવ્યું તેમાં સરકાર તરફથી તે કેદીની શાક્ષી લેઈ તેની કબુલત પુરાવામાં દાખલ કરી. અને તે કબુલત જે પાંચ કેદીને લાગુ હતી તે પાંચે કેદી ઉપર તે કબુલત ઉપરથી આસીસ્ટંટ જડજે અપરાધ સાબિત કરી બાકીના બેને છોડી દીધા તે ઠરાવપર તે કેદીઓએ હાઇકોર્ટમાં અપીલ કરી એવા કારણથી કે "આસીસ્ટંટ શે. જડજે નોસ્યાની કબુલત બીજા કેદી વિરૂદ્ધ પુરાવામાં જે વખતે દાખલ કરી તે વખતે પુરાવાના આકટની કા. ૩૦ ના ઠરાવ પ્રમાણે નોસ્યા અને બીજા કેદીની એકત્ર મળી ચોકશી ચાલી નહોતી કેમકે તે વખતે તેનાપર તોહોમત સાબિત થઈ તેને શિક્ષા પણ થયેલી હતી. સબબ તેની ચોકશીનું છેવટ આવ્યું હતું તો તેની કબુલત બીજા કેદી વિરૂદ્ધ પુરાવામાં લેવાય નહીં."

આ ઉપરથી હાઇકોરટે ઠરાવ્યું કે જે કેદીએ ગુન્હો ના કબુલ કર્યો હતો તે કેદી વિરૂધ તે કબુલત પુરાવામાં લેવામાં આસીસ્ટંટ શેશન જડજે ભુલ કરી છે. એવી વખતે યોગ્ય માર્ગ એટલોજ હતો કે કબુલ કરેલા આરોપિતપર તોહોમત સાબિત કરી તેને શિક્ષા કરવી હતી અને બીજાઓની બાબત કેટલી સાબિતી કામમાં છે તે તપાસવી હતી. એ પ્રમાણે તપાસતાં કેદીની કબુલત બાદ કરતાં જે બાકીના ત્રણ શાક્ષી છે તેમની જુબાનીમાં ઘણો ફરક છે. પણ આ ફરકને માટે સરકાર તરફથી એમ તકરાર કરવામાં આવશે કે "આ શાક્ષીઓને જો શિખવીને આણ્યા હોત તો તેઓ એક સરખો મજકુર કહેત અને બીલકુલ ફરક પડત નહીં, પરંતુ એમ ન કર્યાથી

આ ફરક પડ્યો છે સબબ તે ફરક એ વજનદાર કારણ નથી." પરંતુ આવા કામમાં તેવી ખબરદારી લીધી નથી અને લીધી હોતતો તેનો ઉપયોગ થાત નહીં. ખબરદારી લીધી હોત તો ફરક પડ્યો નહોત એટલીજ વાત ઉપરથી થયેલા ફરક ઉપરથી શાક્ષીદારપર ગેર ભરોસો કરવાને કારણ થતું નથી એમ નથી. આ કામમાં શાક્ષીદારની શાક્ષીમાં જે ફરક પડેલો છે તે ઉપરથી કેદીપરનું તોહોમત કાયમ રાખવું એ વાજબી નથી એટલા માટે આ કામમાં તોહોમત અને શિક્ષા અમે રદ કરીએ છીએ.

---

પુરાવાના આકટની કલમ ૩૦ સરકાર વિરૂદ્ધ અમૃતા ગોવીંદાનો ફેસલો પાને ૯૯ મે છે તે નિચે જુઓ.

ઈ. પી. કો. કા. ૩૯૫ જે માણસ ડાકાઈટી કરે તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

---

## સરકાર વિરૂદ્ધ સખારામ મુકુંદજી અને બીજા.

તા. ૨ શપટેમ્બર ૧૮૭૪

વા૦ ૧૧ }
પા૦ ૧૬૬ } "વાહાલા" ગામના ઢેડવાડાને આગ લગાડ્યાનો, અને ગેર કાયદેસર મંડળીના માણસ તેઓ છે તેથી તેનો આરોપ આરોપિત સખસોપર મુકવામાં આવ્યા હતા. તેઓની તે બાબતની ચોકશી પુનાના આકટીંગ શેશન જડજ એન ડાનીયલ અને જ્યુરીની રૂબરૂ થઈ. કેટલાક શાક્ષીદારની શાક્ષી લીધા પછી કાલુ સતુ નામના માણસની શાક્ષી ફરિયાદી તરફથી લેવામાં આવી પ્રતિવાદીના વકીલે તેની ઉલટ તપાસણી કરવાને ના કબુલ કર્યું માટે શેશન જડજે પોતે તેને કેટલાક પ્રશ્ન કર્યાં તે વખતે આરોપિતની વિરૂદ્ધની ઘણી વાત બાહાર પડી તે વખતે તે શાક્ષીદારનું ખરાપણું કેટલું છે એ બતાવવા વાસ્તે તેની ઉલટ તપા-

સણી કરવાની પરવાનગી મેળવવા માટે પ્રતિવાદીના વકીલે શેશન જડજને અરજ કરી પરંતુ કોરટે પ્રશ્ન કર્યાથી તે શાક્ષીદારે જે જવાબ આપ્યા હતા તે જવાબમાં ઉત્પન્ન થયેલી વાતપર, માત્ર તેની ઉલટ તપાશણી કરવી તે શિવાય બીજી વાત વિશે ઉલટ તપાશણી કરવી નહી એમ શેશન જડજે તે વકીલને કહ્યું, પણ તે પરવાનગીનો તે વકીલે ફાયદો લીધો નહીં.

ફરિયાદી તરફનું કામ પુરૂ થયા પછી આરોપિત તરફના પુરાવાની સરૂવાત થઈ તેમાં ધોંડુ અને જાનકુની શાક્ષી પણ લીધી. તેઓએ એમ કહ્યું કે જે ગામ આગ લાગી તે ગામ અમે આગ લાગી તે વખત હતા, અને આરોપિત સખસોને અમે ત્યાંહાં જોયા એમ ફરિયાદી તરફના શાક્ષીદાર સાંવલ્યા અને સોમાએ કહ્યુંછે; પરંતુ તે શાક્ષીદાર તે દિવશે તે ગામ નહી છતાં ધોંડ ગામ હતા. જ્યુરીને મુકદમાનું બ્યાખ્યાન કહી સંભળાવતી વખતે ધોંડુ અને જાનકુની શાક્ષી સંબંધી શેશન જડજે એમ કહ્યું કે "શાક્ષીદાર સાંવલ્યા અને સોમાપર ભરોસો રાખવો નહી એવું બતાવવા જે પુરાવો આપ્યો છે તે પુરાવો ગ્રાહ્ય કરવા જોગ નથી અને તે ધોંડ ગામમાં તે દિવસે બપોરે હતા એવું જે આરોપિતના સાક્ષીદારે કહ્યુંછે તેને મળતો ફરીયાદી તરફના શાક્ષીદારે પણ મજકુર કહ્યો છે એમ કહેવાને હરકત નથી. વાહાલા ગામ ધોંડની પાસે છે સબબ તે તે દિવસેજ ધોંડથી વાહાલે ગામ ગયા હોય, અને તે દિવસે બપોરે તમે ધોંડ ગામમાં નહોતા કે કેમ ? એવો સવાલ જે અરથે સાંવલ્યા અને સોમાને કર્યો નહોતો તે અરથે કેદી કીંવા તે પૈકી કોઈ આશામી સાંવલ્યાના ઘર પાસે આવી પહોંચ્યું હતુ એ વિશે ફરિયાદી તરફથી જે વાત સાબિત થઇછે તે વાતને આરોપિત તરફના પુરાવાથી બાધ આવતો નથી."

એ પછી જ્યુરી સાથે જડજે એકમત થઈ કેદીને ગુન્હેગાર ઠરાવી પહેલા અપરાધ બદલ પાંચ વર્ષની અને

બીજા અપરાધ બદલ છ માસની સખત મજુરીની કેદની શિક્ષા કરી.

આ ઉપરથી કેદીએ હાઇકોર્ટમાં એવા કારણથી અપીલ કરી કે કાલુ સતુની ઉલટ તપાસણી કરવાને શેશન જડજે પરવાનગી આપી નહીં એ તેણે ચુક કરીછે. અને ધોંડુ તથા જાનકુએ કહેલો મજકુર શેશન જડજે જ્યુરીને કહેલો નથી એ તેણે બરોબર કર્યું નથી.

આ ઉપરથી હાઇકોરટે ઠરાવ્યું કે જે શાક્ષીદારની શાક્ષી પહેલાં પક્ષકારે લીધેલી છે કીંવા જેની શાક્ષી લેવાને પક્ષકારે ના કબુલ કર્યાથી કોરટે પોતે લીધેલીછે તે શાક્ષીદારની કોર્ટની પરવાનગી શિવાય પક્ષકારથી ઉલટ તપાસણી કરી શકાય નહી એવું જે મુળતત્વછે તે, તે શાક્ષીદારે થયેલી વાત વિશે જે મજકુર કહ્યો હોય તે મજકુર બાબત ઉલટ તપાસણી કરતી વખતે કીંવા જે વાત ઉપરથી શાક્ષીદારના ખરાપણા વિશે સંદેહ ઉત્પન્ન થવા જોગ હોય તે વાત બાબત ઉલટ તપાસણી કરતી વખતે એક સરખુજ લાગુછે. કારણ કે તેના ખરાપણા ઉપર જોણે કરીને દોષ આવશે એવા ઉદ્દેશે જે પ્રશ્ન કરવામાં આવે તેનાં યોગે શાક્ષીદારે જે કાંઈ જવાબ આપ્યો હોય તે જવાબ ઉપરથી થનાર પરિણામ, તેનાથી વિરૂદ્ધ મજકુર કહી કીંવા પુરાવાના આકટની કલમ ૧૫૫ પ્રમાણે તેના ખરાપણા વિશે દોષ કરીને નહીં જેવા કરવાનો ઉદ્દેશ હોયછે.

હું અમુક ઠેકાણે હતો અને મેં આરોપિતને જોયો હતો એવું જે ફરિયાદી તરફના શાક્ષિદારે કહ્યું છે તે સાક્ષીદાર તે વખતે અમુક એક બીજે ઠેકાણે હતો, સબબ તે જે ઠેકાણે હું હતો એમ કહેછે તે ઠેકાણે તે દિવસે નહોતો એવા પ્રકારે કેદી તરફના સાક્ષીદારે કહેલો મજકુર યોગ્ય રીતે પુરાવામાં લેવામાં આવેછે. પછી સરકાર તરફના શાક્ષીદારની જુબાની લીધી તે વખતે તે મુદ્દા ઉપર તેની ઉલટ તપાસણી કરી નહીં હોય તોપણ હરકત નથી.

(પુરાવાના આક્ટની કલમ ૫, ૧૧ અને ૧૫૩ નું ઉદા- હરણ ક જુઓ.)

કેદી તરફના શાક્ષીદારે સદરહુ પ્રમાણે કહેલો મજકુર પુરાવામાં લીધા છતાં તે જ્યુરીને કહ્યો નહોતો. પણ ધોંડુ અને જાનકુની શાક્ષી પુરાવામાં લીધી તે બરોબર છે એટલા વાસ્તે તે જ્યુરીને કહેવો જોઈતો હતો. અમુક દિવસે અમુક વખતે આરોપિત અમુક ઠેકાણે હતો એવા જે સાંવલ્યા અને શામાએ મજકુર કહ્યો છે તે તદન અસંભવિત છે એવું બતાવવાનો તે શાક્ષીનો હેતુ હતો સબબ તેની માતબરી કેટલી છે એ, તે શાક્ષી ઉપરથી જોવાની જ્યુરીને પરવાનગી આપવી જોઈતી હતી તે આપી નથી સબબ ફરી નવેસરથી ઈનસાફ કરવા અમે હુકમ કરીએ છીએ.

---

પુરાવાના આક્ટની કા. ૧૫૫ સરકાર વિરૂદ્ધ ઉતમચંદ કપુરચંદ અને બીજાઓનો ફેસલો પાને ૯૩ મે છપાયો છે તે નિચે જુઓ.

એજ આક્ટની કા. ૫ પ્રત્યેક મુદાની હકીકત બની છે કીંવા બની નથી તેનો, તથા જે હકીકતો લગતી છે એવું આ આક્ટમાં નિચે ઠરાવવામાં આવ્યું છે તેવી બીજી હકીકતોનો પુરાવો હરકોઈ મુકદમામાં કીંવા કામમાં આપી શકાય છે; એ શિવાય બીજી કોઈ હકીકતનો પુરાવો આપી શકાતો નથી.

ખુલાસો—દિવાની કામ ચલાવવાની રીત બાબતના જેના તે વખતના ચાલુ કાયદાના હરકોઈ ઠરાવ ઉપરથી કોઈ એક સખસનો એકાદી હકિકતનો પુરાવો આપવાનો હક ન હોય તો તે હકિકતનો પુરાવો સખસ મજકુર આ કલમ ઉપરથી આપી શકેછે એમ સમજવું નહીં.

એજ આક્ટની કા. ૧૧ જે હકિકત બીજી કોઈ રીતે લગતી ન હોય તે જો નિચે મુજબની હોય તો લગતી છે

એમ સમજવું.

(૧) હરકોઈ મુદ્દાની કીંવા લગતી હકિકતથી તે વિ-રૂદ્ધ હોય તો;

(૨) હરકોઈ મુદ્દાની કીંવા લગતી હકીકત બન્યાનો ઘણો સંભવ છે કીંવા સંભવ નથી એવું, સ્વતંત્રરીતે તે ઉપરથી, અથવા બીજી હકિકત સાથેના તેના સંબંધ ઉપરથી, માલમ પડે એવી હોય તો;

એજ આાકટની કા. ૧૫૩ શરકાર વિરૂદ્ધ પરભુદાસ અંબારામ અને બીજાનો ફેસલો પાને ૮૩ મે છે તે નિચે છપાઈ છે તે જુવો અને તેનું ઉદાહરણ ક નિચે પ્રમાણે છે.

ઉદાહરણ ક **અ** એવું કહેછે કે મેં અમુક દિવસે **બ** ને લાહોરમાં દીઠો હતો.

**અ** ને એવો સવાલ પુછ્યો કે તમે પોતેજ તે દિવસે કલકત્તામાં હતા કે નહીં. **અ** ના કહેછે.

દિવસ મજકુરે **અ** કલકત્તામાં હતો તે બતાવવાને પુરાવો આપવા માંડ્યો.

એ પુરાવો લેવાઈ શકાય છે. તેનું કારણ એક **બ** તે દિવસે લાહોરમાં જોવામાં આવ્યો હતો, એ વાત વિરૂદ્ધ તે ઉપરથી પુરાવો થાયછે. **અ** ઉપરનો ભરોસો કમી થાય એવી હકીકત બાબત **અ** વિરૂદ્ધ પુરાવો થાયછે એ કારણ નથી.

**અ** એ ના કહી તે ખોટી હોય તો સદરહુ દરેક વાતને સારૂ તેના ઉપર ખોટી શાહેદી આપવાનું તોહોમત મુકી શકાય છે.

---

## સરકાર વિરૂદ્ધ હરીરામ બીરભાનની બાબતમાં.

વા૦ ૧૧ } અરજદાર હરીરામ એ મુચલકા પ્રમાણે
પા૦ ૧૭૦ } ચાલતો નથી એવો એક પોલીસ અમલદારે રીપોર્ટ કર્યા ઉપરથી અરજદારે મુચલકો તોડ્યો એમ માજીસ્ત્રેટે ઠરાવ્યું. અને મુચલકો તોડવાનું

કારણ શું? તે બતાવવાનો તેને હુકમ કર્યા અગાઉ તેણે તેમ કર્યું છે એ બાબત કોઈની પણ શાક્ષી રીત પ્રમાણે દાખલ નહીં કરતાં મુચલકાની રકમ ભરવા ફુલપાવર માજીસ્ત્રેટ ડબલ્યુ. ડબલ્યુ. લાકિ હુકમ કર્યો હતો. તે હુકમ અમદનગરના શેશન જડજ બાઝાંક્વેટે કાયમ રાખ્યો.

તેથી અરજદારે હાઈકોર્ટને પોતાનો વિશેષ અધિકાર ચલાવવા અરજ કર્યાથી તે કોરટે ઠરાવ્યું કે ક્રી. પ્રો. કો. કા. ૪૯૩ પ્રમાણે જે માણસે મુચલકો લખી આપ્યો છે તે માણસે તે તોડ્યો છે એમ સોગન ઉપર શાક્ષી લેવાઈ સાબિત થયા શિવાય દંડની રકમ આપવા વિશે કીંવા ન આપવાનું કારણ બતાવવા વિશે તેને હુકમ કરવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી (ક્રી. પ્રો. કો. કા. ૫૦૨)

---

ક્રી. પ્રો. કો. કા. ૪૯૩—તે ખત (સુલેહનું) બીજા પરિશિષ્ટમાં આપેલા (૬) નમુના પ્રમાણે અથવા તેવી મતલબનું લખવું; અને તેમાં દંડની જે રકમ લખવી તે મુકદ્દમાની કેફીયત ઉપર તથા તે ધણીના ગજા ઉપર બરાબર નજર રાખીને લખવી.

જામીનોને જે બંધનમાં લેવા તે તે ખતમાં લખેલા દંડની રકમ કરતાં વધારે રકમને માટે બંધનમાં લેવા નહીં.

એજ આકટની કા. ૫૦૨ જ્યારે માજીસ્ત્રેટની આગળ એમ સાબિત થાય કે આ બાબ મુજબ લીધેલા ફલાણા મુચલકા અથવા બીજા ખતની શરત તુટીછે, ત્યારે તેણે તે સાબિતીનાં કારણ દફતરમાં લખવાં; અને જે સખસને મુચલકાથી અથવા ખતથી બંધાયલો હોય તે સખસને તેણે ફરમાવવું કે એમાં લખેલો દંડ તમે આપો, અને નહીં આપો તો તે શા માટે ન આપવો તેનું કારણ દેખાડો.

અગર કાંઈ પાકુ કારણ દેખાડવામાં નહીં આવે, તથા તે દંડ ભરવામાં નહીં આવે તો જે સખસ તે મુચલકાથી અથવા ખતથી બંધાયલો હોય તે સખસની હરકાંઈ જંગમ મિલકત જપત કરીને વેચવાનું વારંટ

આપીને તે માજીસ્ત્રેટે તે દંડ વસુલ કરવો.

તે વારંટ જે ડિસ્ટ્રિકટમાં આપ્યું હશે તે ડિસ્ટ્રિકટના માજીસ્ત્રેટની હકુમતની હદમાં બજાવવાનો અખત્યાર છે. અને મુચલકો લખી આપનારની જંગમ મિલકત જે ડિસ્ટ્રિકટમાં હોય તે ડિસ્ટ્રિકટનો માજીસ્ત્રેટ તે વારંટની પાછળ સહી કરશે એટલે તે માજીસ્ત્રેટની હકુમતની હદ બાહાર તે વારંટ ઉપરથી તે મિલકત જપત કરીને વેચવાનો અધિકાર છે એવું સમજવું.

અગર તે દંડ ભરવામાં નહીં આવે, તથા તે જપતી તથા વેચાણથી વસુલ નહીં થઈ શકે, તો તે માજીસ્ત્રેટના હુકમથી છ મહીનાની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ થવાને તે સખસ લાયક થશે.

મુચલકો લખી આપનારને કારણ દેખાડવાની તક મળે ત્યાંસુધી અને શરતો તોડ્યાનું સાબિત થાય ત્યાંસુધી જબરીથી દંડ વસુલ કરવો નહીં.

ગમે તે ગુન્હો ગમે તે ઠેકાણે કર્યો અથવા કરવાની કોશીશ કરી અથવા કરવામાં મદદગારી કરી તોપણ મુચલકો તોડ્યો એવું સમજવું.

સુલેહનો ભંગ થવાની જે ડિસ્ટ્રિકટમાં દેહેશત હોય તે ડિસ્ટ્રિકટમાં અથવા જે ડિસ્ટ્રિકટમાં મુચલકાની શરતો તોડીને ગુન્હો કર્યો હોય તે ડિસ્ટ્રિકટમાં અથવા જે સખસનો મુચલકો લેવો હોય તે સખસ જે ડિસ્ટ્રિકટમાં હોય તે ડિસ્ટ્રિકટમાં આ બાબ પ્રમાણે કામ ચલાવવાનો અખત્યાર છે.

---

## સરકાર વિરૂદ્ધ બાપુ જાદવ અને રામા તુલ્શી.

તા. ૧૦ સપટેમ્બર ૧૮૭૪

વા૦ ૧૨ } આરોપિત પૈકી એકે ખોટું નાણું કર્યુંછે એમ
પા૦ ૧૭૨ } સાબિત થયું છે. તે નાણાંની એક બાજુએ "જલાલદીન અકબર બાદશાહ ગાજીસને ૯૮૮" એવા અક્ષર હતા. અને બીજી બાજુએ "એક

ઇશ્વર છે બીજો નથી અને મહમદ એ ઇશ્વરનો પેગંમ્બર છે" એવી જે મુસલમાની શાસ્ત્રની રીત છે તે લખીછે. આ નાણું જે વખતે પાડ્યું તે વખતે બીજો આરોપિત ત્યાં હતો એમ સાબિત થયું છે.

સદરહુ પ્રમાણે સાબિત થયાથી બેઉ આરોપિતપર ખોટાં નાણાં પાડ્યાનું તોહોમત સાબિત કરી અહમદનગરના શેશન જડજ એ. બોઝાંકવેટે તેમને સાત વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા કરી અને તે બાબતના પોતાના ઠરાવમાં શેશનજડજે એમ લખ્યું છે કે "આવા પ્રકારનો જેનાપર લેખ છે એવાં પુષ્કળ નાણાં મેં જોયાં છે એમ મુસલમાની ભાષા શિખવનાર એક સ્કુલમાસ્તર સરફ અર્લીબેગ કહેછે" એવા પ્રકારનાં નાણાં જો ખરાં હોયતો તે હું વેચાણ લઊં અને કંપની એક રૂપિયા કર્ના એવા એક રૂપિયાની કિમ્મત એક કીંવા દોન કીંવા તેથી અધિક આના જાસ્તી કીમ્મત આપુ એમ મુલતાનીચંદ સરાફ કહેછે. એટલા માટે આ નાણાં ઉપર જે શીક્કો માર્યોછે તો તેમાં કાંઇ રૂપુ છે અને તેની કિમ્મત કાંઇક છે એમ બતાવવા માર્યા છે એમ તેમને દેખાયુ. કોઇ પણ નાણાંનો એટલોજ ઉપયોગ થયો તો બસ. કેમકે તે વેપારના ઉપયોગમાં આવે એમ થયું. સાધારણ નાહાના દુકાનદાર તે લે કીંવા નહીં? એ વાત ઘણી મુદાની નથી પૈસાનો વ્યવહાર કરનારા લોક આ નાણાંના પૈસા છે એમ સમજે એટલે બસ છે.

આ ઠરાવપર કેદીએ અપીલ કર્યાથી હાઇકોર્ટે ઠરાવ્યું કેઃ-

નાણાં એટલે જે ધાતુનો પૈસા તરીકે ઉપયોગ કરેછે તે ધાતુનો તુકડો. પૈસા એ સાધારણ કિમ્મતનું પરીમાણ છે. અને અદલા બદલાના વ્યાપારમાં તે મધ્યમ છે. અમુક એક ધાતુનો તુકડો એ પૈસા છે કીંવા નહીં? એની કસોટી જોવી તે, તે તુકડા બજારમાં લઇગયા છતાં તેને બદલે જોઇયે તે જણસ મળે કીંવા નહીં? તે જોઈ કરવી અને

તેટલા વાસ્તે તેની કિમ્મત ઠરાવવી જોઇયે અને તે બજારમાં મશહુર હોવો જોઇયે. તેની કિમ્મત માહિતગાર લોકને અને ચતુર લોકને માત્ર માહિત હોય તો તે બસ નથી. આ બાબત તપાસતી વખતે રસલ ઓન કાઇમ્સને પૃષ્ટે ૯૫ મે લખ્યા પ્રમાણે તે નાણું ચાલુ છે કીંવા ઇં૦ પી૦ કો૦ પ્રમાણે તે નાણાંનો પૈસા તરીકે ઉપયોગ થાય છે એનો નિર્ણય કરવો જોઇયે.

અકબર બાદશાહની વખતનાં નાણાં ચાલુ નાણાં નથી. સબબ તે નાણાં ખોટાં પાડ્યાથી તોહોમત ઠરી શકતું નથી માટે આરોપિત સખસોપરનું તોહોમત અને શિક્ષા રદ કર્યાં.

---

## સરકાર વિરૂદ્ધ મલ્લાપા બીન કપના અને બીજા.

તા. ૧૫ જુલાઈ ૧૮૭૪

વા૦ ૧૧ } એક પારાપા નામના માણસ સુધાં ચાર
પા૦ ૧૯૬ } કેદીપર ખુનનું અને ડાકાઇટીનું તોહોમત મુકી તેની ચોકશી કલાદગીના શેશન જડજ એસ. એન. ટાગોરે કરી બેઉ ગુન્હા (પારાપાપર ફકત ડાકાઇટીનો) સાબિત ઠરાવી તેઓને શિક્ષા કરી. તે ઠરાવપર કેદીઓએ અપીલ કરી તેથી હાઈ કોર્ટે ઠરાવ કર્યોકે.

સાથી માણસની શાક્ષીની પુષ્ટી કરનારો જે પુરાવો જોઇયે તે સ્વતંત્ર અને વિશ્વાસ રાખવા લાયક ઠેકાણેથી આવવો જોઇયે. અને સાથી માણસે પોતે જે કાંઈ મજકુર કહ્યો હોય તે મજકુર તેણે ચોકશીની વખતે જે કાંઈ શાક્ષી આપી હોય તેને જો કે મળતો હોય તોપણ તે ઉપર કહેલા પ્રકારનો પુષ્ટી કરનારો પુરાવો, એમ નથી.

કેદી પૈકી એકે કરેલી કબુલત, શાથી માણસની શાક્ષીને પુષ્ટી કરનાર હોય તોપણ બીજા કેદી વિરૂદ્ધ જે સાથી માણસે શાક્ષી આપી હોય તે શાક્ષીને પુષ્ટી કરનાર તરીકે તે કબુલત ઉપયોગમાં આવી શકનાર નથી.

સબબ જે આરોપિતે અમારી રૂબરૂ અપીલ કરી છે

તેનાપરથી અપરાધ અને શિક્ષા અમે રદ કરીએ છીએ.

---

### સરકાર વિરૂદ્ધ દયા આનંદ અને રણછોડ ખોલ્યા.

તા. ૧૯ મારેચ ૧૮૭૪

વા૦ ૧૧ } આરોપિત માણસે પોતાની જુબાનીપર સહી
પા૦ ૪૪ } કીંવા નિશાની કરવી જોઇયે એવો ઠરાવ જે ક્રી. પ્રો. કો. કા. ૩૪૬ માં છે તેની પુર્ત્તતા "અ. બ. (આરોપિત) એની સહી. ક. ડ. એના હસ્તાક્ષર" એટલું લખ્યાથી થતી નથી. આ કામમાં તેવીરીતે કેદીએ કબુલતપર સહી કરી હતી અને તે ઉપરથી તોહોમત સાબિત કર્યું હતું તેમાં હાઇકોરટે તે તોહોમત રદ કરી એવું ઠરાવ્યું કે એવી કબુલત કોર્ટમાં હાજર કરવાની શેશન જડજે મનાઈ કરવી હતી.

ક્રી. પ્રો. કો. કા. ૩૪૬ સરકાર વિરૂદ્ધ બાઈ રતનન કામનો ફેસલો પાને ૫૩ મે છપાયોછે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ માણેકરામ સુરજરામ.

તા. ૧૨ નવેમ્બર ૧૮૭૪

વા૦ ૧૧ } સને ૧૮૬૮ ના મુંબાઈ આકટ ૪ ની કલમા
પા૦ ૨૩૧ } ૧૫ પ્રમાણે આપેલી નોટીશ અમાન્ય કર્યા બદલ કોઈ માણસ ગુન્હેગાર છે એમ ઠરાવવું હોય તો પુરાવો હાજર કરવા માટે તેને જે નોટીસ કરી હોય તેમાં જે દસ્તાવેજ મંગાવ્યા હોય તેની પુરી તપસીલ લખવી જોઇયે.

સને ૧૮૬૫ ના મુંબાઈ આકટ ૧ ની કા. ૧૪ ની રકમ ૧ પ્રમાણે પુરાવો હાજર કરવા વિશે કરેલો હુકમ અમાન્ય કર્યો તો તે ઉપરથી તે માણસપર ફોજદારીમાં કામ ચલાવવામાં આવતું નથી પરંતુ તેની ગેરહાજરીમાં ફેસલો કરવાનો માત્ર અધિકારછે.

---

સને ૧૮૬૮ ના મુંબાઈ આકટ ૪ ની કલમ ૧૫–

મુંબાઇના સન ૧૮૬૫ ના ૧ લા આકટની કલમ ૧૦ પ્રમાણે જનરલ નોટિસ અથવા સમન આપીને જે માણુસને હાજર થવાનું કાયદાસર રીતે ફરમાવ્યામાં આવશે તે માણસને તે નોટિસ પ્રમાણે અથવા સમન પ્રમાણે પોતાની જાતે અથવા મુખત્યારની મારફતે હાજર થવાની કાયદા પ્રમાણે જરૂર છે. હરકોઈ દસ્તાવેજ જોવા સારૂ તે દસ્તાવેજ હાજર કરવાનું જે માણસને મુંબાઇના સન ૧૮૬૫ ના ૧ લા આકટની ૧૪ મી કલમ પ્રમાણે કાયદાસર રીતે ફરમાવ્યામાં આવશે તે માણસને તે દસ્તાવેજ હાજર કરવાની કાયદા પ્રમાણે જરૂર છે.

સને ૧૮૬૫ ના મુંબાઈ આકટ ૧ ની કા. ૧૦—જનરલ નોટિસ અથવા સમન આપીને જમીનના ધર્ણીને અથવા ખાતાદારને પોતાની જાતે અથવા જેને બરાબર રીતે કહી મુક્યું હોય, અને જરીફના સઘળા સવાલોનો જવાબ દઈ શકે એવા કાયદાસર મુખત્યારની મારફતે હાજર થવાનું ફરમાવવાનો અધિકાર, અને તાલુકાના તથા ગામના જે અધિકારીઓને પોતાના હુદાના સબબથી પોત પોતાના થાણામાં કાયદા તથા રિવાજ પ્રમાણે ચાકરી કરવી પડેછે તેઓને હાજર થવાનું ફરમાવવાનો અધિકાર, અને રેવન્યુ સરવેના કામમાં તેઓની લાયકી પ્રમાણે મદત તથા ચાકરી કરવાનું ફરમાવવાનો અધિકાર સુપ્રિનટેન્ડેન્ટને અથવા તેણે જે અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદારને છે.

એજ આકટની કા. ૧૪—રકમ ૧ લી. સદરહુ પ્રમાણે હદની ચોકશી કરતી વેળાએ ધર્ણીને અથવા ખાતાદારને અથવા ધણીના અથવા ખાતાદારના મુખ્તીયારને તેની જમીન બાબત જે સનદો તથા કોલ તથા પટા તથા બીજાં ખતપત્રો હોય તે સઘળાં જોવા સારૂ હાજર કરવાનું ફરમાવવાનો સરવે સુપ્રિન્ટેન્ડેંટને, અથવા તેણે જે બીજા અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદારને અખ્તિયાર છે. અને સદરહુ સરવે ઓફીસરે માફક

મુદત લખીને ઠરાવી હોય તે મુદતમાં તે ધણી અથવા ખાતાદાર અથવા મુખ્તિયાર સદરહુ પ્રકારના દસ્તાવેજ હાજર કરવાને ચુકશે તો જે બીજો પુરાવો મળી શકે તે ઉપરથી પોતાની નજરમાં આવે તે પ્રમાણે જમીનની હદ તુરત ઠરાવવી.

રકમ ૨ જી—ખેતરની હદ વિશે તકરાર નહીં હોય અને તે બરાબર છે એવું ગામના અધિકારી હાજર હોય તેઓ, જાહેર કરે તો, જે પ્રમાણે હદ દેખાડી હોય તે પ્રમાણે ઠરાવવાનો અધિકાર છે. પણ ખેતરની હદ વિશે તકરાર હોય તો સરવે ઓફીસરે ગામના હિસાબ પ્રમાણે હદ ઠરાવવી. અને હિસાબ નહિ હોય તો ગામના અધિકારીઓને તથા પાસેની જમીન ખેડનારને પુછવાથી અથવા બીજા પુરાવા ઉપરથી ભાગવટો ઠરે તે પ્રમાણે હદ ઠરાવવી.

રકમ ૩ જી—ઉપરની રકમો પ્રમાણે હદનો ઠરાવ કર્યો હશે તે ઉપર અપીલ લેવી નહીં; પણ બાંણુ બાંધ્યાની તારીખથી ૬ મહિનાની અંદર રીતી પ્રમાણે અપીલ કરે તો લેવી.

રકમ ૪ થી—પણ રેવીન્યુ સરવેના (એટલે જરીફના) નવા ઠરાવેલા દર ચાલુ કર્યા પછી એક વરસમાં યોગ્ય કારણ દેખાડશે તો હરકોઈ હદમાં ફેરફાર કરવાને સરવે સુપ્રિન્ટેન્ડેન્ટ મુખ્તિયાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે; જમીન ઉપર મારો હક છે એ રીતે કોઈ માણસ દાવો કરતો હોય તો તે માણસનો આ કલમ પ્રમાણે હદનો ઠરાવ કર્યો નહી હોત તો કબજો તુટવા બાબત કાયદાસર જે ઉપાય ચાલતે તે ઉપાય કરવાને આ કલમ પ્રમાણે હદ ઠર્યાના સબબથી હરકત થાયછે એવું સમજવું નહીં.

---

## સરકાર વિરૂદ્ધ દેવા દયાળ

તા. ૨૩ નવેમ્બર ૧૮૭૪

વા૦ ૧૧ } આરોપિતે તેને કમિટ કરનાર માજીસ્ત્રેટ-
પા૦ ૨૩૭ } ની રૂબરૂ જે જુબાની આપી તે નીચે તેની સહી ક્રી. પ્રો. કો. કા. ૩૪૬ પ્રમાણે ન લીધી તો તે કલમના અર્થ પ્રમાણે તે આરોપિતનું નુકશાન થયું એમ સમજવું નહીં. પણ કામના ગુણદોષ ઉપરથી પોતાને જવાબ આપવાને જો તેને વાસ્તવિક રીતે બાધ આવ્યો હોય તોજ માત્ર તેમ સમજવું.

કેદીએ સેશન કોર્ટમાં પોતાની તરફે જવાબ આપવાને વકીલ રોક્યો હોય, અને તેની જુબાની જે વખતે સેશન કોર્ટમાં લીધી તે વખતે કેદીના વકીલને હરકત લેવાને વખત છતાં તેણે તેવી હરકત લીધી નહી હોય તો કેદીને નુકશાન થયું છે એમ સમજવું નહીં.

---

ક્રી. પ્રો. કો. કા. ૩૪૬—સરકાર વિરૂદ્ધ બાઈ રતનનો ફેસલો પાને ૫૩ મે છપાયો છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ચાંદનુર અને પીરભાઈ આદમજી

તા. ૨૩ નવેમ્બર ૧૮૭૪

વા૦ ૧૧ } કેટલાક ભાગ મળી થનારા અપરાધ બ-
પા૦ ૨૪૦ } દલ કોઈના ઉપર તોહોમત મુક્યું હોય અને તે ભાગ પૈકી કાંઈ ભાગ મળીને એકાદ નાહાનો અપરાધ પૂર્ણ થતો હોય તો ક્રી. પ્રો. કો. કા.૪૫૭ પ્રમાણે તે માણસપર તે નાહાના અપરાધ બદલ જુદુ તોહોમત ન મુક્યું હોય તોપણ તે અપરાધ ઠરાવવાને હરકત નથી. પરંતુ તેનાપર જે મોટું ચાર્જ મુક્યું હોય તે-માંની હકીકત ઉપરથી નાહાનો અપરાધ થાયછે એમ માત્ર દેખાઈ આવવું જોઇયે.

ઉપરના કારણને લીધે આ કામમાંના આરોપિતપર ખુનનું તોહોમત મુકી ખુનમાં મદદ કર્યાના ગુન્હાની સા-

બિતી કરી અને શિક્ષા કરી તે આ કોર્ટે રદ કરી મદદ કર્યાના તોહોમત પરથી આરોપિતનો ફરી ઈનસાફ કરવાનો હુકમ કર્યો.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૫૭—કોઈ સખસની ઉપર કાંઈ ગુન્હાનું તોહોમત મુક્યું હોય અને તે તોહોમતનો કાંઈ ભાગ સાબિત થયો નહીં પણ જે ભાગ સાબિત થયો તે ભાગ ઉપરથી બીજો ગુન્હો સાબિત થયો હોય ત્યારે જે ગુન્હો તેણે કર્યો એવું સાબિત થયું તે ગુન્હાનું તેની ઉપર તોહોમત મુક્યું નહીં હોય તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અખત્યાર છે.

---

સરકારવિરૂદ્ધ જોરા હસજી, ભાયજી રૂપસંગ અને ભોગા પીરા.

તા. ૩ ડીસેમ્બર ૧૮૭૪

ભાગ ૧૧ } કોઈ મિલકત માલ્યાના સબંધે કીંવા હાજર
પાન ૨૪૨ } કરવાના સબંધે જે માણસપર એકાદ અપરાધ કર્યાનો આરોપ છે તે માણસ પોલીસ અમલદારના હસ્તક છતાં તેણે કહેલો પ્રત્યેક મજકુર ઈંડયાના પુરાવાના આકટની કા. ૨૭ પ્રમાણે ગ્રાહ્ય છે એમ નથી. જે મજકુરથી કાંઈપણ એકાદ મિલકત તરતજ જણાઈ આવે તે મજકુર, અને તે મિલકત જણાઈ આવવાને તે મજકુરથી જેટલા અંશે ઉપયોગ થતો હોય તેટલા પુરતો તે મજકુર, માત્ર યોગ્ય રીતે ગ્રાહ્ય છે. જણાઈ આવેલી વાતનું ગમે તેવું સ્વરૂપ હોય તોપણ તે વાત સર્વ બાબતમાં ખરેખરી તે કામને લાગુ હોવી જોઈયે. અને તે મજકુર ગ્રાહ્ય થવા વાસ્તે તે મજકુરનો અને જણાઈ આવેલી વાતનો એવો સબંધ હોવો જોઈયે કે જે માહીતી ઉપરથી તે વાત જણાઈ આવી, તે માહિતી તે મજકુરથી મળવી જોઈયે. જે મજકુર પુરાવામાં ગ્રાહ્ય હોવા બદલ ઉપર કહ્યું તે મજકુરને લાગુ થનારો બીજો મજકુર છતાં તે તેવો છે. માટે જણાઈ આવેલી વાતને લાગુ હોય તો તે મજકુર ગ્રાહ્ય નથી. અમુક એક નુકશા

મારી રૂબરૂ કાઢ્યો છે એવું કોઈ શાક્ષીદાર કહેતો હોય તો તેટલા ઉપરથી તે નુકશો પુરાવામાં લેવાને પુરતું કારણ નથી. આ નુકશો મારી સમજુતી પ્રમાણે બરોબર છે એવું જો તે શાક્ષીદાર કહે તો માત્ર તે પુરાવામાં લેવામાં આવશે.

---

પુરાવાના આકટની કલમ ૨૭—પરંતુ એવું ઠરાવ્યું છેકે કોઈ સખસની ઉપર કોઈ ગુન્હાનું તોહોમત મુક્યુંછે, અને તે સખસ પોલીસ અમલદારના હવાલામાં છે, તે સખસ પાસેથી કાંઈ ખબર મળી તે ઉપરથી કોઈ હકિકતનો શોધ લાગ્યો છે, એવી જુબાની પડે ત્યારે, એવી ખબરનો જેટલો ભાગ ખબર મજકુર ઉપરથી શોધી કાઢેલી હકિકત સાથે સ્પષ્ટ રીતે સંબંધ રાખતો હોય તેટલો ભાગ સાબિત કરી શકાય છે, પછી તે ખબર કબુલત ગણાય એવી હોય કીંવા ન હોય તોપણ.

---

**સરકાર વિરૂદ્ધ કૃતાઆદાજી અને બીજા બે.**

તા. ૩ ડીસેમ્બર ૧૮૭૪

વા૦ ૧૧ } જે માજીસ્ત્રેટ કમીટીંગ માજીસ્ત્રેટ નથી
પા૦ ૨૪૭ } એવા માજીસ્ત્રેટ આગળ મરણ વખતે કોઈ માણસે કાંઈ મજકુર કહ્યો હોય અને તેપર સહી કરી હોયતો, પછી તે મજકુર તેણે પ્રતિજ્ઞા ઉપર કહ્યો હોય તોપણ હરકત નથી. તે જમકુર, આ મજકુર મયત માણસે કહ્યો એ બદલ કાયદેસર પુરાવો હોયા શિવાય પુરાવામાં લેવાને ગ્રાહ્ય નથી.

---

**સરકાર વિરૂદ્ધ ગોવિંદા બાબાજીરાઉલ અને બાબાજી ગોવિંદ કુબ.**

તા. ૨ ડીસેમ્બર ૧૮૭૪

વા૦ ૧૧ } અ એ ખુન કર્યા બદલ અને બ એ ખુન-
પા૦ ૨૭૮ } માં મદદ કર્યા બદલ એવી રીતે બેઉ ઉપર

શેશન કોર્ટમાં એકત્ર ઈનસાફ ચાલ્યાકતાં બ એ કહ્યાથી મેં ખુન કર્યું એમ અ એ કબુલ કર્યું હતું. તે અ ની વિરૂદ્ધ પુરાવામાં ગણી અ ની ઉપરનું ચાર્જ બદલ્યું અને તેનાપર ખુનમાં મદદ કર્યાનું તોહોમત મુકયું અને ઈંડ્યાના પુરાવાના આકટની કલમ ૩૦ ત્રીસ ઉપરથી શેશન જડજે તે અ ની કબુલત બેઉ વિરૂદ્ધ પુરાવામાં લઈ બેઉપર તોહોમત સાબિત કર્યું.

તે કામમાં હાઇકોરટે એમ ઠરાવ્યું કે મુળનું તોહોમત અને નવું બદલેલું તોહોમત એ એક મેકને એટલું લાગુ છે કે તે ઉપરથી કરેલો ઈનસાફ એ નવીન બદલેલા તોહોમત ઉપરથીજ પ્રથમથીજ કરેલો છે એમ સમજવાને જરા હરકત નોહોતી, અને અ ઉપર તોહોમત જે વખતે અને તેણે કરેલી અગાઉની કબુલત તેની વિરૂદ્ધ જે વખતે પુરાવામાં લીધી તે વખતે બ એ વકીલ નિમ્યો હતો તોપણ તેણે તકરાર કરી નથી. સબબ અ ની કબુલત બ ની વિરૂદ્ધ ઉપયોગમાં આણી એ શેશન જડજે અન્યાય કર્યો એમ કહેવાય નહીં.

---

પુરાવાના આકટની કા. ૩૦ સરકાર વિરૂદ્ધ અમૃતા ગોવિંદાનો ફેસલો પાને ૯૯ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ અર્જુન મેથા અને માનાજીશા.**

તા. ૨૯ અગષ્ટ ૧૮૭૪

વા૦ ૧૧ } પ્રથમની ચોકસીની વખતે માજીસ્ત્રેટની
પા૦ ૨૮૧ } રૂબરૂ જે જુબાની થાયછે તે શેશનકોર્ટની રૂબરૂ ઈનસાફની વખતે પુરાવામાં ઉપયોગ પડે એમ સને ૧૮૭૪ ના આકટ ૧૧ ની કલમ ૨૧ ઉપરથી સુધારેલા ક્રી. પ્રો. કો. કા. ૨૪૯ ની મતલબ દેખાય છે. પરંતુ એ પ્રમાણે તે જુબાનીનો ઉપયોગ કરવો એમ શેશન જડજે પોતાને મળેલી મુખ્તિયારીએ જો ઠરાવે તો માત્ર તેમ હોય. પરંતુ એવા પ્રકારે શેશન જડજ જે

મુખ્તિયારી ચલાવશે તે એક થયેલી વાત કીંવા કાયદાની વાત છે એમ સમજી એપેલેન્ટ કોર્ટ તેની તપાસ કરશે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૪૯ ( સને ૧૮૭૪ ના આક્ટ ૧૧ ની કા. ૨૦ ઉપરથી સુધરી છે તે સુધર્યા પ્રમાણે ) સાહેદને સેશન કોર્ટની આગળ અથવા હાઇકોર્ટ પોતાની અવલ ફરિયાદ લેવાની અથવા અપીલ લેવાની ફોજદારી હકુમત ચલાવતી હોય તે હાઇકોર્ટની આગળ રજુ કરવામાં આવે ત્યારે ઈનસાફને સારૂ કમિટ કરનારા માજીસ્ટ્રેટની આગળ તેણે જબાની આપી હોય તે તોહોમતવાળા સખસની રૂબરૂ યોગ્ય રીતે લીધી હોય તો તે પ્રમુખ અધિકારીની જગાએ બેસનાર જડજની નજરમાં આવે તો તે મુકદમામાં પુરાવા પ્રમાણે સમજીને તે પ્રમાણે વહિવટ કરવાનો તેને અખ્તિયાર છે.

ખુલાસો—ગેરહાજર શાહેદે અગાઊ જબાની આપી હોય તે ઉપર હિંદુસ્તાનના પુરાવા બાબતના આક્ટ પ્રમાણે અથવા પુરાવા બાબતના બીજા કોઈ ચાલુ કાયદા પ્રમાણે જે કામમાં હવાલો આપવાનો અખ્તિયાર હોય તે કામ શિવાય બીજાં કામમાં તે જબાનીના કાગળ ઉપર હવાલો આપવાનો અખ્તિયાર આ કલમ ઉપરથી કોર્ટને છે એવું સમજવું નહીં.

---

# વાલ્યુમ ૧૨ મું.

## સરકાર વિરૂદ્ધ રામાજીરાવ જીવબાજીરાવ અને એક બીજો

તા. ૧૦ ફેબ્રુઆરી ૧૮૭૫

વા૦ ૧૨ }
પા૦ ૧ } નંબર એકનો તોહોમતવાળો વરસાલ ગામનો મુજાફતદાર એટલે જંગલની મેહેસુલનો પટો રાખનાર છે. તેણે "જી" આંકે દાખલ થયેલો દસ્તાવેજ કલેકટર સાહેબને લખી આપ્યો હતો. ફરિયાદી તરફથી એમ કહેવામાં આવ્યું છે કે નંબર ૨ નો

તોહોમતદાર પરશરામ નંબર ૧ ના તોહોમતદાર રામા-જીરાવનો આડતીઓ છે. (હાલની તકરારની ખાતર તે ખરૂં છે એમ માનીએ) આંક "જી" ના દસ્તાવેજ મુજબ નંબર ૧ ના તોહોમતવાળાના કહેવાથી નંબર ૨ ના તોહોમતવાળાએ કેટલોક હિસાબ તૈયાર કર્યો હતો. તે હિસાબ વરસાલી ગામના જંગલમાંથી જે ગાડીવાળા લાકડાં લઈ ગયા હતા. તેમને જે પાસ (પરવાના) આપવામાં આવેલા તે સાથે મળતો હતો. આ હિસાબ (આંક અ) ખરો છે એમ ફોરેસ્ટ (જંગલખાતાના) ઇન્સ્પેકટરને બતાવવામાં આવ્યું હતું. હિસાબ (આંક ડ) નંબર ૧ ના તોહોમતવાળાના ઘરમાંથી માલમ પડી આવ્યો હતો. આ હિસાબ ઉપરથી અને બીજા પુરાવા ઉપરથી એમ માલમ પડે છે કે આંક અ વાળો હિસાબ ખોટો છે. અને સરકારને મેહેસુલનું નુકશાન કરવાના હેતુથી એ હિસાબ તૈયાર કરવામાં આવ્યો હતો.

ઉપર પ્રમાણે હકિકત બન્યાથી થાણાના આસીસ્ટંટ શેશન જડજે નંબર એકના તોહોમતવાળા ઉપર ઈ. પી. કો. કા. ૪૦૯, ૫૧૧, ૧૬૭, ૨૧૮ અને ૧૯૩ પ્રમાણે સરકારી નોકર તરીકે સાપ્રાધ વિશ્વાસ ઘાત કરવાની કોશીશ કર્યાનું, તથા તેજ હોદામાં નુકશાન કરવાને એક ખોટો દસ્તાવેજ દગલબાજીથી કર્યાનુ, તથા તેજ પ્રમાણે એક સખસને સજામાંથી બચાવવાના ઇરાદાથી તેવો દસ્તાવેજ બનાવ્યાનુ તોહોમત મુકી તે તોહોમતની ચોકસી કરી.

આ ગુન્હા કરવામાં નંબર ૨ ના તોહોમતવાળાએ નંબર ૧ ના તોહોમતવાળાને મદદ કરી તેથી તે પ્રમાણે તોહોમત તેનાપર મુકી તેની પણ ચોકસી કરી. અને બેઉને શીક્ષા કરી.

તે ઉપરથી હાઈકોર્ટમાં અપીલ થયાથી ઠરાવ કર્યો કે—

ઈંડીયન પિનલકોડની કલમ ૨૧ ની રકમ ૯ માં ઓ-

ફીસર એ શબ્દ છે તેનો અર્થ એવો છે કે સરકારનું નિમેલું કામ કેટલેક દરજ્જે કરવાને જે સખસને કામે લગાડ્યો હોય તે સખસ. તે માણસને કેટલોક અખત્યાર આપેલો હોવો જોઇયે, અથવા તે સરકાર તરફથી હોવો જોઇયે, અથવા તેનું કામ જે માણસને તેવો અખત્યાર આપેલો હોય તેને મદદ કરવાનું હોવું જોઇયે. તેથી કરીને એક મુજાફતદાર, (જંગલવાળા ગામનો પટેદાર) કે જેણે તે ગામના જંગલના મેહેસુલનો હિસાબ રાખવાને તથા કંઇક ભાગ સરકારને આપવાને અને બાકીનો ભાગ પોતે રાખવાને માથે રાખેલું છે તે સખસ "ઓફીસર" નથી અને તેટલા માટે તે કલમ ૨૧ પ્રમાણે સરકારી નોકર નથી.

એક ફોરેસ્ટ (જંગલખાતાનો) ઓફીસર કે જેને કાયદા પ્રમાણે તપાસ કરવાનો તથા પુરાવો લેવાનો અધિકાર મળ્યો નથી તે સખસની રૂબરૂ રજુ કરવાના ઇરાદાથી ખોટો હિસાબ તૈયાર કરવો એ ઇનડીયન પીનલકોડની કા. ૧૯૩ પ્રમાણે ખોટો પુરાવ બનાવ્યો કહેવાય નહીં.

ક્રી. પ્રો. કો. કા. ૪૫૫ તથા ૪૫૬ પ્રમાણે આસીસ્ટંટ ક્રેશન જડજે ઠગાઈ કરવાને કોશીશ કર્યાનો તેને ગુન્હેગાર સાબિત ગણવો જોઇતો હતો અને તેથી તોહોમતવાળાને માટે ફરી તપાસ કરવાનો હુકમ કરીએ છીએ.

---

ઈ. પી. કો. કા. ૪૦૯—કોઈ માણસ તેના દરજ્જાથી સરકારી નોકર દાખલ, અથવા તેના ધંધાસર, તેને સરાફ, વેપારી, કોઠીદાર, દલાલ, વકીલ, કે આડતીયા દાખલ, કાંઈ મીલકત અથવા કાંઈ મિલકત ઉપર અખ્તિયાર કોઈ પણ રીતે સોંપ્યો હોય તે માણસને તે મિલકત બાબત સાપ્રાધ વિશ્વાસઘાત કરે, તો તેને જીવતા સુધી સમુદ્રપારની અથવા દસવરસની મુદત સુધીની એમાંની ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

એજ આકટની કા. ૫૧૧—જે ગુન્હાને માટે આ

કાયદામાં સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી હોય એવો કોઈ ગુન્હો કરવાની અથવા એવો કોઈ ગુન્હો કરાવાની, જે માણસ કોસીસ કરે, અને તે કોશિશમાં તે ગુન્હો કરવા તરફ કાંઈ કામ કરે, તે માણસને, તેવી કોશિશ માટે શિક્ષા સબંધી આ કાયદામાં કોઈ સાફ ઠરાવ ન કર્યો હોય તો તેવે ઠેકાણે તે ગુન્હાને માટે જે પ્રકારની, કેદની શિક્ષા ઠરાવી હોય તે પ્રકારની, તથા તે ગુન્હાને માટે કેદની અથવા સમુદ્રપારની ઘણામાં ઘણીજ મુદત ઠરાવી હોય તેની અડધી મુદતની, કેદની અથવા સમુદ્રપારની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

એજ આકટની કા. ૨૬૭ કોઈ માણુસ સરકારી નોકર હોય અને તેને પોતાના સરકારી ઓહદાના જોરથી કાંઈ લેખ તૈયાર કરવાનું અથવા તેનો તરજુમો કરવાનું સોંપ્યુ હોય તે માણુસ પોતે જેને ખોટી જાણતો હોય અથવા માનતો હોય એવી રીતે તે લેખ બનાવે અથવા તેનો તરજુમો કરે એવા ઇરાદાથી કે તેમ કરીને પોતે કોઈ સખસનું નુકશાન કરવું અથવા તેમ કરવાથી પોતાથી કોઇનું નુકશાન થાય એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણુસને ત્રણ વરશની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

એજ આકટની કા. ૨૧૮—કોઈ માણુસ સરકારી નોકર હોય, અને તેના સરકારી ઓહદાસર તેને કાંઈ દફતર અથવા બીજુ લખાણ તૈયાર કરવાનું કામ સોંપ્યુ હોય, તે માણુસ જો તે દફતર અથવા લખાણ જે રીત ખોટી છે એવું તે જાણતો હોય તેવી રીતે તૈયાર કરે, એવા ઇરાદાથી કે તેથી લોકને અથવા કોઈ સખસને ટોટો અથવા નુકસાન થાય, અથવા ટોટો કે નુકસાન થશે એવો સંભવ છે એમ જાણીને, અથવા એવા ઇરાદાથી કે

તેથી કોઈ સખસને કાયદેસર શિક્ષાથી બચાવવો, અથવા તેથી કોઈ સખસ કાયદાસર શિક્ષાથી બચશે એવો સંભવ છે એમ જાણીને, અથવા તેથી કાંઈ મિલકત સરકાર જપત થતી, અથવા કાંઈ રૂપિયા તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે અપવાદથી તે બચી જાય, અથવા તે બચી જશે એવો સંભવ છે એમ જાણીને, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

એજ આકટની કા. ૧૯૩. સરકાર વિરૂદ્ધ જીજીભાઈ વગેરેના ફેસલો પાને ૭૬ મે છપાયો છે તે નિચે જુવો.

એજ આકટની કા. ૨૧ ની રકમ ૯—હરએક અમલદાર જેહેનું કામ, પોતાના ઓહોદાને લીધે, સરકારની વતી કાંઈ મિલકત લેવાનું, કબુલ કરવાનું, રાખવાનું, કે ખરચવાનું, અથવા સરકારની વતી કાંઈ તપાસ અથવા માપણી, જમાબંદી, કે કરાર કરવાનું, અથવા મેહેસુલ બાબતના કાંઈ હુકમ બજાવવાનું, અથવા સરકારના પૈસા સબંધી લાભની કાંઈ બાબતની તજવીજ કરવાનું, કે તે વિશે રિપોર્ટ કરવાનું, અથવા સરકારના પઈશા સબંધી લાભ બાબતનો કાંઈ લેખ કરવાનું, તેહેના ખરાપણા વિશે સહી કરવાનું, કે તે લેખ પોતાના હવાલામાં રાખવાનું, અથવા સરકારના પઈશા સબંધી લાભની સંભાળને માટે કરેલા કાંઈ કાયદા તોડાતા અટકાવવાનું, હોય તે; તથા હરએક અમલદાર જે સરકારના ચાકરી કે પગારમાં હોય, અથવા જેને કાંઈ સરકારી કામ કરવાસારૂ "ફી" કે "કમીશન" મળતું હોય તે; સરકારી નોકર સમજવો.

કી. પ્રો. કો. કા. ૪૫૫—જે વાતો સાબિત થઈ શકેછે તે ઉપરથી કેટલાએક ગુન્હાઓમાંનો કયો ગુન્હો થાયછે તે બાબત શક પડે એવા પ્રકારનું એકજ કામ અથવા

કામોનો સમુદાય હોય ત્યારે સદરહુ પ્રકારનો કોઈપણ ગુન્હો કર્યાનું તોહોમત તોહોમતવાળા શખ્સની ઉપર મુકવાનો અખત્યાર છે; અને સદરહુ પ્રકારનાં ગમે તેટલાં તોહોમતો હોય તોપણ તેઓનો એકી વખતે ઇનસાફ કરવાનો અખત્યાર છે, અથવા સદરહુ ગુન્હાઓમાંનો એક નહીં તો બીજો ગુન્હો કર્યાનું વિકલ્પની રીતે તેની ઉપર તોહોમત મુકવાનો અખત્યાર છે.

એજ આકટની કા. ૪૫૯—પાછલી કલમમાં કહેલે પ્રસંગે તોહોમતવાળા સખસની ઉપર ફકત એકજ તોહોમત મુક્યુ હોય અને તે જુદા જુદા ગુન્હા બાબત તે કલમના ઠરાવો પ્રમાણે તેની ઉપર તોહોમત મુકી શકાય તેવો જુદોજ ગુન્હો તેણે કર્યો છે એવું પુરાવા ઉપરથી દેખાય તો ફલાણો ગુન્હો તેણે કર્યો છે એવું સાબિત થાય તે ગુન્હાનું તોહોમત તેની ઉપર મુક્યુ નહીં હોય તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થવાનો ઠરાવ કરવાનો અખ્તિયાર છે.

**સરકાર વિરૂદ્ધ ગુલામ આબાસ**

તા. ૧૫ અપરેલ. ૧૮૭૫

વા૦ ૧૨ } આરોપિત ઉપર ઈ. પી. કો. કા. ૩૮૧
પા૦ ૧૪૭ } મુજબ તેના શેઠના ઘરમાંથી બે પ્રસંગે ચોરી કર્યાનું તોહોમત મુકવામાં આવ્યું હતું.

તેનાપર ગુન્હા સાબિત થયાથી સુરતના ફરર્સ્ટકલાસ માજીસ્ત્રેટ સંકર પાંડુરંગ પંડીતે તેને પહેલા ગુન્હા બદલ બે બરસ સખત કેદની અને રૂ૫૦)ના દંડની ને દંડ ન આપેથી બીજી ત્રણ માસ વધારે શખત મજુરીની કેદ ભોગવવાની તથા બીજા ગુન્હા બદલ ૬૦ સાઠ ફટકા મારવાની શિક્ષા કરી હતી.

તે ઠરાવપર આરોપિતે સુરતના શેશન જડજને અપીલ કર્યાથી શેશન જડજ એચ. એમ. બર્ડવુડ પુરાવા ઉપરથી પહેલા ગુન્હાની શિક્ષા રદ કરી. અને બીજા ગુન્હાને માટે જે શિક્ષા કરવામાં આવી છે તેમાં હાથ નાખવાનો પોતાને અખ્તિયાર નથી એવો અભિપ્રાય બતાવી તેને

માટે આ કામ ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ પ્રમાણે હાઇકોર્ટમાં મોકલ્યું.

તે ઉપરથી હાઇકોરટે ઠરાવ કર્યો કે અપીલના કારણ માટે એકજ જાતના ઘણા ગુન્હાને માટે એકજ તપાસમાં કોઈ સખસને એકંદર શિક્ષા કરવામાં આવી હોય તો તે એકજ શિક્ષા છે.

એકજ જાતના ઘણા ગુન્હાને માટે કોઈ સખસ ઉપર એકજ વખતે મોકદ્દમો ચલાવવામાં આવી હોયતો એક કર્તા વધારે શિક્ષા કરવાની જરૂર નથી. પણ દરેક તોહોમત ઉપર જુદી જુદી શિક્ષા કરવામાં આવી હોય તો એકજ તપાસમાં થયેલી શિક્ષાઓનો સમુદાય ગણી તે ઉપર અપીલ ચાલી શકેછે.

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬—સરકાર વિરૂદ્ધ જેઠા બલાના કામનો ફેસલો પાને ૪૧ મે છપાયો છે તે નિચે જુઓ.

ઈ. પી. કો. કા. ૩૮૧ કોઈ માણસ મેહેતો અથવા ચાકર હોય અથવા મેહેતા દાખલ કે ચાકર દાખલ રાખેલો હોય તે માણસ અગર પોતાના શેઠ અથવા રાખનારના કબજા માંહેલી કાંઈ મિલકતની ચોરી કરે તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

## સરકાર વિરૂદ્ધ તુકારામ રાધો.

તા. ૬ જુલાઈ ૧૮૭૫

વા૦ ૧૨ ⎫ આરોપિતને એક બીજા વર્ગના માજીસ્ત્રેટ
પા૦ ૨૩૪ ⎭ શ્રીપત પાંડુરંગે પિનલકોડની કા. ૩૫૪ મુજબ એક સ્ત્રીની સભ્યતા ઉપર ઇરાદા પુર્વક હુમલો કર્યાનો ગુન્હેગાર ગણી તેને શિક્ષા કરી હતી.

તેથી આરોપિતે થાણાના ડિસ્ટ્રીકટ માજીસ્ત્રેટને અપીલ કરી તેથી તે માજીસ્ત્રેટે સેકંડ કલાશ માજીસ્ત્રેટે કરેલી શિક્ષા રદ કરી. તે એવા કારણથી કેઃ—

"આ કામમાં જે પુરાવ દાખલ થયેલો છે તે જો ભરોસો રાખવા લાયક હોયતો ઈ. પી. કો. કા. ૩૭૬ તથા

પ૧૧ મુજબ બળાત્કાર સ્ત્રી સંભોગ કરવાને કોશિશ કર્યાનો ગુન્હો બનેછે અને તેની તપાસ કરવાનો સેકંડ કલાસ માજીસ્ત્રેટને અધિકાર નથી."

ડિસ્ટ્રિક્ટ માજીસ્ત્રેટે એ પ્રમાણે ઠરાવ કર્યો તે ઉપરથી થાણાના શેશન જડજ ડબ્લીયુ. એમ. પી. કોગલાને આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યુ તેથી હાઇકોરટે ઠરાવ કર્યો કે—

ક્રી. પ્રો. કો. કા. ૨૮૪ પ્રમાણે ડિસ્ટ્રિક્ટ માજીસ્ત્રેટને તે શિક્ષા રદ કરવાનો અધિકાર નથી. પણ ડિસ્ટ્રિક્ટ માજીસ્ત્રેટે આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલવું જોઇતું હતું.

---

ઈ. પી. કો. કા. ૩૫૪—કોઈ સ્ત્રીની લાજ લેવાના ઈરાદાથી અથવા પોતે તેમ કરવાથી તેની લાજ જવાનો સંભવ છે એમ જાણ્યાછતાં જે માણસ તે સ્ત્રીની ઉપર હુમલો કરે અથવા સાપ્રાધબળ વાપરે તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

એજ આક્ટની કા. ૩૭૬—જે માણસ બળાત્કાર સંભોગ કરે, તે માણસને જીવતાસુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ઈ. પી. કો. કા. ૫૧૧. સરકાર વિરુદ્ધ રામાજીરાવ જીવ બાજીરાવનો ફેસલો પાને ૧૨૪ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૮૪—જે કોર્ટને જે ગુન્હાનો ઈનસાફ કરવાનો અધિકાર નહીં હોય તે કોરટે તે ગુન્હો કોઈ સખ્સની ઉપર ઠરાવ્યો હોય, તો તે કોરટે ઠરાવેલો ગુન્હો તથા શિક્ષાનો હુકમ રદ કરવાને તથા પુરા અધિકારવાળી કોર્ટથી તે કામનો ઈનસાફ થવાનું ફરમાવવાને તે અપીલ કોર્ટ મુખિયાર છે.

---

# મુંબાઈ હાઈકોર્ટના જે ફેંસલા રીપોર્ટમાં છપાયલા નથી તેવા ફોજદારી ફેંસલાનો ટુંકસાર.

---

(અહમદનગરના માજીસ્ત્રેટના પત્ર નંબર ૧૯૮૪ સને ૧૮૬૯ થી તા. ૨૭ શપટેમ્બર ૧૮૬૯ ના રોજનો ઠરાવ)

ફોજદારી કામ ચલાવવાની રાતના કાયદાની કલમ ૨૩ ગ ઉપરથી કલમ ૨૭૩ અન્વયે કામો મોકલવા સારૂ જીલ્લાના માજીસ્ત્રેટના અખતાર વિશેના કાયદામાં કાંઈ ફેરફાર થયો નથી તેથી એ કાયદાના બાબ ૧૬ ના અર્થમાં ફુલપાવર માજીસ્ત્રેટ એ કાંઈ તાબામાંનો માજીસ્ત્રેટ નથી.

---

કા. ૨૩ ગ (સને ૧૮૬૧ ના ૨૫ મા આકટ ઉપર સા. ૧૮૬૯ નો ૮ મો થયોછે સુધારાનો તેમાંછે તે) આ આકટમાં અથવા બીજા કોઈ ચાલુ કાયદામાં બીજી રીતનો ઠરાવ કર્યો હોય તો જે માજીસ્ત્રેટો તથા તાબા માંહેના માજીસ્ત્રેટો જે જીલ્લામાં પોત પોતાનો અખ્તિયાર ચલાવતા હોય તે જીલ્લાના માજીસ્ત્રેટના તાબામાં તે સઘળા માજીસ્ત્રેટો તથા તાબામાંહેના માજીસ્ત્રેટો છે એવું સમજવું નહીં.

સને ૧૮૬૧ ના ૨૫ની કા. ૨૭૩ (બાબ ૧૬ મા માં છે) જીલ્લાના માજીસ્ત્રેટની આગળ અથવા જીલ્લાનો ભાગ જેના હવાલામાં હોય તેવા કોઈ માજીસ્ત્રેટની આગળ, ખુદ તે માજીસ્ત્રેટને ફરિયાદ કરેથી અથવા કોઈ પોલીસ અમલદારે રિપોર્ટ કરી મોકલેથી, જે ફોજદારી મુકદમા આણવામાં આવે, તે મુકદમા તે માજીસ્ત્રેટથી પોતાના હાથ તળેના કોઈ પણ માજીસ્ત્રેટને સોંપી શકાય. તે સોંપણ જે કરવી તે ચોકસી કરવાને માટે, અથવા ગુન્હો તે કનિષ્ટ માજીસ્ત્રેટથી તજવીજ થઈ શકે એવો હોય

તો તજવીજ કરવાને માટે, અથવા તે માજીસ્ત્રેટને શેશન કોર્ટમાં કમિટ કરવાનો અખત્યાર હોય તો શેશન કાર્ટમાં કમિટ કરવાને માટે, અથવા તે કનિષ્ટ માજીસ્ત્રેટને સુપ્રિમ કોર્ટમાં કમિટ કરવાનો અખ્તિયાર હોય તો સુપ્રિમ કોર્ટમાં કમિટ કરવાને માટે કરવી. પરંતુ કોઈ પણ કનિષ્ટ માજીસ્ત્રેટની પોતાની આગળ ફરિયાદ કરવામાં આવેથી, અથવા (જે કામોમાં રિપોર્ટ લેવાનો તે કનિષ્ટ માજીસ્ત્રેટને અખ્તિયાર હોય તે કામોમાં) કોઈ પોલિસ અમલદારે રિપોર્ટ કરેથી, તે વેળાના ચાલતા કોઈ પણ કાયદાથી જે કામ સાંભળવાનો તે કનિષ્ટ માજીસ્ત્રેટને અખ્તિયાર હોય તે સાંભળવામાં આ કલમમાંની કાંઈ પણ વાત મને કરેછે એમ સમજવું નહીં.

---

### સરકાર વિરૂદ્ધ રામચંદ્ર જેરામ.

તા. ૧૬ અગષ્ટ ૧૮૬૯ (ચેમ્બરમાંનો ઠરાવ)

કોઈ તોહેમતવાળા આશામીને તોહેમત નામાના એક કરતાં વધારે સદરો પ્રમાણે ગુન્હેગાર ઠેરવવા સારૂ પુરાવા બસ છે એમ કોઈ કોરટને નજરમાં આવે અને દરેક સદરમાંના ગુન્હાને સારૂ અમુક મુદતની કેદની સજા યોગ્ય છે એવું વિચારમાં આવે તો તે કોરટે પહેલા સદરે નિચે શીરસ્તા પ્રમાણે ગુન્હાની સાબિતી દાખલ કરી બીજા સદરો છોડી દેવા નહીં. પણ તે કોરટનો ઉત્તમ પ્રકારનો વહીવટ એ છે કે તોહેમતનામાના પ્રત્યેક સદરે ઉપરથી ગુન્હાની સાબિતી કરીને એકી વખતે ચાલુ થાય એવી શિક્ષાઓ આપવી.

---

આ ફેસલો ક્રી. પ્રો. કો. કા. ૪૬ ઉપર છે—તેથી તે કલમ નિચે પ્રમાણે જ્યારે કોઈ સખસની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની એકજ અથવા જુદી જુદી કલમો મુજબ શિક્ષા થઈ શકતી હોય એવા બે અથવા વધારે ગુન્હાઓ એકી વખતે સાબિત થાય ત્યારે, જે

ગુન્હા તે સખસની ઉપર સાબિત થયા હોય તે ગુન્હાઓને માટે તે કાયદા મધે ઠરાવેલી જુદી જુદી જે શિક્ષાઓ કરવાનો કોરટને અખ્તિયાર હોય તે શિક્ષાઓનો તે સખસની ઉપર હુકમ કરવાને તે કોરટ મુખ્તિયાર છે; તે શિક્ષાઓ જો કેદની હોય, તો તે એક પુરી થઈ રહ્યાપછી બીજી શરૂ થાય. એક ગુન્હો સાબિત થયેથી જેટલી શિક્ષા કરવાનો તે કોરટને અખ્તિયાર હોય તેટલી શિક્ષા કર્તાં તે જુદા જુદા ગુન્હાની સામટી શિક્ષા વધારે થાયછે એટલાજ સબબપરથી કોઈ ઉપલી કોરટ આગળ તજવીજ થવાસારૂ તે ગુન્હેગારને મોકલવાની તે કોરટને જરૂર નથી. પરંતુ કોઈ પણ કામમાં તે સખસને ચોદ વર્ષ કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવો નહીં; અને અગર તે મુકદમાની તજવીજ કોઈ માજીસ્ત્રેટે કરી હોય, તો જેટલી શિક્ષા કરવાનો તે માજીસ્ત્રેટનો સાધારણ અધિકાર હોય તે શિક્ષાથી બમણી શિક્ષા કરતાં તે સામટી શિક્ષા વધારે થવી ન જોઇયે.

---

**સરકાર વિરૂદ્ધ ડાયા કેસર.**

તા. ૮ સપટેમ્બર ૧૮૬૭

ફરિયાદ કાહાડી નાખવા માટે પેસ્તર ફરિયાદ કરનારે સાહેદો બોલાવ્યા હોય તેમાંના પ્રત્યેકની જુબાની ફોજદારી કામ ચલાવવાની રીતની કાયદાની કલમ ૧૫૩ પ્રમાણે માજીસ્ત્રેટે લેવી જોઇયે. (સલાહ માટે મોકલેલા કામમાં થયેલો ઠરાવ).

---

ક્રી. પ્રો. કો. કા. ૧૫૩ તે તોમત જે બાબતનું હોય તે બાબતની હકીકત તથા તેની સાથેની કેફિયત જે સખસોના જાણ્યામાં છે એમ કહેવામાં આવે તે સખસોની તથા ફરિયાદ કરનારની સાહેદી તે માજીસ્ત્રેટે લેવી.

---

ખાનદેશના શેશનજડજના પત્ર નંબર ૮૨૫ સને ૧૮૬૫થી

તા. ૩ ઓગષ્ટ ૧૮૬૯ને રોજ ચેમ્બરમાં થયલો ઠરાવ.

કોઈ તોહોમતવાળા આશામી ઉપર ફોજદારી કાયદા અન્વયે કાંઈ ગુન્હાસારૂ કેદની શિક્ષાનો હુકમ આપવામાં આવે અને તે આશામી ઉપર તેના પેગતર બીજા ગુન્હાસાર સાબિતી થઈ શિક્ષા આપવામાં આવેલી હોય તો પેહેલી શિક્ષાને બીજી શિક્ષા એકી વખતે ચાલુ કરવી એ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કા. ૪૮ માંના ઠરાવથી ઉલટું દેખાય છે.

એવા કામોમાં અગર એ શિક્ષાઓ પૈકી એક શિક્ષા અમલમાં આવે નહીં એવું હોય તોપણ એમાંથી કોઈપણ ગુન્હાની સાબિતી વિરૂદ્ધ અપીલ કરવા સારૂ તોહોમતવાળાને હક છે.

---

ફી. પ્રો. કો. કા. ૪૮ એક ગુન્હાને સારૂ થયેલી કેદની અથવા સમુદ્રપારની શિક્ષા કોઈ સખ્સ ભોગવતો હોય તેવામાં જ્યારે તે સખ્સની ઉપર કોઈ બીજા ગુન્હાને સારૂ શિક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે અગર તે હુકમ કેદનો હોયતો, કોરટે અમ ફરમાવવું કે એ સખ્સની ઉપર આગળ થયલા શિક્ષાના હુકમમાં ફરમાવેલી કેદની અથવા સમુદ્રપારની મુદત પુરી થઈ રહ્યાથી આ હમણાની કેદ શરૂ થાય; અથવા અગર તે સખ્સ કેદની શિક્ષા ભોગવતો હોય, અને પાછળથી તે ગુન્હેગાર ઠરેથી સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે તો તે હુકમનો અમલ તરત શરૂ થાય એમ ફરમાવવાને, અથવા તે સખ્સને આગળ કરેલી કેદની શિક્ષાની મુદત પુરી થઈ રહ્યા પછી તે શરૂ થાય એમ ફરમાવવાને કોરટ મુખ્તિયાર છે. પરંતુ તે આગલા કે પાછલા સાબિત થયલા ગુન્હાને માટે જે શિક્ષાને તે સખ્સ લાયક થયો હોય તે શિક્ષાના કોઈપણ ભાગમાંથી તે સખ્સ બચી જાય એવો આ કલમ માંહેલી કોઈપણ વાતનો અર્થ સમજવો નહીં.

---

તા. ૧૪ સપટેમ્બર ૧૮૬૯ને રોજ ચેમ્બરમાંથી થયેલો ઠરાવ.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના બાબ ૯ પ્રમાણે જીલ્લા પોલીસના કોઈ અમલદારને ચોકસી કરવા સારૂ અધિકાર નહોય તેવા અધીકારી જો ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કા. ૧૦૯ પ્રમાણે કોઈ તોહોમતવાળાને પકડે તો તેણે જે માજીસ્ત્રેટને અધિકાર હોય અથવા જે અધિકારના હવાલામાં પોલીસ ચોકી હોય તેની પાસે તે તોહોમતવાળાને વગર કારણની ઢીલ કર્યા સિવાય મોકલી દેવો જોઇયે. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કા. ૧૫૨ પ્રમાણે તોહોમતવાળા આશામીને ૨૪ કલાક અટકાવી રાખવાનો તેને અધિકાર નથી.

એજ આકટના બાબ ૯ પ્રમાણે ચોકસી કરવા સારૂ જ્યારે કોઈ પોલીસ અધિકારીને અધિકાર હોય ત્યારે કલમ ૧૫૨ પ્રમાણે અટકાવવા સારૂ ૨૪ કલાક લખેલા તે જે વખત તોહોમતવાળા આશામી માજીસ્ત્રેટની તરફ જવા સારૂ પોલીસ ચોકી છોડે તે વખત સુધી ગણવા જોઇયે. માજીસ્ત્રેટ તરફ જવાની મુસાફરીમાં જે વખત ગુંથાય તે વખત એ ૨૪ કલાકમાં ગણવો નહીં; પણ જેટલે દુર જવાનો હોય તે ઉપર તથા બીજા સ્થાનિક વિચાર ઉપર નજરે રાખતાં જે વખત રોકાયો તે યોગ્ય છે એવી તપાસ કરવાનું કામ માજીસ્ત્રેટનું છે.

જે ૨૪ કલાક સુધી ગામના પોલીસ કોઈ તોહોમતવાળાને મુંબાઈના સને ૧૮૬૭ ના આકટ ૮ પ્રમાણે અટકાવી રાખે તે ૨૪ કલાક ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કા. ૧૫૨ પ્રમાણે જે જીલ્લા પોલીસ અધિકારીને ૨૪ કલાક આપેલા છે તેમાં નહીં ગણવા.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૦૯ (૬ ઠા બાબમાં આ કલમ છે) આ બાબ મુજબ જે પોલીસ અમલદારે કોઈ સખસને પકડ્યો હોય તે પોલીસ અમલદારે તે સખસને તે કા-

મમાં જેનો અધિકાર હોય તેવા માજીસ્ત્રેટની આગળ અથવા કોઈ પોલીસની ચોકી જેના હવાલામાં હોય એવા અમલદારની પાસે, નકામી ઢીલ ન કરતાં, લઈ જવો અથવા મોકલી દેવો.

એજ આકટની કા. (૧૫૨ બાબ ૯ મામાં છે) મુકદ્દમાની સઘળી કેફીયત જોતાં યોગ્ય હોય તે કર્તા વધારે મુદત સુધી, કોઈ માજીસ્ત્રેટના ખાસ હુકમ વગર, કોઈ તોહોમતવાળા સખસને કોઈ પોલીસ અમલદારે પોહોરામાં રાખવો નહીં; તે મુદત કોઈપણ કામમાં ચોવીસ કલાકથી વધારે ન હોવી જોઈયે. અગર ચોવીસ કલાકમાં ચોકસી પુરી ન થઈ હોય, અને તોહોમત સારા આધારવાળુ છે એમ માનવાના સબબ હોય, તો અધુરી ચોકસી છતાં પણ તે પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે તે તોહોમતવાળા સખસને માજીસ્ત્રેટ પાસે મોકલી દેવો, અને મુસ્લેસરમાં એમ લખી મોકલવું કે એ સખસને ફલાણા ગુન્હાને માટે પકડેલો છે.

---

કલાદગીના માજીસ્ત્રેટનું પત્ર નંબર ૪૪૪ સને ૧૮૬૯ નું આવ્યું તે ઉપરથી તા. ૧૨ અકટોમ્બર ૧૮૬૯ ને રોજ ચેમ્બરમાં ઠરાવ થયો તે.

જામીન લેવા સારૂ પોલીસને અખત્યાર આપવા બાબત ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાથી વ્યવસ્થા થઈછે. સબબ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા ઉપરથી જે ગુન્હાને સારૂ જામીન લેવાય તેવા ગુન્હાને સારૂ મુંબાઈના સને ૧૮૬૭ના આકટ ૮ મા ઠરાવ પ્રમાણે પોલીસ પટેલો જે સખસોને મોકલે તે સખસોનો જામીન લેવાને કોર્ટ પોલીસ કાન્સ્ટેબલને અધિકાર આપી શકતી નથી. મુંબાઈના સને ૧૮૬૭ ના આકટ ૮ ની કલમ ૧૨ ની રકમ ૧ ઉપરથી કાંઈ ભારે ગુન્હા સારૂ તોહોમતવાળાઓને પકડવા સારૂ પોલીસ પટેલને અધિકાર છે.

---

ટીપ. આ ઠરાવ ક્રી. પ્રો. કો. કા. ૧૩૩ અને ૧૬૨ના ધોરણ ઉપર કરવામાં આવ્યો છે તેથી તે કલમો નિચે પ્રમાણે.

ક્રી. પ્રો. કો. કા. ૧૩૩ આ આકટની સાથેના પરિ-શિષ્ટનાં ૩ જા આસન મધે જે ગુન્હાને માટે પોલિસ અમલદાર વગર વારંટે પકડવાને મુખત્યાર છે એમ લખેલું છે તે ગુન્હાઓ સિવાયના હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા કરી શકાય એવા કોઈ બીજા ગુન્હા બાબત, કોઈ માજીસ્ત્રેટના ખાસ હુકમ શિવાય, કોઈપણ પોલીસ અમલદારે ચોકશી કરવી અથવા કામ સાંભળવું નહીં. પણ હીંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ અથવા કોઈ વિશેષ કે સ્થાનિક કાયદા મુજબ શિક્ષા કરી શકાય એવા કોઈપણ ગુન્હા બાબત, કોઈ પોલીસ અમલદારે રિપોર્ટ કરેથી અથવા તેમ ન છતાં ચોકસી કરવાનું કોઈ પણ પોલીસ અમલદારને ફરમાવવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે.

એજ આકટની કા. ૧૬૨ કોઈ પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે આ બાબ મૂજબ જે અખ્તીયાર ચલાવવાનાં છે તે અખ્તિયાર, અગર તે અમલદાર ગેરહાજર અથવા બીમાર હોયતો, કાન્સ્ટેબલ,સિપાઈ અથવા બકે અંદાજના દરજ્જા કર્તા ઉચ્ચા દરજ્જાનો તેહેની પછીની પાયરીનો જે પોલીસ અમલદાર તે પોલીસની ચોકીપર હાજર હોય, તે પોલીસ અમલદારે ચલાવવો.

સને ૧૮૬૭ ના મુંબાઈ આકટ ૮ ની કા. ૧૨ રકમ ૧ લી પોતાના ગામના ફલાણા માણસે મોટો ગુન્હો કર્યો છે એવું માનવાનો સબબ હોય તો તેને પોલીસ પટેલે પકડવો અને પુરાવાના કામમાં આવે તેવી જે જનસો હોય તે જનસો સુધાં તે માણસને પોતાનું ગામ જે પોલીસ થાણાંની હદમાં હોય તે થાણું જે પોલીસ અમલદારને સ્વાધીન હોય તે પોલીસ અમલદારની પાસે

મોકલવો.'

રકમ ૨ જી—ઉપર કહ્યા પ્રમાણે પકડેલાં માણસને ૨૪ કલાકની અંદર જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં પોતાનું ગામ હોય તે થાણામાં મોકલવું.

---

## સરકાર વિરૂદ્ધ બાબદેવ ગોમાજી

### સલાહ માટે મોકલેલું કામ.

### તા. ૨૩ શપટેમ્બર ૧૮૬૯

ક્રી. પ્રો. કો. કા. ૧૯૪ માં ફરમાવ્યા પ્રમાણે અમલ થવા સારૂ કોઈ ફરિયાદીની જુબાની તેને તોહોમતવાળાની રૂબરૂ વાંચી સંભળાવવી એટલું બસ નથી ફરિયાદીની તપાસ કરવી તે તેની રૂબરૂમાં કરવી જોઈયે.

---

કા. ૧૯૪—ફરીયાદ કરનારની તથા તેની તરફના શાહેદોની જબાની તે તોહોમતવાળા શખસની રૂબરૂ અથવા જો તેને જાતે હાજર કર્યાવિના કામ ચલાવ્યું હોય અને તે કોઈ મુખત્યારની મારફતે હાજર થયો હોયતો તે તેના મુખત્યારની રૂબરૂ લેવી. તે તોહોમતવાળો સખસ અથવા તેના મુખત્યાર તે ફરિયાદ કરનારને અથવા તેના શાહેદોને કાંઈ આડા સવાલ પુછે તે પુછવા દેવા.

---

### રત્નાગીરીના સેશન જડજનો પત્ર નંબર ૮૬૬ સન ૧૮૬૯ નો આવ્યા ઉપરથી તા ૧૭ અગષ્ટ ૧૮૬૯ ને રોજ ચેમ્બરમાં થયેલો ઠરાવ.

ઈ. પી. કો. કા. ૩૨૩ પ્રમાણેના તોહોમતનામા મધ્યે જે કેફીયતો ઉપરથી વિશેષ અપવાદ થતો હોય તે કેફિયતોનો અભાવ સ્પષ્ટ રીતે લખી જણાવવો જોઈયે. શાથી જે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કા. ૨૩૭ ના શબ્દોની મતલબ છે તે મતલબ કા. ૨૩૯ (૬) માં લખેલા તોહોમતનામાના નમુના ઉપરથી કાંઈપણ

હુકમ વિશે અનુમાન થાય તો તે હુકમ કરતાં (તે મતલબ) અમલમાં જારી રહેવી જોઇયે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૩૭—તોહોમતનામામાં લખેલી સદરહુ કાયદાની કલમમાં અગર કાંઈ અપવાદ લખેલો હોય, અને તે અપવાદ તે સાધારણ અપવાદો માંહેલો ન હોય, તો પછે તે કલમ મધે લખેલા અપવાદ માંહેલી કેફિયતોનો અભાવ સ્પષ્ટ રીતે લખેલો ન હોય તો તે તોહોમતનામામાં તે કેફીયતનો અભાવ સમજવો નહીં.

એજ આકટની કા. ૨૩૯—જ્યારે કોઈ તોહોમતનામાની એકજ કલમ હોય, ત્યારે તે નિચેના નમુના મુજબ અથવા તેવી મતલબનું હોવું જોઇયે.

તેના પેટા રકમ (૧) કે તેણે (ફલાણે ઠેકાણે) તથા (ફલાણે) દીવસે અથવા તે અરસામાં (ફલાણા સખસ) ને બુદ્ધીપુરવક માહાવ્યથા કરી અને તેથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કા. ૩૩૫ મુજબ શિક્ષા થઈ શકે, તથા શેશનકોરટ સાંભળી શકે એવો ગુન્હો તેણે કર્યો છે.

પી. કો. કા. ૩૨૩ કા. ૩૩૪ માં લખેલી બાબત સીવાય બીજી કોઈપણ બાબતમાં જે માણસ બુદ્ધીપુર્વક વ્યથા કરે તેને એક વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

**સરકાર વિરૂદ્ધ ગુલાબચંદ વિગેરે.**

તપાસણીથી થયેલો ઠરાવ

તા. ૮ જુલાઈ ૧૮૬૯

જે કામમાં તોહોમતવાળા ઉપર છ મહિના કરતાં વધારે કેદની શિક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત મુકેલું હોય તથા જેની તજવીજ બાબ ૧૪ પ્રમાણે થાય એવા કામમાં ફોજદારી કામ ચલાવવાની રીતના

કાયદાની કા. ૨૫૯ ના ઠરાવ લાગુ પડતા નથી માટે ફ- રિયાદીની ગેરહાજરીના સબબથી બુદ્ધિપુર્વક બથા કરે- વાના ગુન્હા વિશેની ફરિયાદી કાહાડી નાખવા સારૂ ત- જવીજ કરનાર માજીસ્ત્રેટને અખ્તિયાર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૫૯ તોહોમતવાળા સખસે હાજર થવા સારૂ ઠરાવેલ દિવસે અથવા ત્યારપછી બીજે જે દિવસે તે મુકદમો રજુ કરવામાં આવે તે દિવસે અગર ફરિયાદ કરનાર હાજર ન થાય, તો તે માજીસ્ત્રેટે ફરિયાદ કાહાડી નાખવી, પણ કાંઈ કારણસર તે મુકદમો સાંભ- ળવો. કોઈ બીજા દિવસ ઉપર મુલત્વી રાખવો તે મા- જીસ્ત્રેટને યોગ્ય જણાય, તો પોતાને યોગ્ય જણાય તેવી સરતથી તે મુકદમો મુલત્વી રાખવો.

---

## સરકાર વિરૂદ્ધ જગજીવન ધરમચંદ.

સલાહ માટે મોકલેલું કામ

તા. ૨૦ સપટેમ્બર ૧૮૬૯

ફરિયાદી ફરિયાદ ચલાવવા સારૂ ના કહેછે એવા સ- બબ ઉપરથી બુદ્ધિપુર્વક મહાબથા કરવામા ગુન્હા વિશેની ફરિયાદ કાહાડી નાખવા સારૂ સબોરડીનેટ માજીસ્ત્રેટને અખ્તિયાર નથી.

---

ટીપ. આ ઠરાવ ક્રી. પ્રો. કો. કા ૨૫૯ ઉપર છે અને તે કલમ આની ઉપરના ફેસલા નિચે છે.

---

## સરકાર વિરૂદ્ધ જીંકા રામલા.

ફોજદારી ફરી તપાસણી

તા. ૮ જુલાઈ ૧૮૬૯

જ્યાં તોહોમત મુકેલા ગુન્હાસારૂ છ મહિના કરતાં વ- ધારે મુદતની કેદની શિક્ષા અપાય તથા બાબ ૧૪ પ્ર- માણે તજવીજ થાય એવા કામમાં ક્રી. પ્રો. કો. કા.૨૭૧

લાગુ પડતી નથી. અને એવો ગુન્હો કર્યા વિશેનું જે ફરિયાદીમાં કહેલું છે તે ફરિયાદી કાહાડી લઈ શકાતી નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૭૧ (બાબ ૧૫ માં છે) આ બાબ મુજબ કોઈપણ કામમાં છેલ્લો હુકમ થતા પહેલાં કોઈપણ વખતે અગર ફરિયાદ કરનાર તે માજીસ્ત્રેટની ખાતરી કરી આપે કે મારી ફરિયાદ કાહાડી લેવાની મને રજા આપવાના પાકા કારણછે, તો તે ફરિયાદ કરનારને પોતાની ફરિયાદ કહાડી લેવાની રજા આપવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે. આ કલમ મુજબ કાહાડી લીધેલી ફરીયાદ ફરીથી સાંભળવામાં આવશે નહીં.

**સરકાર વિરૂદ્ધ ફકીરા નીંગાપા**

સલાહ માટે મોકલેલું કામ

તા. ૧૭ સપટેમ્બર ૧૮૬૯

જે ફુલપાવર માજીસ્ત્રેટ જીલ્લાનો માજીસ્ત્રેટ નહીં હોય અથવા જેને હવાલે જીલ્લાનો કાંઈ ભાગ નહીં હોય એવા ફુલપાવર માજીસ્ત્રેટને ક્રી. પ્રો. કો. કાં. ૨૭૩ પ્રમાણે તજવીજ થવા સારૂ મુકદ્દમો તાબામાંના માજીસ્ત્રેટ ઉપર મોકલવાનો અખત્યાર નથી.

ક્રી. પ્રો. કો. કા. ૨૭૩—અહમદનગરના માજીસ્ત્રેટના પત્ર નંબર ૧૯૮૪ સન૧૮૬૯ થી થયેલો ફેસલો પાને ૧૩૨ મેછે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ કચરા પ્રેમચંદ**

સલાહ માટે મોકલેલું કામ

તા. ૬ સપટેમ્બર ૧૮૬૯

સુલેહ રાખવા સારૂ જાત મુચલકાના દસ્તાવેજમાં જે દંડ લખ્યો હોય તે કલમ ૨૯૩ પ્રમાણે કમી કરવા સારૂ માજીસ્ત્રેટને અખ્તિયાર નથી એ દંડ પુરેપુરી રકમ પ્રમાણે ભરી લેવો જોઇએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૩ જ્યારે તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારની આગળ એમ સાબિત થાય કે આ બાબ (બાબ ૧૮) મુજબ લખેલા ફલાણા મુચલકા અથવા બીજા ખતની શરત તુટીછે, ત્યારે તેણે તે સાબિતીનાં કારણ દફતરમાં લખવાં, અને જે સખસ તે ખતથી બંધાયલો હોય તે સખસને તેણે ફરમાવવું કે એમાં લખેલો દંડ તમે આપો; અને નહીંતો તે સામાટે ન આપવો તેનું કારણ દેખાડો; અને અગર કાંઈ પાકુ કારણ દેખાડવામાં નહીં આવે, તથા તે દંડ ભરવામાં નહીં આવે, તો જીલ્લાના માજીસ્ત્રેટની હકુમતમાં જે સખસ તે ખતથી બંધાયલો હોય તે સખસની જે કાંઈ જંગમ મિલકત જડે તે મિલકત જપત કરી તથા વેચીને તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારે તે દંડ વસુલ કરવો, અને અગર તે દંડ ભરવામાં નહીં આવે, તથા તે જપતી તથા વેચાણથી વસુલ નહીં થઈ શકે, તો તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારના હુકમથી છ મહિનાની મુદત સુધી દિવાની જેલમાં કેદ થવાને તે સખસ લાયક થશે.

---

**સરકાર વિરૂદ્ધ સુંદર ભીમ.**

ફોજદારી ફરી તપાસણી

તા. ૧૭ સપટેમ્બર ૧૮૬૯

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ પ્રમાણે સારી ચાલનો જામીન લેવડાવવાની ફરિયાદીને કાંઈ ગુન્હો બન્યો હોય તે બાબતના ચાલેલા કાંઈ કામ સાથે બીલકુલ સંબંધ ન જોઈએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬—આબરૂ તથા ચાલચલકત બાબતનો જે પુરાવો પોતાની આગળ રજુ કરવામાં આવ્યો હોય તેપરથી જ્યારે તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારને એમ જણાય કે ફલાણો

સખ્સ પ્રસિદ્ધ અપહરણ કરનાર, ઘર ફોડનારે, અથવા ચોર, અથવા જાણી બુજીને ચોરીની મિલકત લેનાર છે, અથવા પ્રસિદ્ધપણે માઠી રીતે પોતાનું ગુજરાન ચલાવે છે, તો એક વર્ષની મુદત સુધી તે સખ્સનો ફેલ જામિન માંગવાને તે માજીસ્ટ્રેટ અથવા ઉપર લખેલો બીજો અમલદાર મુખ્તાર છે.

---

અકબરઅલી દાઉદભાઈના કામમાં

તા. ૨૯ જુલાઈ ૧૮૬૯

સને ૧૮૬૯ ના આકટ ૮થી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાને સુધારવામાં આવ્યો તેહેના પેસ્તર તે કાયદા અન્વયે તે કાયદાના બાબ ૨૦ પ્રમાણે તજવીજનું કામ ફુલપાવર માજીસ્ટ્રેટ ઉપર મોકલવા સારૂ જીલ્લાના માજીસ્ટ્રેટને અધિકાર નહોતો અથવા ફુલપાવર માજીસ્ટ્રેટને તાબા માંહેના માજીસ્ટ્રેટ ઉપર તે મોકલવા સારૂ કંઈ પણ અધિકાર નહોતો.

---

(ટીપ બાબ ૨૦ એ સ્થાનિક અપકારક વસ્તુ વિશેનો છે.)

---

સરકાર વિરૂદ્ધ સુકલાલ વિગેરે.

સલાહ માટે મોકલેલું કામ

તા. ૧૭ સપટેમ્બર ૧૮૬૯

ક્રી. પ્રો. કો. ના બાબ ૨૦ પ્રમાણે (સ્થાનિક અપકારક વસ્તુ વીશેની બાબ) પેસ્તર કામ ચાલેલું નહીં એવા સબબ ઉપરથી પીનલકોડની કા. ૨૯૮ પ્રમાણે લોકાપકારક કૃત્ય વિશેની ફરિયાદીનું કામ ચલાવવું બેકાયદેસીર નથી.

---

પીનલકોડ કા. ૨૯૮ જે સખ્સ એવું કાંઈ કામ કરે, અથવા એવી કાંઈ કાયદા વિરૂદ્ધ કસુર કરે, કે જેથી લોકને, અથવા જે માણસો પાડોસમાં રેહેતા હોય અ-

થવા જેઓના કબજામાં ત્યાંહાં પાડોસમાં કાંઈ મિલકત હોય તે સર્વ માણસોને, કાંઈ સાધારણ નુકશાન, ભય, અથવા દુઃખ થાય, અથવા જેથી જે સખસોને કાંઈ સાર્વજનિક હક વાપરવાની જરૂર પડે તે સખસોને નુકશાન, અડચણ, ભય, અથવા દુઃખ થયાવિના રેહેજ નહીં; તે સખસે લોકાપકારક કૃત્ય કર્યું એમ સમજવું.

કોઈ સર્વાપકારક કૃત્યથી કાંઈ અનુકુળતા અથવા લાભ થતો હોય તે તે સબબથી તે ગુનોહ માફ થઈ શકતો નથી.

---

ગીરધર ધનજીના કામમાં
તા. ૧ ડીસેમ્બર ૧૮૬૯

જ્યારે કબજાવાળા કોઈ આશામી ખોટા તોહોમતનામા ઉપરથી પકડાવાના સબબથી તેનો કબજો ગયો હોય અને તેના સામાવાળો તે દરમીયાનમાં તે કબજો લેતો જે આશામી પાસેથી તેવી રીતે કબજો ગયોછે તેને ક્રી. પ્રો. કો. કા. ૩૧૮ પ્રમાણે માજીસ્ત્રેટ કબજો પાછો આપી શકતા નથી. કારણ કે તજવીજને વખતે ખરેખરો કબજાવાળો કોણ છે એટલું તેને ચોકસાઈથી જોવું જોઇયે.

---

ક્રી. પ્રો. કો કા. ૩૧૮—જીલ્લાના માજીસ્ત્રેટની અથવા માજીસ્ત્રેટનો અખ્તીયાર ચલાવનાર બીજા અમલદારની જ્યારે એમ ખાતરી થાય કે આપણી હકુમતની હદમાં કાંઈ જમીન, જગા, પાણી, માંછલાં પકડવાનાં ઠેકાણાં, પાક, અથવા જમીનની બીજી પેદાયશ બાબતની એવી કાંઈ તકરાર છે કે તેથી સુલેહનો ભંગ થવાનો સંભવછે ત્યારે તેણે દફતરમાં એક મીનીટ લખવી, અને તેમાં પોતાની ઉપલી ખાતરીનાં કારણો લખવાં, અને તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારે મુદત ઠરાવીને તે તકરારમાં જેઓનું લાગતું વળગતું હોય તે સઘળા સખસોને ફરમાવવું કે આટલી મુદતમાં તમે જાતે

અથવા મુખત્યારની મારફતે અમારી કોરટમાં હાજર થઈને તે તકરારની વસ્તુ ખરેખર કોના કબજામાંછે તે વિશે તમે તમારા પોતપોતાના દાવાની બીના લખી આપો. કબજાના હક બાબત કોઈ સખસના દાવાના ગુણ દોષનો વિચાર ન કરતાં તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલા બીજા અમલદારે ચોકસી કરવી કે તકરારની વસ્તુ કયા સખસના કબજામાં છે, અને તે બાબત પોતાની ખાત્રી કરી લીધા પછી તેણે દફતરમાં એક મીનીટ લખવી, તેમાં એ પ્રમાણે લખવું કે ફલાણા સખસના કબજામાં એ વસ્તુ છે તેના કબજામાંથી કાયદાની રીતે તે લેઈ લેવામાં આવે. જ્યાં સુધી તે વસ્તુનો કબજો રાખવાનો તેનો હક છે, અને ત્યાં સુધી તે કબજામાં કોઈએ ગરબડ કરવી નહીં.

---

## સરકાર વિરૂદ્ધ સત્યાનંદી આપા.

તા. ૯ અગસ્ટ ૧૮૬૭

જ્યારે કોઈ તોહોમતવાળા સખસને પુછવામાં આવેછે કે તેં ગુન્હો કીધો છે કે શી રીતે? અથવા તારે પોતાનો બચાવ કરવાનો છેકે શી રીતે? ત્યારે તે કાંઈ જવાબ દેતો નથી તો તે સખસ હઠાઈથી મુંગો રહેછે કે દૈવકોપે કરી મુંગો છે. એ વિશે તપાસ કરવી જોઈયે. જો તે હઠાઈથી મુંગો રહેછે એવું માલમ પડે તો ગુન્હો કીધો નથી એ સબબ દાખલ કરી તજવીજ ચલાવવી. જો દૈવકોપે કરી મુંગોછે એવું માલમ પડે તો તે સાવધ સ્થીતીમાં છે કે ગાંડો છે? અને તજવીજને લાયક છેકે નથી? એ વિશે ચોકસી કરવી. જો સાવધ માલુમ પડે તો ગુન્હો કીધો નથી એ સબબ દાખલ કરી તજવીજનું કામ ચલાવવું. પણ ગાંડો છે એવું માલમ પડે તો ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના બાબ ૨૭ માં જે કામ ચલાવવાની રીત લખી છે તે પ્રમાણે અમલ કરવો.

---

## સરકાર વિરૂદ્ધ સુખીશાની.

તા. ૨૬ અગષ્ટ ૧૮૯૯

કોઈ મરનાર સખસે દિવાની મુકદમા મધે જુબાની આપી હોય તે જુબાનીને ફોજદારી તજવીજમાં દાખલ થવા સારૂ ક્રી. પ્રો. કો. કા. ૩૬૯ ઉપરથી અધિકાર મળતો નથી.

ક્રી. પ્રો. કો. કા. ૩૬૯ અગર કોઈ શાહેદ ગુજરી ગયો હોય, અથવા કોર્ટની ખાતરી થાય કે કાંઈ પાકા કારણને લીધે તેને હાજર કરી શકાય એવું નથી, તો તે શાહેદની જે જબાની તે તોહોમતવાળા સખસના દેખતાં માજીસ્ટ્રેટે લઈને તેપર સહી કરી હોય તે જબાની પુરાવામાં આપી શકાય.

---

## સરકાર વિરૂદ્ધ ઈમામ વલદેજાન.

તા. ૨૫ નવેમ્બર ૧૮૯૯

કોઈ તોહોમતવાળા સખસને (એટલે સાત વરસની ઉપર અને બાર વરસની અંદરની વયના બાળકને) પોતાની ચાલના સ્વરૂપ તથા પરીણામ વિશે વિચાર કરવા સારૂ સમજ જોઈયે તેટલી પુખ્ત છે કે શી રીતે? એતો બનેલી હકીકતની તકરાર છેકે જેના ઉપર જો જ્યુરીથી તજવીજ થયેલાં કામો હોય તો તોહોમતવાળાને જ્યુરીનો ફેસલો મળવાનો હક રહેછે. આ તકરાર શેશન જડજે જ્યુરીને મોકલી નહીં એટલા સબબ ઉપરથી સાબીતી રદ કરી નવી તજવીજ સારૂ હુકમ કરવામાં આવ્યો છે.

---

## સરકાર વિરૂદ્ધ દેવજી તથા બીજાઓ.

તા. ૬ સપટેમ્બર ૧૮૯૯

જો બનેલી હકીકતનો નિર્ણય થઈ તે ઉપરથી નીઃસંદેહ એમ નિકળી શકે કે જે હકીકત સાબિત થઈ તેના ઉપરથી ફોજદારી કાયદાની એક કલમ અન્વયે બે ગુ-

ન્હામાંથી એક ગુન્હો થાયછે. અથવા જ્યારે પુરાવા ઉપરથી કાયદાની બે કલમો મધ્યેની એક કલમમાં લખેલો ગુન્હો બન્યાની સાબિતી થાયછે. અને એ કલમોમાંની કેહી કલમો લાગુ પડેછે એ વિશે અંદેશો રહેછે ત્યારે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં વૈકલ્પિક ઠરાવની યોજના છે. બે જોડના ઘરો મધ્યેનાં દરેક ઘરમાં ડાકાઇટી કર્યાનું તોહોમતવાળા ઉપર તોહોમતનામાંની ૨ સદરેમાં તોહોમત મુકેલું હોય અને તેણે કયા ઘરમાં પ્રવેશ કર્યો એ વાતનો શેશન જડજ નિર્ણય કરી શક્યા નહીં ત્યારે વૈકલ્પિક ઠરાવ ઉપરથી તેને અપરાધી ઠેરવવામાં તેઉએ ચુક કરી એમ ઠરવવામાં આવ્યું—

---

## સરકાર વિરૂદ્ધ અમરીતા સાહાજી

તા. ૨૦ અકટોમ્બર ૧૮૬૯

એક તોહોમતવાળા ઉપર શેશન કોર્ટમાં ખોટી શાક્ષી આપવાનો ગુન્હો સાબીત થયો તે ફકત એટલાજ સબબ ઉપરથી કે શેશન કોર્ટમાં તેની જે શાક્ષી લેવામાં આવી તે શાક્ષી તેણે મુકદમો મોકલનાર માજીસ્ટ્રેટની રૂબરૂ આપેલી તેનાથી જુદી પડેછે. એવું ઠેરવામાં આવ્યું કે જો તેની શાક્ષી મધ્યેનો તફાવત એવો હોય કે તે ઉપરથી તેના ઉપર ગુન્હો સાબિત કરવો વ્યાજબી છે તો ક્રી. પ્રો. કો. કા. ૩૮૨ (નમુના ૧૧) પ્રમાણે ઠરાવ વૈકલ્પિક થવો જોઇયે.

---

ક્રી. પ્રો. કો. કા. ૩૮૨ ઠરાવ તથા શિક્ષાનો હુકમ નિચે લખેલા નમુના માહેલા એક નમુના મુજબ અથવા તેવી મતલબનો દફતરમાં લખવો જોઇયે.

નમુનો નંબર ૧૧ મો—આસેસરોમાંના એક આસેસરની સાથે એકમત થઇને કોરટ ઠરાવેછે કે અ એ ચોરી કરી અને તેથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૭૯મી કલમ મુજબ શિક્ષા થઈ શકે એવો ગુનોહ તેણે કર્યોછે, અથવા

નહીંનો તેણે સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો અને તેથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૦૬મી કલમ મુજબ શિક્ષા થઈ શકે એવો ગુન્હો તેણે કર્યોછે, એ તોહોમતની પહેલી કલમમાં લખેલા ગુનાહનો, અથવા એ તોહોમતની બીજી કલમમાં લખેલા ગુન્હાનો અ તકસીરવાર છે; અને કોરટ ફરમાવેછે કે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ઉપલી કલમોના ઠરાવો મુજબ, તથા તે કાયદાની ૭૨ મી કલમના ઠરાવો મુજબ, એ અ ને (આ ઠેકાણે શિક્ષાનો હુકમ લખવો)

---

### સરકાર વિરૂદ્ધ ગોપાળ સીરૂ વિગેરે

ફોજદારી ફરી તપાસણી

તા. ૨૦ જુલાઈ ૧૮૬૯

જે અપિલ કાયદા પ્રમાણે સાંભળવા સારૂ શેશન જડજને હક નથી તેવી અપીલ સાંભળ્યા ઉપરથી તેઉએ કોઈ તોહોમતવાળાને બીન તકસીરવાર ઠેરવી છોડી દીધો હોય તો તેને કેદની જે મુદતની શિક્ષા અવલ થઈ હોય તે વીતી ગયા પછી પણ ફરી પકડી બાકી રહેલા ભાગની શિક્ષા ભોગવાવવી.

---

### સરકાર વિરૂદ્ધ આનટોનજોસ

ફોજદારી ફરી તપાસણી

તા. ૧૪ સપટેમ્બર ૧૮૬૯

ક્રી. પ્રો. કો. કા. ૪૧૭, ૪૧૯, ૪૨૧ ઉપરથી જે અનુમાન કાડવામાં આવે તે અનુમાન ઉપરથી અથવા કાયદાના કોઈ પણ વિશેષ ઠરાવ ઉપરથી કેદની શિક્ષા જેના ઉપર થઈ હોય એવા અપીલંટને તેની અપીલની સુનાવણીની વખતે શેશન કોર્ટમાં બોલાવવા સારૂ શેશન જડજને અખિકાર મળેછે એવું દેખાતું નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૧૭ અગર તે અપીલની અરજી

તથા જે શિક્ષાના ઠરાવ અથવા હુકમ ઉપર અપીલ કરી હોય તે ઠરાવ અથવા હુકમની નકલ વાંચી જોતાં, તથા અપીલ કરનાર, તેનો વકીલ, અથવા મુખતાર હાજર હોય તો તેની વાત સાંભળ્યા પછી, અપીલ કોરટના વિચારમાં એમ આવે કે તે ફેસલાના ખરાપણા વિષે તકરાર કરવાનું કાંઈ પાકુ કારણ નથી, અથવા જે શિક્ષાના ઠરાવ કે હુકમપર અપીલ કરીછે તે ઠરાવ અથવા હુકમમાં હાથ ઘાલવાનું કાંઈ પાકું કારણ નથી, તો તે અપીલની અરજી નામંજુર કરવાને તે અપીલ કોરટ મુખ્તિયાર છે. અપીલ નામંજુર કરતાં પહેલાં તે કોરટ નિચલી કોરટનું કામ અથવા તેનો કાંઈ ભાગ મંગાવાને વાંચી જોવાને મુખ્તિયાર છે, પણ તેમ કરવાની તેની ફરજ નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૧૯ સરકાર વિરૂદ્ધ અનવરખાન વલદે ગુલખાન અને બીજાનો ફેસલો પાને ૨૭મે છે તે નિચે જુઓ.

એજ આક્ટ કા. ૪૨૧ (સન ૧૮૬૯ ના ૮ ઉપરથી શુધર્યા પ્રમાણે)' જે કામમાં અપીલ મંજુર કરવામાં આવે તે કામમાં, તે અપીલ ચાલે ત્યાંસુધી, શિક્ષાનો હુકમ બંધ રાખવાનું ફરમાવવાને તે અપીલ કોર્ટ મુખત્યાર છે, અને જામિન લઈ શકાય એવા કોઈ ગુન્હાને માટે અગર તે અપીલ કરનાર કેદમાં હોય, તો જામિન લઇને તેને છોડવાનું ફરમાવવાને તે મુખ્તિયારછે; અને જે મુકદમા તપાસવાને સારૂ હાઇકોર્ટમાં આવે તે મુકદમામાં તેજ અખ્તિયાર ચલાવવાને હાઇકોર્ટ મુખ્તિયારછે.

---

વકીલ દાજી મનસુખરામના કામમાં.
સલાહ લેવામાટે મોકલેલું કામ.
તા. ૭ અકટોમ્બર ૧૮૬૯

જે વકીલ કે સને ૧૮૨૭ ના (મુંબાઈના) કાયદા ૨

પ્રમાણે ઘટતી રીતે લાયક થયો હશે તેને કોઈ તોહોમતવાળા આશામીની તરફથી જવાબ કરવામાં ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૨ (સને ૧૮૬૯ ના) આક્ટ ૮ થી સુધારેલી તે) પ્રમાણે અટકાવ થઈ શકતો નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૩૨ કોઈપણ ફોજદારી કોર્ટની આગળ જે સખસની ઉપર કાંઈ ગુન્હાનું તોહોમત મુક્યું હોય તે સખસનો હકછે કે તે તોહોમતનો જવાબ હાઈકોરટના હરકોઈ બારીસ્ટરની અથવા અટરનીની અથવા સને ૧૮૬૫ ના અટકટ ૨૦ ના નિયમ પ્રમાણે અથવા વકીલ બાબત જે બીજો કાયદો ચાલુ હોય તે કાયદા પ્રમાણે યોગ્યરીતે લાયક થયો હોય એવા વકીલની મારફતે કરે, પણ સદરહુ પ્રકારનો હરકોઈ સખસ જવાબ દેવામાં પોતાને મદદ કરવાસારૂ કોર્ટની પરવાનગી લઇને બારિસ્ટર અથવા અટરની અથવા વકીલ નહીં હોય તેવા હરકોઈ બીજા સખસને રાખવાને મુખત્યાર છે. (પણ કોરટની પરવાનગી વગર) બીજીરીતે રાખવાને મુખ્તિયારનથી.

---

સલાહ માટે મોકલેલું કામ

તા. ૮ ડીશેમ્બર ૧૮૬૯

કોઈ તોહોમતવાળો કે જેના ઉપર પેસ્તર બે વખત શાબિતી થયાછતાં ગ્રહપ્રવેશ કરવામાં આગ્રહ કરેછે. તેના ઉપર થયેલી ફરીયાદી પહેલા વર્ગના માજીસ્ત્રેટ (તાબાના માજીસ્ત્રેટ) કાહાડી નાખેછે, તો તે ફરિયાદી કાહાડી નાખવા બાબતના હુકમમાં જીલ્લાનો માજીસ્ત્રેટ હાથ ઘાલી શકતો નથી. કારણ કે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કા. ૪૩૫ માં જે પ્રકાર બતાવેલા છે તેમાંના એક પ્રકારનો પણ એ ગુન્હો નથી.

એવા કામમાં જીલ્લાના માજીસ્ત્રેટને ફરીયાદી કરવામાં આવે તો તેની તજવીજ તે પોતે ચલાવે અથવા કોઈ

તાબામાંના માજીસ્ત્રેટ ઉપર તે મોકલી દે.

ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ સરકાર વિરૂદ્ધ સુભાના બીન ગણુંના કામનો ફેસલો પાને ૨૨ મે છપાયોછે તે નિચે જુઓ.

---

સરકાર વિરૂદ્ધ લખા જીભાઈ

સલાહ માટે મોકલેલું કામ

તા. ૨૦ સપટેમ્બર ૧૮૬૯

સને ૧૮૫૪ નાં આકટ ૧૮ની કલમ ૧૭ પ્રમાણે લો-ખંડની સડક ઉપર અધિકાર વગર જવાના તોહોમત વિશે ક્રી. પ્રો. કો. ને લગાડેલુ પરિશિષ્ટ સને ૧૮૬૯ ના આકટ ૮ પ્રમાણે સુધાર્યું છે તેના છેલા ભાગ મુજબ પહેલા વર્ગના તાબાનો માજીસ્ત્રેટ ચોકસી કરી શકે.

---

સને ૧૮૫૪ના આકટ ૧૮ ની કલમ ૧૭—ઉપર લખેલા પ્રકારની હરકોઈ લોહોડાંની સડક ઉપર અથવા તે મંડળીની હરકોઈ જમીન ઉપર અથવા થાણાં ઉપર અથવા બીજી જગા ઉપર કોઈ માણસ અધિકાર વગર જશે તો તે વિસ રૂપિયા સુધી દંડને પાત્ર થશે, અને મંડળીના કોઈ અમલદારે અથવા કામદારે અથવા તે મંડળીની તરફથી બીજા કોઈ માણસે સદરહુ પ્રકારની લોહોડાંની સડક ઉપરથી અથવા જગામાંથી નિકળી જાઓ એવું તેને કહ્યા છતાં સદરહુ પ્રકારનું કોઈ માણસ એમ કહે કે હું જતો નથી તો તે પચાસ રૂપિયા સુધી દંડને પાત્ર થશે અને સદરહુ પ્રકારની લોહોડાંની સડક ઉપરથી અથવા જગા ઉપરથી તેને તાબડતોબ કહાડી મુકવાનો અધિકાર સદરહુ પ્રકારના અમલદારને અથવા કામદારને અથવા બીજા માણસને છે.

---

ખેડાના માજીસ્ટ્રેટનુ પત્ર નંબર ૬૩૮ સ. ૧૮૬૯
નું આવ્યા ઉપરથી થયેલા ઠરાવ
તા. ૧૭ નવેમ્બર ૧૮૬૯

**સરકાર વિરૂદ્ધ લખા જીભાઈ.**

ક્રી. પ્રો. કો. ના પરિશીષ્ટના મથાળે ખુલાસાની ટીપ ૭ ને સને ૧૮૬૯ ના આકટ ૮ પ્રમાણે સુધારેલી તે કામ ચલાવવાની રીતને લાગુ પડેછે. ગુન્હાની શિક્ષા જેનાથી કરી શકાય એવા અધિકારીઓના વર્ગને લાગુ પડતી નથી.

---

**સરકાર વિરૂદ્ધ ખુસાલ પરભુદાસ**
સલાહ માટે મોકલેલું કામ
તા. ૧૫ જુલાઈ ૧૮૬૯

સમન લેવા તા. સહી કરવા સારૂ નાકબુલ કરવું એ ઈ. પી. કો. કા. ૧૭૩ ના અર્થ પ્રમાણે બજાવણીને અટકાવ કર્યો એમ થતુ નથી.

---

ઈ. પી. કો. કા. ૧૭૩—જે સરકારી નોકરને પોતાના ઓહોદાના જોરથી સમન, અથવા નોટીશ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખ્તિયાર હોય એવા કોઈ સરકારી નોકરે કરેલો સમન, અથવા હુકમ પોતાને અથવા બીજા કોઈ પણ સખશને પોહોંચે તો જે માણસ કોઈ પણ રીતે ઈરાદાથી અટકાવે અથવા કાયદા મુજબ તે સમન, નોટીસ, અથવા હુકમ કોઈ જગોપર ચોહોડતાં જે માણુસ કોઈ પણ રીતે ઇરાદાથી અટકાવે અથવા જે જગોપર તે સમન, નોટીસ, અથવા હુકમ કાયદા મુજબ ચોહોડ્યો હોય તેવી કોઈ જગોપરથી જે માણસ કોઇ પણ રીતે તેને ઇરાદાથી ખસેડે, અથવા જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાના જોરથી કાંઈ જાહેર ખબર આપવાનું ફરમાવવાનો કાયદા મુજબ અખ્તિયાર હોય તેવા કોઈ સરકારી નોકરના હુકમથી તેવી કાંઈ જાહેર ખબર કાયદા

મુજબ અપાતી જે માણસ કોઈ પણ રીતે ઇરાદાથી અ-
ટકાવે, તે માણસને એક મહિનાની મુદત સુધીની આશાન
કેદની અથવા પાંચસેં રૂપિયા સુધીના દંડની, અથવા એ
બંનેની શિક્ષા કરવામાં આવશે, અથવા અગર તે સમન,
નોટીસ, હુકમ કે જાહેર ખબર જાતે અથવા મુખ્‌ત્યારની
મારફતે કોઈ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતની
અથવા કાંઈ લેખ હાજર કરવા બાબતની હશે તો, તે
માણસને છ મહિનાની મુદત સુધીની આશાન કેદની અ-
થવા એક હજાર રૂપિયા સુધીના દંડની; અથવા એ બંનેની
શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ લક્ષમનદાસ પ્રેમચંદ વિગેરે

ફોજદારી ફરી તપાસણી

તા. ૨૩ સપટેમ્બર ૧૮૬૯

ખોટો દાવો કરવા બાબત ઇ. પી. કો. કા. ૨૦૯ પ્ર-
માણે ફુલપાવર માજીસ્ત્રેટે એક તોહોમતવાળા સખસને
અપરાધી ઠેરવેલો તે મુકદ્દમામાં તોહોમતવાળાએ પોતાની
ફરિયાદ અરજી ઉપર ખોટી પ્રતિજ્ઞા કરેલી એવું માલુમ
પડ્યું તે તોહોમતની સાબિતી હાઇકોરટે એવા કારણથી
રદ કરી કે પિનલકોડની કા. ૧૯૩ પ્રમાણે જે ગુન્હાસારૂ
શિક્ષા થઈ શકે એવો ગુન્હો થયો હતો અને માજીસ્ત્રેટને
અધિકાર નહોતો તે મુકદ્દમામાં તોહોમતવાળા ઉપર
વધારે કામ ચલાવવાનું માજીસ્ત્રેટના વિચાર ઉપર રાખ્યું.

---

ઇ. પી. કો. કા. ૨૦૯ જે માણસ દગલબાજીથી
અથવા બદદયાનતથી, અથવા કોઈ સખસને નુકશાન
કરવાને કે દુઃખ આપવાના ઇરાદાથી કાંઈ ખોટો દાવોછે
એમ જાણીને કોઈ ઇનસાફની કોરટમાં તે દાવો કરે તે
માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્ર-
કારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે
દંડને પણ લાયક થશે.

ઈ. પી. કો. કા. ૧૯૩ સરકાર વિરૂદ્ધ છગનભાઈ વ-
જાનો ફેસલો પાને ૭૬ મે છપાયો છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ પથા વિગેરે

તા. ૨ જુલાઈ ૧૮૬૯

પિનલકોડની કલમ ૨૭૭ના અર્થ પ્રમાણે નદીએ એક સાર્વજનીક જહરો નથી.

---

પી. કો. કા. ૨૭૭ સાર્વજનિક ઝરા અથવા જળાશયનું પાણી મેલુ કરે તેને ત્રણ માસ બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦) સુધી દંડ અથવા બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ ગણપતી સાલુંકે

ફોજદારી ફરી તપાસણી

તા. ૧૨ અગષ્ટ ૧૮૬૯

નાથ વગરના બળદોથી જોડેલી ગાડી ફકત હાકવી એ પિનલકોડની કલમ ૨૮૯ ના અર્થ પ્રમાણે બેફિકરાઈથી હાકવાનો ગુન્હો થતો નથી.

---

ઈ. પી. કો. કા. ૨૭૯ શરિયામ રસ્તાપર બેફિકરાઈથી હાંકે અથવા સ્વારી કરે, એવી રીતે કે તેથી માણસની જીંદગી જોખમમાં રેહે વિગેરે કરે તેને ૬ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ ભીકાજી કાસીનાથ.

તા. ૧૬ સપટેમ્બર ૧૮૬૯

તકરારી હકદાવો કહી મિલકત ખસેડવામાં આવી હોય તો તે દાવાને બાજબી આધાર નહીં હોય તો પણ તે (મીલકત) નું ખસેડવું એ ચોરી થતી નથી.

---

સને ૧૮૭૦ ની સાલના
કાનડાના માજીસ્ત્રેટના નંબર ૪૩ ના પત્રથી
થયેલો ચેમ્બરમાંનો ઠરાવ
તા. ૧૮ જાનેવારી ૧૮૭૦

જપતીનો હુકમ કરી પાછળથી વેચાણનો હુકમ કરવા સારૂ ક્રી. પ્રો. કો. કા. ૬૧ ઉપરથી માજીસ્ત્રેટને અધિકાર નથી. દંડ વસુલ કરવા તેઓએ પોતાનું વારંટ આપ્યું એટલે વેચાણ કરવાના વખત વિશે હુકમ આપવાને તેઉને અખ્તિયાર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૬૧ કોઈ ગુન્હેગારની ઉપર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે તે ગુન્હાને માટે એકલા દંડનીજ શિક્ષા થઈ શકતી હોય કે નહીં હોય તો પણ તથા દંડ ન આપે તો તે ગુન્હેગાર કેદ ભોગવે એમ તે શિક્ષાના હુકમમાં ફરમાવ્યું હોય કે નહીં હોય તો પણ તે ગુન્હેગારની જે કાંઈ જંગમ મિલકત જડે તે મિલકત જપત કરાને તથા વેચાને તે દંડની રકમ વસુલ કરવાનું વારંટ મોકલવાને, તે ગુન્હેગારને શિક્ષાનો હુકમ કરનારી કોર્ટ મુખ્તિયાર છે સદરહુ વારંટ જે કોરટે મોકલ્યું હોય તે કોર્ટની હદમાં તેં બજાવી શકાશે અને સદરહુ કોર્ટની હદ બાહાર જે જિલ્લામાં તે ગુન્હેગારની જંગમ મિલકત હશે તે જીલ્લાના માજીસ્ત્રેટની તે વારંટની પાછળ સહી થશે એટલે તે વારંટ ઉપરથી તે મિલકત જપત કરીને વેચી શકાશે.

---

સરકારર વિરૂદ્ધ સૈયદઉમર વલદે સૈયદહુસેન.
તા. ૧૦ ફેબ્રુઆરી ૧૮૭૦

મુંબાઇના સને ૧૮૬૭ ના આકટ ૭ પ્રમાણે નિમાયલા કોઈ પોલીસ અમલદારે પોતાના તાબામાંથી બે જાહેર ચોરો કેદમાં હતા તેઓને નાશી જવા દીધા; અને પોતાના વરીષ્ટને રિપોર્ટ કરવાનું તેનું કામ છતાં તેણે કાંઈ રિપોર્ટ

કર્યો નહીં તેથી મુંબાઇના સને ૧૮૬૭ના આકટ ૭ની કા. ૨૬ પ્રમાણે યોગ્ય અધિકારીએ કરેલા હુકમને જાણી જોઇને તોડ્યાના અથવા તે બજાવવામાં કસુર કર્યાના ગુન્હા વિશે તેને પોલીસના સુપ્રિટેંડંટ કે જે ફુલપાવર માજીસ્ત્રેટ પણ હતો તેણે ગુન્હેગાર ઠેરવ્યો.

તે કામમાં ઠરાવ કર્યો કે પોલીસના સુપ્રિટેંડંટને તે ફુલ-પાવર માજીસ્ત્રેટ હોય તો પણ એ કામની તજવીજ કરવાનો અધિકાર નોહોતો (એજ આકટની કા. ૭)

---

મુંબાઈના સને ૧૮૬૭ ના ૭ ની કા. ૭ પોતાને યોગ્ય જણાય તે હદમાં માજીસ્ત્રેટનો સઘળો અથવા કાંઈએક અખ્તિયાર પોલીસના આસિસ્ટંટ કમિશનરને અથવા ડિસ્ટ્રિકટ સુપ્રિટેંડંટને અથવા આસિસ્ટંટ ડિસ્ટ્રિકટ સુપ્રિ-ટેંડંટને આપવાને સરકાર મુખ્તિયાર છે. પણ એ પ્રમાણે તે અમલદારોને જે અખ્તિયાર મળ્યો હોય તેટલો સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ તથા ગુન્હા નહીં થવા દેવા સારૂ તથા ગુન્હેગારોને શોધી કાહાડવા સારૂ તથા તેઓને પકડવા સારૂ તથા માજીસ્ત્રેટની આગળ લઈ જવા સારૂ તેઓને અટકાવી રાખવા સારૂ ચલાવવો અને આ આકટ ઉપરથી તેઓને જે કામો સોંપી આપ્યાં છે તે કરવા સારૂ જરૂર હોય તેટલો ચલાવવો.

એજ આકટની કા. ૨૬ પોલીસ અમલદાર પોતાને જે રીતે ચાલીને કામ કરવું જોઇયે તેથી ઉલટો ચાલશે, અથવા યોગ્ય અધિકારીએ કરેલી કાનુન અથવા કાયદો અથવા કાયદાસર હુકમ જાણી જોઇને તોડશે અથવા તેમાં ગફલત કરશે, અથવા પરવાનગી વગર અથવા બે મહિના અગાઊ સુચના આપ્યા વગર પોતાના હો-દ્દાનું કામ છોડશે, અથવા પોલીસની ચાકરી સિવાય બીજું કાંઈ કામ હુકમ વગર માથે લેશે, અથવા બિહી-કણપણું કરશે અથવા કોઈ માણસ પોતાના તાબામાં

કેદમાં હોય ત્યારે તેને વગર આધારે મારકુટ કરશે તો માજીસ્ત્રેટની આગળ તે વાત સાબિત થયાપછી તે પોલીસ અમલદારે ઘણામાં ઘણા ત્રણ મહિનાના પગાર જેટલા દંડને અથવા ઘણામાં ઘણા ત્રણ મહિના સુધી હરકોઈ એક પ્રકારની કેદની શિક્ષાને અથવા એ બેઊ શિક્ષાને લાયક થશે.

---

સતારાના માજીસ્ત્રેટનું પત્ર નંબર ૩૩૫ નું આવ્યું તે પરથી થયેલો ચેમ્બરનો ઠરાવ

તા. ૧૬ ફેબ્રુઆરી ૧૮૭૨

કોઈ મુકદ્દમાની તજવીજ પોતાની રૂબરૂ શરૂ થયાની આગમચ કોઈ સબોર્ડીનેટ માજીસ્ત્રેટને એવું માલમ પડે કે એની તજવીજ કરવા સારૂ તેને અધિકાર નથી, તો જે માજીસ્ત્રેટને અધિકાર હોય તેની પાસે તેને લેઈ જવાસારૂ પોલીસને કહેવું જોઇયે.

---

સરકાર વિરૂદ્ધ બેચર પીતાંબર.

તા. ૨૨ ફેબ્રુઆરી ૧૮૭૦

ક્રી. પ્રો. કો. કા. ૪૩૨ ના ઠરાવો અપેલેંટને લાગુ પડતા નથી અપેલેંટના તરફથી મુખ્તિયારનું બોલવું સાંભળવાની તે કાયદાની કા. ૪૧૭ તથા ૪૧૯ પ્રમાણે અપેલેંટ કોર્ટની ફરજ છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૩૨ વકીલ હાજી મનસુખરામનાકામ બાબતનો ફેસલો પાને ૧૫૦ મે છપાયોછે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૧૭ સરકાર વિરૂદ્ધ આનટોન જોસનો ફેસલો પાને ૧૪૯ મે છપાયો છે તે નિચે જુઓ.

એજ આકટની કા. ૪૧૯ સરકાર વિરૂદ્ધ અનવરખાન વલદેગુલખાન અને બીજાનો ફેસલો પાને ૨૭ મેછે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ સુકર ખુધીયા.

તા. ૩ મારચ ૧૮૭૦

પહેલા વર્ગના એક સબોરડીનેટ માજીસ્ત્રેટે કોઇએક જગ્યામાં મુડદાં દાટવા તથા બાળવા સારૂ લોકોને મનાઈ કરવા બાબતનો હુકમ તે જગોએ ચોડેલો તે હુકમ તોડ્યાના ગુન્હાની સાબિતી પિનલકોડની કા. ૧૮૮ અન્વયે એક સખસ ઉપર થઈ.

તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે સદરહુ હુકમ ખુદ તોહોમતવાળાને પોહોંચાડવામાં નહીં આવેલો સબબ એ ગુન્હાની સાબિતી ગેરકાયદેસર છે.

---

ઈ. પી. કો. કા. ૧૮૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો પાને ૬૬ મેછે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ મરદાન હુસેન.

તા. ૧૦ મારચ ૧૮૭૦.

ક્રી. પ્રો. કો.-કા. ૬૨ પ્રમાણે જે હુકમ કરવામાં આવે તે કોઇએક મુકરાર સખસના નામનો લખેલો જોઇયે.

---

ક્રી. પ્રો. કો. કા. ૬૨—નિચે લખેલા પ્રમાણે હુકમ કરવાથી કાયદેસર રહેલા કોઈ સખસોને કાંઈ અડચણ, દુઃખ, કે નુકશાન થતું અટકશે અથવા અટકે એવો સંભવ છે, અથવા કાંઈ અડચણ, દુઃખ કે નુકશાનનું જોખમ અટકશે અથવા અટકે એવો સંભવ છે, અથવા તેથી માણસની જીંદગીને, તંદુરસ્તીને, અથવા સલામતીને જોખમ થતું અટકશે અથવા અટકે એવો સંભવ છે, અથવા તેથી હંગામો કે બખેડો થતો અટકશે અથવા અટકે એવો સંભવ છે એમ જ્યારે કોઈપણ માજીસ્ત્રેટની નજરમાં આવે, ત્યારે તમારે ફલાણા કામથી દૂર રહેવું અથવા તમારા કબજામાં કે તમારા વહિવટમાં ફલાણી મિલકત છે તે બાબત ફલાણી તરેહનો બંદોબસ્ત રાખવો,

એ પ્રમાણે લખેલા હુકમથી કોઈપણ સખ્સને ફરમાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

---

## સરકાર વિરૂદ્ધ છોટાલાલ જવેર.

તા. ૩૧ મારચ ૧૮૭૦

એક દાવાની સુનાવણીની વખતે એક સ્મોલકોજ કોર્ટના જડજના વિચારમાં એમ આવ્યું જે કોઈ એક સખ્સે ખોટો દસ્તાવેજ કીધો છે; અને તેણે પિનલકોડની કા. ૪૬૫ પ્રમાણે ખોટો લેખ બનાવ્યાના ગુન્હાસારૂ તેની તજવીજ થવાને તેને શેશનમાં કમીટ કર્યો.

ઠરાવ્યું જે એ કમિટ કરવું એ કાયદાશીર થયું હતું. શાથી જે ખોટો દસ્તાવેજ કરવાનો ગુન્હો જજની રૂબરૂમાં થયેલો નથી.

---

ઈ. પી. કો. કા. ૪૬૫ જે માણસ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરે, તેને બે વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ જીવાજી આબાજી વગરે

તા. ૭ એપ્રીલ ૧૮૭૦

બે તોહોમતવાળા સખ્સોની તજવીજ એકજ કામમાં થઈ તેઓના ઉપર (યથાનુક્રમે) "બનાવટનો દસ્તાવેજ ખરા દાખલ કપટથી વાપરવા" (પીનલકોડની કા. ૪૭૧) તથા "ઈનસાફી કામમાં ઈરાદાથી ખોટી સાહેદી આપવા" (પીનલકોડની કલમ ૧૯૩)ના ગુન્હાઓ શાબિત થયા.

તજવીજ કરનાર જડજને હાઈકોરટે એવી સુચના કરી કે હમારા વિચારમાં એવું આવેછે કે દરેક તોહોમતવાળાનું ખોટી સાહેદી આપવાના તોહોમત ઉપરથી જુદુ જુદુ કામ ચલાવવું જોઈતું હતું માટે તે તોહોમતનામા ઉપરથી થયેલી સાબિતીને તે કોરટે રદ કીધી પણ તોહો-

મતનામાના પહેલા સદર પ્રમાણે થયેલી શિક્ષા આ મુક- દમામાં જોઇયે તેટલી બસ હોવાને લીધે ફરી તજવીજ સારૂ હુકમ આપ્યો નહીં.

---

ઈ. પી. કો. કા. ૧૯૩. સરકાર વિરૂદ્ધ જીજીભાઈ વ- જાનો ફેસલો પાને ૭૯ મે છપાયો છે તે નિચે જુઓ.

ઈ. પી. કો. કા. ૪૬૭—જે લેખ કાંઈ કિમ્મતિ દસ્તા- વેજની મતલબનો, અથવા કાંઈ વીલની મતલબનો, અથવા દત્તક લેવાનાં અખ્તિયારનામાંની મતલબનો હોય, અથવા જે લેખ કોઈ સખ્સને કાંઈ કિમ્મતી દસ્તાવેજ કરવાનો અથવા બીજાનાં નામનો કરી આપવાનો, અથવા તેના મુદલ રૂપિયા, બ્યાજ, કે નફાની વેંહેંચણ લેવાનો, અખ્તિયાર આપવાની મતલબનો હોય, અથવા કાંઈ નાણું, જંગમ મિલકત, અથવા કિમતી દસ્તાવેજ, લેવાનો કે આપવાનો અખ્તિયાર આપવાની મતલબનો હોય, અ- થવા જે લેખ કાંઈ ફારગતી અથવા નાણાં ભર્યાની પહોંચની મતલબનો, અથવા કાંઈ ફારગતી કે કાંઈ જંગમ મિલકત અથવા કિમતી દસ્તાવેજ આપ્યાની પોં- હોચની મતલબનો હોય, એવો કોઈ લેખ જે માણસ ખોટો બનાવે, તેને જીવતા સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

---

## સરકાર વિરૂદ્ધ નારાયણ રામચંદ્ર.

તા. ૨૭ એપ્રીલ ૧૮૭૦

પબ્લિક વર્કસ ડીપાર્ટમેંટના એક એકઝીક્યુટીવ ઇંજી- નીઅરે એક ફુલપાવર માજીસ્ત્રેટના ઉપર પત્ર લખી પોતાના હાથ નિચેના ફર્સ્ટ ગ્રેડ ઓવરશીયર કે જેને સરકારની મંજુરી સિવાય તેના હોદા ઉપરથી દૂર કરી શકાય નહીં એવા હતો, તેના તોહોમત વાળા આશામી ઉપર એક ભુલ વાળો દસ્તાવેજ બનાવ્યા બાબત ફરિયાદ

ચલવવા મંજુરી આપી (તે ઉપરથી) ફુલપાવર માજીસ્ત્રેટે કામ ચલાવી તોહોમતવાળાને ગુન્હેગાર ઠેરવ્યો પરંતુ ફરિયાદી બાબત મંજુરી નથી એવા સબબ ઉપરથી સેશન જડજે ગુન્હાની સાબિતી ફેરવી નાખી.

તે કામમાં ઠરાવવામાં આવ્યું કે એકઝીક્યુટીવ ઈંજી-નીયરનું પત્ર એજ ફરિયાદ સારૂ જોઇયે તેવી મંજુરી હતી.

---

### સરકાર વિરૂદ્ધ બાબન અંતોન વિગેરે.

તા. ૨૮ એપ્રીલ ૧૮૭૦

ડિસ્ટ્રીકટના માજીસ્ત્રેટને ક્રી. પ્રો. કો. કા. ૨૭૩ પ્રમાણે કોઈ મુકદમાની તજવીજ થવા સારૂ ફુલપાવર માજીસ્ત્રેટને તે સોંપવાનો અખ્તિયાર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૭૩ અહમદનગરના માજીસ્ત્રેટના પત્ર નંબર ૧૯૮૪ ઉપરથી થયેલા ઠરાવનો ફેસલો પાને ૧૩૨ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ પુજા કાળા વિગેરે

તા. ૨૮ એપ્રીલ ૧૮૭૦

એક કામમાંની તજવીજમાં સાહેદોએ જે જુબાની આપી તે ઉપરથી સેશન જડજની નજરમાં આવ્યું કે ગુન્હો પરરાજ્યમાં બન્યો તેથી સને ૧૮૪૯ ના આકટ ૧ ની કલમ ૩ પ્રમાણે સરકારનો હુકમ મંગાવવા સારૂ તે ઉપે કમિટ કરનાર માજીસ્ત્રેટને ફરમાવ્યું અને કલમ ૪ મુજબનો હુકમ પહોચ્યા ઉપરથી તોહોમતનામુ દુરસ્ત કરી તજવીજ જારી રાખી જે કામ ચાલેલું તે તોહોમત-તવાળાઓને વાંચી બતાવવાનો યા તેઓની મરજી હોય તો શાહેદોની શાહેદી ફરી લેવાનો વિચાર કીધો.

તેમા ઠરાવ્યુ કે સેશન જડજે એ જે રીત ચલાવી તે દુરસ્ત છે.

---

સને ૧૮૪૯ નો આક્ટ ૧ કલમ ૩—ઇનસાફને સારૂ જે માજીસ્ત્રેટ ગુન્હેગારને ઉપરી અધિકારીને સોંપે તે માજીસ્ત્રેટે તાબડતોબ તથા ઇનસાફ થતા પેહેલાં એવા દરેક મુકદ્દમા બાબત સરકારને જાહેર કરવું અને સરકારનો તે બાબત તેને જે હુકમ આવે તે પ્રમાણે તેણે ચાલવું.

એજ આક્ટની કા. ૪ અંગરેજી મુલકમાં ગુન્હો થયો હોય ત્યારે તોહોમતવાળા માણસનો ઇનસાફ કરવાનો અધિકાર જે ફોજદારી કોરટને હોયછે તે કોરટ માંહેની ગમેતે કોરટની રૂબરૂ એવા મુકદ્દમાનો ઇનસાફ કરવાનો હુકમ આપવાને સરકાર મુખ્તિયાર છે.

---

થાણાના માજીસ્ત્રેટના પત્ર ઉપરથી
થયેલો ચેમ્બરમાંનો ઠરાવ
તા. ૧૪ જુન ૧૮૭૦

ક્રી. પ્રો. કો. કા. ૩૯ પ્રમાણે પોતાના તાબામાંની કોઈ કોર્ટમાંથી કાડી લીધેલા શિવાયનો મુકદ્દમો ડિસ્ટ્રિક્ટ માજીસ્ત્રેટથી કામ ચલાવવા સારૂ ફુલપાવરૢ માજીસ્ત્રેટ ઉપર સોંપી શકાય નહીં.

---

ક્રી. પ્રો. કો. કા. ૩૯ પોત પોતાને તાબેની કોઈપણ કોર્ટ મધ્યેથી કાંઈપણ ફોજદારી મુકદ્દમો લઈ લેઇને તે મુકદ્દમાની ચોકસી અથવા તજવીજ પોતેજ કરવાને, અથવા તેની ચોકસી અથવા તજવીજ કરવાનો અધિકાર હોય તેવી પોતાને તાબેની બીજી કોઈ કોર્ટને તેની ચોકસી અથવા તજવીજ કરવાનું કામ સોંપવાને જીલ્લાનો માજીસ્ત્રેટ અથવા જે માજીસ્ત્રેટના હવાલામાં જીલ્લાનો કોઈ ભાગ હોય તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે.

---

## સરકાર વિરૂદ્ધ ગોપાળ વલદે પરશુરામ વીગેરે.

તા. ૧૬ જુન ૧૮૭૦

તોહોમતવાળાઓ ઉપર પિનલકોડની કા. ૩૯૫ પ્રમાણે ડાકાઇટી કરવાનું તોહોમત મુકવામાં આવ્યું હતું અને પીનલકોડની કા. ૪૧૨ પ્રમાણે ચોરીનો માલ ડાકાઈટી કરનાર લોકો પાસેથી લેવાના ગુહન્હાની સાબિતી થઈ.

તેમાં ઠરાવવામાં આવ્યું જે ગુન્હાની સાબિતીના ઠરાવ દુરસ્ત નથી. શાથી જે શેશન જડજે કા. ૪૧૨ પ્રમાણે કાંઈ ચાર્જ મુક્યો નહોતો અને ક્રી. પ્રો. કો. કા. ૫૬ થી તે ૫૯ સુધીમાંના નિયમો લાગુ પડે એવો એ મુકદમો નહોતો.

---

ઈ. પી. કો. કા. ૩૯૫. સરકાર વિરૂદ્ધ કાળુ પાટીલ અને બીજાનો ફેશલો પાને ૧૦૬ મે છે તે નિચે જુઓ.

ઈ. પી. કો. કા. ૪૧૨—કોઈ માણસ બદદાનતથી ચોરીની મિલકત લે અથવા રાખે અને તે મિલકતનો કબજો ડાકાઈટી કરવાથી એકની પાસેથી બીજાની પાસે આવેલો છે એમ તે માણસ જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય અથવા જે સખસ ડાકાઈટીની ટોળીમાં છે અથવા તેઓની ટોળીમાં હતો એવું જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં એવા કોઈ સખસ પાસેથી કોઈ માણસ બદદયાનતથી કાંઈ મિલકત લે અને તે મિલકત ચોરેલી છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તો તે માણસને જીવતા સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષની મુદત સુધીની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

---

## સરકાર વિરૂદ્ધ ખોડા ભારથી

તા. ૧૬ જુન ૧૮૭૦

એવો ઠરાવ કરવામાં આવ્યો જે મુંબાઇના સને ૧૮૬૭ ના ૭ મા આકટની કા. ૨૮ પ્રમાણે રસ્તાની યોગ્ય બા-

જુએ હાંકવા વિશે લોકોને હુકમ ફરમાવવા બાબત સામાન્ય જાહેરનામુ કરવા સારૂ પોલીસને અખ્તિયાર છે.

---

સને ૧૮૬૭ નો મુંબાઈનો આક્ટ ૭ કા. ૨૮—સાર્વજનિક રસ્તામાં તથા ગલીમાં તથા રાહાદારીની જગાએ તથા નાહાવાની તથા ધોવાની તથા ઊતરવાની જગાએ તથા લોકોને આવવા જવાની સઘળી જગાએ અથવા લોક ભક્તિ કરતા હોય ત્યારે ભક્તિ કરવાની જગાની આસપાસ બંદોબસ્ત રાખવો, અને સાર્વજનિક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહદારીની જગોએ તથા નાહાવાની તથા ધોવાની તથા ઉતરવાની જગોએ રસ્તો બંધ નહીં થઈ જાય તથા સાર્વજનિક તરમાં ઘણી ભીડ નહી થાય તેવો બંદોબસ્ત રાખવો, એ પોલીસનું કામછે.

---

કલાદગીના માજીસ્ત્રેટનું ત્રિમાસીક પત્રક
તપાસ્યાપરથી થયેલો ઠરાવ
તા. ૧૨ જુલાઈ ૧૮૭૦

નિઝામ સરકારના અધિકારીઓને અંગરેજ સરકારના મુલકમાં કોઈને પકડવાનો અખ્તિયાર નથી.

ગુન્હો બન્યાની આગમચ છ માસ સુધી તોહોમતવાળો અંગરેજ સરકારના મુલકમાં રેહેતો હતો એ પ્રમાણે ફરિયાદ કરનારાએ સ્પષ્ટ રીતે ફરિયાદ કર્યા વગર તોહોમતવાળાને કેદ કરવો નહીં; પણ કોઈ પણ કામમાં સન ૧૮૪૯ ના આક્ટ ૧ પ્રમાણે સરકારના હુકમો આણ્યા સિવાય તેને કેદમાં રાખવો નહીં.

---

સતારાના શેશન જડજનું પત્ર નંબર ૫૬૨ નું
આવ્યાથી ચેમ્બરમાં થયેલો ઠરાવ.
તા. ૧૨ જુલાઈ ૧૮૭૦

દંડ અથવા દંડનો કાંઈ ભાગ વસુલ કરવા સારૂ કરેલું

પ્રત્યેક વારંટ જે કોરટે શિક્ષા કીધી હોય તે કોરટેજ કરવું જોઇયે. શિક્ષા થયાપછી કાંઈ વખતે દંડ અથવા તે મ-ધેનો કાંઈ ભાગ વસુલ થયા વગર રહેલો હોય અને કોર-ટને કોઈપણ રીતે બાતમી મળ્યા ઉપરથી એવું ધારવા સારૂ સબબ હોય કે ગુન્હેગારની કાંઈ જંગમ મિલકત (તે કોર્ટની) હકુમતના અંદર છે તો તે કોરટે જપતી કરી વેચવા સારૂ નવું વારંટ કરવું, અને ફલાણી મુદતમાં તેનો અમલ થઈ તે પાછુ આવવું જોઇયે, એવી મુદત તેમાં લખવી જોઇયે.

---

## સરકાર વિરૂદ્ધ સખારામ ગોવિંદ

તા. ૨૮ જુલાઈ ૧૮૭૦

એક તરીના ઈજારદારે ઈજારો પુરો પાડવા સારૂ જે મછવો ભાડે રાખ્યો હતો તેમાં જોઇયે તેટલો નિરમ ન હોવાથી તે ઉંધો વળી ગયો એવા પુરાવ ઉપરથી તે ઈ-જારદાર ઉપર પીનલકોડની કા. ૨૮૦ તથા ૧૦૯ મુજબ બે ફીકરાઈ ભરેલો રીતે વાહાણ ચલાવવાના ગુન્હાને મદદગારી આપ્યાનો ગુન્હો સાબિત કર્યો.

તે કામમાં ઠરાવ્યું કે વાહાણ સલામત રીતે ચલાવવા સારૂ જે કાંઈ જરૂર છે એવું તે ઈજારદારને માલુમ છતાં તેણે જાણી જોઇને તે પુરૂ પાડ્યું નહીં એમ બતા-વવાસારૂ કાંઈ પુરાવો નથી તેથી મદદગારીના ગુન્હાની સાબિતીને આધાર મળી શકતો નથી.

---

પી. કો. કા. ૧૦૯—અગર કોઈ માણસ કાંઈ ગુનાહમાં મદદગારી કરે અને તે મદદગારી ઉપરથી તે મદદગારી કરેલું કામ કરવામાં આવે, અને તે મદદગારીની શિક્ષાને માટે કાયદામાં કાંઈ સાફ ઠરાવ કરેલો નહીં હોય, તો તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે.

એજ આકટ કા. ૨૮૦ જે સખસ કાંઈ વાહાણ એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે ચલાવે કે તેથી

માણસની જીંદગી જોખમમાં આવે અથવા કોઈ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે સખસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ કલાણરાય વરજરાય

તા. ૨૮ જુલાઈ ૧૮૭૦

નવો સ્ટાંપ આકટ સને ૧૮૬૯ ના ૧૮ મો અમલમાં આવ્યાપછી સને ૧૮૬૨ ના આકટ ૧૦ પ્રમાણે પ્રસીદ્ધ થયેલા નિયમો પ્રમાણે સ્ટાંપ વેચવાસારૂ એક સખસને કલેકટરે રાખ્યો.

તે કામમાં ઠરાવ્યું કે તે સખસની નિમનોક નવા સ્ટાંપ આકટ પ્રમાણે થઈ નહોતી. અને જુનો આકટ તો રદ થયો હતો તેથી તે આકટ પ્રમાણે કાંઈ તેને નિમાઈ શકાતો નહોતો તેથી તે સખસે સરકારી માલ એટલે સ્ટાંપ વેચવા સારૂ કલેકટની સાથે કરાર કરેલો એમ ફકત ગણી શકાય અને એ કરારથી કાંઈ હોદો ઉત્પન્ન થતો નથી તો તે પિનલકોડની કા. ૨૧ ની રકમ ૯ ની સમજણ અથવા અર્થ પ્રમાણે હોદેદાર થતો નથી.

---

ઈ. પી. કો. કા. ૨૧ રકમ ૯—સરકાર વિરૂદ્ધ રામાજીરાવ જીવબાજીરાવનો ફેસલો પાને ૧૨૪ મેઃ તે નીચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ તાપી પુજા.

તા. ૧૧ અગષ્ટ ૧૮૭૦

ઈનકમ ટ્યાકસ નહીં ભરવાના ગુન્હાસારૂ ગુન્હેગાર ઠેરવવાને બીજા વર્ગના સબોરડીનેટ માજીસ્ત્રેટને સને ૧૮૬૯ ના આકટ ૯ પ્રમાણે અધિકાર નથી શાથી જે એ આકટની કલમ ૨૫ પ્રમાણે એવી સાબિતીઓ માજીસ્ત્રેટની

આગળ થવી જોઇયે. અને માજીસ્ત્રેટ શબ્દનો અર્થ કલમ ૩ માં માજીસ્ત્રેટનો અધિકાર ચલાવનાર અથવા પેહેલા વર્ગનો સબોર્ડિનેટ માજીસ્ત્રેટ એવો કીધોછે.

---

### સરકાર વિરૂદ્ધ આલીયા, ધરમા વિગરે

તા. ૧૭ અગષ્ટ ૧૮૭૦

કેટલાએક સખસોએ પોતાની ન્યાત વાળા ફરિયાદ કરનારને એવું કહ્યું કે તું તારૂં ખેતર છોડી દે, નહીં તો અમો તને ન્યાતબાહાર મુકીશું.

તેમાં ઠરાવ્યું કે એ પિનલકોડમધેના અર્થ પ્રમાણે (એવું કહ્યાર્થી) શાપ્રાધ ધમકી થતી નથી કારણ કે પિનલકોડની કલમ ૪૮ માં જે સમજાણ લખી છે તેમાં જે નુકશાની વિશે ધમકી આપી હતી તે આવતી નથી.

---

### સરકાર વિરૂદ્ધ અમરચંદ વિરચંદ

તા. ૧૮ અગષ્ટ ૧૮૭૦

કાંઇ જમીન બાબતની તકરાર ઉપરથી સુલેહનો ભંગ થશે એવી પોતાની ખાત્રી થયાના સબબો પોતાના પ્રોસીડીંગ (દફતર) માં લખ્યા વગર કોઈ ફુલપાવર માજીસ્ત્રેટે ક્રી. પ્રો. કો. કા. ૩૧૮ પ્રમાણે કબજા વિશેની તકરારનો ઠરાવ કર્યો તેનું પ્રોસીડીંગ હાઇકોરટે રદ કર્યું.

---

ક્રી. પ્રો. કો. કા. ૩૧ ગીરધર ધનજીના કામનો ફેસલો પાને ૧૪૫ મે છે તે નિચે જુઓ.

---

સુરતના ફુલપાવર માજીસ્ત્રેટ ઇંચાર્જનું પત્ર
નંબર ૧૧૯૩ તા. ૮ સપટેમ્બર ૧૮૭૦ નું
આવ્યાથી ચેમ્બરમાં તા. ૧૩
સપટેમ્બર ૧૮૭૦ને રોજ
થયેલો ઠરાવ

જે સખસ ઉપર ગુન્હાની સાબિતી થાય, તેણે ભરેલા

દંડમાંથી તજવીજ કરનાર અધિકારીએ કાંઈ ભાગ ફરિયાદ કરનારને અપાવવાની ના પાડી હોય તો તે દંડમાંથી કાંઈ પણ ભાગ અપાવવાનો અધિકાર અપેલેટ કોર્ટને કાયદાથી અપાયલો નથી.

---

### સરકાર વિરૂદ્ધ હીરૂ ચીમા

તા. ૧૫ સપટેમ્બર ૧૮૭૦

શેશન કોરટમાં એક કામ ચાલ્યું તે મધે શેશન જડજે પોતાના ઠરાવમાં જે સબબો બતાવ્યા છે તેમાં તેમણે લખ્યુંકે જે કેટલાએક શાક્ષીદારોએ માજીસ્ત્રેટની રૂબરૂ કેદીની વિરૂદ્ધ પુરાવો આપ્યો હતો અને તે પુરાવો તેજ શાક્ષીદારોએ શેશન કોર્ટમાં ફેરવી નાખ્યો, છતાં શેશન જડજે તે ખરો માન્યો હાઈકોરટે એવો અભિપ્રાય આપ્યો જે શેશન કોરટમાં જે શાહેદી અથવા પુરાવો અપાયો હોય તે પુરાવો કાયદા ઉપરથી ગ્રાહ્ય ઠેરવવામાં આવ્યો નહીં હોય તો તે પુરાવાનો કેદીના વિરૂદ્ધ ઉપયોગ કરવો ગેરકાયદેસર છે. આ કામમાં માજીસ્ત્રેટની રૂબરૂ જે પુરાવો શાક્ષીદારોએ આપ્યોછે તેનો ઉપયોગ એટલોજ થઈ શકતે કે તે ઉપરથી એટલું દેખાડવામાંઆવતે કે તેઓએ જે શેશન કોરટમાં પુરાવો આપેલો હતો તે કંઈ કામનો નથી તા. તે જરાએ વિચારમાં લેવો નહીં જોઈયે.

---

### સરકાર વિરૂદ્ધ માયા દેવજી

ફરી તપાસણી

તા. ૧૫ સપટેમ્બર ૧૮૭૦

એક તોહોમતવાળા ઉપર સને ૧૮૫૦ ના આકટ ૩૧ ની કલમ ૩ પ્રમાણે એક ફુલપાવર માજીસ્ત્રેટે ગુન્હાની શાબિતી ઠરાવી રૂ૨૫૦) ના દંડની શિક્ષા કરી અને તે નહીં ભરે તો છ હફતા કેદ રહેવાની શિક્ષા કરી દંડ પૈકી રૂ૨૩૮-૧૪-૩ ભરવામાં આવ્યા તે ઉપરથી બાકી

રહેલી દંડની રકમ એટલે બે દિવસની કેદના પ્રમાણની રકમ પીનલકોડની કા. ૬૯ પ્રમાણે માફ કરી.

ઠરાવ્યું જે દંડ ના ભરે તો કેદમાં રાખવાની જે શિક્ષા કરવામાં આવેલી તેને કાયદાનો આધાર નથી.

વળી ઠરાવ કરવામાં આવ્યો જે આ કામમાં પિનલકોડની કા. ૬૯ લગાડવામાં આવી તે ગેર શીરસ્તે છે સાથી જે તે કલમતો તે કાયદામાં લખેલા ગુન્હાઓનેજ લાગુ પડેછે અગર એ કલમ લાગુ પડે તો તે જે દંડનો ભાગ આપવા માંડ્યો હતો તે માફ કરવા સારૂ તે કાયદાની ત્યાર પછીની કલમથી આધાર મળતો નથી. જે કાયદો આરંભે બતાવવામાં આવ્યો છે તે કાયદો લાગુ પડે એવા કામમાં જો તોહોમતવાળાએ દંડનો ફક્ત કાંઈ ભાગ આપવા માંડ્યો હોત તો તેને કાયદા પ્રમાણે છોડી દેવાત પણ જે કેદ ભોગવવામાં આવી હોય તે દંડનો જે ભાગ ભરવામાં આવ્યો નહીં હોય તેના કરતાં કમી નહી હોય તો તેમ થાય પણ પિનલકોડની કા. ૭૦ પ્રમાણે તો ન ભરાયલી રકમ હજી પણ વસુલ કરાય.

---

સને ૧૮૫૦ ના આકટ ૩૧ ની કા. ૩—જે કોઈ માણસ જમીન અથવા દરીયાને મારગે આ અથવા બીજા કોઈ આકટના ઠરાવથી ઉલટી રીતે મીઠું લઈ જવામાં સામેલ રહેશે તે વધારેમાં વધારે ત્રણ મહિના સુધીની કેદની, અથવા પાંચસે રૂ. સુધીના દંડની રકમની અથવા એ બંનેની શિક્ષાને લાયક થશે.

પીનલકોડની કા. ૬૯—દંડ નહી આપે તેને માટે કેદની મુદત જે ઠરાવેલી હોય, તે મુદત પુરી થતાં પહેલાં અગર તે દંડનો એટલો ભાગ આપવામાં કે વસુલ કરવામાં આવે, કે દંડનો જેટલો ભાગ બાકી રહ્યો હોય તેના પ્રમાણમાં દંડ ન આપ્યાથી ભોગવેલી કેદની મુદત ઓછી ન હોય, તો કેદ બંધ થશે.

એજ આક્ટ કા. ૭૦ દંડ અથવા તેનો જેટલો ભાગ આપવાનો બાકી રેહે તેટલો ભાગ શિક્ષાનો હુકમ થયા પછી છ વરશ સુધીમાં કોઈપણ વખતે, વસુલ થઈ શકે અને અગર, તે શિક્ષાના હુકમ મુજબ ગુન્હેગાર છ વર્ષ કરતાં વધારે મુદતની કેદના શિક્ષાને લાયક હોય તો તે મુદત પુરી થતાં પહેલાં કોઈ પણ વખતે વસુલ થઈ શકે; અને ગુન્હેગારના મોતથી, જે મિલકત તેનું મરણ થયા પછી તેનાં કરજને સારૂ કાયદા પ્રમાણે જવાબદાર હોય, તે મિલકત તે દંડની જવાબદારીમાંથી છુટતી નથી.

---

## સરકાર વિરૂદ્ધ રામાબીન બહીરૂ વિગેરે.

તા. ૨૮ સપટેમ્બર ૧૮૭૦

પિનલકોડ પસાર થવાની અગાઉના કાયદા તા. આક્ટોમાં કેદ એ શબ્દનો અર્થ શખત મજુરી સાથેની કેદ યા તે વિનાની કેદ એવો વારંટમાં ફરમાવ્યા મુજબ થાય છે (સને ૧૮૨૬ ના કાયદા ૧૪ ની કા. ૭ ની રકમ ૩) માટે જે ઠેકાણે કાયદામાં મજુરી વિનાની કેદ આપવા વિશે મુજરત ઠરાવ હોય (ઉદાહરણ સન ૧૮૨૭ નો કાયદો ૧૪ કલમ ૧૯ રકમ ૨) તે શિવાયે કરીને તજવીજ કરનારા અધિકારીઓ શખત મજુરી સાથેની કેદની સજા આપી શકેછે.

---

સને ૧૮૨૭ ના કાયદા ૧૪ ની કા. ૭ ની રા. ૩=ગુનેગારને મજુરી સુધાં કેદ એવી ઠરશે કે તે કેદ હોય ત્યાં સુધી રસ્તા સાફ કરવા તથા તળાવ બાંધવાં એ કામનો ભાર વેહવો એવી તરેહની લોકને સુખ કરવા સારૂ મજુરી કરવાનો હુકમ કરવાને ફોજદારી અદાલતની બધી કોરટો મુખ્તિયાર છે પણ બ્રાહ્મણને તથા કોઈ મોટા માણસને તથા સ્ત્રીને મજુરી કરવાનો હુકમ ન કરવો ને વળી તેણે એવો ગુનો કર્યો હોય કે તે ઉપર મજુરીની શિક્ષા ઠરાવ-

વવાનું લોકને યોગ્ય લાગે તો તે શિક્ષા કરાવવાને કોર્ટ મુખ્તિયાર છે.

એજ કાયદાની કા. ૧૯ ની રા. ૨ — પણ ખોટા રૂપૈયા વગેરે નાણું દશથી ઓછું કોઇયે ચલવ્યું હશે અને આ-ગળથી તે ઉપર દશથી વધારે ચલવ્યાનો ગુન્હો ઠરેલો ન હોય તો તેની પાસેથી ચલવેલા ખોટા નાણાથી ત્રણ ગણો દંડ કરાવવાને કોરટો મુખ્તિયાર છે અથવા દંડને બદલે દર રૂપૈયા વગેરેના બબે દિવસ પ્રમાણે કેદ કરવાને કો-રટો મુખ્તિયાર છે.

---

## સરકાર વિરૂદ્ધ હાઉ, નાગજી વિગેરે

તા. ૧ ડીસેમ્બર ૧૮૭૦

નફા અથવા ફાયદાને સારૂ જે જુગારનું મકાન રાખવામાં આવેછે તેને "સાધારણ જુગાર ખેલવાનું મકાન" કહેવું. સર્વ લોકોને કાંઈ ખરેખરી હરકત થાયછે એવા પુરાવા શિવાય હરેક શખ્શ જે જુગાર રમનારા-ઓને પોતાનાં ઘરમાં લે તે સખ્સ તથા જે સખ્સો તેમાં જુગાર રમે તે સર્વે સખ્સો પિનલકોડની કા. ૨૬૮ ના અર્થ પ્રમાણે લોકાપકારક કૃત્ય કરવાના ગુન્હેગાર થાય છે એવો ઠરાવ કરતો નથી.

---

પી. કો. કા. ૨૬૮—સરકાર વિરૂદ્ધ શુકલાલના કામનો ફેસલો પાને ૧૪૪ મે છપાયોછે તે નિચે જુવો.

---

## સરકાર વિરૂદ્ધ રામચંદ હેમચંદ

તા. ૧ ડીસેમ્બર ૧૮૭૦

પીનલકોડની કા. ૪૧૧ ની સામે ક્રી. પ્રો. કો. ના પરીશિષ્ટના ૭ મા આસનના પહેલા વર્ગના કનિષ્ટ એટલે સબોર્ડીનેટ માજીસ્ત્રેટ એવા શબ્દો જોડેલાછે તે ઉપરથી એ કલમ ૪૧૧ પ્રમાણે જે ગુનાની તજવીજ થઇશકે તે ગુ-

નાઓ ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ ના અમલમાંથી નિકળી જાયછે, કારણકે કાયદા કરનાઓનો ઈરાદો એવો છે કે ભારે કામોમાં માત્ર શેશન કોરટે હાથ ઘાલવો જોઈયે. પીનલકોડની કા. ૪૧૧ પ્રમાણે કોઈના ઉપર તોહોમત મુક્યું હોય તેને જો કોઈ ફુલપાવર માજીસ્ત્રેટે છોડી દીધો હોય તો તેને કમિટ કરવાનો હુકમ શેશન કોરટ કરી શકતી નથી.

---

પી. કો. કા. ૪૧૧ સરકાર વિ. રખમા અને બીજાનો ફેસલો પાને મે છે તે નિચે જુઓ અને ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ સરકાર વિ. શુભાના બીન ગણુનો ફેસલો પાને ૨૨ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ગોવિંદા વલદે રામા

તા. ૮ ડીસેમ્બર ૧૮૭૦

કોઈ માજીસ્ત્રેટ જે કામોમાંના તોહોમતોનો પોતે જાતે અવલથી તજવીજ કરી ફટકાની શિક્ષા આપી શકતો હોય તેવા કામોનાં પ્રોસીડીંગો ક્રી. પ્રો. કો. કા. ૨૭૭ પ્રમાણે એ માજીસ્ત્રેટ તરફ મોકલવામાં આવે તો તેમાં પણ ફટકાની શિક્ષા આપવાનો તેને અધિકાર છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૭૭—અધિકાર હોય એવા કોઈ માજીસ્ત્રેટે તજવીજ કરેલાં કોઈ કામમાં તોહોમતવાળો સખસ તકસીરવાર ઠરે તે કામમાં અગર તે માજીસ્ત્રેટના વિચારમાં એમ આવે કે જે ગુન્હો તોહોમતવાળા સખસની ઉપર સાબિત થયોછે તે ગુન્હાને માટે મને અખ્તિયાર છે તે કર્તાં વધારે સખત સજા થવી જોઈયે, તો તેણે પોતાનો ઠરાવ દફતરમાં દાખલ કરીને જે માજીસ્ત્રેટના હાથ તળે પોતે હોય તે માજીસ્ત્રેટની પાસે પોતાનું કામ મોકલી દેવું. અને તે માજીસ્ત્રેટે તે કામમાં પોતાનો યોગ્ય જણાય તેવો કાયદા મુજબ શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કરવો એવે પ્રસંગે જે માજીસ્ત્રેટની પાસે તે કામ

મોકલવામાં આવ્યું હોય તે માજીસ્ત્રેટ પક્ષકારોની જબાની લેવાને, તથા તે કામમાં જેણે આગળ શાહેદી આપી હોય તેવા કોઈ પણ સાહેદને પાછો બોલાવીને તેની જબાની લેવાને, તથા બીજો કાંઈ પુરાવો માંગવા અથવા લેવાને મુખ્તિયાર છે.

---

## સરકાર વિરૂદ્ધ કાશીરાજ મારતંડા વિગરે

તા. ૮ ડીસેમ્બર ૧૮૭૦

"કીમતી દસ્તાવેજો" એ જંગમ મિલકત છે (અને તે ચોરીમાં જાય તો) તે ચોરીનો ગુન્હો થાય.

---

## સરકાર વિરૂદ્ધ ખુંવીઆવલદ ગુરીયા વિગરે.

તા. ૧૫ ડીસેમ્બર ૧૮૭૦

માજીસ્ત્રેટની આગળના સખસોમાંનો કોઈ એક સખસ પણ પ્રસિદ્ધ અપહરણ કરનાર, ઘર ફોડનાર, અથવા ચોર વિગરે છે એવો આબરૂ તથા ચાલ્ચલગત વિષે ક્રી. પ્રો.કો. કા. ૨૯૬ પ્રમાણે પુરાવો થવો જોઈયે, તેવો થયા વગર તે કલમ મુજબ જામીન લેવાનો હુકમ કરેલો હોય તે ગેરકાયદેશીર છે. તે કલમ મુજબ જામીન લેવા અગાઉ કા. ૨૯૫ પ્રમાણે પુરાવો દફતરમાં દાખલ કરવાની પણ જરૂર છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૫. જીલ્લા માજીસ્ત્રેટને અથવા માજીસ્ત્રેટનો અખ્તિયાર ચલાવતો હોય એવા કોઈ અમલદારને એમ જણાય કે ફલાણો સખસ મારી હકુમતમાં સંતાતો ફરેછે, તેના ઉદર નિર્વાહનું કાંઈ સાધન જણાતુ નથી, અથવા તે પોતાની બાબતમાં ખાતરી ભરેલા જવાબ આપી શકતો નથી, તો છ મહિનાની મુદત સુધી તે સખસનો ફેલ જામિન માગવાને તે માજીસ્ત્રેટ અથવા ઉપર લખેલો બીજો અમલદાર મુખ્તિયાર છે.

એજ આકટની કા. ૨૯૯ સરકાર વિરૂદ્ધ મુંદરે ભીમનો ફેસલો પાને ૧૪૩ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ જમાલવલદે નાનુભાઈ

તા. ૨૨ ડીસેમ્બર ૧૮૭૦

કોઈ ગુન્હેગારને શેશન જડજે એક વર્ષની શકત મજુરી સાથે કેદની શિક્ષા કરી તેના છુટવાના અગાઉ એક હપતા ઉપર ૩૦ ફટકા મારવા એવી શિક્ષા કરી હતી તે કામમાં હાઈકોરટે એ ફટકા મારવાની શિક્ષા એકદમ અમલમાં લાવવાનો હુકમ કીધો શાથી જે તે શિક્ષા તહકુબ રાખવાનો હુકમ ફટકા મારવા વિશેના આકટના એટલે સને ૧૮૬૪ના આકટ ૬ ની કલમ ૯થી વિરૂદ્ધ થાયછે.

---

સને ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૯—જે કોર્ટના શિક્ષાના ઠરાવ ઉપર ઉપરી કોર્ટમાં અપીલ ચાલેછે તેવી કોર્ટે કેદ શિવાય વળી ફટકાની શિક્ષા ઠરાવી હોય ત્યારે તે ઠરાવની તારીખથી પંદર દિવસ સુધી અથવા તે મુદતમાં અપીલ કરી હોયતો શિક્ષાનો ઠરાવ ઉપરી કોર્ટ મંજુર કરે ત્યાં સુધી ફટકા મારવા નહીં. પણ પંદર દિવસ થયા પછી તાબડ તોબ અથવા અપીલ કરી હોય તો શિક્ષાનો ઠરાવ મંજુર કરનારી કોર્ટનો હુકમ પંદર દિવસમાં નહીં પોહોંચેલો તો તે હુકમ પોહોંચ્યાપછી તાબડતોબ ફટકામારવા.

### સને ૧૮૭૧

ખાનદેશના માજીસ્ટ્રેટનું પત્ર નાં. ૧૯ તથા ૩૧૭ તા. ૯ ફેબ્રુઆરી ૧૮૭૧ ના રોજનું આવ્યાથી ચેમ્બરમાં થયેલો ઠરાવ.

તા. ૨૭ ફેબ્રુઆરી ૧૮૭૧

જે કામને સને ૧૮૭૦ ના કોર્ટ ફી આકટની કા. ૩૧ લાગુ પડેછે તે કામનો નિકાલ જ્યારે શેશન કોર્ટથી થાય ત્યારે ફરિયાદીએ પોતાની ફરિયાદ અરજી ઉપર જે કોર્ટ

ફી આપેલી છે તે તેને પાછી આપવાનો હુકમ કરવા સારૂ તે કોરટનેજ યોગ્ય અધિકાર છે કમિટીંગ માજીસ્ત્રેટને નથી.

---

સને ૧૮૭૦ ના આકટ ૭ની કા. ૩૧ (કોર્ટફી આકટની)

રકમ ૧ જે ગુન્હાને વાસ્તે પોલિસ અમલદારો વગર વારંટે પકડવાને મુખ્તાર છે તે ગુન્હા સિવાય બીજા ગુન્હાની ફરિયાદીની અથવા તોહોમતની અરજી કોઈ ફોજદારી કોરટને આપવામાં આવે ત્યારે તોહોમતવાળાં માણસને તે કોર્ટ ગુન્હેગાર ઠરાવે અને તે માણસને દંડ કરે તો તે દંડ ભરવાનો હુકમ કરવો અને સદરહુ પ્રકારની અરજી બાબત ફરિયાદ કરનારે ફી આપી હોય તો તેને પાછી આપવાનો કોરટે તે ગુન્હેગારને હુકમ કરવો.

૨ ૧૮ મી કલમમાં કહેલે પ્રસંગે તોહોમતવાળાં માણસને કોર્ટ ગુન્હેગાર ઠરાવે અને તે માણસને દંડ કરે તો તે દંડ ભરવાનો હુકમ કરવો અને ફરીયાદ કરનારે જામાની બાબત કાંઈ ફી આપીહોય તો તે ફી તેને પાછી આપવાનો કોરટે તે ગુન્હેગારને હુકમ કરવો.

૩ આ કલમની ૧ લી અથવા ૨ જી રકમમાં કહેલા પ્રસંગામાંના હરકોઈ પ્રસંગે પ્રોસેસ પોહોંચાડવા બાબત ફરિયાદ કરનારે ફી આપી હોય ત્યારે તોહોમતવાળાં માણસને કોરટ ગુન્હેગાર ઠરાવે અને તેને દંડ કરે તો તે દંડ ભરવાનો હુકમ કરવો અને સદરહુ પ્રકારની ફી ફરિયાદી કરનારને પાછી આપવાને પણ તે ગુન્હેગારને કોરટે હુકમ કરવો.

૪ જે ફી પાછી આપવાનો આ આકટ પ્રમાણે હુકમ થાય તે સઘળી ફી કોરટે દંડ કીધો હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

---

## સરકાર વિરૂદ્ધ જીજીભાઈ નથુભાઈ વિગેરે

તા. ૧૬ ફેબ્રુઆરી ૧૮૭૧

એક પહેલા વર્ગના સબો. માજીસ્ત્રેટે પોતાના મામલે-

તદારીના દરજાથી સને ૧૮૬૪ના મુબાઈ આકટ ૫ પ્રમાણે કાંઈ ખેતરનો કબજો ફરિયાદ કરનારને આપવા સારૂ તોહોમતવાળા ઉપર હુકમ કીધો પણ તે હુકમ તોહોમતવાળાએ માન્યો નહીં, તે ઉપરથી પિનલકોડની કા. ૧૮૮ મુજબ સરકારી નોકરે કાયદા મુજબ પ્રસિદ્ધ કરેલો હુકમ ન માનવાના તોહોમતથી ફરિયાદીને તોહોમતવાળા ઉપર ફોજદારી કામ ચલાવવા સારૂ ક્રી. પ્રો. કો. કા. ૨૭૧ પ્રમાણે ફરિયાદીને પોતાની ફરિયાદ પાછી લેવા દીધી ફરિયાદ કરનાર એ મામલેતદાર હતો એ સબબ ઉપરથી જીલ્લા માજીસ્ત્રેટના અભિપ્રાયમાં એ વાત બેકાયદેસીર માલુમ પડી.

તે કામમાં ઠરાવ્યું કે ફરિયાદ પાછી લેવા દેવાનો હુકમ કાયદેસર હતો. ક્રી. પ્રો. કો. કા. ૧૬૮ માં એવો ઠરાવ છે કે જે કામમાં કોઈ કોર્ટ અથવા સરકારી નોકરના અધિકારનો તિરસ્કાર કરવામાં આવેલો હોય તે કામમાં તે કોરટ અથવા સરકારી નોકર ફરિયાદ કરે અથવા જે સખસને નુકશાન થયું હોય તેની તરફથી ફરિયાદ થવા વિશેની મંજુરી આપે. હાલના કામમાં હુકમ ન માનવાથી જે સખસને નુકશાન થયું અને જેને તોહોમતવાળા ઉપર ફોજદારી કામ ચલાવવાની રજા મળી તે ફરિયાદ કરનાર હતો અને ક્રી. પ્રો. કો. કા. ના બાબ ૧૫ની અંદર આવે એવાં કામોમાં તે પોતાની ફરિયાદી પાછી લઈ શકે.

---

પીનલકોડ કા. ૧૮૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો પાને ૬૬ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૧૬૮ કોઈ કોરટ અથવા સરકારી નોકરના કાયદેસર અખ્તિયારના તિરસ્કારનું તોહોમત અથવા પી. કો. ના બાબ ૧૦ મધ્યે બ્યાન કરેલો, સરકારી નોકર પોતાના હોદાપર છતાં તેહેની વિરૂદ્ધ કરેલો કોઈ બીજો ગુન્હો, જે આ આકટની ૧૬૩ મી કલમમાં દાખલ ન થતો હોય, તેવા ગુન્હાનું તોહોમત, કોઈપણ ફોજદારી કોર્ટમાં સાંભળવું નહીં, પણ જેનું લાગતું વળગતું હોય

તે કોરટ અથવા સરકારી નોકરની મંજુરિયત અથવા ફરિયાદ હોય, અથવા અગર તે નોકર કોઈ હાથ તળેનો હુકમ બજાવનારો નોકર હોય તો, તેના ઉપરી અમલદારની મંજુરિયત અથવા ફરિયાદ હોયતો તે તોહોમત સાંભળવું. આ કલમમાં લખેલી મને હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કા. ૧૮૯-૧૯૦ માં બ્યાન કરેલા ગુન્હાને લાગશે નહીં.

એજ આકટની કા. ૨૭૧—આ બાબ મુજબ કોઈપણ કામમાં છેલ્લો હુકમ થતા પેહેલાં કોઈપણ વખતે અગર ફરિયાદ કરનાર તે માજીસ્ત્રેટની ખાત્રી કરી આપે કે મારી ફરિયાદ કાહાડી લેવાની મને રજા આપવાનાં પાકાં કારણ છે, તો તે ફરિયાદ કરનારને પોતાની ફરિયાદ કાહાડી લેવાની રજા આપવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે. આ કલમ મુજબ કાહાડી લીધેલી ફરિયાદ ફરીથી સાંભળવામાં આવશે નહીં.

---

## સરકાર વિરૂદ્ધ શ્રાવણ સુર્બાજી

તા. ૨૩ ફેબ્રુઆરી ૧૮૭૧

પીનલકોડની કા. ૨૯૯ (શિક્ષણીય મનુષ્યવધ) તથા ૩૦૭ (ખુન કરવાની કોશીશ) તથા કા. ૩૨૪ (ભયંકર સહસ્ત્રવડે બુધીપૂર્વક બ્યથા કરવા) એવા વૈકલ્પિક તોહોમતો ઉપરથી તોહોમતવાળા ઉપર સાબિતી થઈ તેના ઉપર બે વર્ષની સખત મજુરીની કેદ તથા થયેલી સજા પુરી થએથી એક વરસ સુધી સારી ચાલ ચાલવા બાબત મુચલકો લખી આપવાની શિક્ષા થઈ.

ઠરાવ કરવામાં આવ્યો જે એ મુચલકો ક્રી. પ્રો. કો. ના બાબ ૧૮ પ્રમાણે સુલેહ રાખવા સંબંધીનો જોઇતો હતો, ૧૯ મા બાબ પ્રમાણે સારી ચાલ ચાલવા વીશેનો જોઇતો નહોતો પણ બીજા પ્રકારે એ થયેલા હુકમને ક્રી. પ્રો. કો કા. ૨૮૦ નો આધાર છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૮૦ સરકાર વિરૂદ્ધ છરાપાબીન અસાપ્પાના કામનો ફેસલો પાને ૧ છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૩૦૭ સરકાર વિરૂદ્ધ ચામાનો ફેસલો પાને ૪ થે છે તે નિચે જુઓ.

પી. કો. કા ૨૯૯ } એ બે કલમોનો ટુંકો મજકુર આ ફેસ-
પી. કો. કા. ૩૨૪ } લામાં ચાલતીસરે ફાંસમાં બતાવ્યો છે.

---

## સરકાર વિરૂદ્ધ વિઠ્યા વલદ સુભાના

તા. ૨ મારચ ૧૮૭૧

ક્રી. પ્રો. કો કા. ૨૨ પ્રમાણે જે સજા સબોરડીનેટ માજીસ્ત્રેટ કરી શકે તે કરતાં વધારે સજા કરવા સારૂ પિનલકોડની કા. ૭૫ થી તેને અધિકાર મળતો નથી.

ક્રી. પ્રો. કો. કા ૪૬ થી તેનો અધિકાર સ્પષ્ટરીતે વધારવામાં આવ્યા શિવાય એમ બની શકે નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૨ પ્રમાણે સબોરડીનેટ માજીસ્ત્રેટ સજા કરી શકે તે નિચે પ્રમાણે -

૧ લો વર્ગ. છ મહિના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા બસે રૂપિયા સુધીનો દંડ, અથવા જે જે કામોમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાથી કેદ તથા દંડ એ બંને શિક્ષા થઈ શકતી હોય તે સર્વ કામોમાં એ બંને શિક્ષા.

૨ જો વર્ગ. એક મહિના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા પચીસ રૂપિયા સુધીનો દંડ, અથવા જે જે કામોમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાથી કેદ તથા દંડ એ બંને શિક્ષા થઈ શકતી હોય તે સર્વ કામોમાં એ બંને શિક્ષા.

એજ આકટની કા.૪૬ સરકાર વિ. રામચંદ્ર જેરામનો ફેસલો પાને ૧૩૩ મે છે તે નિચે જુઓ.

પીનલકોડ કા. ૭૫ જે સખસની ઉપર એવો કોઈ ગુન્હો સાબિત થયો હોય કે જેને માટે આ કાયદાના

બાબ ૧૨ મા અથવા બાબ ૧૭ મા મુજબ ત્રણ વરસ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા થઈ શકે તે સખસ ફરીથી એવો કોઈ ગુન્હો કરે કે જેને માટે તે બે બાબો માંહેના ગમે તે બાબ મુજબ ત્રણ વરસ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા થઈ શકે, તો તે સખસ એવા પાછળના હરેક ગુન્હાને માટે જીવતા સુધી સમુદ્રપારની શિક્ષાને, અથવા એ પ્રમાણે ન બન્યું હોય તો તે ગુન્હાને માટે જેટલી શિક્ષાને તે લાયક થાય તેથી બમણી શિક્ષાને લાયક થશે; પરંતુ કોઈ પણ બાબતમાં દસ વરસથી વધારે મુદતની કેદને તે લાયક થશે નહીં.

---

### સરકાર વિરૂદ્ધ કેશવરાય નારાયણ

તા. ૧૬ મારચ ૧૮૭૧

ક્રી. પ્રો. કો. કા. ૬૨ પ્રમાણે જે હુકમ થયો હોય તેમાં અપીલની કોરટ અથવા ફરી તપાસની કોરટ દાખલ હાઈ કોરટ હાથ ઘાલી શકતી નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૬૨ સરકાર વિરૂદ્ધ મરદાનનો ફેસલો પાને ૧૫૯ છે તે નિચે જુઓ.

---

### સરકર વિરૂદ્ધ અબદુલરેહેમાન

તા. ૧૬ મારચ ૧૮૭૧

કોઈ સાહેદ ફેર ફટક બોલે અને સવાલનો જવાબ આપવા સારૂ ના કહે તો તે ઉપરથી પીનલકોડની કા. ૨૨૮ તથા ક્રી પ્રો. કો. કા. ૧૬૩ ના અર્થ પ્રમાણે તેણે ઇરાદાથી હરકત કરી એવું થાયછે.

---

ક્રી પ્રો. કો. કા. ૧૬૩ પીનલકોડની કા. ૧૭૫, ૧૭૮, ૧૭૯, ૧૮૦, અથવા ૨૨૮ મી કલમમાં બ્યાન કરેલો કોઈ ગુન્હો જ્યારે કોઈ દિવાની, ફોજદારી, કે રેવિન્યુ

કોરટના દેખતાં અથવા તેની હજુરમાં કરવામા આ-
વે, ત્યારે પછી તે ગુન્હો કરનાર રાણીની વિલાયતી
રૈયત હોય કે નહી તોપણ, તેને પોહોરામાં રખાવવાને તે
કોરટ મુખ્તિયાર છે; અને તેજ દાહાડે કોરટ ઉઠતાં પેહેલાં
કોઈપણ વખતે તે ગુન્હાની તજવીજ કરવાને તે કોરટ
મુખ્તિયાર છે; અને તે ગુન્હો કરનારને બસેં રૂપિયા સુ-
ધીના દંડની શિક્ષા કરવાને અથવા તે દંડ તેટલી મુદત
પેહેલાં ન આપે તો એક મહિનાની મુદત સુધી દિવાની
જેલમાં કેદની શિક્ષા કરવાને તે કોરટ મુખ્તિયાર છે.

(આ કલમનો મુખ્ય ભાગ લખ્યો છે તેનો હેતુ જણાઈ
આવવાને) પી. કો. કા. ૨૨૮ સરકાર વિ૦ જયમલ આ-
વજીનો ફેસલો પાને ૪૩ છે તે નિચે જુઓ.

---

તાત્યા વિઠોબા પાઠકના કામમાં
સલાહ માટે મોકલેલું કામ.
તા. ૧૩ અપરેલ ૧૮૭૧

કોઈ પેહેલા વર્ગના સબોરડીનેટ માજીસ્ત્રેટે એક કુવાને
કાંઈ મરામત કરવા સારૂ ક્રી. પ્રો. કો. કા. ૬૨ પ્રમાણે
તોહોમવાળા ઉપર હુકમ કીધો. અને તે મરામત તેણે
કીધી નહી તે ઉપરથી હુકમ નહી માનવા બાબત તેના
ઉપર પીનલકોડની કા. ૧૮૮ પ્રમાણે તજવીજ ચલાવી
તેના રૂ૧૦૦) દંડ કીધા. અને ક્રી. પ્રો. કો. કા. ૪૪ પ્ર-
માણે એવો હુકમ કીધો જે એ કુવાને મરામત કરાવી તે
ખરચ દંડમાંથી આપવો.

તે કામમાં ઠરાવ્યું કે આ કામમાં ક્રી. પ્રો. કો. કા.
૩૦૮ ફકત લાગુ પડેછે. માટે એ કામમાં સબોરડીનેટ
માજીસ્ત્રેટને અધિકાર નથી. અને ક્રી. પ્રો. કો. કા. ૪૪
પ્રમાણે કુવાને મરામત કરાવાનો હુકમ કરવા સારૂ તેને
અધિકાર નહોતો.

---

પી. કો. કા. ૧૮૮ સરકાર વિ. રણછોડ દયાળનો ફેસલો પાને ૯૬ છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૪ કોઈ ફોજદારી કોર્ટ દંડની શિક્ષા કરે ત્યારે તે સઘળો દંડ અથવા તેનો કાંઈ ભાગ હેઠળ લખેલી વાત બાબત આપવાનો હુકમ કરવાને તે કોર્ટ મુખત્યાર છે.

(૧) ફરિયાદ ચલાવવામાં ફરિયાદ કરનારને યોગ્ય રીતે ખરચ થયો હોય તે બાબત.

(૨) જે ગુન્હા બાબતની ફરિયાદ થઈ હોય તે ગુન્હાથી થયલુ નુકશાન પૈસાવડે ભરી અપાશે એવું કોર્ટની નજરમાં આવતું હોય તે ગુન્હાથી થયલાં નુકશાન બાબત.

સદરહુ પ્રમાણે નાણું આપવું હોય તે કોર્ટની નજરમાં આવે તે પ્રમાણે ફરિયાદ કરનારને અથવા જે સખસનું નુકશાન થયું હોય તે સખસને અથવા તે બેઉને અથવા તેઓના લાભને માટે આપવું.

અગર જે કોરટે દંડ આપવાનો હુકમ કર્યો હોય તે કોર્ટનો ફેસલો (ઉપલી કોરટથી) તપાસી શકાતો હોય તો જે રકમ આપવાનો હુકમ કર્યો હોય તે રકમ તે હુકમની તારીખથી બે મહિનાની મુદત વીતા સુધી આપવી નહીં.

---

સરકારના સેક્રેટરીના નંબર ૧૦૪૩ તા. ૧૦
મારચ ૧૮૭૧ના પત્ર ઉપરથી
ચેમ્બરમાં થયેલો ઠરાવ
તા. ૨૧ મારચ ૧૮૭૧

ક્રી. પ્રો. કો. બાબ ૧૯ ના નામમાં તથા તે બાબમાં સર્વ ઠેકાણે "સબોર્ડીનેટ" માજીસ્ત્રેટ એવા શબ્દનો ઉપયોગ કીધોછે તે જે માજીસ્ત્રેટને સબોરડીનેટ માજીસ્ત્રેટ કરી કહેછે, તેઓના વર્ગનેજ ફકત લાગુ પડેછે. અને ફુલપાવર માજીસ્ત્રેટો કે જેઓને કલમ ૨૩ મી પ્રમાણે જીલ્લા માજીસ્ત્રેટના તાબાના કીધાછે, એમછે; તો પણ તેઓને લાગુ પડતા નથી. માટે જીલ્લા માજીસ્ત્રેટથી

ક્રી. પ્રો. કો. કા. ૨૭૩ પ્રમાણે કોઈ મુકદમો ફુલપાવર માજીસ્ત્રેટ ઉપર સોંપી શકાય નહીં કેમકે તે કલમના પેહેલા પેરેગ્રાફ મધેના શબ્દો એવી રીતે કામ સોંપવાનું બની શકે એને સારૂ જોઈયે તેટલા પ્રશસ્ત છે તોપણ તેજ કલમમાં સબોરડીનેટ માજીસ્ત્રેટ એવા શબ્દો પાછળથી વાપરેલા છે તેથી કરી એવા પ્રશસ્ત અર્થને હરકત પહોંચે છે. ફુલપાવર માજીસ્ત્રેટ એ "પોતાના તાબાની કોરટ" એમ સમજી ક્રી. પ્રો. કો. કા. ૩૬ પ્રમાણે તથા તે ફુલપાવર માજીસ્ત્રેટ પોતાના તાબાનો અમલદાર છે એવું સમજી એજ આકટની કલમ ૨૭૬ પ્રમાણે જીલ્લા માજીસ્ત્રેટ કોઈ મુકદમો તેને સોંપે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૭૩ તથા કલમ ૨૩ મી ग } આ કલમો અહમદનગરના માજીસ્ત્રેટના પત્ર નંબર ૧૯૮૪ અને ૧૮૬૯ પરથી થયેલો ઠરાવ પાને ૧૩૨ મે છે તે નિચે જુઓ.

એજ આકટની કા. ૩૬ થાણાના માજીસ્ત્રેટના પત્રથી થયેલો ઠરાવ પાને ૧૬૩ છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૭૬—કોઈ કનિષ્ટ માજીસ્ત્રેટની આગળ કાંઈ તજવીજનું કામ ચાલતાં તેની નજરમાં પુરાવો એવો જણાય કે જે ગુન્હાની તજવીજ કરવાનો મને અખ્તિયાર નથી, અથવા જે ગુન્હાને માટે તોહોમતવાળા શખસને તેની તજવીજ થવા સારૂ કમિટ કરવાનો મને અખ્તિયાર નથી, એવો કાંઈ ગુન્હો તોહોમતવાળા સખસે કર્યો છે એમ અનુમાન થઈ શકેછે, તો તેણે તે કામ ચલાવવું બંધ રાખીને જે માજીસ્ત્રેટના હાથ તળે પોતે હોય તે માજીસ્ત્રેટની આગળ તે મુકદમો મોકલી દેવો, અથવા અધિકાર હોય એવા જે બીજા માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવાનું જીલ્લાનો માજીસ્ત્રેટ ફરમાવે તે માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો.

જે માજીસ્ત્રેટની પાસે તે મુકદ્દમો મોકલવામાં આવે તે માજીસ્ત્રેટે પોતે તે મુકદ્દમાની તજવીજ કરવી અથવા અધિકાર હોય એવા પોતાના હાથતળેના કોઈ અમલદારને તે મુકદ્દમો સોંપવો; અથવા તે તોહોમતવાળા સખસને તેની તજવીજ થવા સારૂ કમિટ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

એવાં કોઈપણ કામમાં તે માજીસ્ત્રેટ અથવા ઉપર જણેલા બીજા અમલદારે પક્ષકારો તથા સાહેદોની જબાની લેવી, અને જાણે કોઈ બીજી કોર્ટમાં કાંઈ કામ નહીં ચાલ્યું હોય એવી રીતે સર્વ પ્રકારે કામ ચલાવવું.

તોહોમતવાળા માણસની તજવીજ તાબા માંહેના માજીસ્ત્રેટની આગળ ચાલતી હોય ત્યારે તેણે યોગ્યરીતે જે વાત કહી હોય અથવા કબુલાત કરી હોય તે વાત અથવા કબુલાત પુરાવામાં લેવી.

---

**સરકાર વિરૂદ્ધ નથુ માણેકચંદ**

તા. ૧૫ જુન ૧૮૭૧

એક તંટા ઉપરથી સુલેહનો ભંગ થાય એવા તંટા વિશે પોતાની ખાત્રી થવાના સબબો લખી પ્રોસીડીંગ ફુલપાવર માજીસ્ત્રેટે દફતરમાં દાખલ કરી ક્રી. પ્રો. કો. કા. ૩૧૮ ના ઠરાવ પ્રમાણે અમલ કીધો નહીં તે કામમાં આ કોરટે તે પ્રોસીડીંગ રદ કર્યું.

---

ક્રી. પ્રો. કો. કા. ૩૧૮ સરકાર વિરૂદ્ધ ગીરધર ધનજીના કામનો ફેસલા પાને ૧૪૫ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ સૈયદ કાજીવલદે ગનીશા વિગેરે.**

તા. ૧૫ જુન ૧૮૭૧

પોલીસ લોકો કે જેઓને રેલવે પોલીશ કરી કહેછે અને જેઓને રેલવે કંપનીમાંથી પગાર મળેછે, તેઓને ડિસ્ટ્રિ-

૬૮ પોલીસ આકટ ( સન ૧૮૬૭ નો ૭ મુંબાઇનો ) ની કલમ ૯ પ્રમાણે કમીશનરે ઓફ પોલીસ તરફથી કમીશન મળેલું હોયછે તોપણ કામની ગફલતસારૂ તેઓ સને ૧૮૫૪ ના આકટ ૧૮ની કા. ૨૭ના ઠરાવ પ્રમાણે જવાબદારછે.

---

સને ૧૮૫૪ ના આકટ ૧૮ ની કા. ૨૭ લોખંડની સડક બાંધનારી સદરહુ પ્રકારની મંડળીનો કોઈ અમલદાર અથવા કામદાર લોહોડાંની સડક ઉપર, અથવા તે સંબંધી હરકોઈ કારખાનામાં કાંઈ કામ કરતો હોય તે વખતે કેફ ચડેલી સ્થિતિમાં હોય તે, અને સદરહુ મંડળીનો કોઈ અમલદાર, અથવા કામદાર પોતાને કામ કરવાનું હોય તે ગફલતથી નહીં કરશે, અથવા પોતાનું કામ અયોગ્ય રીતે કરશે તે, પચાસ રૂપિયા સુધી દંડને પાત્ર થશે, અને આ કલમમાં ઉપર કહેલા હરકોઈ પ્રસંગ માંહેનું કામ એવા પ્રકારનું હોય કે તે નહીં કર્યાથી, અથવા ગફલતથી કર્યાથી સદરહુ પ્રકારની લોહોડાંની સડકે જનારાં, અથવા તે સડક ઉપરનાં કોઈ માણસની સલામતીને ધોકો પોંહોંચશે તો તે અમલદાર, અથવા કામદાર માજીસ્ટ્રેટની રૂબરૂ ગુન્હો સાબિત થયા પછી ઘણામાં ઘણાં એક વર્ષ સુધી સકત મજુરીસાથે, અથવા સકત મજુરી વગર કેદને, અથવા દંડને અથવા એ બેઉ શિક્ષાને પાત્ર થશે.

મુંબાઈના સને ૧૮૬૭ ના ૭ મા આકટની કલમ ૯–સદરહુ પ્રમાણે નિમેલા દરએક પોલીસ અમલદારને તેની નિમણુક થયા પછી આ આકટને જોડેલા નમુના પ્રમાણે દાખલો કમિશનરના શિક્કાનો અથવા કમિશનર જે બીજા અમલદારને નિમશે તેના શિક્કાનો મળશે. એ પ્રમાણે જે માણસને દાખલો મળ્યો છે, તેને તે દાખલા ઉપરથી પોલીસ અમલદારનો અખત્યાર તથા કામ તથા હક મળેછે એવું સમજવું સદરહુ દાખલામાં જે માણસનું નામ લખ્યું હોય તે માણસ પોલીસ માંહેની ચાકરી

ઉપરથી મોકુફ અથવા બરતરફ થશે અથવા બીજી રીતે કામ ઉપરથી દૂર થશે એટલે તે દાખલો રદ થશે એવું સમજવું. અને તે માણસનો ઉપરી અમલદાર હોય તેને સ્વાધીન અથવા દાખલો લેઈ લેવાનો અખત્યાર જે બીજા અમલદારને આપ્યો હોય તેને સ્વાધીન તે દાખલો તાબડતોબ કરવો.

---

### સરકાર વિરૂદ્ધ સપડુ વલેદ ઉખીયા વિગેરે

ફોજદારી ફરી તપાસણીના ૩૯ સ. ૧૮૭૧

તા. ૧૫ જુન ૧૮૭૧

રજીષ્ટર કરનારે અમલદારની રૂબરૂ હું ફલાણો છું એવો જુઠો મજકુર કહેવાના કામમાં મદત કરવાનો ગુન્હો કે જે બાબત સને ૧૮૬૬ ના આકટ ૨૦ ની કા. ૯૪ પ્રમાણે કેદની શિક્ષા સાત વર્ષ સુધીની થઈ શકે તે ગુન્હો ફકત શેશન કોરટને તજવીજ કરવા યોગ્ય છે.

---

સને ૧૮૬૬ ના આકટ ૨૦ની કલમ ૯૪—જે વાત બાબત આ આકટમાં શિક્ષા ઠરાવીછે તેવી કાંઈ વાતમાં કોઈ માણસ હિંદુસ્થાનના ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે મદત કરશે તો તેને ઘણામાંઘણા સાત વરસ સુધી કેદની શિક્ષા થશે અથવા દંડ થશે, અથવા એ બેઉ શિક્ષા થશે.

---

### સરકાર વિરૂદ્ધ તુકારામ દોલત

તા. ૧ અગષ્ટ ૧૮૭૧

અગાઉના એકાદ તોહોમતની સાબીતી ઉપરથી તોહોમતદાર આસામી જો ગુન્હેગાર ઠરે તો તે વધારે અથવા જુદી સજાને પાત્ર થાયછે. એવા મુકદમામાં અગાઉના તોહોમતની સાબીતી એ ચાર્જના જુદા સદરની બાબત થવી જોઈયે. અને જે ગુન્હા સારૂ તેની તજવીજ ચાલેલી હોય તે ગુન્હા વિશે તેના ઉપર તોહોમત સાબિત થાય

તો તે આર્જીના જુદા સદરની બાબત વિશે માત્ર તોહો-મતદાર આશામીને બોલાવા કહેવું. અગાઉના તોહોમતની સાબિતી તેણે કબુલ કીધી તો બસ છે. પણ તેણે તે વિશે ઈનકાર કીધો તો અગાઉના મુકદમામાંનો કયાસ તથા અગાઉ જે આશામી ઉપર તોહોમત સાબિત થયું તેજ સખસ તોહોમતદાર એછે એ વિશે જેલરની અથવા બીજા સખસની સાહેદી દાખલ કરી મજકુર અગાઉના તોહોમત સાબિતી વિશે સાબિતી કરવી જોઇયે.

---

## સરકાર વિરૂદ્ધ ડોસાવલદે ઉમ્મર

તા. ૩ અગષ્ટ ૧૮૭૪

પોલીસ અમલદારોનું જે કાંઈ કામ તે તેઓ કરતાં હોય ત્યારે તે શિવાય બીજી કેવી પણ ચાકરી કરવાનું માથે લેવાની તેને મનાઈ કરવાનો મુંબાઈના સને ૧૮૬૭ ના આકટ ૭ ઉપરથી તેની કલમ ૧૧ નો હેતુ છે. પણ જો પોલીસ અમલદાર કામ ઉપરથી મોકુબ થયો હોય તો તેને બીજો કામ ધંધો કરીને પોતાનો નિર્વાહ ચાલવા વિશે કાંઈ હરકત જણાતી નથી તેને કેટલીક મુદતસુધી કામ ઉપરથી તહકુબ કર્યો હોય તે મુદત પુરી થાય ત્યારે તે અવકાશમાં જે ચાકરી કરવાનું તેણે માથે લીધુ હોય તે ચાકરીનું એકદમ રાજીનામુ આપવાને તે બંધાયલો છે, નહીં તો તે આકટની કા. ૨૬ માં લખેલી શિક્ષાને તે પોતે પાત્ર થશે.

---

મુંબાઈના સને ૧૮૬૭ ના આકટ ૭ ની કા. ૨૬ સરકાર વિરૂદ્ધ ઉમરવલદે હસનના કામના ફેસલો પાને ૧૫૬ મે છે તે નિચે જુઓ.

એજ આકટની કલમ ૧૧. આ આકટ પ્રમાણે પોલીસ અમલદારનું જે કામ હોય તે સિવાય બીજી કાંઈ ચાકરી અથવા કામ કમિશનરની ખસુસ કરીને લખેલી પરવાનગી લીધા વગર તેણે કબુલ કરવુ નહીં.

---

**સરકાર વિરૂદ્ધ તુકારામ વલદેભવાંની.**

તા. ૧૭ અગષ્ટ ૧૮૭૧

કોઈ મુકદમામાં શેશન જડજે પોતાની આગળ પક્ષકારોએ આપેલો પુરાવો ફકત લઈ તે બાબત ઠરાવ કરવો એટલુંજ તેનું કામ છે એમ નથી પણ તેણે પોતાના આગળના પ્રકરણના ખરાપણા વિશે થાય તેટલી કોશીશ કરવી જોઈયે.

---

**સરકાર વિરૂદ્ધ બાળકૃષ્ણ,**

તા. ૧૭ અગષ્ટ ૧૮૭૧

સાહેદી પુરી થયાની અગાઉ તેમાં જે કાંઈ વિરોધ મજકુર હોય તેનો ખુલાસો કરવાની તથા તે દુરસ્ત કરવાની સાહેદને તક આપવી જોઈયે અને આખરે ફલાણો મજકુર ખરો છે એમ તે સાહેદ જાહેર કરે તેજ મજકુરની જુબાની લખી આપવાની સાહેદ યોજના કરી છે એમ સમજવું જોઈયે.

**સરકાર વિરૂદ્ધ છગન કરીમ.**

તા. ૧૭ અગષ્ટ ૧૮૭૧

---

દીલને દુઃખ થાય એવા વેપાર ધંધાની બાબતમાં પ્રોસીડીંગ (કામ ચલાવવાની) કરવાની અગાઉ સને ૧૮૬૭ ના આક્ટ ૩ પ્રમાણે મુંબાઈની દરઈજલાસ ગવરનર ઈનકૌંસીલે પસાર કરેલા નિયમ તથા કાયદાના બાબ વણના નિયમ ૪૮ માં લખેલા ઘોગન કંટોનમેંટ માજીસ્ત્રેટે લેવા જોઈયે.

અમદાવાદ જીલ્લાના માજીસ્ત્રેટનું તા. ૧૦ અગષ્ટ ૧૮૭૧ નું પત્ર નંબર ૨૯૧નું આવ્યું તે ઉપરથી

**સરકાર વિરૂદ્ધ વ્રીજવલભ દયારામના**

કામમાં થયેલો ઠરાવ.

તા. ૨૮ અગષ્ટ ૧૮૭૧

સબોરડીનેટ માજીસ્ત્રેટનું પ્રોસીડીંગ મંગાવીને ડિસ્ટ્રિકટ

માજીસ્ટ્રેટ ચોકસી કરેછે ત્યારે સબોરડીનેટ માજીસ્ટ્રેટનું તે પ્રોસીડીંગ જીલ્લા માજીસ્ટ્રેટના આગળના મુકદમામાં સામીલ થયા પ્રમાણે સમજવું જોઇયે અને શેશનજડજ તે મંગાવી શકેછે.

ક્રી. પ્રો. કો. કા. ૪૩૪ પ્રમાણે શેશન જડજને પોતાનો અખત્યાર ચલાવવામાં આવે એટલા સારૂ તેની આગળ કાંઈ ફરિયાદ થવી જોઇયે એમ જરૂર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૩૪ સરકાર વિરૂદ્ધ વકત વલદ લખુના કામનો ફેસલો પાને ૧૫ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ છોટીરામ ભાસ્કર વગેરે

તા. ૩૧ અગષ્ટ ૧૮૭૧

મુંબાઇના સને ૧૮૬૭ ના આકટ ૭ ની કલમ ૩૧ ની રકમ ૨ પ્રમાણે તેમાં લખેલું મનાઇનું જાહેરનામું લગાડ્યું નહી હોય તો તોહોમત સાબિતી ગેર કાયદેસર છે કેમકે મજકુર રકમના અર્થમાં સમાવેશ થાયછે એવી (એટલે તેના અર્થ પ્રમાણે) નદી એ કાંઈ શ્નાન વિગરે કરીને ખરાબ કરવાની જગો નથી.

---

મુંબાઇના ૧૮૬૭ ના ૭ મા આકટની કા. ૩૧—જે શેહેરમાં અથવા બીજી જગોએ માજીસ્ટ્રેટ રેહેતો હોય તે શેહેરમાં અથવા બીજી જગાએ, અથવા જે શેહેરને અથવા બીજી જગાને અથવા સાર્વજનીક રસ્તાને આ કલમ સરકારના જાહેરનામા ઉપરથી ખસુસ કરીને લાગુ કરી હોય તે શેહેરમાં અથવા બીજી જગાએ અથવા રસ્તામાં અથવા રસ્તા પાસે કોઈ માણસ, રહેવાશીયોને અથવા આવનારા જનારા લોકોને અટકાવ થાય અથવા કંટાળો આવે અથવા જોખમ અથવા બિહિક અથવા નુકશાન લાગે તેવી રીતે હેઠળ લખેલા ગુન્હા કરશે તો

માજીસ્ટ્રેટની આગળ તે વાત તેની ઉપર સાબિત થયા પછી તે પચાસ રૂપિયા સુધી દંડને લાયક થશે, અથવા દંડ નહીં આપશે તો ઘણામાંઘણા આઠ દાહાડા સુધી કેદની શિક્ષાને લાયક થશે અને કોઈ માણસ પોતાના દેખતાં તેવો ગુન્હો કરતાં માલમ પડશે તો તેને વારંટ વગર કેદ કરવાનો અધિકાર હરકોઈ પોલીસ અમલદારને છે. તે ગુન્હાની વિગત નિચે મુજબ.

રકમ ૨ જીઃ—સાર્વજનીક કુવો અથવા તળાવ અથવા હોદ અથવા પાણીની જગા જે કામ સારૂ નીમી હોય, તે કામમાં ઓછી ઉપયોગી પડે તેવી રીતે તેનાં કાંઈ માણસ નાહાશે અથવા ધોશે અથવા બીજી રીતે ખરાબ કરશે અથવા કરાવશે તો પણ એવું ઠરાવ્યું છે કે તેવું નહીં કરવા બાબતનું જાહેરનામુ પાસેની પ્રસિદ્ધ જગોએ જિલ્લાની ભાષામાં માર્યું હશે તો.

---

## સરકાર વિરૂદ્ધ મુકતા માણકા

તા. ૩૧ અગષ્ટ ૧૮૭૧

પીનલકોડની કા. ૩૯૭ જેવી કલમના ઠરાવોમાં જ્યારે ગુન્હાનો સમાવેશ થાયછે ત્યારે દોષાધીક્ય કરનારી બાબતોના સબબથી તે ગુન્હાને ઓછામાં ઓછી જે સજા કરવા વીશે તે કલમમાં ઠરાવ છે તો એ પણ તેવી દોષાધીક્ય કરનારી બાબતો શીછે તે ચારજમાં લખવી જોઇયે જેથી કરીને તોહોમતદાર આશામી જે ગુન્હો પોતે કબુલ કરે તે ગુન્હો શુંછે તથા તેવા બોલવાનો પુરતો પરિણામ શોછે? તે સમજી શકે અથવા ગુન્હાનો જો પોતે ઇનકાર કર્યો તો જે મુદ્દાની વાતો રદ કરવા સારૂ તેને કહેવામાં આવ્યુંછે તે વાતો કહી તે તેના સમજવામાં આવશે.

---

પીનલકોડની કા. ૩૯૭ અગર અપહરણ અથવા ડાકાઇટી કરતી વખતે તે ગુન્હેગાર કાંઈ ભયંકર શસ્ત્ર વાપરે અથવા કોઈ સખસને માહાવ્યથા કરે, અથવા કોઈ સ-

ખસનું મોત આણવાની કે તેને માહાવ્યથા કરવાની કોશીશ કરે, તો તે ગુન્હેગારને કેદની, જે શિક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશે નહીં.

---

### સરકાર વિરૂદ્ધ દયારામ પાટીલ

તા. ૩૧ અગષ્ટ ૧૮૭૧

ક્રી. પ્રો. કો. કા. ૨૬૯ પ્રમાણે એકવાર ફરિયાદ કાડી નાખી એટલે તે ફરીથી ઉપસ્થીત કરવી નહીં આ નિયમ છે તો પણ પોતાની ગેરહાજરી વિશે ફરિયાદ કરનાર ખાત્રી લાયક કારણ કહી શકે તો તે ફરી ઉપસ્થિત થશે. તો પણ જ્યારે એમ હોય ત્યારે જે માજીસ્ત્રેટે પોતાની ફરિયાદી કાડી નાખી તે માજીસ્ત્રેટની પાસે તેણે પોતાની અરજી કરવી ને કોઈ બીજા માજીસ્ત્રેટની પાસે કરવી નહીં.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૬૯ કોઈ ફરિયાદ સાંભળવામાં આવે તે પેહેલાં અથવા તે સંભળાતી હોય તેવામાં તે ફરિયાદ સાંભળવાનું કામ બીજા દિવસપર મુલતવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, ને દિવસ જે ઠરાવવો તે પક્ષકાર અથવા પક્ષકારોની હજુરમાં ઠરાવવો તથા તેઓ સાંભળે એવી રીતે કહી સંભળાવવો; અને જે દિવસ પર તે ફરિયાદ સાંભળવાનું અથવા વધારે સાંભળવાનું કામ એ પ્રમાણે મુલત્વી રાખ્યું હોય તે દિવસે અગર તે તોહોમતવાળો સખસ હાજર નહીં થાય તો તે સખસને પકડવા સારૂ પોતાનું વારંટ મોકલવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને અગર તે ફરિયાદ કરનાર હાજર નહીં થાય તો તે માજીસ્ત્રેટ તે ફરિયાદ કાડી નાખવા મુખત્યારછે.

---

### સરકાર વિરૂદ્ધ વીરભદ્ર ગવડી પાટીલ

તા. ૧૯ ડીશેમ્બર ૧૮૭૧

શાપ્રાધ રીતે ચાલી આવ્યાની ફરિયાદ જે સખસે કરી તેને કાંઈ ગુન્હા ઉપરથી ફોજદારી તુરંગમાં નાખ્યો સબ-

બ સુનાવણીને દિવસે તેનાથી હાજર રહેવાયું નહી તેથી તે ફરિયાદ ક્રી. પ્રો. કો. કા. ૨૬૯ પ્રમાણે કાડી નાખવામાં આવી ત્યારબાદ ફરિયાદીએ એક દિવસ હાજર થઈ એવી કાંઈ હકીકત કહી જે ઉપરથી માજીસ્ટ્રેટના મતમાં નિમેલે દાહાડે તે ગેરહાજર રહ્યા વીશે બાજબી તથા યોગ્ય કારણ આવ્યું.

આ કામમાં ઠરાવ્યું કે તેવી હકીકત ઉપરથી મુકદમો લઇને ફરીથી ચલાવવો.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૬૯ ઉપરના ફેસલા નિચે છે તે જુઓ

---

## સરકાર વિરૂદ્ધ કાશીરામ ભાઉશેઠ

તા. ૭ સપટેમ્બર ૧૮૭૧

તોહોમત વાળાએ ફરિયાદ કરનારના રહેવાના ઘરમાં પ્રવેશ કરી તે નહીં નહીં કહે તો પણ તેની રૂબરૂ કેટલીક મીલકત તે બદદયાનતથી લઈ ગયો.

તેમાં ઠરાવ્યું કે તે ઉપરથી પીનલકોડની કા. ૩૮૦ પ્રમાણે ગુન્હો થાયછે તે કલમ પ્રમાણે દોષવૃધી કરનારી બાબતો એવી છે કે રહેવાનું ઘર યા ઇમારત કે જેનો ઉપયોગ મિલકત રાખવા સારૂ કરવામાં આવેછે. તેમાં પ્રવેશ કરવો એછે. એમ પ્રવેશ કર્યાથી ધણી ઘરમાંછે માટે સાપ્રાધપણામાં કાંઈ કમીપણું થતું નથી.

પીનલકોડ કા. ૩૮૦ સરકાર વિરૂદ્ધ અનવરખાંન વલદે ગુલખાંન વિગરેનો ફેસલો પાને ૨૭ છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ગોવિંદ ઝીલગા

તા. ૫ અકટોમ્બર ૧૮૭૧

સને ૧૮૬૮ નો આકટ ૧ પસાર થવાની અગાઉ પસાર થયેલા આકટ અન્વયે લીધેલા દંડને સને ૧૮૬૮ના આકટ ૧ ની કલમ ૫ લાગતી નથી પણ તેવો દંડ પીનલકોડ પ્રમાણે કીધો યા વિશેષ અગર સ્થાનિક કાયદા

ઉપરથી કરેલો હોય અને તે દંડ વસુલ કરવા વિશે તે કાયદામાં કંઈ વિશેષ રીત ઠરાવી નહી હોય તો ફોજદારી કામ ચલાવવાની રિતના કાયદાની કા. ૨૧ માંના ઠરાવથી દંડ લેવાના કામને કા. ૬૧ લાગુ કરવાની અસર થાયછે.

---

સને ૧૮૬૮ ના આક્ટ ૧ ની કા. ૫ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૬૩ મી કલમના આરંભથી તે ૭૦ મી કલમના છેડા સુધીની કલમના તથા ફોજદારી ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૧ મી કલમના ઠરાવ, હવે પછી કંઈ આક્ટ ઠરશે તેના આધારથી દંડ કરવામાં આવશે તેને લાગુ થશે, પણ તે આક્ટમાં એ વાત વિરૂદ્ધ અમુસ કરીને ઠરાવ કરેલા હશે તો લાગુ થશે નહીં.

ક્રી. પ્રો. કો. કા. ૨૧ સરકાર વિરૂદ્ધ પાપીડીયો મુથડો એ કામનો ફેસલો પાને ૨૧ મે છે તે નિચે જુઓ.

એજ આક્ટની કા. ૬૧ કેનેડાના માજીસ્ત્રેટના પત્ર નંબર ૪૩થી થએલો ઠરાવ પાને ૧૫૬ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ તુકારામ વલદ કાનું

તા. ૭ ડીસેમ્બર ૧૮૭૧

સને ૧૮૫૦ ના આક્ટ ૨૬ ની કા. ૭ પ્રમાણે મ્યુનીસીપાલ નિયમોમાંથી એકાદ નિયમ તોડ્યા વિશે તોહોમતદારના ઉપર માજીસ્ત્રેટે તોહોમત સાબિત કરી તેને આઠ રૂપિયા આપવાના દંડની સજા કરી તે દંડ ક્રી. પ્રો. કો. કા. ૬૧ ની સરત મુજબ વસુલ કરવો યા (દંડ ન આપે તો) તેણે ચાર દિવસની સાદી કેદ ભોગવવી એમ જે મુકદમામાં ઠરાવવામાં આવ્યું હોય તે મુકદમામાં એમ બતાવવામાં આવ્યું કે સને ૧૮૫૦ના આક્ટ ૨૬ પ્રમાણે કરેલો દંડ સને ૧૮૩૯ના આક્ટ ૨ પ્રમાણે વસુલ કરવો હતો તથા જપતી તથા વેચાણનું વારંટ થઈને બજાવવામાં પાછુ આવે ત્યાં સુધી દંડ નહીં

આપ્યા બદલ કેદની સજા કરવી એ ગેરકાયદેસર હતું.

---

સને ૧૮૫૦ ના આકટ ૨૬ની કલમ ૭ (મ્યુનીસીપાલેટીનો છે) સદરહુ કમીશનરોએ કરેલા નિયમમાંના ઠરાવ પૈકિ નિચે લખેલી વાત સંબંધી ઠરાવ અવસ્ય હોવા જોઇયે.

૧ કમીશનરના હાથ નિચે અમલદાર અને ચાકર અવસ્ય લાગે તેને મુકરર કરવા, અને તેના હાથે કામ લેવા, અને તેનો પગાર ઠરાવવો એ સબંધી.

૨ આ કાયદાના હેતુ માટે પૈસા અવસ્ય જણાય તેટલા જમાં કરવા વીશે ગામમાંના અથવા ગામની નજીકમાંના કયા કયા મનુષ્ય ઉપર અને કયા કયા માલ ઉપર કર બેસાડવો, એટલે ઘરપટી (ઘરવેરો) કિવા ગામમાં આવનારા અથવા જનારા માલ ઉપરની જકાત કીંવા બીજી તરેહ એ સંબંધી અને ઠરાવેલા કરની અંદર જમાં અને દર એ સંબંધી, અને કર વસુલ કરવાનો અને જમવાનો અને એકઠા થયેલો રાખી મુકવાનો અને યોગ્યરીતે ખરચવાના પ્રકાર સબંધી.

૩ ચાલતો કાયદો વખતે સુધારવાનો અથવા રદ કરવાનો પ્રકાર, અને ગવરનર અથવા ગવરનર કૌંસિલ અથવા લેફટેનન્ટ ગવરનરના અનુમતે નવા નિયમ ઠરાવવાનો પ્રકાર એ સંબંધી.

૪ ગામમાં અથવા ગામની નજીકમાં રહેનાર લોકોના અડચણના લક્ષણ અને મનાઈ સબંધી.

૫ કમિશનરે કરેલા નિયમમાંથી એકાદ નિયમ તોડવા વીશે ઘણામાંઘણા પચાશ રૂપિયા સુધી યોગ્ય દંડ ઠરાવવો એ સબંધી અથવા અડચણ રહેલી હોય તો દર દિવસે વધારેમાં વધારે પાંચ રૂપિયા સુધી દંડ ઠરાવવો એ સબંધી.

---

**સરકાર વિરૂદ્ધ લખે વલદ શંકુ તથા ગણુ વલદ સીતારામ**

તા. ૨૩ નવેમ્બર ૧૮૭૧

સને ૧૮૨૭ ના કાયદા ૨૧ ની કા. ૪ પ્રમાણે "કપટ-

થી લાવેલુ અફીણ રાખવાના યા છુપાવાવના" ગુન્હાની સાબિતી એક કર્તાં વધારે આશામીઓ ઉપર થયેથી સજા કરતી વખતે કેદીઓએ સામાન્યતઃદંડ આપવાને સઘળો યા કાંઈ ભાગ આપવામાં નહીં આવ્યો હોય તો દરેકજણે સરખી મુદતની કેદ ભોગવવી જોઇયે પછી તે કેદ ભરે મુદતની યા કમી મુદતની હોય યા દંડનો કાંઈ ભાગ આપવા બદલ હોય તો તેમ ફરમાવવું (ને) સમ અથવા વિષમ એવા ઠરાવેલા હિસ્સાથી તે નહીં અપાવવો એ જીલ્લા માજીસ્ત્રેટને ઘટતો માર્ગછે. સઘળો દંડ નહીં આપવામાં આવ્યો તો સરવે કેદીઓ સદરહુ મુજબ તુરંગમાં રેહેશે.

---

સને ૧૮૨૭ના કાયદા ૨૧ નો કા. ૪ સરકાર વિરૂદ્ધ સદુ દાદાભાઈના કામનો ફેસલો પાને ૧૮ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ગણુપતપ્રસાદ સોભારામ

તા. ૨૦ ડીસેમ્બર ૧૮૭૧

સને ૧૮૫૨ ના આક્ટ ૩ પ્રમાણેની 'ફરિયાદ તે પીનલકોડના કાયદાની કા. ૨૦૫ ના અર્થ મુજબ ફોજદારી ફરિયાદ છે.

ક્રી. પ્રો. કો. ના બાબ ૨૦ પ્રમાણે માજીસ્ત્રેટે કરેલો હુકમ તે જ્યુડીશીયલ પ્રોસિડીંગ છે (ન્યાય સંબંધનુ કામ કાજ છે)

૭ બંગાલા રીપોર્ટ પાને ૪૮૯ હુગલીના કલેકટર વિગરે વિરૂદ્ધ તારકનાથ મુખોપાધ્યાએ નિયમ પસંદ કરી એ શબરનર વિરૂદ્ધ કેશવ વલદ ઠકુએ ફેસલો રદ કર્યો.

---

ટીપ. એ શબરનર વિરૂદ્ધ ઠકુના ફેસલાની ટુંક હકીકત આ ચોપડીમાં પાને ૧૧ મે ગણપતપ્રસાદ બીન સોભા-

રામના કામમાં ફેસલો છપાયોછે તે નિચે છે તે ત્યાંહાં જુઓ.

---

પીનલકોડની કા. ૨૦૫—જે માણસ ખોટી રીતે કોઈ બીજાનો વેષ લે, અને તે વેષ લઇને કંઈ કબુલત કરે અથવા કાંઈ મંજકુર કેહે અથવા કબુલતાથી ફેસલો કરાવે, અથવા કાંઈ હુકમ કડાવે, અથવા હાજર જામીન કે બીજી તરેહનો જામીન થાય, અથવા કોઈ દિવાની કે ફોજદારી મુકદ્દમામાં કાંઈ બીજુ કામ કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તેપ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ક્રી. પ્રો. કો. નો બાબ ૨૦ એ સ્થાનીક અપકારક વસ્તુ વિષેનો છે.

સને ૧૮૫૨ નો આકટ ૩—મુંબાઈ ઇલાકા તાબેના દેશ મધ્યે અર્ક અને કેફની દારૂ અને અમલી જીનસ અને તેથી જે પદાર્થ થયાછે તે વિષેનો શિરસ્તો સુધારવા માટેનો કાયદો છે.

---

## સને ૧૮૭૨

## સરકાર વિરૂદ્ધ લીંગુકોમ સોમા.

તા. ૧૧ જાન્યુઆરી ૧૮૭૨

ઢુકરો પાસે ગફલતથી નુકશાની કરવા દેવામાં આવે તો તેને સારૂ સને ૧૮૭૧ ના આકટ ૧ ની કલમ ૨૬ માં બંદોબસ્ત કરેલો છે પણ બીજા જાનવર સારૂ તો નુકશાની કરવા વિશેનો ઇરાદો ઉઘાડી રીતે હોવો જોઇયે અથવા નુકશાન થવાનો સંભવ છે, એવી માહીતી જોઇયે. (સને ૧૮૭૧ ના આકટ ૧ ની કલમ ૨૫ તથા પીનલકોડની કલમ ૪૨૫ નું દ્રષ્ટાંત (૯) જુઓ.)

આ કામમાં ભેંસનો માલેક પોતે છે અને તે ભેંસે ફરિયાદીની મિલકતને નુકશાની કરી એવું તોહોમતવાળાએ કબુલ કર્યું, પણ તે માલેક તરફ ઇરાદા યા માહીતી વિશે તોહોમત નહીં તથા સાબિતી પણ નહીં તેથી ગુ-

નહાની સાબિતી તથા સજા ફેરવી નાખવામાં આવી.

---

પિનલકોડ કા. ૪૨૫—લોકને અથવા કોઈ સખ્સને ગેરવ્યાજબી હાની અથવા નુકશાની કરવાના ઇરાદાથી, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ જાણીને, જે માણસ કાંઈ મિલકતનો નાશ કરે, અથવા કાંઈ મિલકતમાં કે તેની સ્થીતીમાં એવો કાંઈ ફેરફાર કરે કે તેથી તે મિલકતની કિમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય અથવા તેની કિમ્મત કે ઉપયોગીપણું ઓછું થાય, અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય, તો તે માણસે "બિગાડ" કર્યો એમ સમજવું.

ખુલાસો ૧ લો—જે મિલકતને નુકશાન કર્યું હોય અથવા જેનો નાશ કર્યો હોય તે મિલકતના ધણીને કાંઈ હાની અથવા નુકશાની કરવાનો ઇરાદો તે ગુનોહ કરનારે કર્યો જોઇયે એવું કાંઈ બિગાડના ગુનાહમાં જરૂર નથી. અગર કાંઈ મિલકતને નુકશાન કરીને કોઈપણ સખ્સને ગેરવ્યાજબી હાની અથવા નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ તેના જાણ્યામાં હોયતો બસ છે, પછી તે મિલકત તે સખ્સની હોય કે નહીં તોપણ.

ખુલાસો ૨ જો—પોતાનીજ અથવા પોતાની સાથે બીજા સખ્સોના રાસ ખાતાની કાંઈ મિલકત બાબત પણ કાંઈ કામ કરીને તે કામ કરનાર તે કામથી બિગાડ કરી શકે.

સને ૧૮૭૧ ના ૧ ની કલમ ૨૫ જમીન ઉપર ઢોરોની પાસે અતિક્રમણ કરાવીને બિગાડ કરવાના ગુન્હા બાબત દંડ થયો હોય તે દંડ જે ઢોરોએ અતિક્રમણ કર્યું હોય તે ઢોરો અથવા તેમાંના કેટલાંએક વેચીને વસુલ કરી લેવાનો અધિકાર છે. પછી તે ઢોરો અતિક્રમણ

કરતાં પકડાયાં હોય અથવા ન હોય તોપણ તે વાતની ચીંતા નથી. અને જે માણસ ઉપર ગુન્હો સાબિત થયો હોય તેનાં તે ઢોર હોય અથવા અતિક્રમણ થયું ત્યારે તે ઢોર ફક્ત તેને સ્વાધીનજ હોય તો પણ તે વેચવાનો અધિકાર છે.

---

**સરકાર વિરૂદ્ધ પાંડુરંગ ગણપતરાવ**

તા. ૧૧ જાન્યુઆરી ૧૮૭૨

ક્રી. પ્રો. કો. કા. ૪૨૯ મી અરજીઓ ઉપરના સરવે હુકમોને લાગુ પડતી નથી પણ ગુન્હાની તજવીજ તથા ચોકશીમાં જે આખર હુકમો થયેલા તેઓનેજ લાગુ પડે છે (કાયદાની કા. ૨૧ જુઓ.)

---

ક્રી. પ્રો. કો. કા. ૪૨૯. કોઈપણ ફોજદારી કોર્ટનો શિક્ષાનો ઠરાવ અથવા છેલ્લો હુકમ, તથા તે કરવા અથવા ફરમાવવાનાં કારણો તે કોરટ મધેના પ્રમુખ અધિકારીની સ્વભાષામાં લખવાં, અને તેપર તે ઠરાવ અથવા હુકમ કરતી યા ફરમાવતી વખતે તે અધિકારીએ તારીખ લખીને પોતાની સહી કરવી, અને તે અસલ કાગળ દફતર અથવા તે કામના કાગળોની સાથે દાખલ કરવો, તથા જે કામમાં તે અસલ કાગળ તે અધિકારીની આગળ નિત્ય વપરાતી ભાષાથી જુદી ભાષામાં લખ્યો હોય તે કામમાં, તેનો તરજુમો તે શિક્ષાના ઠરાવ અથવા હુકમના કાગળની સાથે રાખવો.

---

**સરકાર વિરૂદ્ધ આબા આપાજી**

તા. ૧૮ જાનેવારી ૧૮૭૨

સને ૧૮૨૭ ના ૨૧ મા કાયદા ઉપરથી જીલ્લા માજીસ્ટ્રેટને જે વિશેષ અધિકાર આપવામાં આવ્યો છે તેને ક્રી. પ્રો. કોડથી હરકત થતી નથી, તેથી અફીણનો જથો

જે પકડાયો હોય તે એવો મોટો હોય કે (તેને સારૂ) જે દંડ લેવો જોઇયે તે ક્રી. પ્રો. કો. પ્રમાણે માજીસ્ટ્રેટના અધિકારથી વધારે થાય તોપણ અફીણના કાયદાઓ વિરૂદ્ધના તોહોમતની તજવીજ કરવાસારૂ તેને અધિકારછે.

---

**સરકાર વિરૂદ્ધ બાવાજીઆીન સંભા**

તા. ૨૩ ફેબ્રુઆરી ૧૮૭૨

કોઈ સખસે માર આપ્યો અને રોગથી ભરાયલી તલ્લી ફુટી જવાથી તે મરી ગયો. એ બાબતમાં એમ ઠરાવ્યું કે આ કામને પિનલકોડની કલમ ૩૨૧ બુદ્ધિપુર્વક બ્યથા કરવા બાબતની યોગ્ય રીતે લાગુ પડેછે. ગફલતીથી મૃત્યુ આણવા બાબતની કલમ ૩૦૪ અ લાગુ પડતી નથી.

---

પીનલકોડ કા. ૩૨૧—જે માણસ કોઈ સખસને બ્યથા કરવાના ઇરાદાએ અથવા તેથી કોઈ સખસને પોતાથી બ્યથા થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં કાંઈ કામ કરે, અને તે કામથી કોઈ સખસને બ્યથા કરે, તો તે માણસે "બુદ્ધિપૂર્વક બ્યથા કરી" એમ સમજવું.

એજ આકટની "કલમ ૩૦૪ અ—શિક્ષણીય મનુષ્ય વધ કરતાં ઉતરતા દરજ્જાનું હરકાંઈ અવિચારનું અથવા ગફલતી ભરેલું કામ કરીને કોઈ માણસ કોઈનું મોત લાવે તો તેને ઘણામાં ઘણા બે વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવી અથવા દંડ કરવો, અથવા એ બેઉ શિક્ષા કરવી' (સને ૧૮૭૦ ના આકટ ૨૭ માં આ વધારો થયો છે).

---

**સરકાર વિરૂદ્ધ ભુજાબીન ચીની**

તા. ૨૯ ફેબ્રુઆરી ૧૮૭૨

અમુક ગુન્હા વિશે અંદેશા આવેલા સખસો પાસેથી નહીં પણ જે સખસો કે માજીસ્ત્રેટની હકુમતમાં છુપાઇ

કરતા હોય અને જેઓની પાસે ગુજરાન ચલાવવાનો દેખીતો ઉપાય નહીં હોય અને જેઓ પોતાનો ખાત્રી લાયક હેવાલ આપી શકતા ન હોય તેઓની પાસેથી જામીન લેવાસારૂ ક્રી. પ્રો. કો. કા. ૨૯૫ માં બંદોબસ્ત છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૫—સરકાર વિરૂદ્ધ બુધિયાવલદ ગુરિયાનો ફેસલો પાને ૧૭૪મે છપાયો છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ આત્મારામ ગોવિંદ.**

તા. ૨૫ એપ્રીલ ૧૮૭૨

જે કોરટ તિરસ્કારની પ્રથમ નોટીસ લે એવી કોર્ટની હજુરમાં યા તેના દેખતાં તિરસ્કાર કરવામાં આવે અને દંડ ભરવાનું મરજી ઉપર નહીં રાખતાં કેદની યા ૨૦૦ કરતાં વધારે દંડ કરવાની શિક્ષા કરવાની જરૂર જણાતી નથી એ સિવાયના તિરસ્કારનાં સર્વ કામોમાં બીજા માજીસ્ત્રેટ તરફ કમિટ મેન્ટ કરવું જરૂર છે.

---

**સરકાર વિરૂદ્ધ જેઠીયા સાથુ વિગેરે**

તા. ૧ મે સને ૧૮૭૨

એક ભેંશનુ ચામડું કે જેનો ધણી મળી શક્યો નહીં તે એક ગામના માહાર લોકોએ પોતાના ઉપયોગમાં લીધું—તેમાં ઠરાવ્યું કે—

બદદયાનત ભરેલા ઇરાદા વિશે સાબિતી નથી તેથી એઓના ઉપર માલનો સાપ્રાધ ખોટો ઉપીયોગ કીધો એવા ગુન્હાની સાબિતી બરોબર રીતે થઈ શકતી નથી.

---

**સરકાર વિરૂદ્ધ કાળીયો કેરીઓ વિગેરે**

તા. ૨૭ જુન ૧૮૭૨

પિનલકોડની કલમ ૩૯૦ માંના બતાવેલા કારણમાંના કોઈ એક કારણસારૂ દુઃખાપત કરવામાં આવી નહીં હોય પણ એકાએક આવી પહોંચેલા આદમીના હાથમાં પક-

કાંઈ નહી જવાસારૂ દુઃખાપત કરવામાં આવી હોય તો એ સદરહુ દુઃખાપતને લીધે એ ચોરી અપહરણ થતી નથી.

---

પીનલકોડ કલમ ૩૯૦ સર્વ અપહરણમાં અગર તે ચોરી અથવા જબરાઇથી કહડાવવાનો ગુન્હો હોયછે.

અગર કાંઈ ચોરી કરવા સારૂ, અથવા ચોરી કરવામાં, અથવા ચોરીથી મળેલી મિલકત લઈ જવામાં અથવા લઈ જવાની કોશિશ કરવામાં તે ગુન્હેગાર તે મતલબસર બુદ્ધિ પુર્વક કોઈ સખસનું મોત આણે, અથવા તેને બથા કે ગેરવ્યાજબી અટકાવ કરે અથવા મોત બથા કે ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશિશ કરે અથવા તાત્કાલિક મોત, તાત્કાલિક બથા, કે તાત્કાલિક ગેરવ્યાજબી અટકાવ કરવાનો ભય ઊત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાના કોશીશ કરે, તો તે ચોરી અપહરણ થાયછે એમ સમજવું.

અગર જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરતી વખતે, તે ગુનોહ કરતી વખતે તે ગુનો કરનાર ભય પમાડેલા સખસની આગળ હાજર હોય અને તાત્કાલિક મોત, અથવા તાત્કાલિક બથા, અથવા તાત્કાલિક ગેરવ્યાજબી અટકાવ તે સખસને અથવા કોઈ બીજા સખસને કરવાને ભય તે સખસને ઉત્પન્ન કરીને તે જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરે અને એ પ્રમાણે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા સખસનું મન એવું કરે કે તે સખસ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઇથી કહડાવેલી વસ્તુ આપી દે, તો તે જબરાઇથી કહડાવવું અપહરણ થાય છે એમ સમજવું.

ખુલાસો—અગર તે ગુન્હોકરનાર એટલો નજદીક હોય કે તેથી તે બીજા સખસને તાત્કાલિક મોતનો, અથવા તાત્કાલિક બથાનો અથવા તાત્કાલિક ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન થાય તો તે હાજર છે એમ સમજવું.

---

## સરકાર વિરૂદ્ધ દેવજી કેરૂ વિગેરે

તા. ૧ અગષ્ટ ૧૮૭૨

ભારે સજાના જોખમની મર્યાદા પીનલકોડની કા. ૩૯૭ મુજબ જે ગુન્હેગાર અપહરણ અથવા ડાકાઇટી કરવામાં ખરેખર માહાવ્યથા કરતો હોય તેના ઉપર કરવાની ઠરેલીછે (મેન્સ કૃત ટિકા ૭મી આવૃતી પાનું ૨૯૫ કા. ૩૯૭ ઉપરની ટીપ જુઓ)

---

પીનલકોડ કા. ૩૯૭—સરકાર વિરૂદ્ધ મુકતા માણકાનો ફેસલો પાને ૧૯૦ મે છે તે નિચે જુઓ.

---

નાશીકના જીલ્લામાજીસ્ત્રેટનું પત્ર નંબર
૨૬૧૯ તા. ૨૯ જુલાઈ ૧૮૭૨નાથી
ચેમ્બરમાં થયેલો ઠરાવ.

તા. ૮ અગષ્ટ ૧૮૭૨

કોઈ કેદીને તોહોમતવાળા સખસ દાખલ હાજર કરવો હોય તો તે કામમાં હાઇકોર્ટ મધ્યસ્થ પડ્યા વગર સને ૧૮૬૯ ના આકટ ૧૫ ની કલમ ૩ ના આધારે કોઈ માજીસ્ત્રેટ તેને હાજર કરી શકેછે એ આકટની કલમ ૭ મી તો જ્યારે કોઈ સખસની શાહેદી લેવાની હોય તેનેજ લાગુ પડેછે એમ દેખાય છે. ફોજદારી તોહોમતનો જવાબ આપવા સારૂ કોઈ સખસને હાજર થવું જોઇયે તેને હાજર રાખવા સારૂ જે કોરટને જરૂર છે તે કોરટ જે ડિસ્ટ્રિકટમાં છે તે ડિસ્ટ્રિકટ શિવાયના બીજી ડિસ્ટ્રિકટના તુરંગમાં તે સખસ કેદ થયેલો હોય તો એ આ આકટની કલમ ૬ પ્રમાણે કામ ચલાવવાની રીત યોગ્ય છે.

---

સને ૧૮૬૯ નો આકટ ૧૫ કલમ ૩—પેહેલા વર્ગના તાબા માહેના માજીસ્ત્રેટની કોર્ટ કરતાં નિચા દરજ્જાની કોર્ટ નહી હોય એવી કોઈ ફોજદારી કોર્ટ હાઇકોર્ટ હોય

અને અપીલ લેવાની પોતાની હકુમતની સ્થળ શિમ માંહેના કોઈ તુરંગમાં કેદ રાખેલા સખ્સની શાહેદી અથવા તે ફોજદારી કોર્ટ હાઈકોર્ટ નહીં હોય ત્યારે તે ફોજદારી કોર્ટ જે હાઇકોર્ટના તાબામાં હોય તે હાઇકોર્ટની અપીલ લેવાની હકુમતની સ્થળ સીમ માંહેના કોઈ તુરંગમાં કેદ રાખેલા સખ્સની શાહેદી તે ફોજદારી કોર્ટમાં કોઈ મુકદમો ચાલુ હોય તે મુકદમામાં જરૂરની છે એવું તે કોર્ટની નજરમાં આવશે અથવા તે સખ્સની ઉપર ફરિયાદ થઈ હશે અથવા ફરિયાદ ચાલુ હશે અને તે ફોજદારી કોર્ટને યોગ્ય જણાશે તો તે કોર્ટ આ આકટને જોડેલાં એ અથવા બી પરિશિષ્ટના નમુના મુજબ પ્રસંગ પ્રમાણે હુકમ જે અમલદારના હવાલામાં તુરંગ હોય તે અમલદારનાં નામનો લખ્યો મોકલવાને મુખત્યાર છે.

એજ આકટની કલમ ૬—જે સખ્સને હાજર થવાનો આ આકટમાં પાછળ કહ્યા પ્રમાણે હુકમ કર્યો હોય તે સખ્સ હુકમ કરનારી કોર્ટ અથવા હુકમ ઉપર મખલાસી કરનારી કોર્ટ જે ડિસ્ત્રિકટમાં હોય તે ડિસ્ત્રિકટ શિવાય બીજી ડિસ્ત્રિકટમાં કેદ હોય ત્યારે તે હુકમ જે કોરટે કર્યો હોય તે કોર્ટે અથવા તે હુકમ ઉપર જે કોર્ટે મખલાસી કરી હોય તે કોરટે તે હુકમ તે સખ્સ જે ડિસ્ત્રિકટમાં અથવા ડિસ્ત્રિકટના જે ભાગમાં કેદ હોય તે ડિસ્ત્રીકટના અથવા ડિસ્ત્રીકટના તે ભાગના માજીસ્ત્રેટની ઉપર મોકલવો એટલે તે તે હુકમ જે તુરંગમાં તે સખ્સ કેદ હશે તે તુરંગ જે અમલદારના હવાલામાં હશે તે અમલદારને પોહોંચાડાવશે.

એજ આકટ કલમ ૭—કલકત્તા, મદ્રાસ, અને મુંબાઇની ઈનસાફની હાઇકોર્ટની અસલ દિવાની ફરિયાદ લેવાની મામુલ હકુમતની સ્થળ સીમ માંહેના તુરંગમાં કોઈ સખ્સ કેદ હોય, અથવા હાઇકોર્ટના તાબા માંહેની જે કોર્ટમાં તેની સાહેદીની જરૂર હોય તે કોર્ટ જે ઠેકાણે

ભરાતી હોય તે ઠેકાણેથી સો માઈલ કરતાં વધારે આઘેના તુરંગમાં તે કેદ હોય ત્યારે જે કોર્ટમાં તેની સાહેદીની જરૂર હોય તે કોર્ટમાં સદરહુ પ્રમાણે શાહેદી પુરવા સારૂ તેને આ આકટ પ્રમાણે લાવવો યોગ્ય છે એવું તે કોર્ટના જડજની અથવા પ્રમુખ અમલદારની નજરમાં આવે અને જે હાઇકોર્ટના તાબામાં તે કોર્ટ હોય તે હાઇકોર્ટ-ની અપીલ લેવાની હકુમતની સ્થળ સીમમાં તે તુરંગ હોય તો તે જડજ અથવા પ્રમુખ અમલદારે તેજ હાઈ કોર્ટને લખેલી દરખાસ્ત કરવી, અને તે હાઇકોર્ટની નજ-રમાં આવશે તો સદરહુ તુરંગ જે અમલદારના હવાલામાં હશે તે અમલદારનાં નામનો સદરહુ અ. પરિશિષ્ટના નમુના પ્રમાણે હુકમ કરવાને તે હાઈ કોર્ટ મુખત્યાર છે.

હુકમ કરનારી હાઇકોર્ટે તે હુકમમાં જે સખસનું નામ લખ્યું હોય તે સખસ, જે ડિસ્ત્રિકટમાં કીંવા ડિસ્ત્રિકટના જે ભાગમાં કેદ હોય તે ડિસ્ત્રિકટના કીંવા ડિસ્ત્રિકટના તે ભાગમાંના માજીસ્ત્રેટ પાસે મોકલવો અને તે માજીસ્ત્રેટે તે હુકમ સદરહુ પ્રકારનો માણસ જે તુરંગમાં કેદ હોય તે તુરંગ સ્વાધીનમાં રાખનારે અમલદારને આપવો.

આ કલમની અને ૩ જી અને ૪ થી કલમના કારણ માટે બ્રિટિશ બરમાના ચીફ કમિશનર હાઇકોરટછે એમ સમજવું સને ૧૮૬૩ ના ૨૧ મા આકટ પ્રમાણે નીમેલી રેકાર્ડર કોર્ટ સદરહુ ચીફ કમિશનરના તાબામાની કોર્ટછે એમ સમજવું અને બ્રિટિશ બરમામાંની પ્રત્યેક તુરંગ સદરહુ ચીફ કમિશનરને અપીલ લેવાની હકુમતની સ્થળ સીમમાંની તુરંગ છે એમ સમજવું.

---

**સરકાર વિરૂદ્ધ જેઠા ગણેશ તથા બીજા ૨૩**

તા. ૧૧ સપટેમ્બર ૧૮૭૨

કોઈ ફોજદારી કામની ચોકસી ખુદ માજીસ્ત્રેટ કરતો હતો તે દરમિયાન કોર્ટની બાહાર તા. તોહોમતવાળાની

ગેરહાજરીમાં કેટલાએક શાહેદોની જુબાનીઓ પ્રતિજ્ઞા ઉપર લીધી તે એવા નિશ્ચય વિચારથી કે જો તેઓ આગળ આપેલી જુબાનીથી પછવાડેથી ખુલ્લી કોર્ટમાં ફરી જાય તો તેઓના ઉપર ફોજદારી કામ ચલાવવું.

આ કામમાં ઠરાવ્યું કે માજીસ્ત્રેટે જે કામ ચલાવ્યું તે ગેરસારસ્તેછે.

---

## સરકાર વિરૂદ્ધ ફકીરા ખંડ્યા વિગેરે

### તા. ૧૨ સપટેમ્બર ૧૮૭૨

જે ખાડી કોઈ મીઠા અગરમાંનો ભાગ નથી તે ખાડીના તળીયા યા જગામાંથી કોઈ સખસ પોતાનાજ ઉપયોગસારૂ મીઠું લઈ જાય તો તેના ઉપરથી પીનલકોડની અથવા સને ૧૮૫૦ ના આક્ટ ૩૧ અથવા સને ૧૮૩૭ ના આક્ટ ૨૭ મુજબ ગુન્હો બનતો નથી પણ સને ૧૮૩૭ ના આક્ટ ૨૭ની કલમ ૭ કે જે સને ૧૮૫૦ ના આક્ટ ૩૧ ની કલમ ૮ પ્રમાણે લાગુ પાડવામાં આવીછે તે કલમ પ્રમાણે જે મીઠું લઈજવામાં આવ્યુંછે તે મીઠું અટકાવી રાખવા યોગ્યછે.

---

સને ૧૮૩૭ના આક્ટ ૨૭ ની કા. ૭=સરકાર વિરૂદ્ધ માનસંગ ભાવસંગના કામનો ફેસલો પાને ૫૨ મે છે તે નિચે જુઓ.

સને ૧૮૫૦ ના આક્ટ ૩૧ ની કલમ ૮=દેસના જે કોઈ ભાગમાં મીઠું પાકેછે તેને સને ૧૮૩૭ ના ૨૭ મા કાયદાની કલમ ૭ લાગુછે.

---

## સરકાર વિરૂદ્ધ રડકયા બદરૂ

### તા. ૯ અકટોમ્બર ૧૮૭૨

તોહોમતવાળાને તેના સાથીએ નિશાની હોશા તોશીમાં અપમાન કર્યાથી તેણે તેને જમીન ઉપર નાખી દઈ તેના પડેલા શરીર ઉપર પોતાના પગોચાંપી એવાર દાબી

નાખ્યો. એ કૃત્યથી પડી ગયેલા આદમીનું વીસ દિવસમાં મરણ થયું. ઠરાવ્યું કે તોહોમતવાળાના એ કૃત્યથી પીનલકોડની કા. ૩૨૩ મુજબ શિક્ષા થઈ શકે એવો આપ ખુશીથી વ્યથા કરવાનો ગુન્હો બન્યો, કાંઈ કલમ ૩૦૪ અ મુજબ બન્યો નથી.

---

પી. કો. કા. ૩૨૩ સરકાર વિરૂદ્ધ ઉત્તમચંદ કપુરચંદનો ફેસલો પાને ૯૩ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૩૦૪ અ. સરકાર વિરૂદ્ધ બાવાજી બીન સંભાનો ફેસલો પાને ૧૯૯ છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ ગજાનન મહીપત**

તા. ૧૩ નવેમ્બર ૧૮૭૨

મુંબાઈના સને ૧૮૬૮ ના આકટ ૪ ની કલમ ૧૨ પ્રમાણે અરજ કરવામાં આવે તો કલેકટરને સનંદ કરી આપવાની જરૂર છે તે સનંદ લેવા સારૂ હાજર નહીં થયાના ગુન્હાની સાબીતી થઈ શિક્ષા થઈ. સને ૧૮૬૫ ના મુંબાઈ આકટ ૧ ની કલમ ૧૦ તા. ૧૪ માં જે ઉદ્દેશ વિશે યોજના છે તે ઉદ્દેશમાંનો આ ઉદ્દેશ નથી. એવા સબબ ઉપરથી એ ગુન્હાની સાબિતી તથા સજા રદ કરવામાં આવી.

---

સને ૧૮૬૮ ના મુંબાઈ આકટ ૪ ની કા. ૧૨—જે અધિકાર આ આકટ પ્રમાણે ચલાવવાને કલેકટર મુખત્યાર છે તે માંહેનો હરકોઈ અધિકાર અથવા તે સઘળો અધિકાર હરકોઈ આસીસ્ટંટ કલેકટરને અથવા ડેપ્યુટી કલેકટરને અથવા જે સર્વે આફિસરનો દરજ્જો સર્વેના સબ આસીસ્ટંટ સુપ્રીનટેનડેંટના દરજ્જા કરતાં નીચો નહીં હોય તે સર્વે આફીસરને આપવાનો અખ્તાર કલેકટરને છે; પણ લખીને આપવો. એ પ્રમાણે જે અમલદારને અધિકાર મળ્યો હોય તે અમલદારે મુખ-

ઈના સન ૧૮૬૩ ના ૨ જા અને ૭ મા આકટ પ્રમાણે કલેકટરનો સઘળો અધિકાર આ આકટની ૭ મી કલમનાં કારઅનુસાર ચલાવવો પણ તેણે જે કામે ચલાવ્યાં હશે તે સઘળાં કામો કલેકટર પોતાની જાતે તપાસી શકશે. કલેકટરે અથવા સદરહુ પ્રમાણે જે આસિસ્ટંટ કલેકટરને અથવા ડેપ્યુટી કલેકટને અધિકાર આપ્યો હોય તે આસીસ્ટંટ કલેકટરે અથવા ડેપ્યુટી કલેકટરે આ આકટ પ્રમાણે ચોકશી કરવા સારૂ મુંબાઈના સને ૧૮૬૫ ના ૧ લા આકટ પ્રમાણે સર્વે આફિસરનો અધિકાર ચલાવવો.

મુંબાઈના સને ૧૮૬૫ ના ૧ ની કા. ૧૦. જનરલ નોટિસ અથવા સમન આપીને જમીનના ધણીને અથવા ખાતાદારને પોતાની જાતે અથવા જેને બરાબર રીતે કહી મુકયુ હોય અને જરૂરીના સઘળા સવાલોના જવાબ દઈ શકે એવા કાયદાસર મુખત્યારની મારફતે હાજર થવાનું ફરમાવવાનો અધિકાર અને તાલુકાના તથા ગામનાં જે અધિકારીઓને પોતાના હુદ્દાના સબબથી પોત પોતાનાં થાણાંમાં કાયદા તથા રિવાજ પ્રમાણે ચાકરી કરવી પડેછે તેઓને હાજર થવાનું ફરમાવવાનો અધિકાર અને રેવેન્યુ સર્વેના કામમાં તેઓની લાયકિ પ્રમાણે મદત તથા ચાકરી કરવાનું ફરમાવવાનો અધિકાર સુપ્રીન્ટેન્ડન્ટને અથવા તેણે જે અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદારને છે.

એજ આકટ કલમ ૧૪ રકમ ૧ લી સરેકાર વિરૂદ્ધ માણેકરામ સુરજરામનો ફેસલો પાને ૧૧૭ છે તે નિચે જુઓ. અને એજ આકટની કા. ૧૪ ની રકમ ૨. ખેતરની હદ વિશે તકરાર નહીં હોય અને તે બરાબર છે એવું ગામના અધિકારી હાજર હોય તેઓ જાહેર કરે તો, જે પ્રમાણે હદ દેખાડી હોય તે પ્રમાણે ઠરાવવાનો અધિકાર છે. પણ ખેતરની હદ વિશે તકરાર હોય તો સર્વે આફીસરે ગામના હિસાબ પ્રમાણે હદ ઠરાવવી. અને હિસાબ નહીં

હોય તો ગામના અધિકારીઓને તથા પાસેની જમીન ખેડનારને પુછવાથી અથવા બીજા પુરાવા ઉપરથી ખો-ળવટો ઠરે તે પ્રમાણે હદ ઠરાવવી.

રકમ ૩ જી. ઉપરની રકમો પ્રમાણે હદનો ઠરાવ કર્યા હશે તે ઉપર અપીલ લેવી નહીં પણ બાંણ બાંધ્યાની તારીખથી ૬ મહિનાની અંદર રીતી પ્રમાણે અપીલ કરેતો લેવી.

રકમ ૪ થી. પણ રેવીન્યુ સર્વેના (એટલે જરીફના) નવા ઠરાવેલા દર ચાલુ કર્યા પછી એક વરશમાં યોગ્ય કારણ દેખાડશે તો હરકોઈ હદમાં ફેરફાર કરવાને સરવે સુપ્રી-ટેંડેંટ મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, જમીન ઉપર મારો હકછે એ રીતે કોઈ માણસ દાવો કરતો હોય તે માણસનો આ કલમ પ્રમાણે હદનો ઠરાવ કર્યા નહી હોય તો કબજો તુટ્યા બાબત કાયદાસર ઈલાજ ચાલતે તે ઉપાય કરવાને આ કલમ પ્રમાણે હદ ઠર્યાના સબબથી હરકત થાયછે એવું સમજવું નહી.

---

### સરકાર વિરૂદ્ધ શેખહુસેન વલદ સદરૂદીન
તા. ૧૩ નવેમ્બર ૧૮૭૨

જે કોરટની આપેલી શિક્ષા વિશે ફરીથી તજવીજ થવા સારૂ માર્ગ છે એવી કોરટ કેદની શિક્ષાના વધારામાં ફટકા મારવાની સજા કરે તો તે સજા થાય તે તારીખથી પંદર દિવસ થયા બાદ તુરતજ અમલમાં લાવવી જોઈયે, યા એ મુદતમાં અપીલ કરવામાં આવે તો શિક્ષા મંજુર રાખવા બાબતનો અપેલેટ કોરટથી હુકમ પંદર દિવસમાં નહીં આવી પહોંચે તો તે હુકમ આવેથી તુરતજ અમ-લમાં લાવવી જોઈયે શિક્ષાના ઠરાવમાં કેદની મુદત પુરી થયેથી ફટકા બાંધી મારવા સારૂ ફરમાવવું એ ગેરકા-યદેસર છે.

---

## સને ૧૮૭૩

## સરકાર વિરૂદ્ધ અલી માત્યા

### તા. ૨૭ ફેબ્રુઆરી ૧૮૭૩

ક્રી પ્રો. કો. કા. ૩૦૯ રકમ ૩થી પીનલકોડની કા. ૬૫ પ્રમાણે ચાલવાની ફરજ દુર થતી નથી એકલા દંડની શિક્ષા કરી હોય ત્યારે તે દંડ નહીં આપે તો જેટલી કેદની શિક્ષા કરવાનો માજીસ્ત્રેટને અધિકાર હોયછે તેટલી કેદની શિક્ષા તે ઠરાવે એટલોજ તેમાં ઠરાવછે (પણ તે મુદત પીનલકોડની કા. ૬૫ માં ઠરાવેલી છે તે કરતાં કદીજ વધારે નહી હોવી જોઇયે) પણ કેદની તા. દંડની શિક્ષા કરી હોય ત્યારે દંડ નહીં આપેથી જે કેદની મુદત ઠરાવવાનો માજીસ્ત્રેટને અધિકાર છે તે મુદતના ચતુર્થાંશ કરતાં તે વધારે નહી હોવી જોઇયે.

---

ક્રી પ્રો. કો. કા. ૩૦૯ રકમ ૩:—કોઈ સખસને એકલા દંડનીજ શિક્ષા કરી હોય ત્યારે દંડ ન આપે તો કેદની શિક્ષા ઠરાવવી તે, કાયદામાં કહી હોય તેટલી ઠરાવવાને માજીસ્ત્રેટ મુખ્તારછે. પણ આ આકટ પ્રમાણે તે માજીસ્ત્રેટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર હોય તેટલી મુદત કરતાં તે કેદની મુદત વધારે ઠરાવવી નહીં.

પીનલકોડ કલમ ૬૫ અગર કોઈ ગુન્હાને માટે કેદ તથા દંડ એ બંને શિક્ષા થઈ શકતી હોય, તો તે ગુન્હો કરનાર દંડ ન આપે તો તેને આટલી મુદત સુધી કેદ કરવો એ પ્રમાણે જે કોરટ ફરમાવે તેણે તે મુદત, તે ગુન્હાને માટે ઠરાવેલી ઘણામાંઘણી કેદની જે મુદતહોય તેના ચતુરથાંશ કરતાં વધારે ઠરાવવી નહીં.

---

નાસીકના માજીસ્ત્રેટના રેફેરેન્સના ૯૩૯ સને ૧૮૬૩
તા. ૧૨ મારચ ૧૮૭૩ના પત્રથી મેંબરનો ઠરાવ
તા. ૪ એપ્રીલ ૧૮૭૩

કાગની ફેબલ ગુન્હા વિશે માજીસ્ત્રેટોની તરફ ફરીયાદીની અરજીઓ કરવામાં આવેછે તેઓને સારૂ સ્ટાંપની જરૂર નથી.

---

## સરકાર વિરૂદ્ધ મહમદ ઇસ્માએલ વિગેરે

તા. ૧૭ એપ્રીલ ૧૮૭૩

સને ૧૮૬૨ના મુંબાઈ આકટ ૫ પ્રમાણે જે ચોકશીને સારૂ મામલતદારની રૂબરૂ સબસોએ હાજર રેહેવું તે વીશે તેમાં કાંઈ ઠરાવ નથી સબબ મામલતદારે તે આકટ પ્રમાણે કરેલા સમન્સ મુજબ હાજર ન રેહેવાના સબબથી થયેલા તોહોમતની સાબિતી ગેરકાયદેસીર છે.

ઇનસાફકરનાર માજીસ્ત્રેટની કોરટનોજ આ કામમાં તિરસ્કાર થયેલોછે ત્યારે તેને અધિકાર નથી આ સબબથી ક્રી. પ્રો. કો. કા. ૪૭૩ પ્રમાણે તે તોહોમતની સાબિતી ગેરકાયદેસર છે એમ પણ આ કામમાં ઠેરવવામાં આવ્યુંછે.

---

મુંબાઇના સને ૧૮૬૨ ના આકટ ૫ એ ભાગીદારી તા. નરવાનો વહીવટ કાયમ રાખવા બાબતનો છે.

ક્રી. પ્રો. કો. કા. ૪૭૩ સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગના ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ આણાજી કૃષ્ણા

તા. ૨૪ એપ્રીલ ૧૮૭૩

એક સેકંદકલાસ માજીસ્ત્રેટે તોહોમતવાળાને ૬ મહિના સખત મજુરી તથા બસેં રૂા. દંડ અને તે નહી આપે તો એક મહિનો વધારે સખત મજુરી એવી શિક્ષા કરી પીનલકોડના બાબ ૧૨ યા ૧૭ પ્રમાણે તે સખસ ઉપર પેહેલાં શિક્ષિણીય ગુન્હા કેટલીએક વખત સાબિત થયા

કે એ વાત ધ્યાનમાં લઈ (કલમ ૭૫) જીલ્લા માજીસ્ત્રેટે તે મુકદ્દમો એવા સબબથી સલાહ સારૂ મોકલી દીધો કે તે સખ્સને હમેશ ગુન્હો કરવાની ટેવ છે માટે તેનો ઇનસાફ કરવાનો મજકુર સેકંડકલાસ માજીસ્ત્રેટને અધિકાર નથી. (ક્રી. પ્રો. કો. કા. ૩૧૫)

પેસ્તરના ગુન્હાની સાબીતીથી ક્રી. પ્રો. કો. કા. ૩૧૫ પ્રમાણે મજકુર સખ્સ વિષે તપાસ થવી યોગ્ય છે એવો તે જીલ્લામાજીસ્ત્રેટનો અભિપ્રાય છે તેની સાથે હાઇકોર્ટ મળતી છે તો એ પણ ઇનસાફ કરનાર માજીસ્ત્રેટને કલમ ૩૧૫ ઉપરથી નજર ચલાવવા વિષે અધિકાર આપવામાં આવેલો છે તે જોતાં મજકુર સેકંડકલાસ માજીસ્ત્રેટને અધિકાર નથી એમ આ કોરટ કહી શકતી નથી એવું ઠેરવવામાં આવ્યું અને તેજ કારણસર નવો ઇનસાફ કરવા સારૂ આ કોરટથી હુકમ કરી શકાતો નથી.

કોરટે એમ ઠેરવ્યું કે પેહેલા ગુન્હાની સાબિતી મજકુર કાયદાની કા. ૪૩૯ મુજબ ચારજમાં દાખલ કીધેલી નથી માટે શિક્ષા વધારવામાં તેઓનો ઉપયોગ કરી શકાતો નથી.

---

પીનલકોડ કા. ૭૫ સરકાર વિરૂદ્ધ વિઠ્ઠીયા વલદ શુભાનાના કામનો ફેસલો પાને ૧૭૯ છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૩૯ સરકાર વિરૂદ્ધ રખમા અને બીજાનો ફેસલો પાને ૬૧ છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૩૧૫ હિંદુસ્થાનના ફોજદારી કાયદાના ૧૨ મા અથવા ૧૭ મા બાબ પ્રમાણે જે ગુન્હા બાબત ત્રણ વર્ષની અથવા તે કરતાં વતી મુદતની કેદની શિક્ષા થઇ શકે તેવો કાંઈ ગુન્હો જે કોઈ સખ્સની ઉપર ઠર્યો હોય તે સખ્સની ઉપર એ બેઉ બાબોમાંના કોઈ બાબ પ્રમાણે જે ગુન્હા બાબત ત્રણ વર્ષની અથવા તે કરતાં વતી મુદતની કેદની શિક્ષા થઈ શકે તેવા કાંઈ ગુન્હાનું પાછુ તોહોમત આવ્યું હોય, અને તે સખ્સને હમેસાં ગુન્હો કરવાની ટેવછે એવું માજીસ્ત્રેટની નજરમાં

આવે તો તેનો ઇનસાફ થવા સારૂ તેને ઘણું કરીને સેશન કોર્ટમાં કમિટ કરવો.

પણ એવું ઠરાવ્યું છે કે જે ડિસ્ત્રિકટમાં ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટને ૩૬મી કલમ પ્રમાણે અધિકાર આપ્યો હોય તે ડિસ્ત્રિકટમાં તોહોમતવાળા સખસોનો ઇનસાફ થવા સારૂ તેઓને ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટની પાસે મોકલી દેવા.

---

## સરકાર વિરૂદ્ધ ગોપાળ ભીકાજી

તા. ૨૪ એપ્રીલ ૧૮૭૩

કોઈ એક સખસે પોલીસને અરજી કરી તે અરજીમાં એવી ખોટી હકીકત લખી કે કોઈ બીજા સખસે અપરાધ કર્યોછે એવો પોતાને શક છે માટે ચોકશી કરવી તે અરજી ઉપરથી પીનલકોડની કલમ ૨૧૧ ના અર્થ મુજબ તે સખસ ઉપર ફોજદારીમાં કામ ચલાવ્યું તેમ થતું નથી. સરકારી નોકરને પોતાનો કાયદેસર અખત્યાર અમલમાં અણાવીને બીજા સખસને નુકશાન કરવાના ઇરાદાથી ખોટી ખબર આપ્યાનું તોહોમત મજકુર કાયદાની કા. ૧૮૨ પ્રમાણે તે અરજદાર ઉપર મુકવું જોઇયે.

---

પી. કો. કા. ૨૧૧ જો કોઈ માણસ કોઈ સખસને નુકશાન કરવાના ઇરાદેથી તે સખસની ઉપર કાંઈ ફોજદારી કરે અથવા કરાવે, અથવા કોઈ સખસની ઉપર કોઈ ગુન્હો કર્યાનું ખોટું તોહોમત મુકે, અને તે એવું જાણીને કે તે સખસની ઉપર તે ફોજદારી કરવા અથવા તે તોહોમત મુકવાનું કાંઈ બાજબી અથવા કાયદા મુજબ કારણ નથી. તો તે માણસને બે વર્ષની મુદત સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. અને અગર તે ફોજદારી કરે તે એવા કોઈ ગુન્હાનાં ખોટાં તોહોમતપરથી કરે કે તે ગુન્હાને માટે મોતની અથવા જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને સાત વર્ષની

મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

એજ આકટની કા. ૧૮૨ કોઈ સરકારી નોકરથી પોતાના સરકારી હોદાનો કાયદેસર અખ્તિયાર વાપરતાં કોઈ સખસને નુકશાન અથવા દુઃખ થાય, અથવા સાચેસાચી હકીકત તે સરકારી નોકરના જાણ્યામાં આવી હોય તો જે વસ્તુ કરવામાં તેણે કસુર કરવી ન જોઇએ તે વસ્તુ તે કરે, અથવા તે કરવામાં તે કસુર કરે, એવા ઇરાદાથી અથવા તે એમ કરશે એવો સંભવ છે એવું જાણ્યા છતાં જે માણસ તે સરકારી નોકરને પોતે જે ખબરને ખોટી જાણતો હોય અથવા ખોટી માનતો હોય એવી કાંઈ ખબર આપે, તે માણસને છ મહિનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

નાસીક તથા રતનાગીરીના માજીસ્ત્રેટના રેફરન્સ ઉપરથી ચેમ્બરમાં થયેલો ઠરાવ.

તા. ૨૫ એપ્રીલ તથા ૧૨ જુન સન ૧૮૭૩

ક્રી. પ્રો. કો. કા. ૨૭૬ અને ૪૬૪ એ તદન જુદી જુદી છે તોહોમતવાળાને જે ઠરાવ લાગુ હશે તે ઠરાવની તેની સ્વભાષામાં નકલ બાબત કા. ૪૬૪ છે અને તે નકલ તે સખસને તેની અરજી શીવાય આપવીજ જોઇયે પણ કા. ૨૭૬ એ નકલ કરવા સારૂ તેણે કીધેલી અરજી ઉપરથી જેને નકલ અપાય તેને લાગુ પડે છે.

સબબ કા. ૪૬૪ એ સર્વ કોર્ટને લાગુ છે અને તે પ્રમાણે તોહોમતવાળાને પોતાની સ્વભાષામાં નકલ કાંઈ પણ સરત શિવાય માગવાનો હક છે અને કા. ૨૭૬માં જે સરતો લખી છે તે પ્રમાણે જે ભાષામાં તે (ઠરાવ) લખ્યો હશે તેની પણ નકલ તેને માગવાનો હક છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૬૪ સરકાર વિરૂદ્ધ ઉતમચંદ કપુરચંદનો ફેસલો પાને ૯૩ મે છે તે નિચે જુઓ.

એજ આકટની કા. ૨૭૬ કોઈ ફોજદારી કોરટે ફેસલો અથવા બીજો હુકમ કર્યો હોય તેની નકલ અને જે મુકદમાનો ઈનસાફ જ્યુરીથી કર્યો હોય તે મુકદમામાં જડજે જ્યુરીને વ્યાખ્યાન કરીને કહી સંભળાવ્યું હોય તે વ્યાખ્યાનની નકલ, તે ફેસલો અથવા બીજો હુકમ જે માણસને લાગુ હોય તે માણસ અરજી કરે એટલે ઢીલ કર્યા વગર તેને આપવી.

તે નકલ જે માણસ માગે તે તુરંગમાં નહી હોય અથવા કાંઈ વિશેષ કારણથી તે નકલ મફત આપવી યોગ્ય નથી એવું કોર્ટની નજરમાં આવશે તો તેને તે નકલ કરવાનો ખરચ આપવો પડશે.

---

## સરકાર વિરૂદ્ધ સંગાપા સંકોપા

તા. ૨૧ મે સને ૧૮૭૩

કાગ્નીઝેબલ નહીં એવા ગુન્હા વિશેની ફરિયાદી ઉપરથી વારંટ કાડ્યા વગર પોલીસે ગેરકાયદેસર રીતે તોહોમતવાળાને પકડ્યાના કારણથીજ માજીસ્ત્રેટ તેને છોડી મુકે તો તે વાજબી નથી. મુકદમાનો નિકાલ કરતી વખતે તે તોહોમતવાળા વિરૂદ્ધનો પુરાવો તે લે ત્યાં સુધી તેનાથી છોડી મુકવાનો હુકમ કરાય નહીં (ક્રી. પ્રો. કો કા. ૨૧૫)

---

ક્રી. પ્રો. કો. કા. ૨૧૫ ફરિયાદ કરનારની અને ફરિયાદ કરનારની તરફના શાહેદોની શાહેદી, અને પોતાને જરૂર દેખાય તેવી તોહોમતવાળાની જબાની લીધા પછી માજીસ્ત્રેટની નજરમાં આવશે કે તોહોતવાળા સખસની ઉપર કાંઈ ગુન્હો સાબિત થતો નથી, તો માજીસ્ત્રેટે તેને છોડી દેવો.

ખુલાસો ૧ લો. ગુન્હો કાયદાસર રીતે માંહોમાંહે માંડી વળાતો નહીં હોય અને ગુન્હો સાબિત થાય તેવો બીજો

બરાબર પુરાવો દેખાય તો ફરિયાદ કરનાર ગેરહાજર છે તે વાત ગુન્હેગારને છોડી મુકવાના પાક્કા સબબ છે એવું સમજવું નહીં.

ખુલાસો ૨ જો. છોડી મુકવાની વાત, ગુન્હો સાબિત નહીં થયાથી છોડી મુકવાના સમાન નથી; અને છોડી મુકવાના સબબથી તેજ ગુન્હા બાબત પાછું ફરીથી ફરિયાદનું કામ ચાલવાને હરકત છે એવું સમજવું નહીં.

ખુલાસો ૩ જો. ફરિયાદ કરનારની તરફના શાહેદોનાં નામો લખી આપ્યાં હોય તેઓની શાહેદી લીધા વગર છોડી મુકવાનો હુકમ થઈ શકશે નહીં.

---

## સરકાર વિરૂદ્ધ પીરખા જમા વિગેરે

તા. ૨૧ મે સને ૧૮૭૩

અધિકારવાળા માજીસ્ત્રેટે તહોમતવાળાને અયોગ્યરીતે ગુન્હામાંથી મુકત કીધો હોય તેવા કામમાં હાઇકોર્ટ પોતાનો ફરી તપાસનો અધિકાર ચલાવી હાથ ઘાલશે નહીં અને નવા ચાર્જ ઉપરથી ફરી ઇનસાફ કરવા વિશે હુકમ કરશે નહીં (ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ તા. ૪૬૦) એવા કામમાં ક્રી. પ્રો. કો. કા. ૨૭૨ પ્રમાણે અપિલ કરવાનું સ્થાનીક સરકારે ફરમાવવું એ યોગ્ય ઇલાજ દેખાયછે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફ-બાબેગના ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૭૨ સરકાર વિરૂદ્ધ રખમા અને બીજાઓનો ફેસલો પાને ૬૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૬૦ જે સખસની ઉપર એકવાર કોઈ ગુન્હા બાબત ઇનસાફનું કામ ચાલીને તે ગુન્હો સાબિત થયો હોય અથવા તે છુટી ગયો હોય તે સખસ તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ અગર છુટી ગયાનો ઠરાવ અમલમાં હશે ત્યાં સુધી તેની તેજ વાત ઉપરથી તે અગાઉના અપરાધ બાબત અથવા હેઠળ લખેલા અ-

પરાધ બાબત ફરીથી ઈનસાફને લાયક થશે નહીં એટલે જે તોહોમત તેની ઉપર અગાઉ મુકયુ હતું તેથી જુદુજ તોહોમત બીજા કાંઈ ગુન્હા બાબત ૪૫૫ મી કલમ મુજબ મુકી શકાતે અથવા જે ગુન્હા બાબત તેની ઉપર ૪૫૬ મી કલમ મુજબ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરી શકાતે તે ગુન્હા બાબત તે ફરીથી ઈનસાફને લાયક થશે નહીં.

કોઈ સખસ ઉપર કોઈ ગુન્હો સાબિત થયો હશે અથવા તે છુટી ગયો હશે તે સખસનો અગાઉ ઈનસાફ થયા તે વખતે ૪૫૪ મી કલમના ૧ લા પારેગ્રાફ મુજબ તેની ઉપર જે ગુન્હા બાબત જુદુ તોહોમત મુકી શકાતે તે ગુન્હા બાબત તેનો પછી ઈનસાફ કરવાનો અખ્તિયાર છે.

કોઈ સખસના ઉપર હેઠળ લખેલા પ્રકારનો કાંઈ ગુન્હો સાબિત થયાનો અથવા તે ગુન્હો તેણે કર્યો નથી એવો ઠરાવ થયો હશે તે ગુન્હાથી જુદોજ ગુન્હો, જે કાંઈ કામનું પરિણામ થયું તે પરિણામ તથા તે કામ મળીને થયો હશે તે કામ બાબતનો ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હશે અથવા ગુન્હો કર્યો નથી એવો ઠરાવ થયો હશે તે સખસના તે બીજા ગુન્હા બાબત પછી ઈનસાફ કરવાનો અખ્તિયાર હેઠળ લખેલે પ્રસંગે છે એટલે તેણે ગુન્હો કર્યો નથી એવો ઠરાવ થયો તે વખતે અથવા તેના ઉપર ગુન્હો સાબિત થવાનો ઠરાવ જે વખતે થયો તે વખતે ઉપર લખેલું પરીણામ થયું નહતું અથવા થયુંછે એવી કોઈને ખબર નહોતી એવે પ્રસંગે પછી ઈનસાફ કરવાનો અખ્તિયાર છે.

કોઈ પણ વાતો બાબત કોઈ સખસે કાંઈ ગુન્હો કર્યો નથી અથવા તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ થયા હોય તે સખસ ઉપર તેવો ઠરાવ થયો હોય તોય પણ તેની તેજ વાત બાબત તેણે બીજો કાંઈ ગુન્હો કર્યો હશે તે બીજા ગુન્હા બાબત પછી તેની ઉપર તોહોમત

મુકીને તેનો ઇનસાફ કરવાનો અખ્તિયાર હેઠલ લખેલે પ્રસંગે છે એટલે જે કોરટે તેના પ્રથમ ઇનસાફ કર્યો તે કોર્ટને તેની ઉપર જે ગુન્હાનું તોહોમત મુક્યું હતું તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર નહતો એવું હશે તો અખ્તિયાર છે.

---

### સરકાર વિરૂદ્ધ મથુર લાલદાસ વિગેરે

તા. ૫ જુન ૧૮૭૩

ક્રી. પ્રો. કો. કા. ૨૭૮ પ્રમાણે અપીલ નાકબુલ કરતી વખતે સજા વધારવાનો શેશન જડજને અખ્તિયાર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૭૮ અપીલ કરનાર સખસ અથવા તેનો કૌન્સેલ અથવા તેણે જેને અખત્યાર આપ્યો હોય તે મુખ્તિયાર હાજર થવા સારૂ અપીલ કોરટે યોગ્ય મુદત ઠરાવવી, અને તે અપીલની અરજી તથા જે ફેસલા અથવા હુકમ ઉપર અપીલ કરી હોય તે ફેસલાની અથવા હુકમની નકલ વાંચી જોતાં, તથા અપીલ કરનાર અથવા તેનો કૌન્સેલ અથવા અખત્યાર પામેલો મુખ્તિયાર હાજર હોય તો તેની વાત સાંભળ્યા પછી, અપીલ કોર્ટના વિચારમાં એમ આવે કે તે ફેસલાનાં ખરાપણાં વિશે તકરાર કરવાનું કાંઈ પાકુ કારણ નથી અથવા જે શિક્ષાના ઠરાવ કે હુકમ ઉપર અપીલ કરી છે તે ઠરાવ અથવા હુકમમાં હાથ ઘાલવાનું કાંઈ પાકુ કારણ નથી, તો તે અપીલની અરજી નામંજુર કરવાને તે અપીલ કોર્ટ મુખ્તિયાર છે. પણ નામંજુર કરતી વખતે શિક્ષા વધારવી નહીં.

અપીલ નામંજુર કરતા પહેલાં તે કોર્ટ નિચલી કોર્ટનું કામ અથવા તેનો કાંઈ ભાગ મંગાવી તે વાંચી જોવાને મુખ્તિયાર છે, પણ તેમ કરવાની તેની ફરજ નથી.

---

### સરકાર વિરૂદ્ધ ગુમાન પરથામ

તા. ૧૨ જુન સન ૧૮૭૩

અમુક રોજે અમુક વેળાએ હાજર રહેવા વિશે કોરટે

શાક્ષીદારને આપેલો મોહોડાનો હુકમ એવા છે કે તે નહી માનવો એ પીનલકોડની કા. ૧૭૪ પ્રમાણે શીક્ષા થવા જોગ છે.

---

પીનલકોડ કા. ૧૭૪ જે સરકારી નોકરને પોતાના સરકારી હોદાના જોરથી સમન, નોટીસ, હુકમ, અથવા જાહેરખબર આવવાનો કાયદા મુજબ અખ્તિયાર હોય, એવા કોઈ સરકારી નોકરે કરેલા શમન, નોટીસ, હુકમ, અથવા જાહેરખબર મુજબ ફલાણે ઠેકાણે તથા ફલાણી વખતે જાતે અથવા મુખ્તિયારની મારફતે હાજર થવાની જે માણસની કાયદા મુજબ ફરજ હોય તે માણસ અગર ઈરાદાથી તે ઠેકાણે અથવા તે વખતે હાજર થવામાં કસુર કરે, અથવા જે ઠેકાણે હાજર થવાની ફરજ હોય તે ઠેકાણેથી જવાની કાયદેસર વખત થતા પેહેલાં, ત્યાંથી જાય, તે માણસને એક મહિનાની મુદત સુધીની આશાન કેદની, અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અથવા અગર તે સમન, નોટીસ, હુકમ, કે જાહેરખબર જાતે અથવા મુખ્તારની મારફતે કોઈ ઈનસાફની કોરટમાં હાજર થવા બાબતની હોએ તો, તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એકહજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

### સરકાર વિરૂદ્ધ રામા ઝીલુ

તા. ૧૯ જુન ૧૮૭૩

નાણું એ કાંઈ જુગાર રમવાનું હથીયાર એટલે તે કામને સારૂ કલ્પનાથી અથવા યોજનાથી કરેલું સાધન નથી.

---

### સરકાર વિરૂદ્ધ સુરાજી મોહન

તા. ૧૦ જુલાઈ ૧૮૭૩

એકાદ ગુન્હા વિશે ખબર આપવાની કાયદાથી જેને

ફરજ નથી એવા કોઈ સખસ કાંઈ ગુન્હો કરવામાં આ-વ્યા બાબત પોલીસને ખોટી ખબર આપે પણ ફલાણા સખસનું નુકશાન કરવું અગર તેને દુઃખ આપવું એવો તેનો ઇરાદો નહીં હશે તો એવી બાબતમા પીનલકોડની કલમ ૧૭૭ અગર ૧૮૨ એમાંથી એક પણ કલમ મુજબ તેણે કાંઈ ગુન્હો કીધો નથી.

---

પી. કો. કા. ૧૮૨ શરકાર વિરૂધ્ધ ગોપાળ ભોંકાજીનો ફેસલો પાને ૨૧૨ છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૭૭ સરકારી હોદાના જોરથી કોઈ સર-કારી નોકરને કાંઈ બાબત સબંધી કાંઈ ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં તે બાબત સબંધી જે ખબર પોતે ખોટીછે એમ જાણતો હોય, અથવા એમ માનવાનું પોતાને કારણ હોય, એવી કાંઈ ખબર ખરી ખબર દાખલ જે માણસ આપે તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે, અથવા અગર જે ખબર આપવાની તેની કાયદા મુજબ ફરજ હોય તે ખબર કાંઈ ગુન્હો થવા બાબતની હોય, અથવા કાંઈ ગુન્હો થતો અટકાવવાના કારણસર, અ-થવા કાંઈ ગુન્હેગારને પકડવા માટે આપવી જોઇતી હોય તો તે માણસને બે વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકા-રની કેદની અથવા દંડની અથવા એ બંનેના શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ સીધ્યા બીન સત્યા

તા. ૧૭ જુલાઈ ૧૮૭૩

પોતાના તાબામાંના એકાદ માજીસ્ત્રેટે ક્રી. પ્રો. કો. કા. ૨૧૫ મુજબ એકાદ તોહોમતવાળાને અયોગ્ય રીતે છોડી મુકયોછે એમ જીલ્લા માજીસ્ત્રેટની નજરમાં આવે ત્યારે તેણે કા. ૨૯૬ મુજબ પ્રોસીડીંગ હાઇકોર્ટ તરફ ન

મોકલતાં કલમ ૧૪૨ મુજબ તે મુકદ્દમો (ઇનસાફને સારૂ) લઈ જરૂર હોય તો તે કલમ ૪૪ મુજબ ઇનસાફ થવા સારૂ મોકલવો એજ યોગ્ય માર્ગછે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૧૫ સરકાર વિરૂદ્ધ મંગાપાં સંક્રોપાનો ફેસલો પાને ૨૧૪ છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૧૪૨ ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટને અથવા ડિસ્ત્રિકટના ભાગના માજીસ્ત્રેટને અથવા ફરિયાદ લઇને સાંભળવાનો અધિકાર જે માજીસ્ત્રેટને યોગ્ય રીતે આપ્યો હોય તેને જે કામનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અધિકાર હોય તે કામમાં તેને ફલાણો ગુન્હો થયોછે એવો શક હોય તે ગુન્હા બાબત ફરિયાદ થયા વગર ચોકસી કરવાનો તેને અખ્તાર છે. અને ફલાણા સખ્સે સદરહુ ગુન્હો કર્યો છે, એવો પોતાને શક હોય તે સખ્સોને હાજર થવું પડે તેમ કરવા સારૂ આ આકટમાં આગળ કહેલી રીતે પ્રોસેસ કરવાનો અખ્તિયાર છે.

હિંદુસ્થાનના ફોજદારી કાયદાના ૧૯ મા અથવા ૨૦ મા અથવા ૨૧ મા બાબમાં કહેલા પ્રકારનો ગુન્હો હોય ત્યારે ફરિયાદ થયા વગર તે ગુન્હા બાબત ચોકસી કરવાનો અખ્તાર, અથવા કોઈ ચાલુ કાયદા પ્રમાણે મંજુરી લીધા વગર તેવા ગુન્હાની ફરિયાદ લેવાનો અથવા ફરિયાદ થયા વગર તેવા ગુન્હા બાબત ચોકસી કરવાનો અખ્તાર આ કલમ ઉપરથી અથવા ઉપરની છેલ્લી કલમ ઉપરથી માજીસ્ત્રેટને છે એવું સમજવું નહીં.

ક્રી. પ્રો. કો. કા. ૪૪. ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટે અથવા ડિસ્ત્રિકટના ભાગના કોઈ માજીસ્ત્રેટે જે ફોજદારી મુકદ્દમો શક ઉપરથી લીધો હોય અથવા ફરિયાદ થયા ઉપરથી અથવા પોલીસના રીપોર્ટ ઉપરથી પોતાની આગળ

આવ્યો હોય તેની ચોકશી અથવા ઈનસાફ પોતાના તાબામાંહેના હરકોઈ માજીસ્ત્રેટને આ કામમાં આગળ કહેલા ઠરાવ પ્રમાણે જેટલો અધિકાર આપ્યો હોય તેટલા અધિકાર સુધી તેની પાસે કરાવવા સારૂ તેની પાસે મોકલવાનો અખત્યાર ડિસ્ટ્રિકટના માજીસ્ત્રેટને અથવા ડિસ્ટ્રિકટના ભાગના માજીસ્ત્રેટને છે.

એ પ્રમાણે મુકદમો મોકલનારા માજીસ્ત્રેટની પાસે તે મુકદમો ફરિયાદ થયા ઉપરથી આવ્યો હોય તો તે મોકલ્યા પેહેલાં તે માજીસ્ત્રેટ, ફરિયાદ કરનારની આ આકટમાં કહ્યા પ્રમાણે જુબાની લેવાને મુખત્યાર છે, પણ તે પ્રમાણે જુબાની નહી લેતો જે માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવામાં આવે તેને ત્યાંજ તે ફરિયાદ થઈ હોય તે પ્રમાણે તેણે તે ફરિયાદનું કામ ચલાવવું.

મુકદમો મોકલવાનો હુકમ ચાલેલાં કામમાં દાખલ કરવો; અને પોલીશ અમલદારના રીપોર્ટ ઉપરથી મુકદમો આવ્યો હોય તો તે હુકમ તે રિપોર્ટ ઉપર લખવો, અને તોહોમતવાળા માણસને અથવા સાહેદોને હાજર કરવા બાબત જે પ્રોસેસો કરવામાં આવશે તે સઘળા પ્રોસેસોમાં જે માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલ્યો હોય તે માજીસ્ત્રેટને ત્યાં તેઓને હાજર થવાનું ફરમાવવું.

આ કલમના પેહેલા પેરેગ્રાફ પ્રમાણે (એટલે પેહેલા ભાગ પ્રમાણે) મુકદમો મોકલ્યો હોય તે મુકદમો મોકલનારા માજીસ્ત્રેટની નજરમાં આવશે તો પાછો પોતાની ફૈલ ઉપર લેવાનો તેને અખત્યાર છે; અને તે પ્રમાણે તે કરે એટલે તેણે તે મુકદમાનું કામ આગળ ચલાવવું. પણ તેમ કર્યા પેહેલાં આગળ કામ ચલાવવું નહીં.

---

## સરકાર વિરૂદ્ધ રામા શોના વિગેરે.

તા. ૨૮ જુલાઈ ૧૮૭૩

જે મુકદમામાં જે વીધીથી કોઈપણ પ્રકારે લગન થતું નથી તેની વીધી કરવામાં આવી ને જે મુકદમામાં તેવી

વીધીથી લગ્નજ થાયછે એમ એક સખસ બીજાને ફ-સાવીને તેને વિશ્વાસ પાડે છે અથવા જે મુકદમામાં તે વીધીથી કંઈ બીજો દગલબાજીનો મતલબ પાર પા-ડવાનો ઈલાજ હોયછે એવા મુકદમાઓને પીનલકોડની કા. ૪૯૬ લાગેછે. આગળના લગ્નની વાતની બંને જ-ણને માહીતીછે એવા મુકદમાને મજકુર કાયદાની કા. ૪૯૪ એ યોગ્યરીતે લાગેછે.

---

પી. કો. કા. ૪૯૪ જેનો વર અથવા જેની વહુ હયાત હોય તે જો પરણે અને તે એવી રીતે કે તે વર અથવા વહુની હયાતીમાં થયાના સબબથી તે લગ્ન થએલું રદ ગણાય તો તેને સાત વરશની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

અપવાદ—જે સખસનો વર અથવા વહુ હયાત છે, પણ જેનું તેની સાથે થએલું લગ્ન કોઈ મુખતીયાર કોરટે રદ ઠરાવ્યું છે; તેને આ કલમ લાગુ પડતી નથી; અને જે સખસનું તે પાછળનું લગ્ન થતા પેહેલાં સાત વરશની મુદત સુધી નીરંતર તેનો વર અથવા વહુ બાહાર રહ્યો અથવા રહી હોય અને તે દરમિયાનમાં તે સખસને તે વર અથવા વહુ હયાત છે એવી ખબર નહી મળી હોય અને તે શખસ પોતાના આગલા વર અથવા વહુની હયાતીમાં લગ્ન કરે તેને પણ આ કલમ લાગુ પડતી નથી, પરંતુ જે એ સખસ પ્રમાણે પાછળનું લગ્ન કરે તેણે જેની સાથે તે લગ્ન કરે તેને તે લગ્ન થતાં પેહેલાં સર્વ બીના ખરેખરી પોતાના જાણ્યામાં હોય તેટલી જ-ણાવવી જોઈયે.

પી. કો. કા. ૪૯૬ જે માણસ બદદયાનતથી અથવા દગલબાજીના ઈરાદાથી પોતાનો લગ્નવીધી થવા દે એવું જાણીને કે તેમ થવાથી કાયદા મુજબ માહારૂ લગ્ન થતુ નથી તો તેને સાત વરશની મુદત સુધીની એમાંના ગમેતે

પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

---

ખાનદેશના માજીસ્ત્રેટના પત્ર નંબર ૩૧૯૭
તા. ૧૯ જુલાઈ ૧૮૭૩ થી ચેમ્બરમાં થયેલો ઠરાવ.
તા. ૨૮ જુલાઈ ૧૮૭૩

પોતાના સામે ફરિયાદ હોય ત્યારે કાગ્નીઝેબલ નહીં એવા ગુન્હાઓની ચોકસી કરવા સારૂ થર્ડ ક્લાશ માજીસ્ત્રેટ પોલીસને હુકમ કરી શકેછે. પણ તેમ નહીં હોયતો તે કરી શકતો નથી.

---

સરકાર વિરૂદ્ધ ફકીરાબીન ટીપણ્ણા
તા. ૧૧ સપટેમ્બર ૧૮૭૩

મ્યુનીસીપાલીનો, કર એ ગુન્હેગારી દાખલની કલમ જેમ વસુલ કરાય તેમ વસુલ કરવા યોગ્યછતાં તે નહીં આપ્યાથી કોઈ સખ્ખસ ગુન્હેગારીને પાત્ર નથી.

---

સરકાર વિરૂદ્ધ જેકીસન ગીરધર
તા. ૨ અકટોમ્બર ૧૮૭૩

ફટકાની શિક્ષા કરવા વિશેના આકટની કલમ ૨, ૩, ૪ એ શગીર વયના ગુનેગારોને લાગેછે તેમજ કા. ૫ પણ લાગેછે. એ કલમની મતલબ કલમો ૩ તથા ૪ રદ કરવા વિશે નથી તોએ પણ તે કલમ યોગ્ય કામોમાં એ, નહીં તો તે કલમોના સાથે લાગુ પાડવા વિશેછે.

---

સને ૧૮૬૪ ના આકટ ૬ ની કલમ ૨—કોઈ માણસ હેઠળ લખેલાં ગુન્હામાંનો કાંઈ ગુન્હો કરશે તો તે તે ગુન્હા બાબત હીંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે જે શિક્ષાને લાયક હશે તે શિક્ષાને બદલે તેને ફટકાની શિક્ષા કરવાનો અધિકાર છે તે ગુન્હાની વિગત.

૧ સદરહુ કાયદાની કલમ ૩૭૯માં કહેલા પ્રકારની ચોરી.

૨ સદરહુ કાયદાની કા. ૩૮૦ માં કહેલા પ્રકારની ચોરી.

૩ સદરહુ કાયદાની કા. ૩૮૧ માં કહેલા પ્રકારની મેતાયે યા ચાકરે કરેલી ચોરી.

૪ સદરહુ કાયદાની કા. ૩૮૨ માં કહ્યા પ્રમાણે જીવ લેવાની અગર બીજી વ્યથા કરવાની તૈયારી કરીને કરેલી ચોરી.

૫ સદરહુ કાયદાની ૩૮૮ કલમમાં કહ્યા પ્રમાણે ભય બતાવી જુલમે લેવું.

૬ સદરહુ કાયદાની કા. ૩૮૯ માં કહ્યા પ્રમાણે જબરાઈથી કડાવવાનો અપરાધ કરવા માટે કોઈ માણસના ઉપર ગુન્હો કર્યાના આરોપનો ભય બતાવવો.

૭ સદરહુ કાયદાની કા. ૪૧૧ પ્રમાણે બદદયાનતથી ચોરીનો માલ લેવો.

૮ સદરહુ કાયદાની કા. ૪૧૨ પ્રમાણે ડાકાઈટી કરતાં ચોરીનો મળેલો માલ લેવો.

૯ આ કલમમાં જે ગુન્હા બદલ ફટકાની શિક્ષા કહી છે તેવો ગુન્હો કરવા માટે સદરહુ કાયદાની ૪૪૩ અને ૪૪૫ કલમમાં કહ્યા પ્રમાણે ગુપ્તરીતે ઘરમાં પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૧૦ આ કલમમાં જે ગુન્હા બદલ ફટકાની શિક્ષા કહેલી છે તેવો ગુન્હો કરવા માટે સદરહુ કાયદાની ૪૪૪ અને ૪૪૬ મી કલમમાં કહ્યા પ્રમાણે ગુપ્તરીતે રાતરે ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

એજ આકટની કલમ ૩ સદરહુ છેવટ કલમમાં કહેલા ગુન્હા પૈકી કોઈ પણ ગુન્હાની સાબીતી કોઈ પણ માણસ ઉપર અગાઉ થઈ છતાં તેના ઉપર તેવાજ ગુહાની ફરી સાબિતી થશે તે વખતે હિંદુસ્તાનના ફોજદારી કાયદા અન્વયે તે ગુન્હા બદલ તે જે બીજી શિક્ષાને પાત્ર હોય તે શિક્ષાને બદલે કીંવા તે શિક્ષા શિવાય વધારે તેને ફટકા મારવાની શિક્ષા કરવાનો અધિકાર છે.

એજ આકટની કા. ૪ નિચે લખેલા ગુના પૈકી કોઈ

પણ ગુનાની સાબિતી કોઈ માણસ ઉપર અગાઉ થઈ છતાં તેના ઉપર તેજ ગુનાની ફરી સાબિતી થશે તે વખતે હીંદુસ્થાનના ફોજદારી કાયદા અન્વયે તેજ બીજી શિક્ષાને પાત્ર હોય તે શિક્ષા શિવાય વધારે તેને ફટકા મારવાની શિક્ષા કરવાનો અધિકાર છે તે ગુનાની વિગત.

૧ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩ પ્રમાણેનો ગુનો (ખોટી શાહેદી આપવાનો અગર ખોટો પુરાવો બનાવવાનો.

૨ એજ આકટની કલમ ૧૯૪ પ્રમાણે ખુનની શીક્ષા થઈ શકે એવો ગુનો સાબિત કરવા માટે ખોટી શાક્ષી આપવી અગર ખોટો પુરાવો બનાવવો.

૩ એજ આકટની કા. ૧૯૫ પ્રમાણે સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો ગુનો સાબિત કરવા માટે ખોટી શાહેદી આપવી અગર ખોટો પુરાવો બનાવવો.

૪ એજ આકટની કા. ૨૧૧ અને ૨૭૭ પ્રમાણે સૃષ્ટી ક્રમ વિરૂદ્ધ મૈથુન કર્યાનો ખોટો આરોપ કોઈ માણસપર મુકવો.

૫ એજ આકટની કા. ૩૫૪ પ્રમાણે સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી તેનાપર હુમલો કરવો અથવા શાપ્રાધ બળ વાપરવું.

૬ એજ આકટની કા. ૩૭૫ માં કહ્યા પ્રમાણે બળાત્કાર સંભોગ.

૭ એજ આકટની કા. ૩૭૭ પ્રમાણે સૃષ્ટીક્રમ વીરૂદ્ધ મૈથુન.

૮ એજ આકટની કા. ૩૯૦ અને ૩૯૧ પ્રમાણે જબરાઇથી ચોરી અથવા ડાકાઇટી.

૯ એજ આકટની કા. ૩૯૩ પ્રમાણે જબરાઇથી ચોરી કરવાનો યત્ન કરવો.

૧૦ એજ આકટની કા. ૩૯૪ પ્રમાણે જબરાઈથી ચોરી કરવા બુદ્ધિપુર્વક વ્યથા કરવી.

૧૧ એજ આકટની કા. ૪૧૩ પ્રમાણે ચોરીનો માલ

લેવાનો અગર તેવા માલનો વ્યાપાર કરવાનો વહીવટ રાખવો.

૧૨ એજ આકટની કા. ૪૬૩ પ્રમાણે બનાવટનો લેખ કરવો.

૧૩ એજ આકટની કા. ૪૬૬ પ્રમાણે બનાવટનો લેખ કરવો.

૧૪ એજ આકટની કા. ૪૬૭ પ્રમાણે બનાવટનો લેખ કરવો.

૧૫ એજ આકટની કા. ૪૬૮ પ્રમાણે ઠગાઈ કરવા વાસ્તે બનાઉ લેખ કરવો.

૧૬ એજ આકટની કા. ૪૬૯ પ્રમાણે કોઈ માણુસની આબ્રુની નુકશાની કરવા માટે બનાઉ લેખ કરવો.

૧૭ આ કલમમાં જે ગુના બદલ ફટકાની શિક્ષા કહીછે તેવા ગુના કરવા માટે સદરહુ કાયદાની ૪૪૩ અને ૪૪૫ મી કલમમાં કહ્યા પ્રમાણે ગુપ્ત રીતે ગૃહપ્રવેશ કરવો કીંવા ઘર ફોડવું.

૧૮ આ કલમમાં જે ગુના બદલ ફટકાની શિક્ષા કહીછે તેવા ગુના કરવા માટે સદરહુ કાયદાની ૪૪૪ અને ૪૪૬ કલમમાં કહ્યા પ્રમાણે ગુપત રીતે રાતે ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

એજ આકટની કા. ૫ હીંદુસ્થાનના ફોજદારી કાયદામાં જે ગુના બદલ મોતની શિક્ષા ઠરાવી નથી તેવો ગુનો કોઈ સગીરવયના ગુનેગારે કર્યા છતાં તે સદરહુ કાયદા પ્રમાણે જે બીજી શિક્ષાને પાત્ર હોય તે શિક્ષાને બદલે તેને ફટકા મારવાની શિક્ષા કરવાના અધિકારછે પછી તે તેનો પેહેલો ગુનો હોય કીંવા બીજી વખતના હોય.

---

## સરકાર વિરૂદ્ધ પીરતા બાબીન ભીમાજી

તા. ૨ અકટોમ્બર ૧૮૭૩

એક સખસના ઉપર ફોજદારી કામ ચલાવવાની મંજુરીયાત આપવાનો ઇરાદો શેશન કોરટના ઠરાવમાં બતાવેલો છતાં તે અમલમાં કોઈવાર પણ નહી આવ્યો

એવા ઠરાવના આધારથી ન્યાયના કામમાં જુઠી સાહેદી પુરવા બાબત તે સખસનો ઈનસાફ થયો તે યોગ્ય મંજુરીયત વગર થયો માટે હાઈકોરટે રદ કર્યો.

---

### સરકાર વિરૂદ્ધ મગનીરામ વચરાજ

તા. ૧૫ અકટોમ્બર ૧૮૭૩

આગળની કાયદેસર કામગીરી ઉપરથી જપતીમાં જે માલ તે કાયદેસર કામગીરી અન્વયે પકડીને લઈ જવો એ ગેરશીરસ્તે પ્રકારનું કામ હોય તો એ પણ તેના ઉપરથી ચોરી થતી નથી.

---

### સરકાર વિરૂદ્ધ ચીમયાબીન સીવયા

તા. ૨૭ નવેમ્બર ૧૮૭૩

નાનકાગ્નીઝેબલ ગુન્હા વિશેની ફરિયાદની આખરી કાગ્નીઝેબલ એવા ગુનાની સાબિતીના ઠરાવમાં થાયછે એવા કામમાં ફરિયાદી ઉપરના સ્ટાંપનો કર યોગ્ય રીતે પાછો અપાય.

---

### સરકાર વિરૂદ્ધ ગોવીંદાબીન રામા વિગેરે

તા. ૧૧ ડીસેમ્બર ૧૮૭૩

ચોરી કરવા સારૂ રાત્રે ઘર ફોડવું તા. રેહેવાના ઘરમાં ચોરી કરવી એ ગુન્હાઓ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કા, ૪૫૪ પ્યારા ૩ મુજબ શિક્ષા કરવા સારૂ એક ગુન્હા જેવા સમજવા એમ છે. માટે તે ગુનાઓની સાબિતીના ઠરાવ ઉપરથી એક ગુનાને સારૂ બમણી કેદની શિક્ષા તથા બીજા ગુન્હાને સારૂ ફટકા મારવાની શિક્ષા એમ કાયદેસર રીતે કરાય નહીં.

---

કા. ૪૫૪ રકમ ૩ કેટલાંએક કામો માંહેના એકજ કામથી અથવા એક કરતાં વતા કામોથી ગુન્હો થતો હોય તે કેટલાંએક કામ મળીને, જે કોઈ ચાલુ કાયદામાં ગુ-

નાની બાખ્યા અથવા શિક્ષા ઠરાવી હોય તે કાયદા પ્રમાણે ગુનો થતો હોય તો જે માણસ તે કામો કરે તે માણસે જે ગુનો કર્યો હોય તે દરેક ગુન્હા બાબત તેની ઉપર તોહોમત મુકવાનો અખત્યાર છે. પણ જે કોર્ટ તેનો ઇનસાફ કરશે તે કોર્ટને તે ગુનાઓમાંના ગમે તે એક ગુના બાબત અથવા તે બધા ગુના મળીને થયલા ગુના બાબત જેટલી શિક્ષા કરવાનો અધિકાર હોય તે કરતાં સખત શિક્ષા તે બધા ગુના મળીને જે ગુનો થાય તે બાબત તેને કરવી નહીં.

---

**સને ૧૮૭૪**

ફોજદારી રેફરન્સ નંબર ૧૭૬ સને ૧૮૭૪

તા. ૧૫ જાનેવારી ૧૮૭૪

નાનકાગ્ની ઝેબલ ગુના વિશેની ફરિયાદી ઉપરથી કાગ્નાઝેબલ ગુનાની સાબિતી થઈ તેવા કામમાં એમ ઠરાવ્યું કે. કોર્ટફી આાકટની કા. ૩૧ મુજબ પોતાની ફરિયાદ અરજી ઉપર વાપરેલા સ્ટાંપના પૈસા કેદી પાસેથી વસુલ કરી લેવાનો ફરિયાદીનો હક છે (સ્ટાંપના પૈસા) વસુલ કરવા દેવા કે નહીં તેનો નિશ્ચય કરવાનું પરિક્ષા સાધન ફરિયાદ અરજીનું સ્વરૂપ છે. અમે ગુનાની સાબિતી નથી.

---

સને ૧૮૭૦ ના ૭ મા આાકટ (કોર્ટફી) ની કા. ૩૧

રકમ ૧ જે ગુનાને વાસ્તે પોલીસ અમલદારો વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુના સિવાય બીજા ગુનાની ફરિયાદીની અથવા તોહોમતની અરજી કોઈ ફોજદારી કોર્ટને આપવામાં આવે ત્યારે તોહોમતવાળા માણસને તે કોર્ટ ગુનેગાર ઠરાવે અને તે માણસને દંડ કરે તો તે દંડ ભરવાનો હુકમ કરવો અને સદરહુ પ્રકારની અરજી બાબત ફરિયાદ કરનારને ફી આપી હોય તો તે તેને પાછી આપવાનો કોરટે તે ગુનેગારને હુકમ કરવો.

રકમ ૨ કલમ ૧૮ મીમાં કહેલે પ્રસંગે તોહોમતવાળાં માણસને કોર્ટ ગુન્હેગાર ઠરાવે અને તે માણસને દંડ કરે તો તે દંડ ભરવાનો હુકમ કરવો. અને ફરિયાદ કરનારે જામાની બાબત કાંઈ ફી આપી હોય તો તે ફી તેને પાછી આપવાનો પણ કોરટે તે ગુન્હેગારને હુકમ કરવો.

રકમ ૩ આ કલમની ૧ લી અથવા ૨ જી રકમમાં કહેલા પ્રસંગોમાંના હરકોઈ પ્રસંગે પ્રોસેસ પોહોચાડવા બાબત ફરિયાદ કરનારે ફી આપી હોય ત્યારે તોહોમતવાળા માણસને કોર્ટ ગુન્હેગાર ઠરાવે અને તેને દંડ કરે તો તે દંડ ભરવાનો હુકમ કરવો અને સદરહુ પ્રકારની ફી ફરિયાદ કરનારને પાછી આપવાને પણ તે ગુન્હેગારને કોરટે હુકમ કરવો.

રકમ ૪ જે ફી પાછી આપવાનો આ આકટ પ્રમાણે હુકમ થાય તે સઘળી ફી કોરટે દંડ કીધો હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

---

### સરકાર વિરૂદ્ધ બસાપા બીન નીગનગૌડા

તા. ૧૫ જાનેવારી ૧૮૭૪
તા. ૧૧ ફેબ્રુઆરી ૧૮૭૪

પેહેલા વર્ગથી ઉતરતા દરજાના માજીસ્ટ્રેટને સને ૧૮૬૦ ના આકટ ૩૧ મુજબના ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર નથી.

---

### સરકાર વિરૂદ્ધ ગોકળ ભગવાનદાસ

તા. ૨૨ જાનેવારી ૧૮૭૪

પિનલકોડની કા. ૧૯૪ મુજબ (કા. ૧૯૩ સાથે તેનો તફાવત જોતાં) કોઈ પણ માણસને ગુન્હેગાર ઠેરવવાને મુકદમાની પ્રથમ ચોકશીની વખતે નહીં પણ આખરીની વખતે એટલે ઇનસાફની વખતે તેણે ખોટી શાક્ષી આપેલી યા ખોટો પુરાવો ઉભો કરેલો હોવો જોઇયે.

માજીસ્ટ્રેટ આગળ પ્રથમ ચોકશીની વખતે તોહોમતદારે જબાની આપી અને તેમાં એવી રીતે ખોટું જણાવ્યું કે માજીસ્ટ્રેટની આગળ જે લોકો ગુન્હેગાર છે તેઓને તેણે ખુન કરતાં દીઠા હતા એ કામમાં એવો ઠરાવ થયો કે પીનલકોડની કા. ૧૯૪ લાગુ પડતી નથી કેમકે એવા ખોટા પુરાવાનો સ્વભાવીક પરીણામ ઘણામાં ઘણો એટલોજ થાય કે ગુન્હેગાર લોકોને શેશનકોર્ટમાં કમીટ કરવામાં આવે પણ તેથી (તેઓના ઉપર) સાબિતી કાંઈ અવશ્ય કરીને થતી નથી અને તોહોમતદારના મનમાં સ્વભાવીક એટલે સાધારણ પરીણામ હતો એવું અનુમાન કરવું જોઇયે.

---

પીનલકોડ કા. ૧૯૪—જો કોઈ માણસ ખોટી શાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઈ સખસની ઉપર આ કાયદા મુજબ અથવા ઈંગ્લાંડદેશના કાયદા મુજબ દેહાંત શિક્ષા જોગ હોય એવો કોઈ ગુન્હો સાબિત થાય અથવા તેમ કરવાથી સાબિત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને જીવતા સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે અને અગર તે ખોટી સાહેદીને લીધે કોઈ બે ગુન્હા સખસની ઉપર ગુન્હો સાબિત થઇને તેનો જીવ લેવામાં આવે તો તે ખોટી સાહેદી આપનાર સખસને અગર તો મોતની અથવા ઉપર બ્યાન કેલી શિક્ષા કરવામાં આવશે.

---

ખેડા જીલ્લાના માજીસ્ટ્રેટનો પત્ર નંબર ૯૪
તા. ૭ ફેબ્રુઆરી ૧૮૭૪ નો આધારથી
ચેમ્બરમાં થયેલો ઠરાવ
તા. ૨૪ ફેબ્રુઆરી ૧૮૭૪

ક્રી. પ્રો. કો. કા. ૩૨૭ માં બતાવેલી બાબત શીવાય

તોહોમતવાળાની ગેરહાજરીમાં લીધેલી ડાકતરી શાહેદની જબાની ફોજદારી ઈનસાફના પુરાવામાં લઈ શકાતી નથી પણ શેશનકોર્ટમાં કમિટ કરવાને પુરતો પ્રથમ દર્શની પુરાવો જ્યારે થયો હોય અને દાકતરી અધીકારીની સાહેદી ઘણુંકરીને ફકત શીરસ્તા મુજબજ લેવાની હોય અને સદર સ્ટેશનથી માજીસ્ત્રેટની કોર્ટ ઘણી દુર હોય ત્યાં સમન કરી તેને બોલાવવાથી ઘણી અડચણ પડે એવુ હોય તો તે માજીસ્ત્રેટની આગળ તેની જબાની લેવાની કાંઈ જરૂર નથી પણ શેશન કોર્ટમાં દાકતરી અમલદાર હાજર રહે એવી ગોઠવણ કમીટીંગ માજીસ્ત્રેટે કરવી.

બીજી સર્વે વખતે દાકતરી અમલદારની સાહેદી માજીસ્ત્રેટે પોતાની હજુર હમેશ અવશ્ય લેવી.

---

ક્રી. પ્રો. કો. કા. ૩૨૭—તોહોમતવાળો સખસ નાશી ગયો હોય અને બરાબર રીતે તેની પાછળ જતાં પણ તે પકડાય નહીં તો જે ગુન્હાની ફરીયાદ થઈ હોય તે ગુન્હા બાબત તે સખસનો ઈનસાફ કરવાનો અથવા તે સખસનો ઈનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો જે કોર્ટને અખત્યાર હોય તે કોર્ટ જે માણસો કેફીયતથી વાકેફ હોય તે માણસોએ જે મજકુર કહ્યો હોય તે મજકુર તે તોહોમતવાળો સખસ હાજર નહી હોય ત્યારે દફતરમાં લખી લેવાને મુખત્યાર છે. અને તે સખસ પકડાયા પછી તે સાહેદો હાજર નહી કરી શકાય તો તે ગુન્હા બાબત તે સખસનો ઈનસાફ થાય ત્યારે તે જબાનીઓ પુરાવામાં આપવાનો અખત્યાર છે.

---

**સરકાર વિરૂદ્ધ બાપુજી બેચર.**

તા. ૧૧ જુન ૧૮૭૪

માજીસ્ત્રેટે ક્રી. પ્રો. કો. કા. ૫૧૮ મુજબ વધી પડેલી વાડ કાપી બરોબર કરવાનો હુકમ કરેલો તે નહી માનવા બાબત

પીનલકોડ કલમ ૧૮૮ મુજબ તોહોમતની સાબીતી થયલી તે કામમાં ઠરાવ્યું કે તુરતા તુરત ઈલાજ કરવાની કંઈ જરૂર નહોતી એવું મુકદ્દમાની હકીકત ઉપરથી માલુમ પડ્યું માટે જે હુકમ માનવામાં નથી આવ્યો તે હુકમ કરવાનો માજીસ્રેટને અખત્યાર નહોતો કેમકે કા. ૫૧૮ ના પેહેલા ખુલાશામાં એવી બાબતને સારૂ બીજો અને થોડો સંક્ષેપ રસ્તો બતાવેલો છે.

માજીસ્રેટને એવી પણ ખબર આપવી કે એવા મુકદ્દમાને સન ૧૮૬૭ ના મુંબાઈ આકટ ૭ ની કા. ૩૩ વધારે લાગુ પડેછે.

ક્રી. પ્રો. કો. કા. ૫૧૮ } સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો પાને ૬૬ મે છે તે નિચે જુઓ.
પી. કો. કા. ૧૮૮

મુંબાઈના ૧૮૬૭ ના ૭ મા આકટની કા. ૩૩ કોઈ માણસ માજીસ્રેટની અથવા મ્યુનીસીપાલ કમિશનની પરવાનગી વગર કોઈ રાહાદારીની જગાએ માંડવો અથવા છાપરૂ અથવા તબેલો અથવા તેવું બીજુ કાંઈ બાંધશે અથવા પથરા અથવા ઘર બાંધવાનું સામાન મુકશે અથવા પાસે રેહેનારાઓને આવનાર જનાર લોકને કંટાળો આવે તેવી રીતે શેહેરની અથવા ગામની હદમાંહેની અથવા જગા માંહેની ટાંકીઓમાં અથવા ઉકરડામાં અથવા તે બીજા કશાનાં ગોજો પદાર્થ પાકા કારણ વગર જાણી જોઇને એકઠો થવા દેશે; અથવા કોઈ ઘરમાંથી અથવા કારખાનામાંથી અથવા તબેલામાંથી અથવા સંડાસમાંથી અથવા તેવાં બીજાં કશામાંથી રાહાદારીની જગાએ ગોજો પદાર્થ પાકાં કારણ વગર જાણી જોઈને વેહેવા દેશે; અથવા જે તળાવ અથવા હોદ પાણી પીવા સારૂ નિમ્યા હોય તેમાં ચોમાસામાં જે વેહેળાને રસ્તે પાણી આવતુ હોય તે વેહેળામાં મુએલું જાનવર અથવા કચરો અથવા ગોજવાડ નાખશે, અથવા જે બીજી જગોએ સદરહુ પ્રકારનો કચરો પુજો નાખ્યાથી લોકોને ઉપદ્રવ

થાય તે જગોએ નાંખશે, અથવા ઠરેલી કાનુનો અથવા માજીસ્ત્રેટનો હુકમ નહી માનીને ઘાસ અથવા બીજો જ્વાળાગ્રાહી (એટલે તાબડતોબ સળગી ઉઠે તેવો) પદાર્થ રેહેવાના ઘરથી અથવા પડશાળથી અથવા બીજી ઇ-મારતથી ૫૦ વારની અંદર સીંચી મુકશે અથવા ભરી મુકશે, અથવા તે પ્રમાણે સીંચી કે ભરી મુક્યો હોય તે કાહાડીને લેઈ જવાને ચુકશે, અથવા કસબાની અથવા ગામની અથવા રેહેવાની જગા માંહેની અથવા તેની પાસેની જમીન ઉપરની અથવા સાર્વજનીક રસ્તા માંહિની અથવા રાહાદારીનાં ઠેકાણાં માંહેની અથવા તેની પાસેની જમીન ઉપરની વાડ અથવા વધી ગયેલા કંટાળા અથવા ઝાડી ઘણીજ વધવા દેવાથી લોકોને ઉપદ્રવ થવા જેવું હોય તે વાડ ઝારવાનો અથવા તે કંટાળા અથવા ઝાડી ઝારી નાખવાનો અથવા કાહાડી નાખવાનો માજીસ્ત્રેટે હુકમ કર્યો હોય તે નહીં માનશે તો તે વાત માજીસ્ત્રેટની આગળ સાબિત થયા પછી તે માણસ સદરહુ પ્રકારનાં દરેક ગુન્હા બાબત પચાશ રૂપિયા સુધી દંડને લાયક થશે અથવા દંડ નહીં આપશે તો ઘણામાં ઘણા આઠ દા-હાડા લગી કેદની સજાને લાયક થશે. પણ એવું છે કે ૩ ફુટ ઉંચી અને ૩ ફુટ પોહોળી કર્ત્તાં ઓછી ઉચા-ઈની અને પહોળાઈની વાડ ઝારવાનું કોઈ માણસને ફરમાવવું નહીં.

---

સુરતના શેશન જડજના પત્ર નંબર ૧૧૨૦ થી
ચેમ્બરમાં થયેલો ઠરાવ
તા. ૧૮ જુન ૧૮૭૪

ક્રી. પ્રો. કો. કા. ૨૭૫ માં એવું ફરમાવ્યું છે કે અપીલની દરેક અરજીની સાથે જે ફેસલા યા હુકમ ઉપર અપીલ કરવી હોય તે ફેસલાની યા હુકમની નકલ આપવી જોઇયે એ પ્રમાણેની માગણી પુરી પાડવા સારૂ કેદીની પોતાની સ્વભાષાની નકલ આપવામાં આવે તો

બસ છે. કેમકે કાયદાની કા. ૪૬૪ મુજબ તોહોમતવા-ળાને યા ફેસલો યા હુકમ જેને લાગુ પાડ્યો હોય તેને જે નકલ હવે આપવામાં આવેછે તે એવીજ હોયછે.

કોર્ટની ભાષામાં ફેસલાની નકલ જે સખસને જોઇતી હશે તો તેણે કા. ૨૭૬ પ્રમાણે કામના કાગળો તરીકે તેની નકલ માગવી.

---

ક્રી. પ્રો. કો. ૨૭૫ અપીલની હરેક અરજીની સાથે, જે ફેસલા અથવા હુકમ ઉપર અપીલ કરવી હોય તે ફેસલાની અથવા હુકમની નકલ આપવી જોઇયે.

ક્રી. પ્રો. કો. કા. ૪૬૪. સરકાર વિરૂદ્ધ ઉત્તમચંદ કપુરચંદ વિગેરેનો ફેસલો પાને ૯૩ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૭૬ નાશીકના. રત્નાગીરીના માજીસ્ત્રેટના રેફ્રેન્સથી થયેલો ઠરાવ પાને ૨૧૩ મે છે તે નીચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ મીરજાં મહમદબેગ વિગેરે.

તા. ૨૮ જુલાઈ ૧૮૭૪

સને ૧૮૫૪ ના આક્ટ ૧૮ ની કા. ૩૦ અને ક્રી. પ્રો. કો. કા. ૨ થી માલુમ પડેછે કે રેલવે આક્ટ મુજબ ગુન્હાઓને સારૂ જેમાં વીસ રૂ. કરતાં જાસ્તી રકમના દંડની સજા થઈ શકેછે તેવા ગુન્હાનો ઈનસાફ પેહેલા વર્ગના માજીસ્ત્રેટથી હલકા દરજાના માજીસ્ત્રેટથી થઈ શકતો નથી.

---

૧૮૫૪ ના આક્ટ ૧૮ ની કા. ૩૦ આ આક્ટમાં જે ગુન્હા વિશે એકલા દંડની શિક્ષા ઠરાવી છે તે માંહેનો કોઈ ગુન્હો કોઈ માણસ યુરોપિયન, અથવા બ્રિટિશ રૈયત હોય, અથવા ન હોય તો તે કરે તો તેને એવા ગુન્હા બાબત શિક્ષા કરવાનો અખત્યાર ઈલાકાના મુખ્ય શેહેરના એટલે કલકતા, મદ્રાસ, અને મુંબાઈ અહીંયાં-ના જસ્ટીસ આફ્ધીપીસને અથવા માજીસ્ત્રેટને, અથવા જોઈંટ માજીસ્ત્રેટને, અથવા માજીસ્ત્રેટનો અધિકાર ચલાવવાનો જે માણસને કાયદા ઉપરથી અખત્યાર હોય

તેને છે; તે ગુન્હો સદરહુ પ્રકારના અમલદારની હદમાં કર્યા હોય કે નહોય તોપણ તેઓને સદરહુ અધિકાર છે; અને આ કલમમાં જે માણસને જસ્ટીશ આફપીપીસે શિક્ષા કરવી એવું કહ્યું છે, તેની ઉપર સંક્ષેપરીતે ગુન્હો સાબિત થાય એટલે તે શિક્ષાને પાત્ર થશે.

---

પુનાના માજીસ્ટ્રેટના પત્ર નંબર ૧૪૩૨થી
ચેમ્બરમાં થયેલો ઠરાવ.
તા. ૧૮ અગષ્ટ ૧૮૭૪

પીનલકોડની કા ૪૬૬ પ્રમાણેના ગુન્હાની ફરિયાદ જેવી કે પબ્લીક સરવંટના તાબાનું રજીષ્ટર ખોટુ બનાવી તે ખોટો બનાવેલો દસ્તાવેજ પુરાવામાં આપ્યો એ બાબતની ફરીયાદી જે કોર્ટમાં તે પુરાવામાં આપ્યો તે કોર્ટની પરવાનગી અથવા તે કોર્ટ જો કોઈ બીજી કોર્ટને તાબે હોય તો તે બીજી કોર્ટની પરવાનગી વગર સાંભળી શકાતી નથી કેમકે પીનલકોડ કા. ૪૬૩ માં ગુન્હાઓનું જે વધારે વીસ્તીર્ણ બ્યાન કરેલું છે તેમાં એ ગુન્હો આવેછે અને તે કલમને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કા. ૪૬૯ લાગુ પડેછે.

---

પી. કો. કા. ૪૬૬ કોઈ ઇનસાફની કોરટનું દફતર, અથવા જનમ વગેરે બાબતનો સરકારી નોકર રાખતો હોય તેવુ રજીષ્ટર ખોટુ બનાવવું.

પી. કો. કા. ૪૬૩ જો કોઈ માણસ કાંઈ લેખ અથવા લેખનો કંઈ ભાગ ખોટો બનાવે, એવા ઇરાદાથી કે, લોકને અથવા કોઈ સખસને કાંઈ હાની કે નુકશાન કરવું, અથવા કાંઈ દાવાને કે હકને મજબુતી આપવી; અથવા કોઈ સખસ પાસે કાંઈ મિલકત છોડાવવી, અથવા તેની પાસે કાંઈ સાફ કે અર્થાત સમજાય એવો કરાર કરાવવો અથવા એવા ઇરાદાથી કે દગો કરવો, અથવા દગો કરે-

વામાં આવે તો તે માણસે ખોટો લેખ બનાવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

ક્રી. પ્રો. કો. કા. ૪૬૯ પી. કો. કા. ૪૬૩, ૪૭૧, ૪૭૫ અને ૪૭૬ મીમાં બ્યાન કરેલા લેખો સંબંધી કોઈ ગુન્હાની ફરિયાદ, જો તે લેખો કોઈ દિવાની અથવા ફોજદારી કોર્ટ માંહેના કોઈ કામ મધ્યે પુરાવામાં આપવામાં આવ્યા હોય તો, તે કામ મધ્યેના કોઈ પક્ષકારની ઉપર કોઈ પણ ફોજદારી કોર્ટ મધ્યે સાંભળવી નહી, પણ જે કોર્ટમાં તે લેખ પુરાવામાં આપ્યો હોય તે કોર્ટની મંજુરીયત હોય અથવા તે કોર્ટ જેને તાબે હોય એવી કોઈ બીજી કોર્ટની મંજુરીયત હોય, તો તે ફરિયાદ સાંભળવી

---

## સરકાર વિરૂદ્ધ જેકીશન નરસી

તા. ૨૦ અગષ્ટ ૧૮૭૪

ફરિયાદ કાડી નાખવામાં આવે ત્યારે નુકશાનીનો બદલો અપાવવા બાબત ક્રી. પ્રો. કો. કા. ૨૦૯ માં જે નિયમો બતાવ્યાછે તે ઇનસાફની રૂઇએ છોડી મુકવાના ઠરાવોને લાગુ પડતા નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૦૯ જે કામમાં માજીસ્ત્રેટ ફરિયાદીને નજીવી તથા તસ્દી આપવાસારૂ છે એમ ગણીને કાહાડી નાખે તે કામમાં પોતાની ખૂશીમાં આવે તો પચાસ રૂપીયા સુધી જેટલી રકમ પોતાને બાજબી તથા લાયક જણાય તેટલી રકમ તે તોહોમતવાળા સખ્સને નુકશાનીના બદલામાં ફરિયાદી કરનારે આપવી, એ પ્રમાણે તે ફરિયાદ કાહાડી નાખવાના હુકમમાં ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

એવા કામમાં એક કરતાં વધ્તાં માણસો ઉપર તોહોમત મુકીને ફરિયાદ કરી હોય તો તે તોહોમતવાળાઓમાંથી દરેક જણને નુકસાનીના બદલામાં પચાસ રૂપીયા

સુધી આપવાનો તેજ પ્રમાણે ઠરાવ કરવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે.

એ પ્રમાણે જે રકમ આપવાનો હુકમ કરવામાં આવે તે રકમ ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટની હકુમતમાં તે ફરિયાદ કરનારની જે કાંઈ જંગમ મિલકત જડે તે જપત કરી તથા વેચીને વસુલ થઈ શકશે; અને ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટની હકુમત બાહાર ફરિયાદ કરનારની જંગમ મિલકત જે ડિસ્ત્રિકટમાં હશે તે ડિસ્ત્રિકટનો માજીસ્ત્રેટ તે હુકમની પાછળ સહી કરશે એટલે તે હુકમ ઉપરથી તે મિલકત જપત કરીને વેચવાનો અધિકાર મળશે; અને તે ઠરાવેલી રકમ તેવી જપતી કરતાં પણ વસુલ નહીં થાય તો ફરિયાદ કરનારને ઘણામાં ઘણી ત્રીસ દિવસની મુદત સુધી દિવાની જેલમાં (એટલે તુરંગમાં) કેદ રાખવો, પણ અગર તે સખસ તે મુદત પહેલાં તે બદલાની રકમ ભરે, તો તેને છોડી દેવો.

---

થાણાનાં શેશનજડજના પત્ર નંબર ૪૪૧૪
થી ચેમ્બરમાં થયેલો ઠરાવ
તા. ૧૮ નવેમ્બર ૧૮૭૪

ક્રી. પ્રો. કો. કા. ૪૯ થી અગર જો જીલ્લા માજીસ્ત્રેટને પોતાના જીલ્લાના અમુક ભાગનું કામ અમુક સબારડીનેટ માજીસ્ત્રેટને સોંપવાનો અધિકાર મળેલો છે અને તે અધિકાર નકારનો તેમજ હકારનો એટલે કામ સોંપવાનો તેમજ કામથી અટકાવ કરવાનો છે તો પણ કા. ૧૪૧ જોવાથી માલમ પડેછે કે જે સખસોને ઇજા થઈ હોય છે તેઓએ યા પોલીસ અમલદારે કરેલી ફરીયાદીને તે અધિકાર લાગુ પાડવાનો ઇરાદો દેખાયછે અને કોઈ પણ કોરટને તેના તીરસ્કારમાં થયેલા ગુન્હાથી ઉત્પન્ન થતો ફોજદારી મુકદ્દમો કા. ૪૭૧ પ્રમાણે હરકોઈ માજીસ્ત્રેટ જેને ઇનસાફ કરવાનો અથવા ઇનસાફસારૂ કમીટ કરવાનો અધિકાર હોય તેની પાસે મોકલી દેવાનો વધારે ખાસ

અખત્યાર આપેલો છે તે અખત્યાર એ અધિકારથી બંધ કરવાનો અથવા ઓછો કરવાનો ઇરાદો નથી એવો મુકદ્દમો જે માજીસ્ત્રેટની પાસે મોકલવામાં આવે તે માજીસ્ત્રેટને મુકદ્દમો બીજા માજીસ્ત્રેટની તરફ મોકલવાને અખત્યાર હોય તો તે ચલાવે પણ તેવો અખત્યાર તેને નહીં હોય તો ઉપર બતાવેલી કલમમાં લખ્યા પ્રમાણે તેણે કાયદા પ્રમાણે તે ઉપરથી તપાસ કરવી એટલે કોર્ટથી જે ચોકશી કરવાનું ફરમાવ્યું હોય તે ચોકશી તેણે કરવી.

---

ક્રી.પ્રો.કો.કા.૪૯ ફલાણી ફલાણી હદમાં જે ફરીયાદી જોગ તે ફરીયાદી સાંભળવાનો અધિકાર પોતાના તાબા માંહેના હરકોઈ માજીસ્ત્રેટને સ્થાનિક સરકારના સામાન્ય કે વિશેષ હુકમ પ્રમાણે આપવાનો અખત્યાર અને તે હુકમ વખતે વખતે બદલવાનો અખત્યાર ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટને છે પણ એવું ઠરાવ્યું છે કે જે ગુન્હાનો ઇનસાફ કરવાનો અથવા જે ગુન્હાનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અધિકાર સદરહુ માજીસ્ત્રેટને નહીં હોય તે ગુનાહની ફરિયાદ સાંભળવાનો અધિકાર તેને આપવો નહી.

ક્રી. પ્રો. કો. કા. ૧૪૧—ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટને અથવા ડિસ્ત્રિકટના ભાગના માજીસ્ત્રેટને અથવા ફરિયાદ લઇને સાંભળવાનો અધિકાર જે માજીસ્ત્રેટને યોગ્ય રીતે આપ્યો હોય તેને જે કામનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અધિકાર હોય તે કામમાં તેને ગુન્હાની ફરિયાદ લઇને સાંભળવાનો અખત્યાર છે. પછી તે ફરિયાદ કરનારે બારોબાર કરી હોય કે પોલિસ અમલદારના રિપોર્ટ ઉપરથી આવી હોય તે વાતની ચિંતા નથી; અને તેવા ગુહાનું તોહોમત જે સખસની ઉપર આવ્યું હોય તેને હાજર થવું પડે તેમ કરવા સારૂ આ આકટમાં આગળ કહેલી રીતે પ્રોસેસ કરવાનો અખત્યાર છે.

મુકદમો મોકલવાનો જે માજીસ્ટ્રેટને યોગ્ય રીતે અધિકાર મળ્યો હોય તેણે કોઈ મુકદમો યોગ્યરીતે જે માજીસ્ટ્રેટની પાસે મોકલ્યો હોય તે માજીસ્ટ્રેટને તે મુકદમાનો નિકાલ કરવાનો અખત્યાર છે.

જે વાત બની હોય તેની, ફરિયાદ હોય અથવા તેનો રિપોર્ટ હોય તે વાત જે ગુનાહને લાગુ હોય તે ગુનાહની ચોકશી અથવા ઇનસાફ કરવાનો અખત્યાર, અને ગુનોહ જાહેર થયો તે ગુનોહ ફલાણા સખસે કર્યોછે એવું ફરિયાદ અથવા રિપોર્ટ થયો તે વખતે અથવા ત્યાર પછી ગમે તે વખતે દેખાય તે સખસનો ઇનસાફ કરવાનો અથવા તેના ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો અખત્યાર ફરિયાદ યા પોલીસનો રીપોર્ટ આવ્યા ઉપરથી અધિકારવાળા માજીસ્ટ્રેટને મળોછે એવું સમજવું.

ક્રી. પ્રો. કો. કા. ૪૭૧ જ્યારે કોઈ દીવાની કે ફોજદારી કોર્ટનો અભિપ્રાય એવો હોય કે ઉપલી ૪૬૭ મી, ૪૬૮, અને ૪૬૯મી કલમમાં લખેલા કોઈ તોહોમતની તપાસ કરવા સારૂ પાકો સબબછે. ત્યારે તે કોર્ટ જરૂર હોય તેવી પ્રથમ ચોકસી કરીને તે મુકદમાનો ઇનસાફ થવા સારૂ પોતે તે મુકદમો મોકલી દેવો, અથવા જે ગુન્હાનું તોહોમત મુક્યુ હોય તે ગુન્હાને માટે તે તોહોમતવાળા સખસનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ તે સખસને કમિટ કરવાનો અખ્તીયાર હોય એવા કોઈ માજીસ્ટ્રેટ પાસે તપાસ થવા સારૂ તે મુકદમો મોકલી દેવાને તે કોર્ટ મુખ્તીયાર છે.

સદરહુ માજીસ્ટ્રેટે તે પ્રમાણે મુકદમો આવ્યાથી કાયદા પ્રમાણે કામ ચલાવવું; અને તે સખસને પહેરામાં મોકલવાને, અથવા તે માજીસ્ટ્રેટ પાસે તેણે હાજર થવા બાબત તેની પાસેથી પાકો જામીન લેવાને, તથા તે તપાસ તથા ઇનસાફની વખતે હાજર થઇને સાહેદી આપવા સારૂ કોઈ પણ સખસને લખાતથી બાંધી લેવાને, તે કોરટ મુખત્યાર છે.

જે માજીસ્ત્રેટ પાસે તે મુકદમો આવ્યો હશે તેને તે મુકદમો બીજાને સોંપવાનો અધિકાર હોય તો તે ચોકસી પોતે પુરી કરવાને બદલે તે કામની ચોકસી કરવાનો જે બીજા માજીસ્ત્રેટને અધિકાર હોય તેની પાસે મોકલવાને મુખત્યાર છે.

---

સને ૧૮૭૫

સરકાર વિરૂદ્ધ લક્ષ્મણ કલ્યાણ

તા. ૧૧ જાનેવારી ૧૮૭૫

**અ** એ **બ** ને પોતાને ઘેર બોલાવ્યો એટલા સારૂ કે ઈનસાફી કામમાં શાહેદી આપવા તે તૈયાર રહે. **અ** એ પોતાના ઘરમાં **બ**ને રોકી રાખવાને કોઈ પ્રકારની ધમકી યા શરીર શખતી વાપરી નહોતી પણ **અ**ને માઠું લગાડવાને ઘણુંકરીને **બ**ને પસંદ નહી યા તેને ડર લાગ્યો તેથી તે ત્યાં રહ્યો.

તેમાં ઠરાવ્યુંકે **અ**ની ચાલથી કાંઈ ગુનોહ થયો નથી અને ગેરવ્યાજબી અટકાવ કરવાના સાબિતી ફેરવવામાં આવી.

---

રતનાગીરીના જીલ્લા માજીસ્ત્રેટનો પત્ર નંબર ૩૯૮૮ ના પત્રપરથી થયેલો ચેમ્બરમાંનો ઠરાવ.

તા. ૧૯ જાનેવારી ૧૮૭૫

ક્રી.પ્રો. કો. કા.૧૪૭ પ્રમાણે કોઈ માજીસ્ત્રેટ કોઈ ફરિયાદીજ્યારે કાડી નાખેછે ત્યારે તે બાબત કા. ૨૯૮ પ્રમાણે જારતી તપાસ કરવાનો હુકમ કરવાને તથા કલમ ૪૭ પ્રમાણે તે ફરિયાદ તેજ માજીસ્ત્રેટને યા પોતાના તાબાના બીજા કોઈ માજીસ્ત્રેટને સોંપવાને જીલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૭ પોત પોતાના તાબા માંહેના કોઈ પણ માજીસ્ત્રેટને ત્યાંથી કાંઈપણ ફોજદારી મુકદમો લઈ લેઈને તે મુકદમાની ચોકશી અથવા ઈનસાફ પોતેજ

કરવાને, અથવા તેની ચોકસી અથવા ઈનસાફ કરવાનો અધિકાર હોય તેવા પોતાના તાબા માંહેના બીજા માજીસ્ત્રેટને તેની ચોકશી અથવા ઈનસાફ કરવાનું કામ સોંપવાને ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટો અથવા ડિસ્ત્રિકટના ભાગોના માજીસ્ત્રેટો મુખ્તીયાર છે.

બીજા અને ત્રીજા વર્ગના માજીસ્ત્રેટોએ ગુન્હા સાબિત થયાના ઠરાવ કર્યા હોય તે ઉપરની અપીલની તજવીજ કરીને નિકાલ કરવાનો અધિકાર તાબામાંહેના જે માજીસ્ત્રેટને આપ્યો હોય તે તાબામાંહેના માજીસ્ત્રેટને ત્યાંથી કાંઈપણ ફોજદારી અપીલ લઈ લેવાને અને પોતાના તાબામાંહેના જે માજીસ્ત્રેટને અધિકાર હોય તે માજીસ્ત્રેટની પાસે ફોજદારી અપીલો મોકલવાને ડિસ્ત્રિકટોના માજીસ્ત્રેટો મુખ્ત્યાર છે.

ક્રી. પ્રો. કો. કા. ૧૪૭ જે માજીસ્ત્રેટના આગળ સદરહુ પ્રકારની ફરિયાદી બરાબર રીતે કરી હોય તે માજીસ્ત્રેટ ફરિયાદ કરનારની જબાની લે ત્યારપછી આગળ કામ ચલાવવાનો પાકો સબબ નથી એવું તેની નજરમાં આવશે, તો તે ફરિયાદ કાહાડી નાખવાને મુખ્ત્યાર છે.

ફરિયાદ કાહાડી નાખી હોય તેથી આગળ કામ ચલાવવાની મને થાયછે એવું સમજવું નહીં.

કામ ચલાવવાનો પાકો સબબ છે એવું માજીસ્ત્રેટની નજરમાં આવે તો તેણે તોહોમતવાળા સખ્સને પોતાની આગળ અથવા જેને અધિકાર હોય એવા કોઈ બીજા માજીસ્ત્રેટની આગળ હાજર કરવા સારૂ અગર તે મુકદમો સમનનો મુકદમો છે એવું નજરમાં આવે તો તેને સમન કરવો, અથવા તે મુકદમો વારંટનો મુકદમો છે, એવું નજરમાં આવે તો વારંટ કરવું.

ક્રી. પ્રો. કો. કા. ૧૪૮ એકસો સુડતાળીસમી કલમ પ્રમાણે કાંઈ ફરિયાદ કાહાડી નાખી હોય તે ફરિયાદની વધારે ચોકસી કરવી તે ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટે પોતેજ

કરવા બાબત અથવા તેના તાબામાંના માજીસ્ત્રેટની પાસે કરાવવા બાબત હુકમ કરવાનો અધિકાર હાઈકોર્ટને અથવા શેશન કોર્ટને છે.

અથવા કોઈ પણ તાબામાંના માજીસ્ત્રેટને હુકમ કરવાનો અધિકાર ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટને છે.

---

**સરકાર વિરૂદ્ધ ગુલાલ કરીમ**

તા. ૨૮ જાનેવારી ૧૮૭૫

મુદત થઈ ગયા પછી અપીલ આપવામાં આવી હોય અને તેમાં અપીલ દાખલ કરતાં શા માટે ઢીલ થઈ તે બાબત બતાવેલુ કારણ પુરતું ન હોય તો તે અપીલ અપેલેંટની તકરાર સાંભળ્યા શિવાય મુદત બાહાર ગણી નામંજુર કરાય. ક્રી. પ્રો. કો. કા. ૨૭૮ એવા કામને લાગુ પડતી નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૭૮ સરકાર વિરૂદ્ધ મથુર લાલદાસ વિગરેનો ફેસલો પાને ૨૧૭ મે છે તે નિચે જુઓ.

---

રત્નાગીરીના માજીસ્ત્રેટના પત્ર નંબર ૨૦૫ થી
થયેલો ઠરાવ

તા. ૪ ફેબ્રુઆરી ૧૮૭૫

દંડ યા ફી વસુલ કરી લેવા બાબત એવો હુકમ કરવામાં આવ્યો હોય કે જે સર્વ માણસો એકઠા ગુન્હેગાર ઠરેલા છે તેઓ સર્વ મળીને આપે તો તે દંડ તેઓ સર્વ પાસેથી અથવા તે પૈકી હરકોઈ પાસેથી વસુલ કરી શક છે અને જો એક સખ્સ તે દંડ પગાર કરે અને તેન લગતો હુકમ રદ થએથી તે વસુલાત પણ રદ થાય . બાકીના બીજા સર્વેની તથા દરેકની જવાબદારી ફરી તાજી છે કેમકે જે હુકમ ઉપર અપીલ થઈ શકેછે તે હુકમ માત્ર સરતી છે અથવા પછવાડેની સરત તેને નડેછે.

---

સુરતના જીલ્લા માજીસ્ટ્રેટના પત્ર નંબર ૩૦૬ થી
સેંમ્બરમાં થયેલો ઠરાવ
તા. ૧૫ જુન ૧૮૭૫

ક્રી. પ્રો. કો. કા. ૧૨૫ થી કોઈપણ પોલીસ અમલદારને ફરિયાદ કાહાડી લેવાની અરજી લેવાનો અધિકાર નથી. ફરિયાદીને તેની ફરીયાદ પાછી ખેંચી લેવા દેવી એ ઇનસાફી કામ છે અને તે કામ ક્રી. પ્રો. કો. કા. ૧૮૮ તથા ૨૧૦ મુજબ માજીસ્ટ્રેટોનુંજ છે અને એવા કામમાં હાથ ઘાલવાને પોલીસને સતા નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૮૮ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૧૨૫ તોહોમતવાળા સખ્સને માજીસ્ટ્રેટ પાસે મોકલવા જેવો પાકો પુરાવો અથવા શક લાવવાનું યોગ્ય કારણ નથી, એમ અગર જે અમલદારના હવાલામાં તે પોલીસની ચોકી હોય તે અમલદારને જણાય, તો બોલાવે તે વખતે હાજર થવા બાબતનો તે તોહોમતવાળા સખ્સનો જામીન લઇને, અથવા તેનો પોતાનો મુચલકો લઈને તે અમલદારે તે તોહોમતવાળા સખ્સને છોડી મુકવો, અને માજીસ્ટ્રેટનો હુકમ થવા સારૂ તે કામનો તેણે રીપોર્ટ કરી મોકલવો. તે રિપોર્ટ ૧૧૭ માં કલમમાં પોલીસનો ઉપરી અમલદાર કહ્યો છે તેની મારફતે મોકલવો એટલે તે અમલદાર માજીસ્ટ્રેટનો હુકમ આવે ત્યાં સુધી તપાસનું કામ ચલાવવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

ક્રી. પ્રો. કો. કા. ૨૧૦ આ બાબ મુજબ કોઇપણ કામમાં છેલ્લો હુકમ થતા પેહેલાં કોઈપણ વખતે અગર ફરિયાદ કરનાર તે માજીસ્ટ્રેટની ખાતરી કરી આપે કે માહારી ફરિયાદ કહાડી લેવાની મને રજા આપવાનાં પાકાં કારણો છે, તો તે ફરિયાદ કરનારને પોતાની ફરિ-

પાદ કાહાડી લેવાની રજા આપવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

આ કલમ મુજબ કાહાડી લીધેલી ફરિયાદ ફરીથી સાંભળ્યામાં આવશે નહીં.

---

**સરકાર વિરૂદ્ધ ગુલાલચંદ ખૂશાલ.**
**સરકાર વિરૂદ્ધ મહીપતરામભાઇ.**

તા. ૨૧ મી તા. ૨૪ જુન સને ૧૮૭૫

જનરલ કલાસીસ આકટ ૧ સને ૧૮૬૮ નો અમલમાં આવ્યો ત્યારપછી પસાર થયલા કાયદાઓ પ્રમાણે (જેવા કે ડિસ્ટ્રિક્ટ મ્યુનીસીપાલ આકટ ૬ સને ૧૮૭૩ તા. જનરલ સ્ટાંપ આકટ ૧૮ સન ૧૮૬૯) કરેલા દંડ પગાર નહીં કરવામાં આવેથી કેદનો હુકમ કાયદેશીર છે.

---

**સરકાર વિરૂદ્ધ બાવાજી કાળીદાસ તા. એક બીજે.**

તા. ૨૫ સપટેમ્બર ૧૮૭૫

ઠગાઈ કે જેમાં મિલકત અપાઈ નથી તે પી. કો. કા. ૪૧૭ પ્રમાણે શિક્ષા થાય એવો ગુન્હો છે તથા તે બીજા વર્ગના માજીસ્ત્રેટના અખત્યારમાંનો છે, પણ મિલકત અપાઈ છે એવી બાબતમાં તો તે કલમ ૪૨૦ પ્રમાણે શિક્ષા થાય એવો ગુન્હો થાયછે. તથા તેનો ઈનસાફ શેશનકોર્ટથી યા ૧ લા વર્ગના માજીસ્ત્રેટથી થઈ શકેછે.

---

પી. કો. કા. ૪૧૭ જે માણસ ઠગાઈ કરે તેને એક વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

પી. કો. કા. ૪૨૦ કોઈ માણસ ઠગાઈ કરે, અને તેથી કરીને બદદયાનતથી એમ કરે કે તે ફરેબ દીધેલો શખ્સ કાંઈ મિલકત કોઈ શખ્સને આપે, અથવા કાંઈ કીમતી દસ્તાવેજ બની શકે કે આખી કે થોડી ઘણી બનાવે, ફેરવે, કે તેનો નાશ કરે, તો તે માણસને સાત વરસની

મુદત સુધી એમાંના ગમેતે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

---

**સરકાર વિરૂદ્ધ કાનદાસ ડાહ્યાભાઈ તા. ૩ બીજા**
તા. ૧૮ નવેમ્બર ૧૮૭૫

કાઠીયાવાડ પ્રાંતના લખતર ગામમાં એટલે માહારાણી સાહેબના અમલ નિચેના હિંદુસ્તાનના મુલક બાહારની જગામાં ( ૭૨ ના ૧૧ ની કા. ૩ ) એતદ્દેશિય અંગ્રેજ સરકારની રૈયતે કાંઈ ગુન્હો કર્યાનો વેહેમ આવ્યો હતો, તથા ગુન્હો કરનારાઓને સુરત ડિસ્ત્રિકટમાં પેહેલા વર્ગના માજીસ્ત્રેટના વારંટના આધારે પકડ્યા હતા એવી બાબતમાં એવું ઠરાવ્યું કે—

સને ૧૮૭૨ ના ૧૧ ની કલમ ૯ પ્રમાણે માજીસ્ત્રેટને પોતે ચોકસી પુરી કરવાનો અખત્યાર હતો, તથા સન ૧૮૭૨ ના ૧૧ ની કલમ ૯ પ્રમાણે જે સરટીફીકેટની જરૂર હતી તે પોલીટીકાલ એજંટે ઘટતી રીતે આપ્યું હતું, માટે ક્રી. પ્રો. કો. કા. ૧૭૫ પ્રમાણે તોહોમતવાળાઓને ડિસ્ત્રિકટ માજીસ્ત્રેટ તરફ મોકલવાની તેને કલમ ૧૭૦ પ્રમાણે જરૂર નહોતી.

---

સને ૧૮૭૨ ના ૧૧ ની કલમ ૩—આ આકટમાં "પોલીટીકાલ એજંટ" આ શબ્દો લખ્યા છે તેઓનો અર્થ હેઠળ લખેલા અમલદારો એવો સમજવો અને તે શબ્દોમાં હેઠળ લખેલા અમલદારોનો સમાસ થાયછે એમ સમજવું.

(૧) બ્રિટિશઇંડ્યાની હદ બાહારના કોઈ મુલકમાં અથવા જગાએ હિંદુસ્થાનની અંગરેજ સરકારની તરફથી મુખ્ય અમલદાર હોય તે અમલદાર.

(૨) કોઈ જગા બ્રિટિશઇંડ્યાનો ભાગ નહી હોય તે જગાએ આ આકટ પ્રમાણે પોલીટિકાલ એજંટનો સઘળો અથવા કેટલોએક અધિકાર ચલાવવાને ગવરનર

જનરલ ઇનકૌન્સિલે અથવા મદ્રાસ અથવા મુંબઈ ઈ-લાકાના ગવરનર ઇનકૌંસિલે બ્રિટિશ ઇંડ્યામાંહેનો કોઈ અમલદાર હોય તે અમલદાર એવો અર્થ સમજવો અને તે અમલદારનો સમાસ થાયછે એવું સમજવું. "એતદ્દેશીય સંસ્થાન" એટલે રાણી સાહેબનાં રાજના તાબામાંહેના હિંદુસ્થાનના મુલક બાહેરની સઘળી જગા એવું રાણી શાહેબની હિંદુસ્થાનની એતદ્દેશિય રૈયત બાબત સમજવું, અને.

રાણી સાહેબની સાથે દોસ્તી રાખનારા હિંદુસ્તાનના માંહેના રાજાઓનો અને સંસ્થાનોનો મુલક એવું રાણીની વિલાયતી રૈયત બાબત સમજવું.

એજ આક્ટની કા. ૯—બ્રિટિશઈંડ્યામાં રાણીની વિલાયતી અને એતદ્દેશીય રૈયત હોય તે રૈયત કોઈ એત દેશીય સંસ્થાનમાં ગુન્હા કરે તે બાબત તે સઘળાં માણસોની તજવીજ કરવી તે એવી રીતે કે બ્રિટિશઈંડ્યા માંહેની કોઈ જગાએ તે માણસ હોય અથવા જડે તે ઠેકાણે તેણે તેવા ગુન્હા કર્યા હોત તો જે પ્રમાણે તેની તજવીજ થાત તે પ્રમાણે તજવીજ કરવાનો અખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છેકે સદરહુ પ્રકારના કોઈ ગુન્હાના તોહોમતની ચોકસી બ્રિટિશઈંડ્યામાં કરવી નહીં, પણ બ્રિટિશઈંડ્યામાં ચોકશી થવી જોઇયે એવું મારા અભિપ્રાય પ્રમાણે તોહોમત છે એવો દાખલો જે મુકલમાં ગુનોહ કર્યાનું કહેતા હોય તે મુલકનો પોલિટિકાલ એજંટ હોય અને તે લખી આપે તો બ્રિટિશઈંડ્યામાં ચોકસી કરવી. અને વળી એવું ઠરાવ્યું છેકે તે ગુનોહ બ્રિટિશઈંડ્યામાં કર્યો હોત તો તેજ ગુનાહ બાબત તે માણસ ઉપર આગળ બીજું વધારે કામ ચાલવાને આ કલમ પ્રમાણે તે માણસ ઉપર કાંઈ કામ ચલાવ્યું હોય તેથી હેઠળ લખેલી વાતને પણ હરકત થાયછે એવું સમજવું, એટલે તેજ ગુનોહ કોઈ એતદ્દેશીય સંસ્થાનમાં કર્યો બાબત આ આ-

કટ પ્રમાણે તે માણસ ઉપર આગળ બીજુ વધારે કામ ચલાવવાને હરકત થાયછે એવું સમેજવું.

ક્રી. પ્રો. કો. કા. ૧૭૪—કોઈ બીજી ડિસ્ત્રિકટ મધ્યે અથવા બીજા ભાગ મધ્યે કાંઈ ગુન્હો થયો એમ જાણવામાં આવ્યું હોય અથવા એવો શક હોય, તે ગુન્હા બાબત કોઈ સખસને પકડવાનું આ આકટની કા. ૧૫૭ મુજબ કોઈ વારંટ મોકલ્યું હોય, તે સખસને પકડવામાં આવે, ત્યારે જે માજીસ્ત્રેટે તે વારંટ મોકલ્યું હોય, તે માજીસ્ત્રેટને અગર તે ચોકસી પોતેજ પુરી કરવાનો અખત્યાર ન હોય, તો તેણે તે પકડાયલા સખસને જે માજીસ્ત્રેટની હકુમતની હદમાં તે ગુન્હો થયો એમ જાણ્યામાં આવ્યું હોય અથવા એવો શક આવ્યો હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો; અથવા, જે ગુન્હા બાબતનો તે સખસની ઉપર શક હોય તે ગુન્હો અગર જામીન લઈ શકાય એવો હોય તો તે માજીસ્ત્રેટની આગળ હાજર થવાનો જામીન તેનો લેવો.

પકડેલા સખસને કયા માજીસ્ત્રેટ પાસે મોકલવો, એ વિષે અગર જે માજીસ્ત્રેટે તે વારંટ મોકલ્યું હોય તે માજીસ્ત્રેટનાં મનમાં ખાતરજમાં ન થાય; ત્યારે હાઈકોર્ટનો હુકમ થવા સારૂ તેણે તે કામનો રિપોર્ટ કરી મોકલવો.

એજ આકટની કા. ૧૭૫ કા. ૧૫૭ મુજબ ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટ સિવાય બિજા કોઈ માજીસ્ત્રેટે મોકલેલાં વારંટ ઉપરથી અગર કોઈ સખસને પકડવામાં આવ્યો હોય, તો તે માજીસ્ત્રેટે તે પકડાયલા સખસને ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટ પાસે મોકલવો; પણ જે માજીસ્ત્રેટની હકુમત મધ્યે તે ગુન્હો થયોછે એવો શક આવ્યો હોય તે માજીસ્ત્રેટે અગર તે સખસને પકડવા સારૂ પોતાનું વારંટ મોકલ્યું હોય, તો તે પકડેલા સખસને જે પોલીસ અમલદાર તે વારંટ બજાવતોહોય તે પોલીસ અમલદારને હવાલે કરવો, અથવા જે માજીસ્ત્રેટે તે વારંટ મોકલ્યું હોય તે માજી-

સ્ત્રેટની પાસે મોકલી દેવો.

તે પકડેલા સખ્સની ઉપર જે ગુન્હા બાબત શક આવ્યો હોય તે ગુન્હો અગર તેજ ડિસ્ત્રિકટની બીજી તાબામાંની કોર્ટની હકુમત મધ્યે થયો હોય, તો આ આકટની ૧૫૭ મી કલમ મુજબ જે માજીસ્ત્રેટે તે વારંટ મોકલ્યું હોય તે માજીસ્ત્રેટે તે પકડાયલા સખ્સને ડિસ્ત્રિકટના જે ભાગ મધ્યે તે ગુન્હો થયો હોય તે ભાગના માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો.

---

### સરકાર વિરૂદ્ધ સીવરામ રઘુનાથ

તા. ૨૫ નવેમ્બર ૧૮૭૫

જે માલ પોતાની પાસેથી ચોરીએ ગયો હતો એવો ફરિયાદી કરનારને વેહેમ આવ્યો તે માલ કહી કાંઈ લાકડાં તેણે પોલીસના તાબામાં આપ્યાં. તોહોમતવાળાએ એ લાકડાં પોલીસના તાબામાંથી જોર જુલમથી લીધાં ચોરાયલો માલ છે એવું જણાયલો ચોરીનો માલ બદદયાનતથી લીધાના તોહોમત બદલ જો કે અવલ કોર્ટના માજીસ્ત્રેટ તથા અપીલ કોર્ટના શેશન જડજ એ બંનેનું એવું મત હતું કે માલ પાછો લીધાથી જે પુરાવો થાયછે તે શિવાય લાકડાં ખરેખર ચોરાયલાં હતાં એવો પુરાવો નથી તો પણ ચોરાયલો માલ છે એવું જણાયલો ચોરીનો માલ બદદયાનતથી લીધાનું તા. હંગામો કર્યાનું તોહોમતવાળા ઉપર સાબિત થાયછે એવું તેઓએ ઠેરવ્યું.

તેમાં એવું ઠરાવ્યું કે લાકડાં લેવામાં તોહોમતવાળા તરફથી જે વર્તણુક થઈ તે ઉપરથી લાકડાં ચોરીનાં છે એવું તે જાણતો હતો યાને એમ માનવાને કારણ હતું એવો પુરાવો થાય; પણ તે વર્તણુક ઉપરથી લાકડાં ખરેખર ચોરીનાં છે એ વાત સાબિત થઈ શકતી નથી, તથા લાકડાં બદદયાનતથી ફરિયાદ કરનાર પાસેથી લઈ તોહોમતવાળાને આપ્યાં એવું બાજબી રીતે સાબિત થાય

એવો પુરાવો નથી, માટે ચોરેલો માલ બદદયાનતથી લેવાનું તોહોમત સાબિત થયાનો ઠરાવ કાયમ રહી શકતો નથી કારણ આ કોરટનો અભિપ્રાય એવો છે કે માલ ખરેખર ચોરીનો છે એ બાબતના આધારમાં જો કેવળ તલમાત્ર પુરાવો હોય તો તે દિવાની કામમાં પણ જ્યુરીને સોંપવો નહીં, ફોજદારી કામમાં તો ત્યારે જ્યુરીને સોંપવોજ ન જોઇયે ને માજીસ્ત્રેટે તો તેની ઉપર સાબિતીના ઠરાવનો પાયો મુદલ રચવોજ ન જોઇયે.

---

### સને ૧૮૬૬
### સરકાર વિરૂદ્ધ સીતા કોમવેંકુ વિગેરે
#### તા. ૧૦ જાન્યુઆરી ૧૮૭૬

પ્રથમ ચોકશી કરતી વખતે કાંઈ પુરાવો ન લેતાં કામ ઇનસાફ થવા સારૂ કમીટ કરવું ગેરકાયદેસર છે એમ ઠરાવ થયો અને તે તેમ છે તેથી રદ કરવામાં આવ્યું. તોહોમતવાળા શખસને સવાલ પુછી તેના જવાબ લેવાની કલમો ૧૯૩ તથા ૩૪૨ પ્રમાણે માજીસ્ત્રેટને ફરજ છે એમ નથી પણ કલમ ૨૪૮ માં એવો અભિપ્રાય છે કે તેને સવાલ પુછી તેના જવાબ લેવા અને તોહોમતવાળા શખસને પોતાની તરફનો પુરાવો હાજર કરવાની તક પણ આપવી જોઇયે એમ કલમ ૩૫૭ માં છે તે પુરાવો ન લેવા બાબત પોતાનાં કારણો કયાં કયાં છે તે દફતરમાં લખ્યા વગર માજીસ્ત્રેટથી તે લેવાની ના પડાય નહીં.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૯૩ ચોકસી ચાલતી હોય તેવામાં તોહોમતવાળા શખસને અગાઉથી તાકિદ આપ્યા વગર વખતે વખતે તે તોહોમતવાળાની જબાની લેવાને, તથા તેને જે સવાલ પુછવા પોતાને જરૂર જણાય તે સવાલો પુછવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયાર છે.

તે સવાલોના જવાબ આપવાની ના કહેવા બાબત અથવા તે સવાલોના ખોટા જવાબ દેવા બાબત તે તોહોમતવાળો શખસ શિક્ષાને લાયક થશે નહી. પણ તેણે એ પ્રમાણે ના કહી હોય તે ઉપરથી પોતાને બાજબી જણાય તેવું અનુમાન માજીસ્ત્રેટે કરવું.

ખુલાસો—તોહોમતવાળા સખસે જે જવાબ આપ્યો હોય તે જવાબ ચોકસી ચાલી હોય તેજ કામમાં આપવાનો અખત્યાર છે એટલુંજ નહીં, પણ તેના જવાબ ઉપરથી તેણે જે બીજા ગુન્હા કર્યાનું દેખાતું હોય તે ગુનાઓનો ઇનસાફ થાય ત્યારે પણ પુરાવામાં આપવાનો અખત્યાર છે.

ક્રી. પ્રો. કો. કા. ૨૪૮ ઇનસાફને સારૂ કમિટ કરીને કામ મોકલનારા માજીસ્ત્રેટની આગળ તોહોમતવાળા સખસે આપેલી જબાની ઇનસાફની વખતે પુરાવામાં આપવી.

ક્રી. પ્રો. કો. કા. ૩૪૨ ચોકશી અથવા ઇનસાફનું કામ ચાલતું હોય ત્યારે કોઈપણ વખતે ફોજદારી કોર્ટ પોતાને યોગ્ય જણાય તેવા સવાલ વખતે વખતે તોહોમતવાળા સખસને પુછવાને મુખ્તિયાર છે.

ક્રી. પ્રો. કો. કા. ૩૫૭ ઇનસાફ થવા સારૂ શેશનકોર્ટમાં અથવા હાઇકોર્ટમાં કામ કમિટ કર્યા પેહેલાં પ્રથમ ચોકસી કરતી વખતે માજીસ્ત્રેટે ફરિયાદ કરનારની તરફના સાહેદોને હાજર કરવા તે, વારંટ કરીને ઇનસાફ કરવાના મકદમામાં જે રીતે શાહેદોને હાજર કરવામાં આવે છે તે રીતે હાજર કરવા. અને તોહોમતવાળા ઉપર પુરાવો પડ્યો હોય તેનો જવાબ દેવા સારૂ અથવા તે ખોટો પાડવા સારૂ તેની તરફના જે શાહેદનું નામ કહ્યું હોય તેને સમન કરવાનું માજીસ્ત્રેટની નજરમાં આવે તો તેણે તેને સમન કરવો. એ પ્રમાણે જે સાહેદનું નામ કહ્યું હોય તેને સમન કરવાની માજીસ્ત્રેટ ના કહે તો ના કહેવાનું કારણ તેણે દફતરમાં લખવું.

ઇનસાફ થવાસારૂ કામ કમિટ કર્યાપછી અને ઇન- સાફ થવા માંડ્યા પેહેલાં બીજા શાહેદોને સમન કરીને તેઓની શાહેદી લેવાને અને હાજર થઇને શાહેદી પુરવા સારૂ તેઓના મુચલકા લખાવી લેવાને માજીસ્ટ્રેટ મુખ્- ત્યાર છે. તે શાહેદોની શાહેદી બને તો, તોહોમતવાળાની રૂબરૂ લેવી; અને દરેક પ્રસંગે તે શાહેદોની જબાનીની નકલ તેની પાસેથી ખરચ લીધા વગર તેને આપવી.

---

## સરકાર વિરૂદ્ધ ફકીરપરશોતમ

તા. ૧૦ જાનેવારી ૧૮૭૬

મીઠાની જમાબંધી ખાતામાંનો નોકર એક સીપાઇની પાસે એની મેળે થયેલુ મીઠું માગ્યું તે તેણે પોતાના ખા- નગી ઉપયોગને સારૂ એકઠું કર્યું હતું.

તેમાં ઠરાવ્યું કે મુંબાઇના સને ૧૮૭૩ ના આકટ ૭ ની કા. ૧૮ એ, તે તોહોમતવાળા સખસના કૃત્યને લા- ગતી નથી તોપણ કલમ ૩ માં "પકાવવું" આ શબ્દનું લક્ષણ લખ્યું છે તે કલમના આધારથી જોતાં તે શબ્દમાં મીઠું એકઠું કરવું એનો શમાવેશ થાયછે, તથા તે કૃત્ય કલમ ૧૯ ઉપરથી સજા થવા પાત્ર હતું તથા કા. ૪૯ ઉપરથી તેને સારૂ સજા અપાય.

---

મુંબાઇના સને ૧૮૭૩ ના આકટ ૭ ની કા. ૩ માંથી "પકાવવું" એની વાખ્યા.

"પકાવવું" આ શબ્દમાં મીઠું તૈયાર કરવું તથા એકઠું કરવું એ બેઉ વાનાંનો સમાસ થાયછે.

એજ આકટની કા. ૧૮ આ આકટના ઠરાવ પ્રમાણે પરવાનો આપેલો નહીં હોય એવાં મીઠાગર જે જગાએ અથવા ઠેકાણે હશે અથવા જે જગામાં અથવા ઠેકા- ણાંમાં મીઠું પોતાની મેળે તૈયાર થાયછે તે જગામાં અથવા ઠેકાણામાં કોઇપણ વખતે જવાનો અધિકાર આ

આક્ટ પ્રમાણે નિમેલા કોઇપણ અમલદારને તથા કોઈ પણ રેવિન્યુ અથવા જકાતના અથવા પોલીસ અમલદારને છે. અને સદરહુ પ્રમાણે પાકવેલું મીઠું અથવા પોતાની મેળે થયેલું કોઈપણ મીઠું તથા સદરહુ પ્રમાણે મીઠું પાકવવા સારૂ તૈયાર કરેલાં અથવા ઉપયોગમાં આણેલાં કાંઈપણ કામ અથવા બાંધકામો કબજામાં લેવાનો અથવા તેનો નાશ કરી નાખવાનો અધિકાર તેને છે.

કલમ ૧૯—કોઈ માણસને મીઠું પાકવવાનો પરવાનો આ આક્ટમાં આગળ ઠરાવેલી રીતે આપ્યો નહીં હશે તેને મુંબાઈ પ્રેસીડેન્સીમાં મીઠુ પાકવવાનો અધિકાર નથી.

કલમ ૪૯ જે કાંઈ માણસ પરવાના વગર અથવા પોતાના પરવાનાની હદબાહારે અથવા પરવાનામાં લખેલી સરતોમાંની કોઈ શરત તોડીને મીઠું પાકવશે તેને પીનલકોડમાં બે પ્રકારની કેદ કહી છે તેમાંની ગમે તે એક પ્રકારની કેદની શિક્ષા ઘણામાં ઘણા છ મહિના સુધીની કરવી અથવા ૧૦૦૦ રૂપિયા સુધી દંડ કરવો અથવા એ બેઉ શિક્ષા કરવી,

---

## સરકાર વિરૂદ્ધ ચતુર પુરૂષોતમ.

તા. ૧૭ જાનેવારી ૧૮૭૬

ગુનેગારના સોબતીની જુબાની બાબતનો હિંદુસ્તાનનો કાયદો જેને સને ૧૮૭૨ ના હીંદુસ્થાનના પુરાવાના આક્ટ ૧ ની કલમો ૧૩૩ તથા ૧૧૪ દ્રષ્ટાંત (બ) માં કહ્યો છે તે તથા તેજ બાબતનો ઈંગ્લાંડનો કાયદો એ ખરેખર એકજ છે તે એવો કે ગુન્હાના કામમાં ગુન્હેગારના સોબતી એજે સખસોનાં નામો લીધાં હશે તેઓની વિશે પુષ્ટી મળે એવો પુરાવો મુકદમમાં હોવો જોઇયે એટલુંજ નહીં તો કાર્પસડિલિકટાય (ગુન્હા સંબંધી મુખ્ય મુદાની વાત વિશે) તેજ પ્રમાણે કાંઈ પ્રથમ દર્શની પુરાવો પણ તેમાં હોવો જોઈયે, માટે તે સોબતીના કબજામાં મળેલા પત્રોમાંનો

મજકૂર એટલો તો સંદીગ્ધ શબ્દોથી લખ્યો છે કે તે ખુદ તે સોબતીએ કરેલા સુચક અર્થ બરાબર છે એમ પેહેલ-વેહેલું કબુલ કર્યા શિવાય તે શબ્દો ઉપરથી તોહોમતવાળાની વિરૂદ્ધ કાંઈ પણ પ્રતિકુળ અનુમાન કરાય નહીં એવા પત્રો ઉપરથી તે સોબતીએ કહેલી વાત યા મજકુરને પુષ્ટી મળે એવો પુરાવો નથી એમ ઠેરવવામાં આવ્યું.

---

સને ૧૮૭૨ ના પુરાવાના આકટની કા. ૧૧૪ કોર્ટ અમુક કામની હકિકતને સંબંધે કુદરતી બનાવની, તથા મનુષ્યની વર્ત્તણુકની, તથા સરકારી તથા ખાનગી કામ-કાજની સાધારણ ગતી ઉપર વિચાર રાખતાં કોઇ હકિકત બન્યાનો સંભવ છે, એવું કોર્ટની નજરમાં આવે, તો તે હકીકત બનેલી છે એવું અનુમાન કરવાને કોર્ટ મુખ્તિયાર છે.

દ્રષ્ટાંત (બ) ગુન્હાના કામમાં ગુન્હેગારના સોબતીની જુબાનીને મુખ્ય મુદાની વાતે બીજા પુરાવાથી પુષ્ટી ન મળે તો તે સોબતીનું કેહેવું ભરોંસો રાખવા યોગ્ય નથી, એવું અનુમાન કરવાને કોરટ મુખ્તિયાર છે.

એજ આકટની કા. ૧૩૩ ગુન્હાના કામમાં તોહોમત-વાળાનો સોબતી તોહોમતવાળાની વિરૂદ્ધ શાહેદી આપવાને લાયક છે; અને કોઈ ગુન્હો સાબિત કર્યાનો ઠરાવ એવા સોબતીની વગર પુષ્ટીની સાહેદી ઉપરથી કર્યો છે, એજ કારણને લીધે માત્ર સદરેહુ ઠરાવ ગેરકાયદે છે, એમ સમજવું નહીં.

---

રતનાગીરીના માજીસ્ટ્રેટનું પત્ર નંબર ૬૭૫ તા. ૭ મારચ ૧૮૭૬નું આબાપરથી ચેમ્બરમાં થયેલો ઠરાવ

તા. ૨૧ મારચ ૧૮૭૬

તોહોમતવાળાને માજીસ્ટ્રેટની તરફ તાબડતોબ મોકલ-વાનું બાજબી થશે એવો પાકો પુરાવો નથી એમ પોલીસ અમલદારને લાગ્યું માટે તે અમલદારે તે તોહોમતવાળાને જામીન લઇને છોડી મુક્યો અને જેમાં જામીન લેવાય

નહીં એવું તે કામ હતું માટે તે વિશે માજીસ્ટ્રેટનો હુકમ મળવા સારૂ ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કલમ ૧૨૫ પ્રમાણે તે પોલીસ અમલદારે રિપોર્ટ કર્યો પણ માજીસ્ટ્રેટને એમ લાગ્યું કે તે પુરાવા ઉપરથી પ્રથમ દર્શની કામ સાબિત થાયછે માટે તે કામ આપણી તરફ મોકલી દેવાનો તેણે હુકમ કર્યો.

તેમાં ઠરાવ્યું કે કા. ૧૨૫ પ્રમાણે પોલીસે જામીન લેવા એ કેવળ ચાલુ પ્રસંગનો બંદોબસ્ત છે માટે જામીન લેવાય નહીં એવું કામ તોહોમતવાળા ઉપર પ્રથમ દર્શની સાબિત છે એમ જ્યારે માજીસ્ટ્રેટ ઠરાવ કરશે ત્યારે તોહોમતવાળાને ફરીથી પકડીને માજીસ્ટ્રેટ તરફ કેદ કરી મોકલવો.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૨૫ સુરતના માજીસ્ટ્રેટના પત્ર નંબર ૩૦૬ આગ્નાપરથી થયેલો ઠરાવ પાને ૨૪૩ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ગણુપથ્યાબીન હરી

તા. ૮ જુન ૧૮૭૬

એક સગીર વયના ગુન્હેગારે ઘરમાં ચોરી કર્યાનો ગુન્હો કર્યો છે એમ ઠરાવ કરી માજીસ્ટ્રેટે તેને ત્રણ મહિના સખ્ત કેદની શિક્ષા કરી હુકમ કર્યો કે આ શિક્ષાના બદલામાં તે ગુન્હેગારને ચઉદ મહીના સુધી સુધારાના ઘરમાં કેદ રાખવો.

ઠરાવ્યું કે ફરમાણી મુદત સુધી કેદની સજા માજીસ્ટ્રેટે એકવાર આપ્યા પછી તે ગુનેગારને તેથી વધારે મુદત સુધી સુધારાના ઘરમાં કેદ રાખવો એવો હુકમ તે ફરમાવી શકતો નથી.

---

સોલાપુરના જોઈંટ શે. જડજનું પત્ર નં. ૮૩૮
તા. ૨૪ જુલાઈ સને ૧૮૭૬નું આગ્નાપરથી

ચેમ્બરમાં થયેલો ઠરાવ.

તા. ૨૫ જુલાઈ ૧૮૭૬

રજા ઉપર જવા સારૂ નિકળનારા કોઇએક માજીસ્ટ્રેટે પોતાને ઇનસાફ કરવાસારૂ યોગ્યરીતે અખત્યાર છે એવું એકાદ કામ કેદી તરફેણના શાહેદો હાજર નથી અને પોતાની જગા ઉપર આગળ આવનારા માજીસ્ટ્રેટને તજવીજ નવેસરથી શરૂ કરવાને અગવડ પડે નહી એટલાજ સબબ ઉપરથી તે કામ શેશન કોર્ટમાં કમિટ કરવામાં તેણે યોગ્ય નજર પોચાડી નહી પણ તે કમિટમેંટ રદ કરવાનું હાઇકોર્ટથી બાજબી થશે એવો કાંઈ ગેર કાયદા પ્રકાર તેણે કરવામાં કરેલો નથી.

---

સરકાર વિરૂદ્ધ આપ માહાત્મા

તા. ૫ અકટોમ્બર ૧૮૭૬

લેટર્સ પેટંટ તા. ૨૮ ડીશેમ્બર ૧૮૬૫ ની કા. ૨૯ ની રૂઇયે શેશન કોર્ટમાં ફાઇલ કરેલી એકાદ ફોજદારી અપીલ પોતે સાંભળવા સારૂ હાઇકોર્ટ મોકલાવી શકે.

---

સરકાર વિરૂદ્ધ ઇસબમુસા વિગેરે

તા. ૨૦ નવેમ્બર ૧૮૭૬

ભરૂચના ઠાકોરોનો છુટકો કરનારો આકટ ૭૧ નો ૧૫ તેની રૂએ નિમેલા વહીવટદારે જમાબંધી સંબંધી પ્રોસેસીસ (હુકમોના કાગળો) બજાવવાનું તથા વસુલ લેવાનું કામ કરવા સારૂ રાખેલો કારકુન હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કા. ૨૧ ની રકમ ૯ ના અર્થ મુજબ સરકારી નોકર છે કારણ કે એવા પ્રકારનો કારકુન કેવળ ઠાકુરોની તરફમાંજ નહી પણ સરકારની તરફમાં પણ ધારો વસુલ કરેછે.

---

પી. કો. કા. ૨૧ રકમ ૯ સરકાર વિરૂદ્ધ રામાજીરાવ

જીવાજીરાવ વિગરેનો ફેસલો પાને ૧૨૪ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ગોપાળ સંતુ

તા. ૨૧ નવેમ્બર ૧૮૭૬

પિનલકોડના બાબ ૧૨ યા ૧૭ ના આધારથી ૩ વરસ સુધીની અથવા ૩ વરસ કરતાં વધારે મુદતની કેદની શિક્ષા કેહેવાનો અખત્યાર છે એવો એકાદ ગુન્હો જેના ઉપર આગળ સાબિત થયો છે એવા તોહોમતવાળા ઉપર પાછળથી એ બાબોમાંથી એક બાબના આધારથી ૩ વરસ સુધીની કેદની શિક્ષા કેહેવાનો અખત્યાર છે એવા એકાદ ગુન્હો સાબિત થયેલા કામમાં.

ઠરાવ્યું કે ૧૦ વરસની સમુદ્રપારની શિક્ષા ગેરકાયદેસર છે. હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કા. ૭૫ મુજબ તોહોમતવાળાને જીવતા સુધી સમુદ્રપાર મોકલવો પણ તેને છ વરસથી વધારે મુદતની કેદ થવી નહી જોઇયે.

---

પી. કો. કા. ૭૫ સરકાર વિરૂદ્ધ વિઠીયાવલદ સુભાનાનો ફેસલો પાને ૧૭૯ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ધોંડી વલદે શીવરામ

તા. ૨૧ નવેમ્બર ૧૮૭૬

સને ૧૮૬૬ નો મુંબાઈ આકટ ૨ પસાર થયા બાદ આગળ કલેકટરની કોરટ બંધ થઈ અને સને ૧૮૬૪ ના મુંબાઈ આકટ ૫ ના સંબંધમાં મામલેતદારોનું કલેકટરના તાબામાં રેહેવું બંધ થયુંછે ત્યારે મુંબાઇના આકટ ૫ સને ૧૮૬૪ ના આધારથી મામલેતદારની સામે જાણી જોઇને જુઠી સાહેદી એકાદ ફરીયાદમાં આપ્યા બાબત એકાદ સખસ ઉપર ફોજદારી કામ ચલાવવાનો અખત્યાર આપવા સારૂ કલેકટરની મંજુરી બસ નથી.

---

## સને ૧૮૭૭

## સરકાર વિરૂદ્ધ વિઠલભટ વિગેરે

તા. ૨૪ જાનેવારી ૧૮૭૭

કમીટ કરનારા માજીસ્ત્રેટે આપવા માંડેલી માફી તોહોમતવાળાએ કબુલ કરી તથા શેશનકોર્ટ આગળ તેણે શાક્ષી આપી; પણ શેશન જડજના તથા આસેસર લોકોના ધાર્યામાં એવું આવ્યું કે તેણે જાણી જોઇને જરૂરની વાતો છુપાવી રાખી તેથી શેશન જડજે તેને પીંજરામાં ઉભો કરવા એકદમ હુકમ કરી ગુન્હેગાર છઉ એવા તેના જવાબ ઉપર તેને ગુન્હેગાર ઠેરવ્યો.

(એ બાબતમાં) એવો ઠરાવ કરવામાં આવ્યો કે ગુન્હો સાબિત થયાનો ઠરાવ બેકાયદેસીર છે તે રદ કરવો જોઇયે કારણ કે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કા. ૩૪૯ માં ફરમાવ્યા પ્રમાણેકમિટ કર્યા વગર શેશન જડજને તે ગુનાની ચોકશી કરવાનો અધિકાર નહોતો.

---

ક્રી. પ્રો. કો. કા. ૩૪૯—કલમ ૩૪૭ અથવા ૩૪૮ પ્રમાણે માફી આપવાનું કોઈ સખસને કહ્યું હોય ત્યારે અગર ઇનસાફ કર્યા પેહેલાં માજીસ્ત્રેટને, અથવા ફેસલો કર્યા પેહેલાં શેશન કોર્ટને અથવા લખી મોકલીને પુછવાની અથવા તપાસની કોર્ટ દાખલ હાઇકોર્ટને એમ જણાય કે જે સખસે માફી આપવા માંડેલી કબુલ કરીછે તે સખસ તે માફી જે સરતોથી તેને આપવાનું કહેલું તે સરતો મુજબ ચાલ્યો નહીં, એટલે તેણે જાણી જોઈને કાંઈ જરૂરની વાત છુપાવી અથવા ખોટી શાહેદી આપી તો જે ગુન્હા બાબત તે માફી આપવાનું કહ્યું હોય તે ગુન્હા બાબત તે સખસનો ઇનસાફ થવા સારૂ તે સખસને કમિટ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અથવા તે સખસને કમિટ કરવાનું ફરમાવવાને તે કોર્ટ મુખ્તિયાર છે.

આ કલમ પ્રમાણે જે માફી રદ કરી હોય તે માફીની વખતે કોઈ સખસે કાંઈ મજકુર કહ્યો હશે તે તેની ઉપર પુરાવામાં રજુ કરવાનો અખત્યાર છે.

---

કલાદગીના માજીસ્ત્રેટનું પત્ર નંબર ૫૯૭ સ. ૧૮૭૭ નું આવ્યાથી ચેમ્બરમાં થયેલો ઠરાવ

તા. ૧૫ મારચ ૧૮૭૭

ફરિયાદ કરનારની તરફથી લખી આપેલા જે શાહેદો હાજર તથા મળી આવતા હોય તેઓ બધાની શાહેદી લેવામાં આવી હોય તો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કા. ૨૧૫ ના ૩ જા ખુલાસા ઉપરથી તોહોમતવાળાને છોડી મુકવાને પ્રતિબંધ થતો નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૧૫ નો ખુલાશો ૩ જો સરકાર વિરુદ્ધ સંગાપા સંક્રોપાનો ફેસલો પાને ૨૧૪ મે છે તે નિચે જુઓ.

---

થાણાના માજીસ્ત્રેટનું પત્ર નંબર ૭૯૭ તા. ૧૭ મારચ સને ૧૮૭૭ નું આવ્યાથી ચેમ્બરમાંનો ઠરાવ

તા. ૩૧ મારચ ૧૮૭૭

ગુન્હો કર્યાની તોહોમતવાળાની કબુલત ક્રી. પ્રો. કો. કા. ૧૨૨ પ્રમાણે લખી લેનાર માજીસ્ત્રેટને તે કાયદાના બાબ ૧૫ પ્રમાણે પ્રથમ ચોકસી કદાચીત પાછળથી કરવી પડે એટલી વાત ઉપરથી તે માજીસ્ત્રેટને તેની કબુલત લખી લેવાને હરકત નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૨૨ સરકાર વિરુદ્ધ બાઈ રતનનો ફેસલો પાને ૫૩ મે છે તે નિચે જુઓ.

---

કલાદગીના માજીસ્ત્રેટોનું ત્રીમાહીરિટર્ન તપાસ્યાથી થયેલો ઠરાવ.

તા. ૨૯ મે સને ૧૮૭૭

પરરાજ્યમાં આ લોકોપર ફોજદારી કામ ચાલુ છે એટલાજ ફક્ત કહેવાપરથી તે લોકોને પેહેરામાં રાખવા બ્રિટિશ માજીસ્ત્રેટને અધિકાર નથી. પરરાજ્યના ગુન્હેગારોને સ્વાધીન કરવા બાબતના આકટ પ્રમાણે અટકાવી રાખેલા સખસો બાબત યોગ્ય તજવીજ કરવામાં જો ન આવે તો તેઓને છોડી મુકવા જોઇયે.

---

અમદાવાદના જીલ્લા માજીસ્ત્રેટનો પત્ર નંબર ૭૬૮ તા. ૧૪ મે સને ૧૮૭૭ નો આવ્યાથી ચેમ્બરમાંનો ઠરાવ

તા. ૧૨ જુન સન ૧૮૭૭

ક્રી. પ્રો. કો. કા. ૪૮૯, ૪૯૦, ૫૦૦ તથા ૫૦૪ એજ કાયદાના પરીશીષ્ટ બેના નમુના ई તથા ग भेगी લઈ ધ્યાનમાં લેતાં જે સખસોના સુલેહ રાખવા બાબત અથવા જે સખસોના સારીરીતે ચાલવા બાબત તકરાર કરવામાં આવી હોય તે સખસોએ મજકુર કાયદાની કા. ૫૦૯ પ્રમાણે લખી આપેલા ખતોને સને ૧૮૭૦ ના કોર્ટફી આકટ ૭ ની કલમ ૧૯ ની રકમ ૧૫ પરથી કોરટફીની માફી છે કારણ કે એ રકમમાં "પોતાની જાતે હાજર થવા બાબતના અથવા બીજા કસા બાબતના મુચલકા" બાબત ફી બેસવાની નથી એમ લખ્યું છે; પણ એ સખસ સુલેહ રાખશે અથવા કે સારીરીતે ચાલશે એવા તે સખસના જે જામીનોએ જુમો લીધો હોય તેઓએ લખી આપેલાં ખતો હાજર જામીન ખતો નથી તેમ મુચલકા પણ નથી, તથા તેઓને એ પ્રમાણે (ફીની) માફી નથી, પણ એજ આકટના પરીશીષ્ટ ૨ની રકમ ૬ પ્રમાણે તેઓની ઉપર આઠ આનાની કોર્ટ ફી લાગુ છે, કારણ કે એ ખતનો સમાસ "જે બીજા દસ્તાવેજ ઉપરથી કંઈ વાત કરવાની જરૂર પડતી હોય તે દસ્તાવેજ બાબત આ આકટમાં બીજીરીતે ઠરાવ કીધો

નથી તે દસ્તાવેજ કોઈ કોર્ટના અથવા હકુમત ચલાવનારા અમલદારોના હુકમથી આપ્યો હશે ત્યારે" એ શબ્દમાં થાયછે.

---

ટીપ. ઉપર બતાવેલી ક્રી. પ્રો. કો. ની કલમો ઉપર જણાવી છે તે આ કામમાં ખાસ તાલુક રાખતી નથી કારણ કે આ ફેસલો કોર્ટફી ઉપર છે. તેથી બધી કલમો પુર્ણ ન લખતાં ક્રી. પ્રો. કો. ની કલમોની ટુંક વિગત નિચે આપી છે.

કા. ૪૮૯ (ગુન્હો ઠરે ત્યારે ગુન્હેગાર પાસેથી સુલેહનો મુચલકો લખાવી લેવા) કા. ૪૯૦ (સુલેહ રાખવા સારૂ જામીન) કા. ૫૦૦ (મુચલકા રદ કરવા) કા. ૫૦૪ (છ મહીના સુધીના ફેલ જામીન માગવા બાબત) કા. ૫૦૯ (જામીન માગવાના હુકમમાં શું લખવું તે.)

સને ૧૮૭૦ ના આકટ ૭ની કા. ૧૯ તથા તેની રકમ ૧૫

કા. ૧૯ આ આકટના કોઈ ઠરાવથી નિચે લખેલા દસ્તાવેજો બાબત ફી બેસસે એવું સમજવું નહીં.

રકમ ૧૫. ફોજદારી કામ માંહેના હાજર જામીનખત તથા ફરિયાદ કરવાના અથવા સાહેદી પુરાવાના મુચલકા અને પોતાની જાતે હાજર થવા બાબતના અથવા બીજા કશા બાબતના મુચલકા.

પરીશીષ્ટ ૨ નો નંબર ૬. જામીનખત બાબત અથવા જે બીજા દસ્તાવેજ ઉપરથી કાંઈ વાત કરવાની જરૂર પડતી હોય તે દસ્તાવેજ બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કીધો નથી તે જામીનખત અથવા દસ્તાવેજ કોઈ કોર્ટના અથવા હકુમત ચલાવનારા અમલદારના હુકમથી આપ્યો હશે ત્યારે.

---

## સરકાર વિરૂદ્ધ પદમનાભ રામચંદ્ર પૈ.

તા. ૨૬ જુન સને ૧૮૭૭

ક્રી. પ્રો. કો. કા. ૨૯૪ અથવા ૨૯૫ પ્રમાણે અપેલેટ કોર્ટ મંગાવે અથવા કે ઉંચા દરજાની કોર્ટ માગે તે

શિવાય પોતાનું ઇનિસાફી દફતર બીજા કોઇને આપવાને કોઈપણ કોર્ટ મુખ્તાર નથી. આવું કાયદેસર માગણું આગળ કદી કરવામાં આવે તે વખતે આપવા સારૂ એવું દફતર રાખી મુકવું જોઇયે. હકુમત ચલાવનારી સરકારને કાંઈ લખાણ અથવા રીપોર્ટ કરી મોકલવો હોય તો તેવા કામ સારૂ કાગળપત્રોની નકલો બસ છે, પણ ઉંચા દરજાની કોર્ટોને અપીલ કરવામાં આવી હોય અથવા કે તપાસ કરવો હોય તો તેવી બાબતમાં તો અસલ કાગળો અવશ્યક છે.

---

ક્રી. પ્રો. કો. ૨૯૪ મી કલમ. કોઈપણ શેશન કોરટે જે મુકદમાનો ઇનિસાફ કર્યો હોય તે ઇનિસાફ કરીને તે કોરટે કરેલો શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કાયદા મુજબ અથવા વ્યાજબી છે કે નહીં, તથા તે કોરટે કામ બરાબર રીતે ચલાવ્યું હતું કે નહીં, એ વિશે પોતાની ખાતરી કરવાના હેતુથી તે મુકદમાના કાગળો મંગાવીને તે તપાસવાને હાઇકોર્ટ મુખ્તાર છે.

ક્રી. પ્રો. કો. કા. ૨૯૫ પોતાના તાબામાંહેની કોઈપણ કોર્ટે કરેલો શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કાયદા મુજબ છેકે નહી, અને તે કોર્ટમાં કામ બરાબર ચાલેછે કે નહીં, એ વિષે પોતાની ખાતરી કરવાના હેતુથી તે કોર્ટનું દફતર ગમે તે વખતે મંગાવીને તપાસવાને કોઈપણ શેશન કોર્ટ અથવા ડિસ્ત્રિકટનો માજીસ્ત્રેટ મુખ્તાર છે.

આ કલમનાં કારણ સારૂ શેશન તુકડીમાંનો દરેક માજીસ્ત્રેટ તે તુકડીના શેશન જડજને તાબેછે એવું સમજવું.

---

કાનડા જીલ્લાના માજીસ્ત્રેટે સલાહ લેવાસારૂ મોકલેલું કામ
નંબર ૬૨ સને ૧૮૭૭ પૈકી
તા. ૨૬ જુલાઈ ૧૮૭૭

ક્રી. પ્રો. કો, કા. ૫૧૮ મુજબ ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટે કરેલો હુકમ એ, તેજ કાયદાની કા. ૫૨૦ મુજબ ઇનસા-

ફનું ચાલેલું કામ નથી, માટે તે હુકમ હાઈકોર્ટ તરફ, સલાહ સારૂ મોકલવાનો ડિસ્ત્રિકટ માજીસ્ટ્રેટને અધિકાર નથી પણ ડિસ્ત્રિકટ માજીસ્ટ્રેટ એ અમલ બજાવનારો અમલદાર છે એ હોદાથી તે હુકમનો નિકાલ કરવાને તેને છુટછે.

---

ક્રી. પ્રો. કો. કા. ૫૧૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો પાને ૬૬ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૫૨૦ કા. ૫૧૮ તથા ૫૧૯ મુજબ કરેલા હુકમ ઈનસાફનું ચાલેલું કામ છે એમ સમજવું નહી.

---

બેલગામના શેશન જડજે સલાહ માટે મોકલેલું

કામ નંબર ૮૦ સને ૧૮૭૭

તા. ૩૦ અગષ્ટ ૧૮૭૭

ક્રી પ્રો. કો. કા. ૪૬ મુજબ જ્યારે કોઈ મુકદમો (ચાલેલા કામ સાથે) ડિસ્ત્રિકટ માજીસ્ત્રેટ તરફ મોકલવામાં આવે ત્યારે તે કામમાં પોતાની સમજણ પ્રમાણે યોગ્ય તથા જે કાયદેસર હોય તેવો ફેસલો, યા શિક્ષા યા હુકમ તેણેજ કરવો જોઈયે. શેશન કોરટે અગર બીજી કોઈ કોરટે (તે મુકદમાનો) ફરીથી ઈનસાફ કરવો એવો હુકમ કરવાનો તેને અખત્યાર નથી. પણ જે માજીસ્ત્રેટ આગળ (તે મુકદમાનો) ઇનસાફ થયો તેની હકુમતની બાહારનો કોઈ ગુન્હો બન્યોછે એવું ડિસ્ત્રિકટ માજીસ્ત્રેટને લાગે તો તેવો (એટલે ફરીથી ઇનસાફ કરવાનો) હુકમ કરવાને તેને અખત્યાર છે.

---

ક્રી. પ્રો. કા. ૪૬—અધિકાર હોય એવો ૨ જા અથવા ૩ જા વર્ગનો કોઈ માજીસ્ત્રેટ તોહોમતવાળા સખસને તકસીરવાર ઠરાવે ત્યારે તે માજીસ્ત્રેટના વિચારમાં એમ આવે કે જેટલી સજા કરવાનો મને અખત્યાર છે તે કરતાં વધારે સખત સજા તેને થવી જોઈયે તો તેને પો-

તાનો ઠેરાવ દફતરમાં લખી મુકવાનો અખત્યાર છે અને શિક્ષાનો હુકમ કર્યો નહીં હોય તો ડિસ્ટ્રિકટના જે માજીસ્ટ્રેટના અથવા ડિસ્ટ્રિકટના ભાગના જે માજીસ્ટ્રેટના હાથ તળે પોતે હોય તે માજીસ્ટ્રેટની પાસે મુકદમાના કાગળ અને તોહોમતવાળા સખસને મોકલી દેવાનો તેને અખત્યાર છે.

જે માજીસ્ટ્રેટની પાસે તે મુકદમાના કાગળ મોકલ્યામાં આવ્યા હોય તે માજીસ્ટ્રેટની નજરમાં આવશે તો પક્ષકારોની જબાની લેવાનો તથા તે કામમાં જેણે આગળ સાહેદી આપી હોય તેવા કોઈ પણ સાહેદને પાછો બોલાવીને તેની જબાની લેવાનો અને બીજા કાંઈ સાહેદને સમન કરીને તેઓની સાહેદી લેવાનો તે માજીસ્ટ્રેટને અખત્યારછે. અને તે માજીસ્ટ્રેટે તે કામમાં પોતાને યોગ્ય જણાય તેવો કાયદા મુજબ ફેસલો અથવા શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કરવો પણ એવું ઠરાવ્યું છે કે આ આકટની ૨૦ મી કલમ પ્રમાણે તે ઘણું કરીને જેટલો અખત્યાર ચલાવે તે અખત્યાર બાહાર તેણે જવું નહીં.

જે માજીસ્ટ્રેટે મુકદમાની પ્રથમ ચોકશી કરી હોય, તેને શેશન કોર્ટથી ઇનસાફ થઈ શકે તેવા મુકદમાની ચોકસી કરવાનો અને તે કોર્ટમાં ઇનસાફ થવા સારૂ માણસો કમિટ કરવાનો અધિકાર આપેલો હોય તો પોતે જે કામ ચલાવ્યું હોય તેના કાગળ પત્ર બિજા માજીસ્ત્રેટની પાસે મોકલ્યા ને બદલે તોહોમતવાળાને તકસીરવાર ઠરાવ્યા વગર તેનો ઇનસાફ થવા સારૂ તેને શેશન કોર્ટમાં કમિટ કરવાનો અખત્યાર તે માજીસ્ત્રેટને છે.

---

ફરી તપાસ નંબર ૧૭૧ સન ૧૮૭૭
**સરકાર વિરૂદ્ધ થારેખાન નથેખાન**
તા. ૬ સપટેમ્બર ૧૮૭૭

જે ગુન્હાની શિક્ષા પીનલકોડની કા. ૪૧૧ ઉપરથી થાયછે તે ગુન્હો કોઈ તોહોમતવાળા ઉપર સાબિત થ-

યાનો ઠરાવ કોઈ બીજા વર્ગના માજીસ્ત્રેટે કર્યો અને ૫૦ રૂપીયાનો દંડ અથવા દંડ નહીં આપે તો ૪૫ દિવસની સખત મજુરીની કેદ ભોગવવી એવો હુકમ કર્યો. તોહોમતવાળાએ ડિસ્ત્રિકટ માજીસ્ત્રેટ તરફ અપીલ કરી. ડિસ્ત્રિકટ માજીસ્ત્રેટે તે અપીલ કબુલ કરી. અને શિક્ષામાં ફેરફાર કર્યો તે એવો કે દંડ ના આપ્યા બદલની જે શિક્ષા તોહોમતવાળાએ ત્યારપછી ભોગવવાની હતી તેના બદલામાં ૫૦ ફટકા મારવાનો હુકમ કર્યો.

તે બાબતમાં ઠરાવ એવો થયો કે અપીલ કરનારાએ કેટલાક દિવસની સજા ભોગવવી એ વાત બની ચુકી તો પણ તે શિક્ષાનો ફેરફાર કરવામાં તેણે એમ કરવું જોઈતું હતું કે ફટકાની શિક્ષા આપી તે રહેલી કેદની શિક્ષાના બદલામાં ના આપતાં બીજા વર્ગના માજીસ્ત્રેટે જે અવલ શિક્ષા આપી હતી તેના બદલામાં ફટકાની શિક્ષા આપવી હતી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૭૮ સરકાર વિરૂદ્ધ મંથુરે લાલદાસનો ફેસલો પાને ૨૧૭ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૭૯—અપીલની તજવીજ કરવાનું અપીલ કોર્ટ ઠરાવે, તો તે કોર્ટે અપીલ કરનારને નોટિસ અપાવવી, અને શેશન કોર્ટને અથવા હાઈકોર્ટને અપીલ કરી હોય તો ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટને નોટિસ આપવી પછી તેણે જે તારીખે તે અપીલની તજવીજ થવાની હોય તે તારીખ જરૂર હોય તો, પબ્લીક પ્રાસિક્યુટરને અથવા જે સરકારી વકીલને અથવા બીજા અમલદારને એ કામ સારૂ સરકારે અખત્યાર આપ્યો હોય તેને જણાવવી.

અને બસેં બાતેરમી કલમ પ્રમાણે મુકદમો હોય ને તે બાબત અપીલની તજવીજ કરવાનું અપીલ કોરટ ઠરાવે ત્યારે તે કોરટે રેસ્પોંડંટને પણ નોટીસ અપાવવી.

પીનલકોડ કા. ૪૧૧ સરકાર વિરૂદ્ધ રખમા અને

બીજાનો ફેસલો પાને ૬૧ મે છે તે નિચે જુઓ.

સને. ૧૮૬૪ ના આકટ ૬ ની કલમ ૨ સરકાર વિરૂદ્ધ જેકીશન ગીરધરનો ફેશલો પાને ૨૨૩ મે છે તે નીચે જુઓ.

---

ખેડાના જીલ્લા માજીસ્ત્રેટે સલાહ લેવા સારૂ મોકલેલું
કામ નંબર ૧૩૦ સને ૧૮૭૭
તા. ૨૯ નવેમ્બર ૧૮૭૭

કોઈ ફોજદારી ઇનસાફનું કામ ચાલતાં છતાં ઇનસાફ કરનાર માજીસ્ત્રેટે જે પુરાવો દફતરમાં દાખલ કર્યા હોય તે ઉપરથી પીનલકોડની કા. ૧૯૩ મધ્યેનો કાંઈ ગુન્હો (કોઈ સખસના હાથથી) બન્યો એવું પ્રથમ દર્શને તે માજીસ્ત્રેટને દેખાઈ આવે તો તે તોહોમતવાળાનો (એટલે જે સખસ વિરૂદ્ધ પ્રથમ દર્શની ગુન્હો બન્યો હોય તે સખસનો) ઇનસાફ થવાની મંજુરીયત, સ્વતંત્ર (અલાયદી) પ્રથમની ચોકશી કર્યા વગર આપવાનો તે માજીસ્ત્રેટને અધિકાર છે.

---

પી. કો. કા. ૧૯૩ સરકાર વિરૂદ્ધ જીજીભાઈ વજાનો ફેસલો પાને ૭૯ મે છે તે નિચે જુઓ.

---

**સને ૧૮૭૮**

ધારવાડના માજીસ્ત્રેટનો પત્ર નંબર ૬૮૨ તા. ૨૫-૨-૭૮
નો આવ્યાથી ચેમ્બરમાં થયેલો ઠરાવ
તા. ૯ મારચ ૧૮૭૮

જ્યારે કોઈ કેદીને જે બે વારંટોથી એક પછી એક ભોગવવાની શિક્ષાના હુકમો થયા હોય એવા વારંટોથી કેદ મળી હોય ત્યારે બીજા વારંટને અમલમાં લાવ્યાની અગાઉ પેહેલું વારંટ પુરતી રીતે બજાવવું જોઇયે એટલે તે ઉપરથી અપાયલી મુખ્ય કેદની શીક્ષા તથા દંડ ન આપ્યા બદલની શિક્ષા એ બંને શિક્ષાઓ પુરી અમલમાં આણવી.

---

## સરકાર વિરૂદ્ધ સાંકળચંદ જેઠાભાઈની બાબતમાં

તા. ૮ એપ્રીલ ૧૮૭૮

પોલીસના સુપ્રીટેંડેંટે ચલાવેલું કામ હાઈકોર્ટ તરફ મોકલવાનો ડિસ્ટ્રિકટના માજીસ્ટ્રેટને ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ મુજબ અખત્યાર નથી. કેમકે પોલીસનો સુપ્રીટેન્ડેંટ એ માજીસ્ટ્રેટના "તાબામાંની કોરટ" નથી.

તેજ કાયદાની કા. ૧૧૮ મુજબ શાક્ષીઓને સમન કરી બોલાવવાની બાબતમાં પોલિસના અમલદારને નજરમાં આવે તેવું કરવાની મુખ્તારી સોંપી છે તે મુખ્તારી પોલીસનો અમલદાર બજાવે તેમાં ડિસ્ટ્રિકટનો માજીસ્ટ્રેટ હાથ ઘાલી શકતો નથી. (માત્ર પોલીસના અમલદારને તે ડિસ્ટ્રિકટનો માજીસ્ટ્રેટ સુચના તથા સલાહ આપી શકે છે).

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૧૧૮—પોલીસની કોઈ ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર, અથવા તપાસ કરનારો બીજો અમલદાર જે કામની તપાસ કરતો હોય તે કામની હકીકત તથા કેફીયતથી મારી ચોકીની હદમાં અથવા પાસેની ચોકીની હદમાં ફલાણો સખસ છે તે વાકેફ છે, એમ ફરિયાદ કરનારના કહેવાપરથી અથવા બીજી રીતે તેને જણાય, તો એક લખેલા હુકમથી પોતાની આગળ હાજર થવાનું તે સખસને ફરમાવવાને તે અમલદાર મુખ્તાર છે. અને તે હુકમ પ્રમાણે તે માણસે હાજર થવું. અને તે મુકદમા બાબત તે અમલદાર તેને જે સવાલો પુછે તે સઘળા સવાલોના તેણે જવાબ દેવા.

પણ એવું ઠરાવ્યું છે કે જે સવાલનો જવાબ દેતાં પોતે ગુન્હેગાર થાય તે સવાલનો જવાબ કોઈપણ માણસે આપવોજ જોઈયે એવું સમજવું નહીં.

---

## સરકાર વિરૂદ્ધ નીલકંઠ બલ્લાલ તથા ગણેશ પદમાકર

તા. ૮ એપ્રીલ. ૧૮૭૮

મુંબાઈના સન ૧૮૬૭ ના આક્ટ ૭ ની કા. ૩૧ માં "અપકારકકૃત્ય કરે" એવા જે બોલ લખ્યા છે તેનો અર્થ પીનલકોડ કા. ૨૬૮ માં જે "અપકારક કૃત્યની" વાખ્યા આપી છે તેવો નથી પણ "અપકારક કૃત્ય કરો નહી" એવી જે લોકોને સામાન્ય નોટીસ (ચેતવણી) આપેલી હોયછે તેમાં "અપકારક કૃત્ય" એ બોલનો જે અર્થ થાયછે તેજ અર્થ સદરહુ ૩૧ માં સમજવો.

પી. કો. કા. ૨૬૮ સરકાર વિરૂદ્ધ શુકલાલનો ફેસલો પાને ૧૪૪ મે છે તે નિચે જુઓ.

સને ૧૮૬૭ ના આક્ટ ૭ની કલમ ૩૧ નો મુખ્ય ભાગ અને તેની બીજી રકમ સરકાર વિરૂદ્ધ છોટીરામ ભાસ્કરનો ફેસલો પાને ૧૮૯ મે છે તે નિચે જુઓ.

અને તેનો બાકીનો ભાગ નિચે પ્રમાણે છે.

રકમ ૧ કોઈ માણસ કોઈ જનાવરને મનમાં આવે તેમ અવિચારથી અને નિર્દયપણે બડબડશે અથવા તેનો ગેરઉપયોગ કરશે અથવા તેના ઉપર જુલમ કરશે તે.

રકમ ૩ કોઈ માણસ ઘોડાં ઉપર અથવા બીજા ઢોર ઉપર બેસીને તેને કોઈ રસ્તામાં અથવા રાહાદારીની જગોએ બેપરવાઈથી અથવા ઘણાં જોરથી હાંકશે, અથવા શિખવશે (અથવા પલોટશે) અથવા તેને સંભાળવાનો પુરો બંદોબસ્ત કર્યાવગર મુકી જશે; અથવા કુલાણું ઢોર અથવા વાહન કાડી લઈ જાઓ એવી સુચના પહોંચ્યાપછી જરૂર હોય તે કર્તા વત્તી વાર લાગી રેહેવા દેશે, અથવા અંધારી રાતે હરકોઈ જાતની ગાડી જોઈયે તેટલું બરાબર અજવાળુ પડે તેવા દીવા વગર હાંકશે, અથવા વગર હુકમે કાંઈ માલ વેચવાસારૂ અથવા બીજા કામ સારૂ માંડી મુકશે; અથવા નીમેલી જગા સીવાય બીજી જગાએ કચરો અથવા ગોજવાડ અથવા પુંજો મુકશે, અ-

થવા માજીસ્ટ્રેટની અથવા મ્યુનીસીપાલ કમીશનની અથવા પોલીસ અમલદારની પરવાનગી વગર દારૂખાનું (એટલે આતસબાજી) છોડશે અથવા સાર્વજનનીક રસ્તાથી ૫૦ ફુટની અંદર બંદુક વગેરે અગ્નીશસ્ત્ર અથવા દારૂખાનું છોડશે તે.

રકમ ૪ કોઈ માણસ સાર્વજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહાદારીની જગાએ અથવા તેની પાસે તથા સામે કાંઈ ઢોરને મારીનાંખશે, અથવા મારેલું ઢોર અથવા ચામડું સાફ કરશે; અથવા જાણી જોઇને તથા નિર્લજપણે પોતાનું શરીર ઉઘાડું મુકશે; અથવા પૈસા મેળવવા સારૂ કંટાળો આવે એવું કુરૂપપણું અથવા રોગ ઉઘાડો મુકશે; અથવા લોકાપકારક કૃત્ય કરશે અ- થવા દારૂ વિગરે પીને તોફાન અથવા મસ્તી કરશે, અથવા પોતાનાથી પોતાની સંભાળ નહીં થાય તેવા છાકટો થઈ જશે તે.

---

**સરકાર વિરૂદ્ધ દાદા પરસરામ**

તા. ૨ મે સને ૧૮૭૮

તોહોમતદાર ચોરી કરવાના ઇરાદાથી બાર વરસની અંદરની વયના એક છોકરાને એક ઠેકાણે લલચાવી લઈ ગયો, અને ત્યાંહાં તે છોકરાના અંગ ઉપરથી તેણે બદ- દયાનતથી કેટલાક દાગીના કાઢી લીધા.

શેશન જડજે, પેહેલાં ચોરી કરવાના ઇરાદાથી હરણ કરવાના ગુન્હાનો તથા બીજીવાર ચોરીના ગુન્હાનો એ રીતે તોહોમતદારને ગુનેગાર ઠેરવ્યો.

એ પ્રમાણે ગુન્હેગાર ઠેરવી પેહેલી બાબત વિશે તેને એક વરસ સખત મજુરીની કેદ આપી તથા બીજી બા- બત વિશે તેને પંચોતેર ફટકા મારવાની શિક્ષા કરી.

તેમાં ઠરાવ્યું કે ક્રી. પ્રો. કો. કા. ૪૫૪ મુજબ કેદની તથા ફટકાની બેવડી શિક્ષા ગેરકાયદેસર છે.

---

કા. ૪૫૪ રકમ ૧—એકજ કામ થાય એવી કેટલીક વાતોનો એક બીજાની સાથે સબંધ હોય તે વાતોના એક સમુદાયમાં એકજ માણસે એક કરતાં વત્તા ગુન્હા કર્યા હોય તો તે દરેક ગુન્હા બાબત એકજ વખતે તેની ઉપર તોહોમત મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

રકમ ૨ કોઈ ચાલુ કાયદા પ્રમાણે ગુન્હાની વાખ્યા કરવામાં આવે અથવા શિક્ષા કરવામાં આવે તેવી બે જુદી જુદી વાખ્યા લાગુ હોય તેવું એકજ કામ હોય તો જે માણસ તે કામ કરે તેની ઉપર એ પ્રમાણે કરેલા ગુન્હાઓમાંના દરેક ગુન્હાનું તોહોમત મુકવાનો અખત્યાર છે. પણ જે કોર્ટ તેનો ઇનસાફ કરશે તે કોર્ટને તે બેઉ ગુન્હા માંહેના કોઈ પણ ગુન્હા બાબત જેટલી શિક્ષા કરવાનો અધિકાર હોય તે કરતાં સખત શિક્ષા તેને કરવી નહીં.

રકમ ૩ સરકાર વિરૂદ્ધ ગોવિંદા બીન રામાનો ફેસલો પાને ૨૨૭ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ બાહાદુ ગોપાળ

તા. ૫ અગષ્ટ ૧૮૭૮

ફટકા મારવાની સજા કરવાની જવાબદારી જે અમલદારપર છે તે અમલદારે તે સજા કાયદામાં જણાવેલી મુદતો પુરી થતાંજ આપવી જોઇયે એવું ક્રી. પ્રો. કો. કા. ૩૧૦ મુજબ તે અમલદારનું કામ છે. પરંતુ જો કોઈ આકસ્મિક બનાવથી અથવા ગફલતથી અથવા જાણી જોઈને (પોતાનું) કામ નહી કરવાથી આ હુકમ અમાન્ય કર્યો હોય તો તેથી કરીને કેદીનો પોતાની જવાબદારીમાંથી છુટકારો કોઈ પણ રીતે થતો નથી. હજુ રહેલી સજા અમલમાં લાવવી જોઇએ.

સજાનું વારંટ કોરટના અધિકારમાંનું નથી એવું હોવા સિવાય તે વારંટ અમલમાં લાવવાને સને ૧૮૭૪, ના

મુંબાઈ આક્ટ ૨ ની કા. ૩૦ મુજબ જેલર જવાબદાર છે. વારંટ અમલમાં લાવવાને કોઈ વાતની હરકત જેલરને આવે તો એવો રિપોર્ટ જે કોરટમાંથી તે વારંટ નિકળ્યું હોય તે કોરટને તેણે કરવો.

---

ક્રી. પ્રો. કો. કા. ૩૧૦—જે કોર્ટનો શિક્ષાનો હુકમ ઉપરી કોર્ટ તપાસી શકતી હોય તેવી કોરટો કેદ સિવાય વળી ફટકા મારવાની શિક્ષા ઠરાવે ત્યારે તે ઠરાવની તારીખથી પંદર દિવસ સુધી, અથવા તે મુદતમાં અપીલ કરી હોય તો શિક્ષાનો હુકમ ઉપરી કોર્ટ મંજુર કરે ત્યાં સુધી ફટકા મારવા નહીં, પણ પંદર દિવસ થયા પછી તાબડતોબ ફટકા મારવા; અથવા અપીલ કરી હોય તો શિક્ષાનો હુકમ મંજુર કર્યાનો અપીલ કોર્ટનો હુકમ આવી પોહોંચ્યા પછી તાબડતોબ ફટકા મારવા.

મુંબાઇના સન ૧૮૭૪ ના આક્ટ ૨ ની કા. ૩૦ કેદીઓ તુરંગમાં આવે ત્યારથી તે તેઓ કાયદાસર આધારથી છુટે ત્યાંસુધી તેઓને સંભાળીને રાખવા વિશે અને કેદીઓ બાબતના તથા તેઓની શિક્ષા બાબતનાં સઘળાં વારંટ તથા હુકમ યોગ્ય રીતે બજવવા વિશે અને તુરંગમાં બંદોબસ્ત રાખવા વિશે જેલર જવાબદાર છે.

---

## સરકાર વિરૂદ્ધ તુકારામ રામજી

તા. ૨૯ અગષ્ટ ૧૮૭૮

માજીસ્ત્રેટે ફેસલનામા ઉપર સહી કર્યા પછી તેમાં તેનાથી ક્રી. પ્રો. કો. કા. ૪૬૪ મુજબ ફેરફાર થઈ શકે નહીં. પરંતુ માજીસ્ત્રેટે આપેલી સજા ગેરકાયદેસર છે એવું તેને માલમ પડવાથી કેદીનું નુકશાન થતું હોય તો (તે સજાનો અમલ) તહકુબ રાખવા વિશે તથા કેદીને ફક્ત અટકાવી રાખવા વિશે જેલરને તે હુકમ કરે અને જ્યારે મુકદમો હાઇકોર્ટમાં મોકલ્યો હોય ત્યારે ઠરેવલી મુદત ઉપરાંત વધારે વખત સુધી કાંઈ પણ કામમાં તેને અ-

ટકાવી રાખવો નહીં.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૬૪ સરકાર વિરૂદ્ધ ઉત્તમચંદ કપુરચંદનો ફેંસલો પાને ૯૩ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ રામચંદ્ર સીધેશ્વર**

તા. ૩૧ અકટોમ્બર ૧૮૭૮

ફરિયાદ કરનાર હાજર નહી થાય તો ફરિયાદી કાઢી નાખવી એવો હુકમ ક્રી. પ્રો. કો. કા. ૨૦૫ માં લખેલો છે. તે મજકુર કાયદાના બાબ ૩૫ મુજબના મુકદમાઓને લાગુ નથી.

એટલા માટે જે મુકદમામાં કોર્ટના એક બેલીફના અખત્યારની સામે થવા માટે એક માણસ ઉપર ફોજદારી કામ ચલાવવા સારૂ કોરટે રજા આપી હતી તે મુકદમામાં એવો ઠરાવ થયો કે બેલીફ હાજર થયો નહી તેથી માજીસ્ટ્રેટે ફરીયાદી કાઢી નાખવામાં વાજબી કર્યું નહીં.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૦૫ તોહોમતવાળા સખસે હાજર થવા સારૂ ઠરાવેલ દિવસે, અથવા ત્યારપછી બીજે જે દિવસે તે મુકદમો રજુ કરવામાં આવે તે દિવસે, અગર ફરિયાદ કરનાર હાજર નહીં થાય, તો તે માજીસ્ટ્રેટે ફરિયાદ કાઢી નાખવી; પણ કોઈ કારણસર તે મુકદમો સાંભળવો કોઈ બીજા દિવસપર મુલત્વી રાખવો તે માજીસ્ટ્રેટને યોગ્ય જણાય, તો પોતાને યોગ્ય જણાય તેવી સરતથી તે મુકદમો મુલત્વી રાખવો..

---

**સને ૧૮૭૯**

**સરકાર વિરૂદ્ધ અદરસાપા બીન સતવીરાપા.**

તા. ૨૦ ફેબ્રુઆરી ૧૮૭૯

મુબાઈના સને ૧૮૭૩ના ૭ મા આકટની એટલે મીઠા સંબંધી આકટની કા. ૩૫ તથા ૩૭ માં ૧૦ માઇલનો

અંતર જે લખ્યો છે તે અંતર "કાગડો ઉડેછે તે પ્રમાણે" સીધી લીટીમાં એટલે જે ક્ષિતિ જૈક સુત્ર સપાટીએ માપવો અને ઘણા નજીકના જવા આવવાના રસ્તાથી માપવો નહીં.

---

મુબાઇના સને ૧૮૭૩ ના આકટ ૭ ની કા. ૩૫—મુંબાઈ શેહેર અને ટાપુમાંની ઇમારતો અથવા ભીંત અથવા તટી કે આડ ભરીને ઘેરી લીધેલી જગા અથવા (બીજી) જગા સિવાય જે બીજી ઇમારત અથવા ભીંત અથવા તટી કે આડ ભરીને ઘેરી લીધેલી જગા અથવા (બીજી) જગા કોઈ મીઠા અગરથી અથવા સને ૧૮૫૭ ના આકટ ૨૯ પ્રમાણે સ્થાપેલાં ખુસ્કીની જકાતનાં થાણાથી અથવા મીઠું દેશમાં લાવવા સારૂ અથવા વાહાણ ઉપરથી ઉતારવા સારૂ જે બંદર અથવા જગા ઠરાવી હોય અને નીમી હોય તે બંદરથી અથવા જગાથી ૧૦ માઇલની અંદર હોય અથવા જે બીજી હદ ગવરનર ઇન કૌન્સિલ મુબઇના સરકારી ગ્યાઝેટમાં જાહેરનામુ છપાવીને ઠરાવશે તે બીજી હદમાં હોય તે ઇમારતમાં અથવા તટી કે આડ ભરીને ઘેરી લીધેલી જગામાં અથવા (બીજી) જગામાં વેચવા સારૂ મીઠુ ભરી મુકવાનો અથવા લેવાનો મીઠાનાં વસુલના કલેકટરે પરવાનો આપ્યા વગર તે કામ સારૂ તે ઇમારત અથવા ભીંત અથવા તટી કે આડ ભરીને ઘેરી લીધેલી જગા અથવા (બીજી) જગા વાપરવી નહીં.

એજ આકટની કા. ૩૭—૪૦ શેરથી વધારે મીઠુ જે પરવાનગી ચીઠીના આધાર ઉપરથી અથવા આ આકટની ૨૭ મી તથા ૨૮ મી કલમો પ્રમાણે આપેલી પરવાનગી ચીઠીના અથવા હુકમના આધાર ઉપરથી રસ્તે લઈ જવામાં આવતું નહી હોય તે મીઠું અથવા જે મીઠું સદરહુ હદમાં ખાનગી ખપ સારૂ પોતાની પાસે રાખવા બાબત વિશેષ પરવાનગી ચીઠીનો આધાર નહી હોય તે મીઠું

સદરહુ હદમાં કબજામાં રાખવાનો અથવા વાહાણે મોકલવાનો અધિકાર નથી સદરહુ પ્રકારની વિશેષ પરવાનગી ચીઠીઓ પોતાને યોગ્ય દેખાય તે માણસને મીઠાના મહેસુલના કલેકટરે તથા તેનો ડેપ્યુટીઓએ તથા આસીસ્ટંટોએ આપવી.

---

ખાનદેશના શેશનજડજનો પત્ર નંબર ૪૨૦નો આવ્યાથી ચેમ્બરમાં થયેલો ઠરાવ
તા. ૨૧ એપ્રીલ ૧૮૭૯

એક ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટે ચોરીનો અપરાધ સાબિત કરીને, તારીખ ૬ ઠી ફેબ્રુઆરી સન ૧૮૭૯ ને દીને તોહોમતદારને બે વરશની સખત મજુરીની કેદની શિક્ષા કરી. ત્યારબાદ એક મહીને શેશન જડજે એક બીજા કજીયામાં તેજ તોહોમતદારને ત્રણ વરશની સખત મજુરીની શિક્ષા કરી અને તે શિક્ષા માજીસ્ત્રેટે આપેલી શિક્ષા પુરી થયા બાદ અમલમાં આણવી શરૂ કરવી એવો હુકમ ક્રી. પ્રો. કો. કા. ૩૧૭ મુજબ તેણે કર્યો હતો. અપીલમાં માજીસ્ત્રેટે ઠરાવેલા અપરાધની સાબિતી તથા કરેલી શિક્ષા રદ થઈ.

તેમાં ઠરાવ્યું કે શેશન જડજે કરેલી શિક્ષા જે વખતથી શરૂ થવાનો તેણે હુકમ કર્યો તેજ વખતથી એટલે જે માજીસ્ત્રેટે કરેલી શિક્ષા રદ હોવાના સબબથી અથવા શિક્ષા પુરેપુરી ભોગવવાના સબબથી પુરી થાય ત્યારથી શરૂ થઈ એમ સમજવું જોઇયે.

---

ક્રી. પ્રો॰ કો. કા. ૩૧૭ એક ગુન્હાને સારૂ થયલી કેદની અથવા સમુદ્રપારની શિક્ષા કોઇપણ સખસ ભોગવતો હોય તેવામાં જ્યારે તે સખસની ઉપર કોઈ બીજા ગુન્હાને સારૂ શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તે હુકમ કેદનો અથવા સમુદ્રપાર કરવાનો હોયતો, કોરટે એમ ફરમાવવું કે એ સખસની ઉપર આગળ થયલા શિક્ષાના

હુકમમાં ફરમાવેલી કેદની અથવા સમુદ્રપારની મુદત પુરી થઈ રહ્યાથી આ હમણાંની કેદની અથવા સમુદ્રપારની શિક્ષા શરૂ થાય.

અથવા અગર તે સખસ કેદની શિક્ષા ભોગવતો હોય અને પાછળથી તે ગુન્હેગાર ઠરેથી સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે તો તે હુકમનો અમલ તરત શરૂ થાય એમ ફરમાવવાને, અથવા તે સખસને આગળ કરેલી કેદની શિક્ષાની મુદત પુરી થઈ રહ્યાથી તે શરૂ થાય એમ ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

પરંતુ તે આગલા કે પાછલા સાબિત થયલા ગુન્હાને માટે જે શિક્ષાને તે લાયક હોય તે શિક્ષાના કોઈપણ ભાગમાંથી તે સખસ બચી જાય એવો આ કલમ માંહેલી કોઇપણ વાતનો અર્થ સમજવો નહીં.

---

## સરકાર વિરૂદ્ધ તેમુલજી તથા બીજો.

તા. ૭ અગષ્ટ ૧૮૭૯

સને ૧૮૭૮ ના મુંબાઈ અબકારીના આકટ ૫ પ્રમાણે મેળવેલા લૈસન અથવા ચીઠી અથવા વિશેષ હુકમની સતા શિવાય, કાંઈ ચોકસ પ્રદેશ અથવા જગામાં દારૂ ચોકસ જથા કરતાં વધારે રાખવાના ગુન્હા સારૂ સદરહુ આકટથી માણસ શિક્ષાને પાત્ર છે. એટલા વાસ્તે આ આકટ અમલમાં આવ્યા પેહેલાં હરેક કામમાં કબજો ગેરકાયદે હતો કે નહીં તે વિશે વિચારવાનું જરૂર નથી.

---

## સરકાર વિરૂદ્ધ બાળકૃષ્ણ રાવજી

તા. ૧ અકટોમ્બર ૧૮૭૯

ક્રી. પ્રો. કો. કા. ૧૮ ઉપર નજર રાખતાં (એવું દીસે છે જે) આસીસ્ટંટ શેશન જડજને કાળાપાણી મોકલવાની શિક્ષા કરવાનો અથવા કેદની શિક્ષાને બદલે કાળાપાણીની શિક્ષાનો હુકમ કરવાને અધિકાર નથી.

---

ક્રી.પ્રો. કો. કા. ૧૮—આસીસ્ટંટ શેશન જડજ નિમવાનો પણ અખત્યાર સ્થાનિક સરકારને છે. આસિસ્ટંટ શેશન જડજો જે શેશન તુકડીને હવાલે કર્યા હોય તે તુકડીમાં તેઓએ અપીલોનો નિકાલ કરવાના અને મરણની તથા સમુદ્રપાર કરવાની અને સાત વરશ કરતાં વત્તી કેદની શિક્ષાના હુકમ કરવાના અખત્યાર શિવાય બાકીનો શેશન કોર્ટનો સઘળો અધિકાર ચલાવવો. પણ સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને જે મુકદ્દમા શેશન તુકડીનો શેશન જડજ પોતાને સોંપે તે મુકદ્દમાઓનોજ તેઓએ ઇનસાફ કરવો.

આસીસ્ટંટ શેશન જડજે ત્રણ વરસ કરતાં વતી કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય તો તે શિક્ષા કાયમ થવાને શેશન જડજની મંજુરી જોઇયે. આસીસ્ટંટ જડજે સદરહુ પ્રકારનો શિક્ષાનો હુકમ કર્યો હોય તે બાહાલ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અખત્યાર શેશન જડજને છે.

(સને ૧૮૭૪ ના ૧૧ મા આકટથી વધેલો મજકુર)

"અથવા તોહોમતવાળો શખસ તકસીરવાર છેકે બીન તકશીર છે એ વિશે સંબંધ રાખનારી કાંઈ મુદ્દાની વાત વિશે વધારે ચોકશી કરવી જોઇયે અથવા વધારે શાક્ષી પુરાવો લેવો જોઇયે એવું તેને લાગે તો તે વધારે ચોકશી કરવા બાબત અથવા વધારે શાક્ષી પુરાવો લેવા બાબત હુકમ કરવાનો અખત્યાર તેને છે.

---

**સને ૧૮૮૦**

**સરકાર વિરૂદ્ધ નાના પતલુ**

તા. ૧૦ જુન ૧૮૮૦

જે કામમાં પીનલકોડની કા. ૬૨ મુજબ એક સખસને કાળાપાણીની શિક્ષા ભોગવવાનો હુકમ થયો હોય, અને તે મુદતમાં તેની મીલકતનું બાકુ તથા ઉત્પન્ન સરકાર જપત કરી રાખે એવો હુકમ થયો હોય તેમાં ઠરાવ કર્યો

કે જે કોરટની સામે તે સખ્સની તપાસ ચાલી અપરાધ સાબિત થયો હોય તે કોરટને મજકુરે ભાડું તથા ઉત્પન્ન નો કાંઈ ભાગ ફરિયાદીને બદલા દાખલ અપાવવાનો અધિકાર નથી. ફી. પ્રો. કો. કા. ૩૦૮ મિલકત જપત કરવા વિશેના હુકમોને લાગુ પડતી નથી.

---

પી. કો. કા. ૬૨ જે જે બાબતમાં કોઈ સખ્સની ઉપર મોતની શિક્ષા થઈ શકે એવો ગુન્હો સાબિત થાય, તે તે બાબતમાં તે સખ્સની સ્થાવર જંગમ સઘળી મિલકત સરકાર જપત થાય, એવો હુકમ કરવાને કોરટ મુખ્તીયાર છે; અને જે જે બાબતમાં કોઈ સખ્સની ઉપર એવો ગુન્હો સાબિત થાય કે તે ગુન્હાને માટે તેને સમુદ્રપાર કરવામાં આવે, અથવા સાત વરસ અથવા તે કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં તેના સમુદ્રપારની અથવા કેદની મુદતના દરમીયાનમાં તે સખ્સનાં કુટુંબ તથા અનુજીવીઓને માટે સરકારની નજરમાં દુરસ્ત જણાય તેવો બંદોબસ્ત સરકાર કરે એવી છુટ રાખીને, તે મુદતના દરમિયાનમાં તે સખ્સની સરવે સ્થાવર તથા જંગમ મિલકતનું ભાડું તથા ઉપજ સરકાર જપત થાય, એવો હુકમ કરવાને કોર્ટ મુખ્તયાર છે.

ફી. પ્રો. કો. કા. ૩૦૮. હરકોઈ ચાલુ કાયદા પ્રમાણે કોઈ ફોજદારી કોર્ટ દંડ કરે અથવા તે દંડની શિક્ષાનો હુકમ અથવા તે દંડ જે શિક્ષાના હુકમનો ભાગ હોય તે શિક્ષાનો હુકમ અપીલમાં અથવા તપાસમાં મંજુર કરે ત્યારે તે સઘળો દંડ અથવા તેનો કોઈ ભાગ હેઠળ લખેલા વાત બાબત આપવાનો હુકમ કરવાને તે કોર્ટ મુખ્તીયાર છે.

(૧) ફરિયાદ ચલાવવામાં યોગ્ય રીતે ખરચ થયો હોય તે બાબત.

(૨) જે ગુન્હા બાબતની ફરિયાદ થઈ હોય તે ગુન્હાથી થયેલુ નુકશાન પૈસાવડે ભરી અપાશે એવું કોર્ટની

નજરમાં આવતું હોય તે ગુન્હાથી થયલાં નુકશાન બાબત આપવાનો હુકમ કરવાને તે કોર્ટ મુખ્ત્યાર છે.

સદરહુ પ્રમાણે નાણું આપવું હોય તે કોર્ટની નજરમાં આવે તે પ્રમાણે ફરિયાદ કરનારને અથવા જે સખસનુ નુકસાન થયું હોય તે સખસને અથવા તે બેઉને અથવા તેઓના લાભને માટે આપવું.

અગર જે કોરટે તે દંડ આપવાનો હુકમ કર્યો હોય તે કોર્ટના ફેસલા ઉપર અપીલ ચાલી શકતી હોય અથવા તે ફેસલો તપાસી શકતો હોય, તો અપીલ કરવા બાબત ઠરાવેલી મુદત પુરી થાય ત્યાં સુધી અથવા અપીલ કરી હોય તો અપીલનો ફેસલો થાય ત્યાંસુધી જે રકમ આપવાનો હુકમ કર્યો હોય તે રકમ આપવી નહીં.

તેનાં તેજ કામ બાબત પાછળથી કાંઈ દીવાની કામ ચાલે તેમાં આ કલમ પ્રમાણે કાંઈ રકમ અપાવી હોય તે કોરટે મજરે અપાવવી.

---

### સરકાર વિરૂદ્ધ વીરબસાપા

તા. ૧૭ જુન ૧૮૮૦

એક પોલીસપટેલ, જેને વંશથી અથવા બીજી રીતે પટેલી મળી હોય તેણે પોલીસપટેલ દાખલ કરેલા ગુન્હાની ફરિયાદી સરકારની અથવા સરકારથી અધિકાર મળેલા અમલદારની પરવાનગી વગર સાંભળી શકાય, કેમકે સને ૧૮૭૪ ના મુંબાઈ આકટ ૩ યા ક્રી. પ્રો. કો. કા. ૪૬૬ પોલીસપટેલને લાગુ પડતી નથી કારણકે સને ૧૮૬૭ ના મુંબાઈ આકટ ૮ ની દુરસ્ત કરેલી કલમ ૯ પ્રમાણે પોલીસ કમિશનરની રજાથી ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ તેને કાહાડી મુકી શકે.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૬૬ સરકારની મંજુરીયત શિવાય પોતાના હોદા ઉપરથી ખસેડી ન શકાય એવા કોઈ સરકારી નોકર અથવા કોઈ જડજની ઉપર સરકારી નોકર

અથવા જડજ ઉપરનાં તે તોહોમત બાબતની ફરિયાદ સાંભળવી નહી, પણ સ્થાનિક સરકારની અથવા સ્થાનિક સરકારે અખ્તિયાર આપેલા કોઈ અમલદારની મંજુરિયત કે હુકમ હોય તો, અથવા જે કોર્ટ અથવા બીજા અધિકારીને તાબે તે જડજ અથવા બીજો સરકારી નોકર હોય અને તેવી ફરિયાદી ચલાવવા બાબત મંજુરિયત અથવા હુકમ આપવાનો જેનો અખ્તિયાર હદમાં રાખવાને અથવા પાછો રાખવાને સરકાર યોગ્ય ધારે નહીં, તેવી કોઈ કોર્ટ અથવા બીજા અધિકારીની મંજુરીયત અથવા હુકમ હોય, તો તે તોહોમત બાબતની ફરિયાદ સાંભળવી.

સદરહુ પ્રકારના કોઈ પણ જડજે અથવા સરકારી નોકરે પોતાના હોદાનું કામ બજાવતાં જે કામ કર્યું હશે તે કામ બાબત તે જડજ અથવા સરકારી નોકર ઉપર સરકારની મંજુરી લીધા વગર કામ ચલાવવું નહીં.

મંજુરી કામ શરૂ થવાની અગાઉ આપવી જોઇયે.

કયા માણસે તથા શી રીતે કામ ચલાવવું તે ઠરાવવાનો અને કહી કોર્ટમાં ઈનસાફ કરાવવો તે કોર્ટ ઠરાવવાનો અખ્તિયાર સ્થાનિક સરકારને છે.

આ કલમમાં "જડજ" તથા "સરકારી નોકર" આ શબ્દોનો અર્થ પીનલકોડમાં જે કર્યો છે તે અર્થ સમજવો.

મુંબાઈના સને ૧૮૬૭ ના આકટ ૮ ની કલમ ૯ પોલીસ પટેલ અથવા પોલીસનું કામ પડે ત્યારે ગામના ચાકરોમાંથી જે માણસને તે કામ કરવું પડે તે માણસ પોલીસનું કામ કરવામાં ગફલત અથવા આળશ કરશે તો ફુલપાવર માજીસ્ટ્રેટના હુકમથી તે માણસ પોતાના ત્રણ મહીનાના પગારની સરાસરી જેટલા રૂપિયા સુધી દંડને લાયક થશે. વત્તી શિક્ષા કરવા લાયક કાંઈ કામ પોતે જે રીતે ચલાવવું જોઇયે તેથી ઉલટી રીતે ચાલીને પોલીસ પટેલ કરશે; અથવા કાનુન તોડશે, અથવા બીજે પ્રકારે ગેરરીતે ચાલશે, અથવા ગુન્હો કરશે તો તેને બર તરફ કરવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખ્તાર છે, અથવા

પીનલકોડ પ્રમાણે સરકારી નોકરની પેઠે તેની ઉપર કામ ચલાવીને તેને શિક્ષા કરી શકાશે. અને ગુન્હો સાબિત થશે ત્યારે તે બરતરફ થવાને લાયક થશે. પણ એવું ઠરાવ્યું છેકે પટેલના દરજાના કોઈ માણસને પોલીસ કમિશનરની મંજુરી વગર આ કલમ પ્રમાણે બરતરફ કરવો નહીં

---

કારવારના ફર્સ્ટ કલાસ સબોરડીનેટ જડજ કે જેવ-
ણના અખત્યારમાં શેશન જડજનાં ચાલુ કામો
છે તેઓની તરફથી નંબર ૬૪૬ તા. ૫ જુન
૧૮૮૦ નું પત્ર આવ્યાથી થયેલો ઠરાવ.
તા. ૧૯ જુન સને ૧૮૮૦

ક્રી: પ્રો. કો. કા. ૪૦૭ થી હુકમ કાહાડવાની જે ફરજ શેશન કોરટ ઉપર નાખવામાં આવીછે તે ફરજ શેશન કોર્ટના ચાલુ કામોનો થોડીક મુદતનો અખત્યાર જે સબો-રડીનેટ જડજ પાસે હોય તેનાથી બજાવી શકાય નહીં.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૦૭—શેશન ભરવાસારૂ જે વખત ઠરાવી હોય તે વખતથી ઘણું કરીને ઓછામાં ઓછા ત્રણ દિવસ અગાઊ શેશન કોરટે માજીસ્ટ્રેટ પાસે સમન કરાવવાને હુકમ મોકલવો. તે સમન, તે શેશનમાં જ્યુરીથી જે કામોના ઈનસાફ થવાનો હોય, તથા આસેસરોની મ-દતથી જે કામોનો ઈનસાફ થવાનો હોય તે કામોના ઈનસાફને સારૂ જેટલાનો ખપ હોય તેટલા સદરહુ ત-પાસેલી ટીપ મધ્યે લખેલા સખસોને કરવા, તે શેસનમાં જે મુકદમાનો ઈનસાફ કરવાનો હોય તે મુકદમાને વાસ્તે જેટલા સખસોનો ખપ હોય તેથી બમણા કર્તા ઓછાને સમન કરવા નહીં.

જે સખસોને સમન કરવા હોય તેઓનાં નામ ખુલી કોર્ટમાં ચીઠીથી કાહાડવા; અને તપાસેલી ટીપ મધ્યેના જેઓએ છ મહીના મધ્યે કામ કર્યું હોય તેઓને બાતલ

કરવા; પણ તેઓને લીધા વિના જોઇતી સંખ્યા પુરી ન થાય તો તેઓને બાતલ કરવા નહી; અને તે સઘળાં નામ માજીસ્ત્રેટને જે હુકમ મોકલવામાં આવે તે હુકમ મધ્યે લખી મોકલવાં.

---

# મુંબાઇ હાઇકોર્ટના રીપોર્ટ ઇંડીયનલો રીપોર્ટમાંથી.

## સરકાર વિરૂદ્ધ ખંડેરાવ બાજીરાવ અને બીજા ૬

તા. ૧૨ નવેમ્બર ૧૮૭૫

વા. ૧ } દક્ષિણમાં એકુત લોકોએ કરેલા દંગા બદલ
પા. ૧૦ } જે કેટલાક કજીયા બન્યા છે તે પૈકી આ એક છે. આરોપિત અને બીજા ૬ ઉપર ઈ. પી. કો. કા. ૩૨૬ અને ૪૫૭ મુજબ તોહોમત મુકી પુના જીલ્લાના ફુલપાવર માજીસ્ત્રેટ મીસ્તર એકફર્સને આ કામ ઈનસાફ થવાને શેશન કોર્ટમાં મોકલ્યું. ફરિયાદી વિઠલરાવ શાહુકારનો ધંધો કરતો હતો. તેનુ કહેવું એમ છે કે આરોપિત સાથે બીજા ૫૦ કીંવા સો માણસો હતા પરંતુ તે વેગળા હતા. હું જે ઘરમાં હતો તે આરોપિતે ફોડ્યું અને મારૂં ખત હમણાંને હમણાં આપ એમ તેણે મારી પાસે માગણી કરી. તેણે મારાપર હલ્લાં કરી અને આખરે આરોપિત નંબર ૧ નાએ એક હથીયાર વડે મારૂ નાક કાપ્યુ જે નંબર ૨ નાએ ઝાલી રાખ્યું હતું. તેની સાથે નંબર ૨ નાએ મારી આંગુઠી સોનાની કાડી લીધી. આ પ્રમાણે ફરિયાદી પોતાની જુબાનીમાં લખાવેછે.

માજીસ્ત્રેટની રૂબરૂ ફરિયાદીએ આપેલી જુબાની અને બીજો પુરાવો વાંચી શેશન જડજે ઈનસાફ કરવાની અમાફ઼ સર્વ આરોપિતપર ડાકાઈટીનું એકજ તોહોમત મુક્યું. મુકદમાનો સારાંસ જુરીને કહેતાં શેશન જડજે કહ્યું કે. ફરિયાદીપરના હલ્લાની વખતે જે આરોપિત ત્યાં હતા

તે પૈકી પ્રત્યેક સર્વનો જે મુખ્ય ઉદ્દેશ તે સાધ જવા વાસ્તે કરેલા કૃત્ય બદલ બાકીના સોબતી આરોપિત સરખા જવાબદાર છે. પુરાવાનો જરૂરનો ભાગ વાંચી બતાવ્યા પછી શેશન જડજે જ્યુરીને એમ કહ્યું કે સોનાની અંગુઠી જબરાઇથી કાડી લીધા બદલ જે શાક્ષીએ શાક્ષી આપીછે તેઓની જુબાનીમાં ઘણો ફરક છે તેના સાથે તેઓની શાક્ષીપર હું ભરોસો પણ રાખતો નથી.

સર્વ આરોપિત અપરાધી નથી એમ જ્યુરીએ ઠરાવ કર્યો તે ઠરાવ શેશન જડજને માન્ય ન હોવાથી શેશન જડજે તે કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે—ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ પ્રમાણે જ્યુરી અને જડજ એ બેઉનું કામ કરવાનો અધિકાર હાઇકોર્ટને છે. ઇંગ્લાંડની વરિષ્ટ કોર્ટ કરતાં અહીંયાંની હાઇકોર્ટને સદરહુ કલમ ઉપરથી જ્યાદે અધિકાર છે. અને જવાબદારી પણ તેનાપર વધારે છે; તો પણ અંગરેજી કાયદાના મુળતત્વને અનુસરીને બને ત્યાંસુધી જ્યુરીનો ઠરાવ હેકટપણાનો અને સ્પષ્ટ ચુકનો કીંવા જડજની ભુલથી થયેલો હોયા સિવાય જ્યુરીનો ઠરાવ રદ કરનાર નથી. પણ જે કામમાં જ્યુરીનો ઠરાવ દુરસ્ત કરવાનો યોગ્ય જણાય તે કામમાંનો ઠરાવ હાઇકોર્ટ દુરસ્ત કરી શકે.

એ ઉપરથી આ કામમાં અમો ઠરાવીએ છીએ કે આરોપિતને છોડી દેવા કરેલો ઠરાવ જડજ અને જ્યુરીની ચુકથી થયોછે માટે તે રદ કરીએ છીએ અને હવે આરોપિતે કયો અપરાધ કર્યોછે તે બરોબર ઠરાવવું એ અમારૂં કામછે. ફરિયાદીના ખતની ચોરી સરવે આરોપીતે કરીછે અને તે ચોરી કરવા વાસ્તે તેણે તેને અટકાવમાં રાખ્યો એમ સાબિત થયુંછે એમ અમને દેખાયછે. આ વાત ડાકાઇટીનો ગુન્હો થવાને બસછે. સબબ સરવે આરોપિતને ડાકાઇટીના ગુન્હેગાર અમો ઠરાવીએ છીએ આરોપિત નંબર ૧ તથા ૨ નાએ ડાકાઈટીનો ગુન્હો કરવામાં ફરિયાદીનું નાક કાપી તેને માહા વ્યથા કરીછે તે

ગુન્હા બદલ પીનલકોડ કલમ ૩૯૭ માં સાત વર્ષની સખ્ત મજુરીની કેદની શિક્ષા કહેલીછે સખ્ત મજુરીની શિક્ષા કહેવાનું કારણ એ કે આવા કામમાં આસાન કેદ આપ્યાથી તે પુરી થનાર નથી. તો પણ આ બેઉ આરોપિતની વર્તણુંક અને આ દેશની સ્થીતી એપર લક્ષ આપતાં નંબર ૧, ૨ નાને દસ દસ વર્ષની સમુદ્રપારની શિક્ષા આપવી યોગ્યછે એમ દેખાયછે. બીજા આરોપિતના સંબંધે તેઓને કમી શિક્ષા કરેથી બસ થશે. આરોપિત નંબર ૧, ૨ એ જે વખતે ફરિયાદીને માહાવ્યથા કરી તે વખતે બાકીના આરોપિત ત્યાં હાજર છતાં તે કૃત્યને મદદ કરવાનો જો તેઓનો હેતુ હોત તો કાયદા ઉપરથી તેઓ પણ તે બેઉ પ્રમાણે એક સરખાજ અપરાધી ઠર્યા હોત તો પણ આ કામમાં જે વાત સાબિત થયેલીછે તે ઉપરથી જોતાં માહા વ્યથા કરવાનો સર્વ આરોપિતનો ઉદ્દેશ હતો એમ દેખાતુ નથી કીંવા ચોરીનો ગુન્હો કરવાનો આ પરિણામછે કીંવા ચોરીનો ગુન્હો કરવાને માહાવ્યથા કરવાને અવશ્ય હતું એમ પણ દેખાતુ નથી સબબ આરોપિત નંબર ૩ થી ૭ સુધીનાને બબે વર્ષની સખ્ત મજુરીની કેદની શિક્ષા કરીએ છીએ.

---

પીનલકોડ કા. ૪૫૭ સરકાર વિરૂદ્ધ અનવરખાં વલદે ગુલખાંનો ફેસલો પાને ૨૭ મે છે તે નિચે જુઓ.

એજ આકટ કા. ૩૯૭ સરકાર વિરૂદ્ધ મુકતા માણકાનો ફેસલો પાને ૧૯૦ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ સરકાર વિરૂદ્ધ બળવંત પેંઢારકરનો ફેસલો પાને ૧૦૨ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૩૨૬ કલમ ૩૩૫માં લખેલી બાબત શિવાય બીજી કોઇપણ બાબતમાં ગોળી અથવા તીર મારવાના, ભોંકી ઘાલવાના અથવા કાપવાના કાંઈ હથિયાર વડે અથવા જે હથીયાર મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કાંઈ હથિયારવડે અથવા અગ્નિ કે કાંઈ ગરમ કરેલા પદાર્થ

વડે અથવા કાંઈ ઝેહેર કે ખાઈ જાય એવા કાંઈ પદાર્થ વડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદાર્થવડે અથવા દમ લેવાથી, ગળી જવાથી અથવા લોહીમાં જવાથી જે પદાર્થ માણસના શરીરનો નાશકારક હોય એવા કાંઈ પદાર્થવડે અથવા કોઈ જાનવરની મારફતે જે માણસ બુધીપુર્વક મહાવ્યથા કરેતો તે માણસને જીવતાસુધી સમુદ્ર પારની અથવા દશવરશની મુદતસુધીની એમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

---

## સરકાર વિરૂદ્ધ મારૂતીદાદા અને બીજા

તા ૧૨ નવેમ્બર ૧૮૭૫

વા. ૧ } આરોપિત મારૂતીના ઉપર ઘરફોડવાનો અને
પા. ૧૫ } રેહેવાના ઘરમાં ચોરી કરવાનો ગુનો પુનાના ફુલપાવર માજીસ્ટ્રેટ મિસ્તર હેમીલટને સાબિત કર્યો હતો અને કાનસ્તાનસીઓ, મલ્હાર, નારાયણ અને સીતાબાઈ એઓએ મારૂતીને સદરહુ ગુન્હો કરવામાં મદદ કરી તેવો ગુન્હો તેમનાપર સાબિત ગણી સરવેને જુદીજુદી શિક્ષાઓ કરી.

આ ઠરાવપર અપીલ થવાથી અપીલમાં પુનાના શેશનજડજ એન. ડાનીઅલે મારૂતી, નારાયણ અને સીતાબાઈ એઓને છોડી દીધાં તે છોડીદેવાના હુકમ ઉપર મુંબાઈ સરકારે હાઈકોર્ટમાં અપીલ કરી.

તે અપીલમાં આરોપિત નારાયણ અને સીતાબાઈ એઓની તરફથી તેમના વકીલે એવીએક મુદાની તકરાર કરી કે મુખ્ય આરોપિત મારૂતીને જો છોડી દીધો તો તેને મદદ કરનાર નારાયણ અને સીતાબાઈ એઓ ઉપર કાયદેશર રીતે અપરાધ મુકવામાં આવતો નથી.

આ કામમાં હાઈકોરટે એમ ઠરાવ કર્યો કે સાહાય કરવાનો ગુન્હો એ એક ઈ. પી. કો. માં પ્રથક ગુન્હો કહેલોછે. એટલા માટે સાહાય કરનારપર તોહોમત શાબિત

કરવું તે મુખ્ય અપરાધીપર અપરાધ સ્થાપન થાયતોજ કરવો નહિતો કરવો નહિ એમ થતું નથી.

માટે અમે એમ ઠરાવીએ છીએ કે મારૂતીને છોડીદેવા બદલ શેશનજડજે કરેલો ઠરાવ બરોબરછે. અને નારાયણ તથા સીતાબાઇપર માજીસ્ટ્રેટે કરેલો અપરાધ કાયમ રાખવાનો અને તેણે કરેલી શિક્ષા કાયમ રાખવાનો અમે હુકમ કરીએ છીએ પણ બેઉ કેદી ચોરીની વખતે હાજર નહોતા માટે રહેવાના ઘરમાં ચોરી કરવાના કૃત્યને સાહ્ય કર્યા બદલ તેઓએ ગુન્હો કર્યોછે એટલો ફેરફાર તેનાપરના તોહોમતમાં કરીએ છીએ.

---

## સરકાર વિરૂદ્ધ લખીયા ગોવીંદ અને બીજા

તા. ૧૮ નવેમ્બર ૧૮૭૫

વા. ૧ } ગાયકવાડ સરકારના મુલકમાં વેલનપુરગામમાં
પા. ૫૦ } ડાકાઇટી થઇ. ચોરોએ ગયેલા માલ પૈકીમાં
કાંઈ માલ આરોપિતે બ્રિટિશ મુલકમાં એટલે સુરતજીલ્લાના ચીખલી પ્રગણાના કોઈ ગામમાં છુપાવ્યો હતો અને તે ત્યાંથી જડ્યો.

તેથી તોહોમતવાળાની તપાસ સુરતના આસિસ્ટંટ જડજ મી. આસ્ટનસાહેબની રૂબરૂ થઈ. સદરહુ જડજે એમ માન્યુ કે "ડાકાઇટીનો ગુન્હોતો પરમુલકમાં થયોછે પરંતુ ચોરીનો માલ બ્રિટિશ રાજ્યમાંથી મળ્યો માટે ડાકાઇટીના ગુન્હાનો ઇનસાફ કરવાનો મને અધિકારછે." તેથી આરોપિતપર તે તોહોમતની તપાસ કરી તે શાબિત ઠરાવો નંબર પેહેલાને સાતની અને નંબર બીજાને પાંચ વર્ષની શિક્ષા કરી તે શિક્ષા શેશનજડજે કાયમ રાખી.

તે પર હાઇકોર્ટમાં અપીલ થયાથી ઠરાવ્યું કે ડાકાઇટીના ગુન્હાનો અપરાધ કાયમ રાખવામાં આવતો નથી કેમકે તે અપરાધ સ્વતંત્ર છે. અને ડાકાઇટીની શરૂઆત અને છેવટ પર મુલકમાં થયું છે. જો વેલનપુર ગામ બ્રિટિશ મુલકમાં હોત તો તે મિલકત પાછી લઈ જવાનુ

કૃત્ય પહેલા મુખ્ય અપરાધમાં ભળી ગયેલું હોત અને પછી જે જે જીલ્લામાં તે મિલકત ગઈ તે તે જીલ્લામાં તે અપરાધની ચોકસી કરવાનો અધિકાર સને ૧૮૭૨ના ૧૦ મા આક્ટની (ક્રી. પ્રો ) કા. ૬૭ ઉપરથી મળ્યો હોત. પણ ડાકાઇટીનો ગુન્હો સાબિત કર્યા તે બદલી ડાકાઇટીમાંનો માલ પોતાની પાસે રાખ્યા બદલ તેઓપર પીનલકોડ કા. ૪૧૨ પ્રમાણે તોહોમત ઠરાવી આપેલી શિક્ષા કાયમ રાખી.

---

પી. કો. કા. ૪૧૨ સરકાર વિરુદ્ધ ગોપાળવલદે પરશુરામનો ફેસલો પાને ૧૬૪ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૬૭ ઘણીએક ડિસ્ત્રિકટોમાંની કહી ડિસ્ત્રિકટમાં ગુન્હો થયો હોય તેનો નિશ્ચય નહી હોય અથવા કાંઇક ગુન્હો એક ડિસ્ત્રિકટમાં અને કાંઇક બીજી ડિસ્ત્રિકટમાં થયો હોય ત્યારે અથવા, ગુન્હો જારી હોય અને એક કર્ત્તા વત્તી ડિસ્ત્રિકટમાં જારી હોય ત્યારે, અથવા જુદી જુદી ડિસ્ત્રિકટમાં કરેલાં ઘણાંએક કામો મળીને ગુન્હો થતો હોય ત્યારે તે ડિસ્ત્રિકટમાંની ગમે તે ડિસ્ત્રિકટમાં તે ગુન્હાની ચોકસી તથા ઇનસાફ કરવાનો અખ્ત્યાર છે.

---

### સરકાર વિરુદ્ધ દેવમા અને શોમશેખર

તા. ૮ ડીશેમ્બર ૧૮૭૫

પા. ૧ } દેવમા અને તેના છોકરા સોમા સેખરે મારા
પા. ૬૪ } રહેવાના ઠેકાણેથી સાત હજાર રૂ. ના કિંમતી દાગીના લીધા એવી એક સુભદ્રા નામની વિધવાએ સને ૧૮૭૪ માં ઉત્તર કનાડાના માજીસ્ત્રેટ મી. મીડલટનની રૂબરૂ ફરિયાદ કરી. મને ફરિયાદીએ દત્તક લેવાથી તે જગાનો અને મિલકતનો માલીક હું હોવાથી તે મિલકત હું લઈ ગયોછું એવો શોમશેખરે જવાબ આપ્યો. તેની થોડી ચોકસી કરી તે માજીસ્ત્રેટે નિચે પ્રમાણે હુકમ કર્યો.

"કાંઈ દાગીના અને એક લુગડું એ પ્રમાણે માલ ફરિયાદીને બીજા પક્ષકારે આપવા કબુલ કર્યાથી તેઓની તોડજોડ થઇછે. ફરિયાદીએ પોતાની ફરિયાદ કાડી લીધી છે. એટલા વાસ્તે તેટલી જણસ ફરિયાદીને અપાવી છે અને બાકીની ગ્રામગ્રપ્પર અને દેવમાને અપાવી અને કામ કાડી નાખ્યું."

એ પ્રમાણે તા. ૧૮ જાનેવારી ૧૮૭૫ ને રોજ થયું. મી. મીડલટને પોતાના હુકમમાં કાંઈ આધાર ન બતાવતાં માહિવારી રીટર્નમાં કલમ ૨૧૫ પ્રમાણે છોડી દીધો એમ-જ લખ્યું છે.

તે પછી પક્ષકારોની દર્મ્યાન તંટો પડ્યાથી ફરીથી ફરિયાદી ચલાવવાની ફરિયાદીની મરજી થઈ તેથી તેણે મી. મીડલટનને બદલે આવેલા મી. જરવાઇસ માજીસ્ત્રેટને અરજ કરી. પણ આ ગુન્હો માંહોમાંહે માંડી વાળવા જોગ નથી. એમ છતાં મીડલટને ગેરકાયદેસર રીતે તે માંડી વાળવાની પરવાનગી આપેલી છે. માટે આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલવું તે માજીસ્ત્રેટને દુરસ્ત લાગ્યાથી કા. ૨૯૬ પ્રમાણે મોકલ્યું.

તેમાં હાઇકોર્ટે ઠરાવ્યું કે ચોરી કરવાના ઇરાદે ઘર ફોડવું એ ગુન્હો પીનલકોડ કા. ૨૧૪ પ્રમાણે માંહો માંહે માંડી વાળવા જોગ ગુનો નથી અને એવા પ્રકારના કામમાં ફરિયાદી કાડી નાખ્યા છતાં ક્રી. પ્રો. કો. કા. ૧૮૮ પ્રમાણે આરોપિતને દોષ મુક્ત કર્યા પ્રમાણે થતું નથી. આ કામને ક્રી. પ્રો. કો. કા. ૨૧૨ લાગતી નથી કારણ કે આ સમનનો કજીઓ નથી. અને કા. ૨૧૨ માં જે જે ઠરાવ છે તે વારંટના કામનો જે બાબ છે તેમાં નથી.

માટે આ કોરટ આ કામમાં કાંઈ હુકમ ન કરતાં પહેલાંના માજીસ્ત્રેટે કરેલા હુકમથી ન્યાય થયો નથી એમ દેખાય તો માજીસ્ત્રેટે પોતાની મુખત્યારી ચલાવી કામ ચલાવવું.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ } સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો
ક્રી. પ્રો. કો. કા. ૧૮૮ } ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૧૫ સરકાર વિરૂદ્ધ સંગાપા સંકોપાનો ફેસલો પાને ૨૧૪ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૧૨ આ બાબ પ્રમાણે ફરિયાદ કાડી નાખે તો તેનું ફળ તોહોમતવાળા માણસે ગુન્હો કર્યા નથી એવો ઠરાવ કર્યા પ્રમાણે સમજવું.

આ બાબના ઠરાવ પ્રમાણે કોઈ ફરિયાદ કાડી નાખવી નહીં; પણ સમનના મુકદ્દમા બાબત હશે તેટલીજ કાહાડી નાખવી.

પીનલકોડ કા. ૨૧૪ કોઈ સખસ કાંઈ ગુન્હો છુપાવે તેના, અથવા તે કાંઈ ગુન્હાની કાયદેસર શિક્ષાથી કોઈ સખસને બચાવે તેના, અથવા કાયદેસર શિક્ષાએ પોંચાડવાને કોઈ સખસની ઉપર તે કાંઈ મુકદ્દમો નહીં ચલાવે તેના બદલામાં જે માણસ તે સખસને કાંઈ અવેજ આપે અથવા બદલો વાળે, અથવા અવેજ આપવાનું કે બદલો વાળવાનું કહે, અથવા કબુલ કરે અથવા કાંઈ મિલકત તે સખસને પાછી આપવાનું અથવા અપાવવાનું કહે, અથવા કબુલ કરે, તે માણસને અગર તે ગુન્હાને માટે મોતની શિક્ષા થઈ શકતી હોય તો, સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષ સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે દશ વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા નહીં થઈ શકતી હોય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામા ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત શુધીની, કેદની,

અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અપવાદ—જે બાબતમાં થયેલો ગુન્હો ગુન્હેગારના ઇરાદા સાથે નિસબત ન રાખતુ ફકત તેનું કાંઈ કામ કાજ હોય, અને જે કામને માટે જેને નુકશાન થયું હોય તે સખ્સ દિવાનીમાં ફરિયાદ કરી શકતો હોય તે એવી કોઈ પણ બાબતને ૨૧૩ મી તથા ૨૧૪ મી કલમોના ઠરાવ લાગુ પડતા નથી.

---

જગજીવન નાહાનાભાઇની બાબતમાં
તા. ૧૯ જાનેવારી ૧૮૭૬

વા. ૧ પા. ૮૨ } પ્રેમા અને બીજા એએ શ્રીધર બાળકૃષ્ણ પરમુબાઇની સ્માલકોજ કોર્ટમાં એક હુકમનામૂ સને ૧૮૭૨ ની સાલમાં મેળવ્યું તે હુકમનામું અમલમાં આણવા વાસ્તે તેણે શી. પ્રો. કો. કા. ૨૧૨ માં કહેલા નમુનાની એક અરજ થાણાના ડિસ્ત્રિક્ટ જડજને આપી અને પ્રા૦ ના° એ મીઠાગર છે એમ તેમાં લખ્યું. આ દરખાસ્ત જડજે સબોરડીનેટ જડજને મોકલી. તેણે તે મીઠાગર જપત કરી વેચાવવાનો હુકમ કર્યો. તે બાબતમાં કામ ચાલતાં જગજીવન નાનાભાઇયે આ કામમાં બનાઉ પુરાવો આપ્યોછે એમ સબોરડીનેટ જડજ અને જીલ્લા જડજને દેખાયું તેથી જગજીવન અને બીજાપર ફોજદારીમાં કામ ચલાવવા વિશે જીલ્લા જડજે તા. ૨૫ અક્ટોમ્બર ૧૮૭૫ ને રોજ પરવાનગી આપી.

મુંબાઇની સ્માલકોજ કોર્ટના હુકમનામાની બજાવણીમાં સ્થાવર મિલકત જપત કરવાનો અને વેચવાનો અધિકાર સબોરડીનેટ જડજને નહોતો. સબબ તેની રૂબરૂ ચાલેલું કામ અધિકાર નહી છતાં ચાલ્યું છે, માટે મારાપર ફોજદારીમાં કામ ચલાવવા જીલ્લા જડજે જે હુકમ આપ્યોછે તે રદ કરવા માટે જગજીવને હાઇકોરટને અરજ કરી.

તેમાં ઠરાવ્યું કે મુંબાઈની સ્માલકૉજ કોર્ટને પોતાનું હુકમનામુ ફકત જંગમ મિલકતપર બજાવવાનો માત્ર અધિકાર છે. તથાપી જે કોરટને સી. પ્રો. કોડ લાગુ છે એવી એકાદ કોરટમાં તે બજાવવા વાસ્તે ગયાથી સી. પ્રો. કોડ કા. ૨૮૭ ના આધારે તે હુકમનામુ સ્થાવર મિલકતપર પણ બજાવવાનો તે કોરટને અધિકાર છે. માટે અરજ નામંજુર કરી.

---

સીવીલ પ્રોસીજર કોડ કા. ૨૧૨—હુકમનામુ બજાવવાની દરખાસ્ત લખેલી જોઈયે, અને તેમાં પત્રકની રીતે લખેલી બીના લખવી, એટલે ફરિયાદીનો નંબર, પક્ષકારોનાં નામ, હુકમનામાની તારીખ, હુકમનામાં ઉપર અપીલ કરીછે કે નહીં તે, અને તકરારી બાબત સંબંધી પક્ષકારોની માંહોમાંહે કાંઈ ગોઠવણ હુકમનામૂ થયા પછી થઈ છે કે નહીં, અને થઇછે તો શી થઇછે તે હુકમનામાની રૂએ માગણાં અથવા નુકશાની બાબતના લેહેણા રૂપિયા, અથવા હુકમનામામાં બીજી જે દાદ આપી હોય તે, ખરચ અપાવ્યો હોય તો તેનો આંકડો, જેની ઉપર હુકમનામૂ અમલમાં લાવવું હોય તે સખસનું નામ, અને કોરટની મદદ કઈરીતે જોઇએ છીએ તે, એટલે જે મિલકત બાબત હુકમનામૂ કર્યું હોય તે મિલકતનો કોરટે કબજો અપાવવો, કે જેનું નામ લખ્યું હોય તે સખસને પકડીને કેદ કરવો, કે તેની મિલકત જપત કરવી કે શું કરવું તે લખવું.

એજ આકટની કા. ૨૮૭—જે કોરટને કોઈ હુકમનામાની અથવા હુકમનામુ બજાવવાના હુકમની નકલ લખ્યા પ્રમાણે હુકમનામુ બજાવવા સારૂ મોકલી હોય તે કોરટમાં તે દાખલ થાય એટલે તેજ કોરટનું તે હુકમનામુ અથવા હુકમનામુ બજાવવાનો હુકમ હોય એમ સમજવું અને તે કોરટ જો જીલ્લાની મુખ્ય અસલ દીવાની કોરટ હોય, તો તે કોરટ પોતે તે બજાવે, અથવા જે તાબેની

કોરટને તે બજાવવાનું કામ સોંપે તે બજાવે.

---

## સરકાર વિરૂદ્ધ રહીમત.

તા. ૧૯ ફેબ્રુઆરી ૧૮૭૬

વા. ૧ } આરોપિતે માનબી નામની એક ઓરતને
પા. ૧૪૭ } બુદ્ધિ પુર્વક વ્યથા કર્યાથી ધુળીયા જીલ્લે ખાનદેશના પહેલા વર્ગના માજીસ્ત્રેટ કેશવલાલ હીરાલાલે તેની ચોકશી કરી. પણ ચોકસી પુરી—થતાની દરમિયાન ફરિયાદીએ ફરિયાદ કાડી લેવાની પોતાને પરવાનગી મળવા માટે અરજ કરી તે માજીસ્ત્રેટે તે અરજ મંજુર કરી.

માહીરિટને તપાસ્યા પરથી આ કામ હાઇકોરટે મંગાવી ઠરાવ કર્યો કે "બુદ્ધિપુર્વક" "જાણીબુજી," "બદદયાનત," અને "અપ્રમાણીકપણે" એ શબ્દ કીંવા જે શબ્દના વર્ણનમાં કાંઈ એક વિશેષ પ્રકારનો ઇરાદો હોયજ તે શબ્દ જે વખતે એકાદ અપરાધના વર્ણનમાં એકાદ વિશેષ કૃત્યને મળીને આવેછે તે વખતે તે અપરાધમાં ઇરાદો નથી એમ કહેવામાં આવતુ નથી માટે તે અપરાધ માંહોમાંહે માંડી વાળવા વિશે પીનલકોડ કા. ૨૧૪ નો અપવાદ છે તે અપવાદ નિચે આવતો નથી. જે અપરાધ કરવામાં કાંઈ એક ઇરાદો નહોય અને જે બદલ ફોજદારીમાં કામ ન ચલાવતાં ઇજા થયેલા માણસથી દિવાનીમાં કામ ચલાવી શકાય એવા પ્રકારના અપરાધ માંહોમાંહે માંડી વળાય તેજ રીતે આ કામનો ગુનો માંહોમાંહે માંડી વળાય તેમ નથી.

માટે માજીસ્ત્રેટે ફરિયાદી કાડી લેવા માટે આપેલો હુકમ રદ કરીએ છીએ અને કામની હકીકત ઉપરથી આ કામ આગળ ચલાવવું કે નહીં એનો નિકાલ કરવાનું કામ માજીસ્ત્રેટની મુખત્યારીપર રાખીએ છીએ આ કામ કાડી નાખ્યાથી પક્ષકારને જે કાંઈ પેહેલાં આશા ઉત્પન્ન થઇછે તે આશા ભંગ કરવા વાસ્તે માજીસ્ત્રેટ ઘણુંકરીને કાંઈ તજવીજ કરશે નહીં એમ અમને દેખાય છે.

ટીપ. સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો ૭ વ્હ્યુમ ૧૦ ને પાને ૯૮ મે છપાયલો છે (આ ચોપડીમાં તે ફેસલો પાને ૪૧ મે છપાયોછે) તે ફેસલો આ ઉપરથી રદ કર્યો છે. કેમકે તે આથી વિરૂદ્ધ હતો.

પી. કો. કા. ૨૧૪ સરકાર વિરૂદ્ધ દેવમા અને શેમ શેખરનો ફેસલો પાને ૨૮૫ મે છે તે નિચે જુઓ.

---

## કેશવ લક્ષ્મણની બાબતમાં.

તા. ૨૩ મારચ ૧૮૭૬

વા. ૧ પા. ૧૭૫ } અરજદાર કેશવ એ પીંપલગામ જીલ્લે થાણાના સબોરડીનેટ જડજની કોર્ટનો એક કારકુન છે. અને તેથી આબાવલદ કૃષ્ણા પર થયેલા એક હુકમનામાની બજાવણીમાં કાંઈ મિલકત જપત કરવાનું વારંટ તેને આપ્યું હતું. સદરહુ બજાવણીમાં જપતી કરતાં આબાએ મને હરકત કરી એવો રિપોર્ટ અરજદારે સબોરડીનેટ જડજને કર્યો તે ઉપરથી સદરહુ વાતની ફોજદારી કામ પ્રમાણે ચોકસી થવા માટે તે કામ તે સબોરડીનેટ જડજે પેહેલા વર્ગના માજીસ્ત્રેટ પાસે મોકલ્યું. તે કારકુન અને બીજા સાક્ષીદાર એઓની શાક્ષી લીધાપછી આબાએ તે જપતીના કામમાં હરકત કરી નથી એવો માજીસ્ત્રેટે ઠરાવ કર્યો અને આબાને છોડી દીધો. અને આબાને નુકશાની બદલ તે કારકુને રૂ૫) આપવા એવો ક્રી. પ્રો. કો. કા. ૨૦૯ ના આધારે હુકમ કર્યો.

આ વાત થાણાના શેશન જડજને કહી પરંતુ તેણે તેમાં હાથ ઘાલવાને ના કબુલ કર્યું. પણ આ તપાશણી અરજીની ચોકશી હાઈકોર્ટના નામદાર જડજોએ કરી.

અને ઠરાવ્યું કે આ કામમાં માજીસ્ત્રેટની રૂબરૂ જે કામ ચાલ્યુ તેમાં સબોરડીનેટ જડજ ફરિયાદી છતાં તે કારકુન ફરિયાદી નહોતો એમ સમજવું જોઈયે એવો આ કોર્ટનો અભિપ્રાય છે. સબોરડીનેટ જડજે તે કામ પોતાના

અધિકાર પરત્વે કર્યુંછે અને તેથી ક્રી. પ્રો. કો. કા. ૨૦૯ માં કહેલી ગુનેગારીને તે પાત્ર નથી. તે કારકુને જો સબોરડીનેટ જડજને ખોટો રિપોર્ટ કર્યો હોય કીંવા માજીસ્ત્રેટની રૂબરૂ ખોટી શાહેદી આપી હોય તો તે બીજા પ્રકારની શિક્ષાને પાત્ર થાય પરંતુ આ કામમાં ફરિયાદી ન હોવાથી ક્રી. પ્રો. કો. કા. ૨૦૯ પ્રમાણે જે નુકશાન આપવા વિશે તેને હુકમ થયોછે તે નુકશાની ભરી આપવાને તે પાત્ર નથી માટે માજીસ્ત્રેટે તે ભરી આપવા કરેલો હુકમ અમે રદ કરીએ છીએ—

---

ક્રી. પ્રો. કો. કા. ૨૦૯ સરકાર વિરૂદ્ધ જેકીશન નરસીનો ફેસલો પાને ૨૩૬ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ તુક્યા બીન તમણા.

તા. ૧૪ સપટેમ્બર ૧૮૭૬

વા. ૧ } કેદી તુક્યા બીન તમણાપર રાત્રે ઘર ફોડ્યા
પા. ૨૧૪ } બદલ ઈ. પી. કો. કા. ૪૫૭ પ્રમાણે અને રહેવાના ઘરમાં ચોરી કર્યા માટે પી. કો. કા. ૩૮૦ પ્રમાણે આરોપ મુકી આમુપર જીલ્લે બેલગામના પેહેલા વર્ગના માજીસ્ત્રેટ શ્રીનીવાસ બાળાજીએ તેની ચોકસી કરી અને તેના ઉપર બેઉ ગુન્હાની સાબિતી થયાથી તે બેઉ બદલ એકઠી શિક્ષા પંદર મહિનાની સખત મજુરીની કેદની કરી. તે માજીસ્ત્રેટના ફોજદારી રીટર્નની તપાસણી થઈ તે વખતે હાઇકોરટે સરકાર વિરૂદ્ધ હરીદાસના કામમાં કરેલા ઠરાવ પ્રમાણે બેઉ અપરાધ બદલ પેહેલા વર્ગના માજીસ્ત્રેટે જુદી જુદી શિક્ષા આપી નથી એ વાત મોટી મુદાની ચુક થઇછે કે નહી? એ જોવા માટે આ કામના કાગળપત્ર અને પ્રોસીડીંગ મંગાવ્યું.

કાગળો જોઈ ઠરાવ્યું કે ચોરી કરવાના ઇરાદે રાત્રે ઘર ફોડવું અને ચોરી કરવી એવા બે ગુન્હાની સાબિતી એકજ કામમાં થઈ તો તે અપરાધ બદલ એકજ શિક્ષા

આપી તો પણ ચીંતા નથી પરંતુ તે શિક્ષા તે પૈકીમાં જે ભારે ગુન્હો હોય તેને માટે કાયદામાં જે શિક્ષા ફરમાવી હોય તે શિક્ષાથી જાસ્તી ન કરવી; કીંવા તે પૈકી પ્રત્યેક ગુન્હા બદલ જુદી જુદી શિક્ષા આપવી અને તે જુદી જુદી શિક્ષા પણ તેમાંના જાસ્તી ગુન્હા બદલ કાયદામાં ફરમાવેલી શિક્ષા કરતાં વધવી ન જોઈયે.

તેમજ ક્રી. પ્રો. કો. કા. ૪૫૩ પ્રમાણે જુદા જુદા ગુન્હા બદલ જે કામમાં એકજ તોહોમત સાબિત કર્યું હોય તે વખતે જુદા અપરાધ બદલ જુદી શિક્ષા કરે કીંવા સર્વ અપરાધ બદલ મળીને એકજ શિક્ષા કરે તો પણ હરકત નથી.

---

પી. કો. કા. ૪૫૭ } સરકાર વિ. અનવરખાં વલદે ગુ-
પી. કો. કા. ૩૮૦ } લખાંનો ફેસલો પાને ૨૭ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૫૩—એકજ જાતના એક કર્તાંવતા ગુન્હા એક વર્ષ કરતાં ઓછી મુદતને આંતરે આંતરે કર્યાનું તોહોમત કોઈ માણસની ઉપર આવ્યું હોય ત્યારે તે ગુન્હાઓમાંના ઘણામાં ઘણા ત્રણ ગુન્હા સુધી ગમે તેટલા ગુન્હાનું એકજ વખતે તોહોમત મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

ખુલાસો—કેટલાએક ગુન્હાઓને ૪૫૫ મી કલમના ઠરાવો લાગુ હશે તો તે ગુન્હાઓ આ કલમ પ્રમાણે એકજ જાતના ગુન્હા છે એવું સમજવું.

---

**સરકાર વિરૂદ્ધ શિવાપા, ભાગાઈનો પુત્ર અને બીજા ત્રણ**

તા. ૫ એપ્રીલ ૧૮૭૬

વા. ૧ } ચાર કેદીપર ખુન કર્યાનું તોહોમત છતાં
પા. ૨૧૯ } તેનો ઇનસાફ કલાદગી જીલ્લા બેલગામના જોઇંટ શેશનજડજ ડબલ્યુ એચ ક્રો. એ કર્યો અને તેઓને ફાંસીની શિક્ષાનો હુકમ કર્યો.

જે વખતે તેઓને પકડ્યા તે વખતે તેઓ પૈકી કેટલાક આસામીને એક ત્રીજા વર્ગના માજીસ્ત્રેટની રૂબરૂ લેઈ ગયા અને તેઓએ ગુન્હો કબુલ કરી જુબાની લખી આપી અને તે ઉપર તેઓએ સહી કરી. માજીસ્ત્રેટે તે જુબાની દફતરમાં દાખલ કરી રાખી. તે કબુલતપર ક્રી. પ્રો. કો. કા. ૧૨૨ પ્રમાણે તે માજીસ્ત્રેટે "મને લાગેછે કે આ અપરાધ તેમણે પોતાની ખુશીથી કબુલ કર્યોછે" એવી ટીપ લખીછે. પણ કા. ૩૪૬ માં કહ્યા પ્રમાણે તેનાપર શેરો લખ્યો નથી. પછી પ્રથમની ચોકશી કરવા માટે તે આરોપિતને તેજ માજીસ્ત્રેટની રૂબરૂ હાજર કર્યા. તે વખતે તેમાંના બે જણે પોતે અગાઉ કહેલો મજકુર ના કબુલ કર્યો. કા. ૩૪૬ માં કહ્યા પ્રમાણે તે જુબાનીપર શેરો લખ્યો અને તે સરવેને ઇનસાફ માટે શેશન કોર્ટમાં કમિટ કર્યા. શેશન જડજને તેઓ અપરાધી જણાયાથી ઉપર પ્રમાણે શિક્ષા કરી.

આ ઠરાવપર અપીલ થયાથી ઠરાવ્યું કે ક્રી. પ્રો. કો. કા. ૧૨૨ પ્રમાણે કેદીની લખી લીધેલી કબુલતપર માજીસ્ત્રેટે "મને દેખાયછે કે આ અપરાધ પોતાની ખુશીથી કબુલ કર્યા છે". એવી ટીપ લખીહોય તેથી તે પુરાવામાં લેવા જોગ થતી નથી. પણ કા. ૩૪૬ પ્રમાણે "આ જુબાની મારી રૂબરૂ અને હું સાંભળુ એવી રીતે લીધીછે અને આરોપિતે જે મજકુર કહ્યો તે સર્વ મેં બરોબર લખ્યોછે." એવો પોતાની સહીનો શેરો માજીસ્ત્રેટે તેની પર લખવો જોઇએ.

આમાં પ્રથમ કા.૧૨૨ પ્રમાણે લખેલી કબુલતપર કા. ૩૪૬ પ્રમાણે શેરો લખેલો નથી તેથી તે કબુલત પુરાવામાં લેવા યોગ્ય નથી અને તેમ નથી ત્યારે તેવી કબુલત થઈ હતી કીંવા તેમાં અમુક મજકુર હતો એ શાબિત કરવાને મુખ જુબાન પુરાવ લઈ શકાતો નથી. માટે આ કામમાંની કબુલત પુરાવામાં લેવાને અમે તદન નાકબુલ કરીએ છીએ અને તે શિવાય આમાં બીજો પુરાવ નથી

ત્યારે આ કામમાંનું તોહોમત રદ કરીએ છીએ. આમ કરવાને અમોને સારૂ લાગતું નથી પણ જો કબુલત પુરાવામાં લેવા જોગ હોય તો એ, કેદીએ સર્વ મજકુર લખી આપ્યો નથી અને તેઓએ કહેલો મજકુર એક બીજા સાથે મળતો નથી માટે કેદીને છોડી દેવા બદલ આસેસરોનો જે અભિપ્રાયછે તે અભિપ્રાયને અમે મળીએછીએ.

---

ક્રો. પ્રો. કો.કા.૧૨૨ } સરકારવિરૂદ્ધ બાઇ રતનનોકેસલૉ
ક્રો. પ્રો. કો.કા.૩૪૬ } પાને ૫૩એછે તે નીચે જુઓ.

---

**સરકારવિરૂદ્ધ રામાભીવ ગૌડા.**

તા. ૧૨ એપ્રીલ ૧૮૭૯

વા ૧ } આરોપિતપર ત્રણ ચોરીઓ કર્યાનો આરોપ
પા. ૨૨૩ } હતો. તેનો ઇનસાફ રતનાગીરીના આસીસ્ટંટ શેશનજડજ એ. ડી. પોલને કર્યો અને તેના પર અપરાધ શાબિત થયાથી તેને દરેક ગુન્હા બદલ ત્રણ ત્રણ વર્ષના મળી જુમલે નવવર્ષની શિક્ષા કરી.

આસીસ્ટંટ શેશનજડજે આ શિક્ષાને માટે શેશનજડજની મંજુરી નહીં લીધાથી તેણે હાઇકોર્ટને એકદમ અપીલ કરી. શેશનજડજનો પણ એવોજ અભિપ્રાય હતો કે આવા કામમાં મંજુરીની જરૂર નથી.

હાઇકોર્ટે ઠરાવ્યું કે એકજ કામમાં જુદા અપરાધ કર્યાની શાબિતી થયાથી ક્રી. પ્રો. કો. કા. ૩૧૪ પ્રમાણે જે કાંઈ જુદી શિક્ષા આપી હોય તે સર્વ મળી મંજુરી કીંવા અપીલના કારણ વાસ્તે એકજ શિક્ષાછે એમ સમજવું જોઇએ. એમ આ કોર્ટને દેખાયછે માટે ક.૪૧૯ અરાડ પ્રમાણે શિક્ષાની મંજુરી માગવી અવસ્યછે તેથી કામનું પ્રોસીડીંગ શેશનજડજના હુકમ વાસ્તે મોકલ્યુંછે.તે સર્વ શિક્ષા કીંવા તેનો કાંઈ ભાગ જો તે કાયમ રાખેતો આ અપીલના નિકાલ વાસ્તે આ કામના કાગળપત્ર તેમણે હાઇકોર્ટમાં પાછા મોકલવા.

ક્રી. પ્રો. કા. ૧૮ સરકાર વિ બાળકૃષ્ણ રાવજીનો ફેસલો પાને. ૨૭૪ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૩૧૪—હરકોઈ ચાલુ કાયદાની એકજ અથવા જુદી જુદી કલમો મુજબ શિક્ષા થઈ શકતી હોય એવા બે યા વધારે ગુન્હા જ્યારે કોઈ શખ્સની ઉપર એકી વખતે શાબિત થાય, ત્યારે જે ગુન્હા તે શખ્સની ઉપર શાબિત થયા હોય તે ગુન્હાને માટે તે કાયદા અથવા કાયદાઓ મધ્યે ઠરાવેલી જુદી જુદી જે શિક્ષાઓ કરવાનો કોર્ટને અખ્તિયાર હોય તે શિક્ષાઓનો તે સખ્સની ઉપર હુકમ કરવાને તે કોર્ટ મુખ્ત્યાર છે; તે શિક્ષાઓ જો કેદની અથવા સમુદ્રપાર કરવાની હોય, તો તે એક પુરી થઈ રહ્યા પછી બીજી શરૂ થાય.

એક ગુન્હો શાબિત થયેથી જેટલી શિક્ષા કરવાનો તે કોર્ટને અખ્તિયાર હોય તેટલી શિક્ષા કર્તા તે જુદા જુદા ગુન્હાની સામટી શિક્ષા વધારે થાયછે. એટલાજ સબબ પરથી કોઈ ઉપલી કોર્ટ આગળ ઇનસાફ થવા સારૂ તે ગુન્હેગારને મોકલવાનો તે કોર્ટને જરૂર નથી.

પણ એવું ઠરાવ્યું છે કે કોઈ પણ કામમાં તે શખ્સને ચોદવર્ષ કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવો નહીં.

અને વળી એવું ઠરાવ્યુંછે કે અગર તે મુકદમાનો ઇનસાફ ૩૯ મી કલમ પ્રમાણે કામ ચલાવનારા માજીસ્ત્રેટ શિવાય બીજા કોઈ માજીસ્ત્રેટે કર્યો હોય, તો જેટલી શિક્ષા કરવાને તે માજીસ્ત્રેટનો સાધારણ અધિકાર હોય તે શિક્ષાથી બમણી શિક્ષા કર્તા તે સામટી શિક્ષા વધારે થવી ન જોઇએ.

---

## સરકારવિરૂદ્ધ હણુમંત ગૌડા.

તા. ૧૪ જાન્યુઆરી ૧૮૭૯

વા. ૧ } આરોપિતપર તેણે કપાસમાં ભેળ કર્યાનો
પા. ૨૨૮ } ગુન્હો કર્યા બદલ સને૧૮૬૩ના મુંબાઇ આક્ટ ૯ની ક. ૨ પ્રમાણે આરોપ મુકી ગદગના બીજા વર્ગના

માજીસ્ટ્રેટ બીસ્લો બીમાજીએ ઇનસાફ કર્યો. અને ત્રણ મહિનાની સખ્ત મજુરીની કેદની અને રૂ૧૦૦)ના દંડની શિક્ષા કરી. અને જે કપાસ બદલ અપરાધ શાબિત થયો તે કપાસ જપત કરી વેચવી અને જે ઉત્પન્ન આવે તે સરકારમાં જમે કરવું એવોપણ હુકમ કર્યો.

આ શિક્ષાપર આરોપિતે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ મી. વાડીંગટનકે જેને યોગ્યરીતે અપીલ લેવાનો અધિકાર મળ્યો હતો તેને અપીલ કરી પણ તેણે બીજા વર્ગના માજીસ્ટ્રેટે મુકેલું તોહોમત અને આપેલી શિક્ષા કાયમ રાખ્યાં.

તેથી આરોપિતે હાઇકોર્ટને તપાસણી કરવા અરજ કર્યાથી હાઇકોરટે તે અરજીની ચોકસી કરી ઠરાવ કર્યો કે અમુક કપાસ ભેળ કરેલો છે એમ જાણ્યા છતાં તે કોઈ માણસે પોતાના કબજામાં રાખ્યો હોય તો તેટલા પરથી સને ૧૮૬૩ ના મુંબાઈ આક્ટ ૯ કલમ ૨ ના અર્થ પ્રમાણે કપટે ભેળ કર્યા બદલ તેનાપર તોહોમત ઠરાવી શકાતું નથી તે કપાસ વેચવા વાસ્તે કીંવા દબાવવા આપવા માટે ખરેખરી રીતે બાહાર કાડતા સુધી તેવા કપાસ કબજામાં હોવાથી તે અપરાધ થતો નથી. અને આ કામમાં ભેળ કરેલો કપાસ ફકત આરોપિતના કબજામાં રાખી મુકેલો હતો તેટલાપરથી તેનાપર તોહોમત મુકીને તેને શીક્ષા થઈ શકતી નથી માટે તોહોમત અને શિક્ષા રદ કર્યાં.

---

મુંબાઈના સને ૧૮૬૩ ના આકટ ૯ કલમ ૨ સરકાર વિરૂદ્ધ પ્રેમજી ભગવાંનનો ફેસલો પાને ૫૯ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ લલુભાઈ ગોપાળ અને બીજા

તા. ૨૨ જુલાઈ ૧૮૭૬

વા. ૧ } પા. ૨૩૨ } ચાર હીંદુપર ન્યાયના કામમાં ખોટી શાક્ષી આપ્યાનો અને તેમાં મદદ કર્યાનો આરોપ હતો. આરોપિતપરનું કામ ચાલતાં તેની તરફથી એવી તકરાર કરવામાં આવી કે "હમારા પરના ગુનાનો ઈનસાફ કરવા માટે જે જ્યુરી નિમવાની તેમાં પાંચ આશામી તો યુરોપીયન કીંવા અમેરીકન જોઇયે નહી. અને કેદીએ રાણી સરકારની પ્રજા કહેવાડનારી યુરોપીયન પ્રજા નથી. સબબ સદરહુ પ્રમાણે જ્યુરી માંગવાનો કેદીને સન ૧૮૭૫ ના આકટ ૧૦ (હાઇકોટના ક્રી. પ્રો. કો.) ઉપરથી હક મળેલો છે."

આ તકરાર વાળી અરજ ના કબુલ કરી એવો ઠરાવ જડજ ગ્રીને કર્યો કે રાણી સરકારની પ્રજા કેહેવાડનારી યુરોપીયન નહીં એવા એક કેદીપર રાણી સરકારની પ્રજા કેહેવાડનારી નીદાન એકાદ યુરોપીયન બરાબર એકત્ર મળીને ચાર્જ મુકયા નહોય તો એ કેદીને સદરહુ પ્રમાણે જ્યુરી ઠરાવવી એવું કહેવાનો સને ૧૮૭૫ ના આકટ ૧૦ ઉપરથી હક પહોંચતો નથી માટે હીંદુસ્તાનના કેદીનો ઈનસાફ કરવાની વખતે હમેશ જ્યુરી જેવી રીતે નિમવામાં આવેછે તે પ્રમાણે નિમવી એવો હુકમ આપી પુરાવાથી સાબિત જણાયાથી કેદીને કેદની શિક્ષા કરી.

પણ કેદીના તકરારની બાબતનો ફુલબેંચથી ઠરાવ થવા ગ્રીન સાહેબે આ કામ મોકલ્યાથી ઠરાવ્યું કે કેદીની અરજ બાબત ગ્રીન સાહેબે કરેલો ઠરાવ બરોબર છે માટે અપરાધ અને શિક્ષા કાયમ રાખ્યાં.

---

## સરકાર વિરૂદ્ધ ભીસ્તાબીન માદણા.

તા. ૨૧ અગષ્ટ ૧૮૭૬

વા. ૧ } પા. ૩૦૮ } આરોપિત પાસે પરવાના શિવાય (તોટાની) બંદુક હતી માટે સીરસી જીલ્લા કાનડાના

પહેલા વર્ગના માજીસ્ત્રેટ જે. કે. સ્પેન્સે સને ૧૮૬૦ ના આકટ ૩૧ પ્રમાણે તેની ચોકસી કરી અને તેજ આકટની કા. ૩૨ ની રકમ ૬ પ્રમાણે તેને તા. ૨૮ જુલાઈ ૧૮૭૬ ને રોજ રૂ૫) દંડ કર્યો. પહેલા વર્ગના માજીસ્ત્રેટે કેદની શિક્ષા આપી નહીં માટે દંડની શિક્ષા ગેરકાયદેસર છે એમ જીલા માજીસ્ત્રેટ એ. આર. મેકડોનેલ્ડનો અભિપ્રાય હોવાથી તેણે તે કામ હાઈ[illegible] અભિપ્રાય માટે મોકલ્યું.

તેમાં હાઈકોરટે ઠરાવ્યું કે સને ૧૮૬૦ ના [illegible] ૩૧ ની કા. ૩૨ ની રકમ ૬ પ્રમાણે ફક્ત દંડની કી [illegible]ક્ત કેદની શિક્ષા આપી તો તે કાયદાસર શિક્ષા છે.

જે વખતે એકાદ ફોજદારી કાયદાનો અર્થ સંસય યુક્ત થતો હોય તે વખતે જે અર્થ પ્રજાની સ્વતંત્રતાને જાસ્તી અનુકુળતાનો હોય તેજ [illegible] જોઈયે. અને તેમાં [illegible]ષે કરીને જે વખતે ફોજ[illegible] કાયદામાંનો ઠરાવ હમેશના વહીવટ વિરૂદ્ધ હોય [illegible] વખતે તો તેનો સદરહુ પ્રમાણેજ અર્થ કરવો જોઈયે [illegible]

---

સને ૧૮૬૦ના આકટ ૩૧ની કા. ૩૨ ની રકમ ૬— જે પ્રાંતમાં અથવા જીલ્લામાં અથવા જગાએ આ કલમ લાગુ કરી હોય તે પ્રાંતમાં અથવા જીલ્લામાં અથવા જગામાં સદરહુ પ્રકારના હુકમમાં લખેલી મુદત પુરી થયાપછી અથવા હથીયારો સારૂ ઝાડો લેવાનો હુકમ જે પ્રાંતમાં અથવા જીલ્લામાં અથવા જગામાં કર્યો હોય અને સદરહુ પ્રમાણે તે હુકમ ચાલ્યો હોય તે પ્રાંતમાં અથવા જીલ્લામાં અથવા જગામાં સને ૧૮૬૦ ના અકટોમ્બર મહીનાની ૧લી તારીખ પછી કોઈ માણસ સદરહુ પ્રકારના પટા વગર પોતાના કબજામાં અથવા તાબામાં સદરહુ પ્રકારનાં હરકાંઈ હથીયાર, અથવા ટોટીયો અથવા ગંધક, અથવા બંદુકનો દારૂ, અથવા બીજી યુદ્ધ સામગ્રી

રાખશે તો તે સખત મજુરી સાથે અથવા સકત મજુરી વગર ઘણામાં ઘણાં બે વરસ સુધી કેદની શિક્ષાને તથા એક હજાર રૂપીયા સુધીના દંડને પાત્ર થશે. અને સદરહુ પ્રકારનું માણસ જે ઘરમાં અથવા ઇમારતમાં રહેતું હોય અથવા જે ઘરમાં અથવા ઇમારતમાં સદરહુ પ્રકારનાં હરેકાંઈ હથીયાર અથવા તોટીઓ, અથવા ગંધક અથવા બંધુકનો દારૂ, અથવા બીજી યુદ્ધ સામગ્રી સંતાડી છે એવું લાગવાનો માજીસ્ત્રેટને સબબ હોય તે ઘરનો અથવા ઈમારતનો ઝાડો લેવાનો અથવા લેવડાવવાનો અધિકાર માજીસ્ત્રેટને છે અથવા હુકમમાં જે બીજા અમલદારનું નામ લખ્યું હોય તે અમલદારને છે.

---

### સરકાર વિરૂદ્ધ ગજીકોમ શાણું

તા. ૨૪ આગસ્ટ ૧૮૭૬

વા. ૧ } અહમદનગરના શેશન જડજ એ બોઝાં
પા. ૩૧૧ } કવેટની રૂબરૂ ચાલેલા એક ન્યાયના કામમાં ખોટી શાહેદી આપ્યા બદલ આરોપિતપર આરોપ રાખવામાં આવ્યો હતો. પેલા વર્ગના માજીસ્ત્રેટ મીસ્તર હેમીલટને પ્રથમની ચોકસી કરી અને ઇનસાફ માટે તેને શેશન જડજ પાસે મોકલ્યો. તે અપરાધ તેજ શેશન કોર્ટની રૂબરૂ હોવાથી તે કામનો ઇનસાફ કરવાનો અધિકાર સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કા. ૪૭૩ પ્રમાણે તેને ન હોવાથી મીસ્તર બોઝાંકવેટે તે કામ હાઇકોર્ટના હુકમ માટે મોકલ્યું.

તેથી હાઇકોર્ટે ઠરાવ્યું કે ખોટી શાહેદી આપવી એ ગુન્હો સન ૧૮૭૨ ના આકટ ૧૦ ની કા. ૪૭૩ ના ભાવાર્થ પ્રમાણે કોર્ટના અધિકારના અપમાન કર્યાનો ગુન્હો છે માટે આરોપિતપર મુકેલો આરોપ જે શેશન જડજની રૂબરૂ થયો તેજ શેશન જડજની રૂબરૂ તપાસ થાય એ બરાબર નથી તેમ તેને ઇનસાફ કરવાને કા. ૪૭૩ ઉપ-

રથી અટકાવ પણ છે તો પણ પેહેલા વર્ગના માજીસ્ત્રેટે એ કામ તેજ શેશન જડજની રૂબરૂ મોકલ્યું તો તેમાં કાયદાની કાંઈ ચુક કરી નથી સબબ તે મોકલવું રદ નહી કરતાં આ કામ પુનાના શેશનજડજની રૂબરૂ ઇનસાફ માટે મોકલવાનો હુકમ કરીએ છીએ.

આવાં કામ બીજી કોર્ટમાં મોકલવાથી લોકને ઘણી હરકત થાય તેથી એવે પ્રસંગે માજીસ્ત્રેટને અધીક સારો માર્ગ એજછે કે તેણે પોતે તે કામનો ઇનસાફ કરવો. અને તે માજીસ્ત્રેટને ભરપુર શિક્ષા આપવાનો અધિકાર ન હોય તો તે શિક્ષા જાસ્તી થવા માટે તે કામ શેશન જડજે હાઇકોર્ટમાં મોકલવું એ ઉત્તમ માર્ગછે.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૭૩ સરકાર વિરૂદ્ધ નવરેનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ પરસાપા માહાદેવઆપા

તા. ૧૭ અગષ્ટ ૧૮૭૯

વા. ૧ } પા. ૩૩૯ } પી.કો.કા.૨૯૧ પ્રમાણે બંધ કરવાની તાકીદ થયા પછી અપકારક કૃત્ય જારી રાખ્યા બદલ હલીયાલના બીજા વર્ગના માજીસ્ત્રેટે આરોપિતની ચોકસી કરી તેનાપર તેજ કલમ પ્રમાણે અપરાધ સાબિત કરી તેને શિક્ષા કરી.

જે માજીસ્ત્રેટે કા. ૨૯૧ પ્રમાણે તાકીદ આપી હતી તેજ માજીસ્ત્રેટે તે તાકીદ ન માન્યા બાબત કામ ચલાવી ઇનસાફ કર્યો તે ઇનસાફના કાયદેસર પણાવિશે મિ. મેકડોનલડને સંશય આવ્યો તે ઉપરથી તેણે આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું તેથી હાઇકોરટે ઠરાવ્યું કે—

પોતાના અધિકારના અપમાન કર્યાના ગુન્હા બદલ કોઈ માણસનો ઇનસાફ કોઈ કોરટ કરવો નહીં એવો જે મજકુર ક્રી. પ્રો. કો. કા. ૪૭૩ માં છે તે પી. કો. ના

૧૦ મા બાબ નિચે આવનારા અપરાધને માત્ર લાગુછે એવો જે અલ્હાબાદની હાઇકોરટે (સરકાર વિ૦ કુળતારણસીંગનો ફેસલો ઈ. લો. વા. ૧ પાને ૧૨૯ મે છે) ઠરાવ કર્યોછે તેને અનુસરીને આ કોરટે ચાલવાનુ નથી એમ આ કોરટને દેખાયછે તે કલમ ન્યાયની વિરૂદ્ધના સર્વ અપરાધને અને સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કા. ૪૬૮ તથા ૪૬૯ માં કહેલા દસ્તાવેજ સંબંધીના ગુન્હાને તો અવશ્ય લાગુછે એવું ઠરાવવાના કામમાં મદ્રાસ હાઇકોરટે (૭ મુ. હા. રી. અપેનડીક્ષ પૃષ્ટ ૧૭ તથા ૨૪ મારચ ૧૮૭૩) જે કારણ લખ્યાંછે તે નિર્ણાયક છે એમ આ કોરટને લાગેછે. અને આ કલમ કોરટના સર્વ અપમાનને લાગુછે એમ સમજવું જોઇયે. એવો આ કોરટના ડીવીજન બેચનો (સરકાર વિ. નવરનબેગ ફુલાબેગનો ફેસલો મુ. હા. વા. ૧૦ પા. ૫૭૩ આ ચોપડીને પાને ૪૮ મે છે) અભિપ્રાય હતો એમ દેખાયછે. અલ્હાબાદ હાઇકોરટે જે કલમની ઇયતા ઠરાવીછે તે દુર કરવી જોઇયે એમ આ કોરટને દેખાયછે. અને તેવી તે ઇયતા દૂર કરી એટલે હાલ જે કોર્ટ રૂબરૂ કજીઓ છે તે કામને તે કલમ લાગુછે એમ ઠરાવવું અવશ્ય છે. કારણ એકાદી પીડા દૂર કરવા વિશે માજીસ્ત્રેટે તાકીદ આપ્યા પછી જો તે પીડા કોઈ કોઈ ચાલુ રાખે તો તે કરવું તે, તે માજીસ્ત્રેટના અધિકારના અપમાન કર્યા પ્રમાણે છે તે ખુલ્લુ છે.

માટે આ કામમાંનો અપરાધ અને શિક્ષા રદ કરી.

---

પી. કો. કા. ૨૯૧ ફલાણું લોકાપકારક કૃત્ય તું ફરીથી કરીશ નહીં અથવા જારી રાખીશ નહીં એવી તાકીદ કરવાનો જે સરકારી નોકરને કાયદેસર અખત્યાર હોય તે સરકારી નોકરે તેવી તાકીદ કીધા છતાં જે માણસ તે લોકાપકારક કૃત્ય ફરીથી કરે અથવા જારી રાખે તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની

અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ક્રી. પ્રો. કો. કા. ૪૬૮ પીનલકોડની કા. ૧૯૩, ૧૯૪, ૧૯૫, ૧૯૬, ૧૯૯, ૨૦૦, ૨૦૫, ૨૦૬, ૨૦૭, ૨૦૮, ૨૦૯, ૨૧૦, અને ૨૧૧ મી અથવા ૨૨૮ મી કલમમાં બ્યાન કરેલા સરકારી ઇનસાફની વિરૂદ્ધ કાંઈ ગુન્હો અગર કોઈ દીવાની કે ફોજદારી કોરટના આગળ અથવા તેની વિરૂદ્ધ કરવામાં આવ્યો હોય, તો તે ગુન્હાની ફરિયાદ ફોજદારી કોર્ટમાં સાંભળવી નહીં, પણ જે દિવાની અથવા ફોજદારી કોરટની આગળ અથવા વિરૂદ્ધ તે ગુન્હો કરવામાં આવ્યો હોય તે ફોજદારી કે દીવાની કોરટની મંજુરીયત હોય, અથવા તે કોરટ જેને તાબે હોય તેવી કોઈ બીજી કોરટની મંજુરીયત હોય તો તે ફરીયાદી સાંભળવી.

ક્રી.પ્રો.કો.કા.૪૬૯ પુનાના માજીસ્ત્રેટનાં પત્ર નંબર ૧૪૩૧ થી થયેલો ઠરાવ પાને ૨૩૫ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૭૩ સરકાર વિરૂદ્ધ નવરેનબેગ ફુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ લછ્યા કાહ્યા

તા. ૧૦ અગષ્ટ ૧૮૭૬

વા. ૧ } કાઠીયાવાડના આસીસ્ટંટ પોલીટિકાલ એજંટ
પા. ૩૪૦ } અને અમદાવાદના ફુલપાવર માજીસ્ત્રેટ મેજર વોડ હૌસ પોતે કાઠીયાવાડ પ્રાંતના વઢવાણ છાવણીમાં છતાં કાઠીયાવાડ પ્રાંતમાંના થયેલા એક ગુન્હાના સંબંધે ઇંગ્રેજ સરકારની પ્રજા પૈકી એક માણસને પકડવાનું વારંટ આપ્યું તે વારંટ પાલીયાદના ફોજદારના નામનું હતું પાલીયાદ ગામ જોકે પરમુલકમાં છે તોપણ અમદાવાદ જીલ્લા પૈકી ધંધુકા તાલુકામાંના ચોરીયા ગામ સુધી તે ફોજદારને પોલીસનો અધિકાર આપ્યો છે તે ફોજદારે ચૌરીયામાં આરોપિતને તે વારંટ ઉપરથી પકડ્યો છે એ વારંટ પરમુલકમાં નીકળેલુ

હોવાથી તે ગેરકાયદેસર છે અને રદ કરવું જોઇયે એવો મિસ્તર બારોડેલનો અભિપ્રાય હતો.

તેથી અમદાવાદના જીલ્લા માજીસ્ત્રેટ એ. એ. બારોડેલે આ કામ ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ ના આધારે હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ્યું કે—

ક્રી. પ્રો. કો. કા. ૬૩ નો આ કામ સાથે સંબંધ નથી. આ ગુન્હો પરમુલુકમાં થયો હતો સબબ તેને પકડવા વાસ્તે વારંટ કાડતી વખતે મેજરવોડહૌસ એ અમદાવાદ જીલ્લામાં હોવાની જરૂર નથી.

જે ઠેકાણે ગુન્હેગાર માણસ પકડાયો તેજ ઠેકાણે મેજર વોડહૌસનો અધિકાર હતો શબબ તે અપરાધને પકડવાનું વારંટ આપવાનો તેને કલમ ૧૫૭ ઉપરથી અધિકાર હતો.

જે ગામ આરોપિતને પકડ્યો તે ગામપર પોલિશનો અધિકાર ચલાવવાનો અખત્યાર પાલીયાદના થાણદારને મળેલો છે એમ દેખાયછે શબબ તેના નામનું વારંટ આપવું તદન કાયદેસર હતું.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પને ૪૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૬૩ જે ડિસ્ત્રિકટમાં ગુન્હો થયો હોય તે ડિસ્ત્રિકટમાં દરેક ગુન્હાની ચોકશી કરવી અને તેનો ઇનસાફ માજીસ્ત્રેટ કરેતો જે ડિસ્ત્રિકટમાં તે ગુન્હો થયો હોય તે ડિસ્ત્રિકટમાં કરવો તેનો ઇનસાફ શેશનકોર્ટ કરેતો જે શેશનકોર્ટમાં માજીસ્ત્રેટ (મુકદમો) કમિટ કરે તે શેશનકોરટે કરવો.

માજીસ્ત્રેટોને જે ડિસ્ત્રિકટમાં નિમ્યા હોય તે ડિસ્ત્રિકટ જે શેશન તુકડીમાં હોય તે શેશન તુકડીની શેશનકોરટ હોય તે કોર્ટમાં (અથવા જે મુકદમા) કમિટ કરવા; પણ એવું ઠરાવ્યુંછે કે ફલાણી ડિસ્ત્રિકટમાં કમિટ કરેલા ફલાણા ફલાણા મુકદમાનો અથવા ફલાણા વર્ગના મુક-

દમાનો ફલાણી શેશન તુકડીમાં ઇનસાફ કરવાનો હુકમ ફરમાવવાને સ્થાનિકસરકાર મુખ્‍તારછે, પણ એવું ઠરાવ્યુંછે કે સદરહુ હુકમ વિકટોરિયા રાણીની કારકિર્દીનાં ચોવીશમાં તથા પચીશમાં વરસમાં થયલા ૧૦૪થા ચાપટરની પંદરમી કલમ પ્રમાણે અથવા આ કાયદાની ચોસઠમી કલમ પ્રમાણે અગાઉ હરકાંઈ હુકમ કર્યો હોય તે વિરૂદ્ધ કરવો નહીં.

ક્રી. પ્રો. કો. કા. ૧૫૭ કોઈ બીજી ડિસ્ટ્રિકટમાં અથવા ડિસ્ટ્રિકટના બીજા ભાગમાં, અથવા સમુદ્રપાર અથવા પરદેશ મધ્યે કોઈ શખ્‍સે કાંઈ ગુન્હો કર્યોછે એવું જાણવામાં આવે અથવા એવો વેહેમ જાય, અને ડિસ્ટ્રિકટના માજીસ્ટ્રેટની અથવા ડિસ્ટ્રિકટના કોઈ ભાગના માજીસ્ટ્રેટની હકુમતની હદમાં અગર તે ગુન્હો થયો હોય તો તેથી સમન અથવા વારંટ મોકલી શકાય એવો તે ગુન્હો હોય, તો તે ગુન્હા બાબત ડિસ્ટ્રિકટનો માજીસ્ટ્રેટ, અથવા ડિસ્ટ્રિકટના કોઈ ભાગનો માજીસ્ટ્રેટ, અથવા પેહેલા વર્ગના જે માજીસ્ટ્રેટને યોગ્ય રીતે અધિકાર મળ્યો હોય અને સદરહુ ડિસ્ટ્રિકટમાં અથવા ડિસ્ટ્રિકટના ભાગમાં જેની હકુમતની હદ હોય તે પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ તે ડિસ્ટ્રિકટમાં અથવા ડિસ્ટ્રિકટના ભાગમાં તે શખ્‍સને પકડવા સારૂ વારંટ અથવા સમન મોકલવાને મુખ્‍તારછે.

---

## સરકાર વિરૂદ્ધ ગોવિંદા

તા. ૧૮ જુલાઈ ૧૮૭૬

વા. ૧ }
પા. ૩૪૨ } કેદીએ પોતાની બઇરીને નિચે પાડી તેની છાતીપર એક ગડદો માર્યો અને તેના જડબાપર બે યા ત્રણ ગડદા માર્યા તેથી તેના ડોકામાંથી લોહી વેહેવા લાગ્યું. અને તેથી તે ત્યાંહાં લાગલીજ કીંવા થોડા વખત પછી મયત થઈ.

આ ઉપરથી કેદીપર ખુનનો ગુન્હો સાબિત કરી સતારાના શેશન જડજ આર. એફ્. મેકટીયરે તેને મોતની

શિક્ષા કરી તે કામ મંજુરીને માટે હાઇકોર્ટમાં મોકલ્યું.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે બબરીનો જીવ લેવાનો ઇરાદો તેના ધણીનો નહોતો અને તેને જે દુઃખ થયું હતું તે સાધારણ રીતે હમેશ પ્રમાણે જીવ જવા જોગ નહોતું માટે કેદીએ કરેલો ગુન્હો ખુન નહી છતાં શિક્ષીણીય મનુષ્ય વધ થાયછે માટે કેદીપર તે ગુન્હાની સાબિતી ગણી તેને સાત વર્ષની કાળા પાણીની શિક્ષા આપવાનો ઠરાવ કર્યો.

---

## સરકાર વિરૂદ્ધ શંભુરઘુ

તા. ૭ સપટેમ્બર ૧૮૭૬

વા. ૧ }
પા. ૩૪૭ } તેલી જાતમાંની સ્ત્રી નર્મદાનો પહેલો ધણી જીવતાં છતાં બીજુ લગ્ન કરવાના કામમાં તેને અપેલેંટ સંભુએ મદદ કર્યા બદલ ખાનદેશના આસીસ્ટંટ શેશન જડજ. એચ. બ્યાટીએ તેને છ અઠવાડીયાંની આસાન કેદની શિક્ષા આપી હતી. તે શિક્ષાના ઠરાવ ઉપર તેણે આ અપીલ કરીછે. નર્મદા પર તોહોમત સાબિત થઈ તેને પણ બે મહિનાની આસાન કેદની શિક્ષા થઈ હતી.

આ કામની હકીકત એવી છે કે નર્મદાએ તેના ધણીને એવી નોટીશ આપી કે તેને રક્ત પીતનો રોગ છે માટે મને ફરી લગ્ન કરવાની પરવાનગી આપવી. તેના ધણીએ તેને પરવાનગી આપી નહીં એમ જણાય છે તે ઉપરથી નર્મદાએ તેની જાતના માણસોને એકઠા કર્યા તે ઉપરથી તે નાતના સઘળા એકઠા થયેલાએ તેને ફરી લગ્ન કરવાની પરવાનગી આપી.

આ ઉપરથી મેં ફરી લગ્ન કર્યાથી હું ગુન્હેગાર નથી એમ નર્મદાની તકરાર છે, અને તેમ છે ત્યારે હું મદદ કર્યાના ગુન્હાનો ગુન્હેગાર નથી એમ અપેલેંટની તકરાર છે.

આ બાબતમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે આકટીંગ શેશન જડજે આ કામમાં ઘણી કાળજીએ વિચાર કર્યોછે

અને તેનો નિર્ણય આ કોરટને માન્ય છે. પેહેલા આરોપિતની નાતની સ્ત્રીને પોતાના ધણીને રગતપીત છે તેથી તેની છોડચીઠી લીધા શીવાય બીજું લગન કરવાનો મને હક છે એમ જે વહીવટ ઉપરથી તે કેહેછે તેવો વહીવટ તેની ન્યાતમાં છે એમ આ કોર્ટને દેખાતું નથી. એકાદ લગન બ્યર્થ છે એમ ઠરાવવાનો કીંવા એકાદ સ્ત્રીને બીજું લગન કરવાની પરવાનગી આપવાનો નાતવાળાને અધિકાર છે એમ આ કોર્ટ માનતી નથી. અપેલેંટ અને તેની આ બાઈરીને પોતાની નાતની સમંતી હોવાથી આ પોતાનો બીજો વિવાહ કાયદેસર થયોછે એમ પ્રમાણિક પણે દેખાયું એમ દેખાય છે. પણ તે વાત શિક્ષા કમી કરવાને જોકે કારણસર હોય તોપણ ઈ. પી. કો. કા.૪૯૪ પ્રમાણે અને કા. ૧૦૯ પ્રમાણે મુકેલા ચાર્જના જવાબમાં આપવાને તેટલી વાત બસ નથી. માટે આ કામનું તોહોમત કોર્ટ કાયમ રાખેછે, પરંતુ અપેલેંટ પચાસ દિવસની કેદ ભોગવી ચુક્યો છે માટે તેની બાકીની શિક્ષાઓ કોર્ટ રદ કરેછે.

---

પી. કો. કા. ૪૯૪ સરકાર વિરૂદ્ધ રામા શોના વિગરેનો ફેસલો પાને મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૦૯ સરકાર વિરૂદ્ધ સખારામ ગોવિંદનો ફેસલો પાને ૧૬૬ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ વિઠલ પ્રાણજીવનદાસ અને બીજા**

તા. ૨૪ નવેમ્બર ૧૮૭૬

વા. ૧ }
પા. ૪૬૨ } હિંદુ ન્યાતના ચાર કેદી હતા તેમનાપર એક ખોટી નોટ કર્યાનું તોહોમત મુકવામાં આવ્યું હતું તેની ચોકશી કરવા માટે જે જ્યુરી નિમવામાં આવી હતી. તે સને ૧૮૭૫ નો આકટ ૧૦ અમલમાં આવ્યાપછી જે જ્યુરી નિમવાનો હાઇકોર્ટમાં વહીવટ ચાલુ થયેલો છે તે વહીવટ પ્રમાણે નિમવામાં

આવી હતી. તે જ્યુરીમાં યુરોપીયન લોક જાસ્તી હતા તેથી આરોપિત તરફથી તકરાર કરવામાં આવી કે સને ૧૮૭૫ ના આકટ ૧૦ ની કા. ૩૩ (મુંબાઇનો પ્રોસીજર) પ્રમાણે જ્યુરી નિમવામાં આવી નથી.

તે ઉપર હાઇકોર્ટના જડજ મી. બેલીએ તેને માટે ઠરાવ કર્યો કે સને ૧૮૭૫નો આકટ ૧૦ અમલમાં આવતા અગાઉ જ્યુરીમાં બાર આશામી હોતા. અને તેને નિમવા તે યુરોપીયન લોકોની પેટીમાંથી ૬ નામ, અને ઈંડો બ્રીટન તથા પોર્ટુગીજ લોકોની પેટીમાંથી ૩ નામ અને પારસી, હીંદુ, તથા મુસલમાન એઓની પેટીમાંથી એક એક નામ કાહાડી એ રીતે બાર આશામીની નીમણુક કરતા હતા. સને ૧૮૭૫ નો ૧૦ મો અમલમાં આવ્યા પછી નવ આશામી જ્યુરીમાં નિમવા એમ ઠરાવ થયોછે અને તે ઠરાવ પ્રમાણે જ્યુરી નિમવી તે યુરોપિયન લોકની પેટીમાંથી ૫ નામ અને બાકીની ચાર પેટીમાંથી એક એક નામ એમ કાહાડી તેની જ્યુરી નિમવાની ચાલ શરૂ થઇછે. પરંતુ આ વહીવટ બરાબર નથી એમ મને દેખાય છે. કારણ સને ૧૮૭૫ના આકટ ૧૦ ની કા. ૩૩ માં એમ ઠરાવ છેકે "જ્યુરીમાં નવ આશામી નિમવા અને જે લોકોને જ્યુરીમાં બેસવા માટે બોલાવ્યા હોય તે સર્વલોક મધ્યેથી જે નવ આશામીનાં નામ નિકળે તે લોકોને જ્યુરીનું કામ કરવા કહેવું." આ ઉપરથી જે લોકોને જ્યુરીમાં બેસવા વાસ્તે બોલાવ્યા હોય તે સર્વ લોકનાં નામ એક પેટીમાં ઘાલી તેમાંથી જેના નામની પહેલી નવ ચીઠી નિકળે તેઓને જ્યુરીમાં નિમવા જોઇયે, એમ અમારો અભિપ્રાય છે; અને તે પ્રમાણે જ્યુરી નિમી આ કામનો ઇનસાફ કરવો એ નવા આકટના ઠરાવને અનુસરીને છે માટે તેવી જ્યુરી નિમવાનો હું હુકમ કરૂછુ.

ટીપ. સને ૧૮૭૫ ના આકટ ૧૦ ની કા. ૩૩ની મતલબ ઉપર આવી ગઇછે તેથી કલમ લખવાની જરૂર નથી. માટે લખી નથી.

## સરકાર વિરૂદ્ધ બુધુ નનકુ અને બીજા

વા. ૧ } થાણાના શેશન જડજ ડબલ્યુ. એમ. પી.
પા. ૪૭૫ } ફોગલાને સર્વે આરોપિતપર ડાકાઇટીના ગુન્હાનું તોહોમત સાબિત કર્યું અને સર્વેને જન્મ પર્યંત કાળા પાણીની શિક્ષા કરી.

તે ઠરાવપર સરવે આરોપિતે હાઇકોરટમાં અપીલ કરી અપેલેંટ યેસુદવલતા, રામા અંબુ, પાંડુગણું, ગંગારામ સીતારામ, સદુ રામજી, બાપુ ગોપાળ, અને ગોવિંદ ગણું એઓપર જે તોહોમત સાબિત થયું હતું તે બેઉ માફી આપેલા કેદીની શાક્ષી ઉપરથી થયું હતું. તે શાક્ષિને અપેલેંટના ઓળખવાના સબંધે અપેલેંટ સાથે જે બીજા કેદીની ચોકસી થઈ તે કેદીના કબુલપણા શિવાય બીજા પ્રકારની પુષ્ટી થયેલી નહોતી.

તેથી આ કામમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે માફી મળેલા કેદીની શાક્ષિને આરોપિત માણસ ઓળખવાના સબંધે બીજી વાત ઉપરથી મજબુતી નથી તો માફી મળેલા કેદીની શાક્ષી ઉપરથી આરોપિત માણસપર ગુન્હાની સાબિતી કર્યા છતાં તે સાબિતી કાયમ રાખવામાં આવનાર નથી. અને સોબતી કેદીના કબુલપણા ઉપરથી તે આરોપિત અપરાધી છે એમ થતું હોય તો તેનુ કબુલ પણું માફી મળેલા કેદીએ આપેલી શાક્ષીને મજબુતી થવાને બસ છે એમ સમજવામાં આવતુ નથી માટે આરોપિતપરનું તોહોમત અને શિક્ષા રદ કર્યા.

---

## સરકાર વિરૂદ્ધ હણમંતા

તા. ૨૯ ફેબ્રુઆરી ૧૮૭૭

વા. ૧ } આ કામમાંના આરોપિત સખસો ઉપર
પા. ૬૧૦ } સતાવિસ તોહોમતો રાખવામાં આવ્યાં હતાં તેમાં સને ૧૮૭૨—૭૩ ની સાલે ચોરી કર્યા બદલ અને ચોરીના કામને સહાય કર્યા બદલ અને ચોરીનો માલ લેવા બદલ તથા સને ૧૮૭૩—૭૪ની સાલે

તેજ અપરાધ કર્યા બદલ અને સને ૧૮૭૪—૭૫ ની સાલે પણ તેજ અપરાધ કર્યા બદલ તથા સન ૧૮૭૪—૭૫ ની સાલે સરકારી નોકરને લાંચ આપ્યા બદલ તથા સરકારી નોકરે લાંચ લીધા બદલ અને આખરે સને ૧૮૭૬ ની સાલે ખોટો પુરાવો બનાવ્યાના કામને સાથ કર્યા બદલ આરોપિતપર આરોપ મુકવામાં આવ્યા હતા તે પૈકી એક આરોપિતપર માત્ર બે તોહોમતની સાબિતી થઈ હતી અને બાકીના આરોપિત ઉપરનો ચાર્જ સાબિતન થયાથી તેમને થાણાના શેશનજડજ ધ્યાન નડીને છોડી દીધા હતા જેને શિક્ષા થઈ હતી તેઓએ પોતાપર ઠરેલાં તોહોમત અને શિક્ષા રદ થવા હાઈકોરટને અપીલ કરી; અને તેનાપર બીજા આરોપ સાબિત થયા નથી એવો શેશનજડજે ઠરાવ કર્યો હતો તે ઠરાવપર અને બાકીના આરોપિતને છોડી દેવાનો ઠરાવ થયો હતો તેપર સરકારે હાઈકોરટને અપીલ કરી.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે—આ કામમાં જે ચોકશી થઈ છે તે ક્રી.પ્રો.કો. કા. ૪૫૨ પ્રમાણે ગેરકાયદેસીર છે અને તેજ પ્રમાણે આ અપીલની ચોકશી કરવી પણ ગેરકાયદેસીરછે પરંતુ સને ૧૮૭૪ અને ૧૮૭૫ ની સાલે થયેલા અપરાધને સંબંધે જોતાં તે અપરાધ બદલ આરોપિતની ચોકશી પૂર્ણપણે અને યોગ્ય રીતે થયેલીછે અને સદરહુ લખેલા ગેરકાયદાના પ્રકારથી આરોપિતને નુકશાન થયુંનથી સબબ તે પુરતી આ અપીલની ચોકશી અમે કરીએ છીએ.

હિસાબના ચોપડામાં જે રકમ લખેલીછે તે તેના ખરાપણા વિષે જેને પોતાને માહિતીછે એવા માણસે કીધા એવા માણસના કહેવા ઉપરથી લખેલી ન હોય, પરંતુ તે ઉદ્યોગના ક્રમ પ્રમાણે હિસાબના ચોપડામાં માંડેલી હોય તો તે ઈંડ્યાના પુરાવાના આકટની (૭૨ના ૧ની) કા.૩૪ પ્રમાણે પુરાવામાં લેવા લાયક થશે અને તેજ પ્રમાણે કા.૩૨ની રકમ ૨ ઉપરથી પણ થશે. હિસાબના ચોપડા

હમેશની રીત પ્રમાણે નથી એમ શાબિત થયું હોય તથાપી તે એકાદ પેઢીએ મુદામ હિસાબ રાખવા વાસ્તે નિમેલા નોકરે કીંવા મુખત્યારે તે પેઢીની તરફથી રાખ્યાછે એમ સાબિત થયા છતાં તેમાંનો મજકુર તે પેઢીના વિરૂદ્ધ લાગુ પડશે.

જે આરોપિત માણસને ક્રી. પ્રો. કો. કા. ૩૪૭ પ્રમાણે માફી આપી નથી તે માણસની શાક્ષી લેવાની માજીસ્ટ્રેટને અધિકાર નથી. જે અપરાધ કેવળ શેશનકોર્ટથી ઇનસાફ થવા સરખો નથી એવા અપરાધની બાબતમાં માફી આપેલા આરોપિતે આપેલી શાક્ષી લાગુ નથી. કારણ તે માણસને છોડી દીધો નથી કીંવા તેનાપર તોહોમત શાબિતપણ કરેલું નથી.

જંગલખાતાનો ઇન્સ્પેકટર એ સરકારી નોકરછે. એટલા માટે તેની પાસે જે લાકડાંનો કબજોછે તે ખુદ સરકારનોછે એમ સમજવું જોઇએ અને એટલા માટે તે લાકડાં બદલ જે ફી આપવી જરૂરછે તે ફી ન આપતાં પ્રત્યક્ષ તે ઇન્સ્પેકટરની સમંતી લેઇને તે લાકડાં કોઈ લેઈ ગયું હોય અને તેવી સમતી આપવાનો તે ઇન્સ્પેકટરને અધિકાર ન હોય કીંવા તેણે તે સમંતી કપટે આપી હોય તો તે કરવું પી.કો.કા. ૩૭૮ ના આધારે ચોરીનો ગુનો થશે.

શબબ આ કામમાંનો ઠરાવ અમે રદ કરીએ છીએ અને આરોપિત નંબર ૧ હણમતા અને આરોપિત નંબર ૨ નો સખારામ એઓએ સને ૧૮૭૪ તથા ૧૮૭૫ ની સાલે ચોરીનો ગુન્હો કરયોછે શબબ તેઓ પ્રત્યેકને ૨વર્ષની સખત કેદની અને એકએક હજાર રૂ૦ના દંડની અને તે દંડ ન આપેથી વધારે ૬ મહિનાની સખત મજુરીની કેદની શિક્ષા અમે આપીએ છીએ.

કેદી નંબર ૧ના હણમંતાની કેદની શિક્ષા તેને શેશન જડજે જે તારીખે શિક્ષા આપી તે તારીખથી શરૂ થઈ છે એમ સમજવું.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૫૨—કોઇ માણસની ઉપર જુદા જુદા ગુન્હાના તોહોમત મુકે ત્યારે તે દરેક ગુન્હાનું જુદું જુદું તોહોમત મુકવું; અને તે દરેક તોહોમતનો ઇનસાફ જુદો જુદો કરવો. પણ આ આકટમાં આગળ જે કામો બાતલ કરેલાછે તે કામોનો ઇનસાફ જુદોજુદો કરવો નહિ.

ક્રી. પ્રો. કો. કા. ૩૪૭—આ આકટને જોડેલાં ૪ થા પરીશીષ્ટનાં ૭મા આસન મધ્યે જે ગુન્હાનો ઇનસાફ શે-શનકોરટથીજ થઇ શકે એમ લખેલુંછે તેવા કોઈ ગુન્હામાં પોતે જાતે અથવા બીજાની મારફતે જે શખ્સો સા-મિલ હોય, અથવા તે બાબત જાણીતા હોય એમ ધા-રવામાં આવતું હોય તેઓમાંના કોઈ એક અથવા વધારે સખ્શોને, તેણે અથવા તેઓએ તે થયલા ગુન્હા બાબતની જે હેકીયત પોતાના જાણ્યામાં હોય તે સઘળી, તથા તે ગુન્હો કરવામાં જે બીજા સખ્શ સામેલ હોય તે, એ સર્વે વાત પુરેપુરી ખરેખરી, અને સાફ રીતે જાહેર કરવી એવી સરતથી માફી આપવાનું કહેવાનો ડિસ્ત્રિકટના મા-જીસ્ત્રેટ અથવા તે કામની ચોકશી કરનારો ૧લા વર્ગનો માજીસ્ત્રેટ મુખ્તારછે, અથવા ઇનસાફ થવાસારૂ શેશન કોરટમાં કામ કમિટ કરવાનો જે માજીસ્ત્રેટને યોગ્ય રીતે અખત્યાર હોય તે માજીસ્ત્રેટ ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટની મંજુરી લઇને માફી આપવાનું કહેવાને મુખત્યારછે. પણ તેણે તેમ કરવાનું કારણ દફતરમાં લખવું.

આ કલમ મુજબ માફી આપવા માંડી હોય તે અ-ગર કોઈ સખસ કબુલ કરે તો સાહેદોની જબાની લેવાની જે રીત છે તે રીત પ્રમાણે તે સખસ જાણે તે કામમાં સાહેદ હોય એવી રીતે તેની જબાની લેવી.

તે સખસને અગર તેનો જામીન લઇને છોડેલો ન હોય, તો તે કામનો ઇનસાફ પુરો થતા સુધી તે સખસને કેદ-માં રાખવો.

જે માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે માફી આપવાનું કહ્યું હશે અને તોહોમતવાળા સખ્સની જબાની લીધી હશે

તે પોતાની જાતે તે મુકદ્દમાનો ઈનસાફ કરી શકશે નહીં.

સને ૧૮૭૨ ના આકટ ૧ની કા. ૩૨—જે સખસ મર્ણ પામ્યો હોય તેણે, કીંવા જે સખસ મળી શકતો ન હોય તેણે કીંવા સાહેદી આપવાને જે સખસ અશક્ત થયો હોય તેણે, કીંવા ઘણો વખત લાગ્યા શિવાય અથવા ઘણો ખરચ કર્યા શિવાય જે સખસને હાજર કરાતો ન હોય અને મુકદ્દમાની કેફીયત ઉપરથી તેમ કરવું કોરટને બ્યાજબી દેખાતું ન હોય તેણે લગતી હકીકતનો માહે કહેલો કીંવા લખેલો મજકુર તેજ જાતે નિચે લખેલા કામમાં લગતી હકીકત છે એમ સમજવું.

૨ કલમ—૨ સદરહુ મજકુર જ્યારે એવા સખસે હમેશ મુજબ ને પોતાને કામને પ્રસંગે કહ્યો હોય કીંવા લખ્યો ત્યારે તથાવિશેષે કરીને પોતાના કામને હમેશ મુજબને પ્રસંગે કીંવા પોતાના ધંધા રોજગારનું કામ ચલાવવામાં રાખેલી ચોપડીમાં કાંઈ નોંધ કીંવા ટીપણ તેણે કરી રાખ્યું હોય તેરૂપે અથવા પૈસા કીંવા માલ, કીંવા દસ્તાવેજ, કીંવા કોઈ પણ જાતની મિલકત પોહોંચ્યાની પોહોંચ લખી હોય, કીંવા તેપર સહી કરી હોય તે રૂપે અથવા જે દસ્તાવેજનો ઉપયોગ વેપાર કરવામાં આવતો હોય ને તે તેણે લખ્યા હોય કીંવા તેના ઉપર સહી કરી હોય તે રૂપે અથવા જે પત્ર કીંવા બીજાં કાંઈ દસ્તાવેજ ઉપર તે હમેશ તારીખ નાખતો હોય, અથવા લખતો હોય અથવા તે ઉપર સહી કરતો હોય તે પત્ર કીંવા દસ્તાવેજના તારીખને રૂપે સદરહુ મજકુર હોય ત્યારે તે લગતો છે.

પુરાવાના આકટની કા. ૩૪— કામને પ્રસંગે નિયમ પુર્વક રાખેલી હિસાબની ચોપડીયોમાં કરેલી નોંધ જે બાબત વિશે કોર્ટને ચોકસી કરવાની હોય તે સબંધી હોય તો, તે લગતી છે, પરંતુ માત્ર સદરહુ મજકુર એકલો કોઈ સખસ ઉપર જવાબદારી નાખવાને સારૂ પુરતો પુરાવો છે એમ સમજવું નહીં.

પીનલકોડ કા. ૩૭૮. જે માણસ કોઈ સખસના કબ-

જામાંથી તે સખસની રજામંદી શિવાય કાંઈ જંગમ મિલકત બદદયાનતથી લેવાનો ઇરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મિલકતને ખસેડે તે માણસે ચોરી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લો. કાંઈ વસ્તુ જ્યાં સુધી જમીનમાં ચોટેલી હોય ત્યાંસુધી તે જંગમ મીલકત નથી. માટે તેની ચોરી થઈ શકે નહીં પણ જમીનથી તે જુદી પાડવામાં આવેકે પછી તેની ચોરી થઈ શકે.

ખુલાસો ૨ જો--જે કામથી જુદું પાડવું થાય તેજ કામથી જે ખસેડવું થાય તે ખસેડવું ચોરી થઈ શકે.

ખુલાસો ૩ જો—કોઈ સખસ ખરેખર કાંઈ વસ્તુને ખસેડે, ત્યારે અને તેમજ તેનું ચલન થવામાં અટકાવ કરનારી કાંઈ અડચણ દુર કરે અથવા તે વસ્તુને કાંઈ બીજી વસ્તુથી જુદી પાડે ત્યારે પણ તે સખસે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

ખુલાસો ૪ થો—કોઈ સખસ કાંઈપણ ઉપાયથી કોઈ જાનાવરને ગતીમાન કરે તો તેણે તે જાનવર ખસેડ્યું, તથા તે જાનવરને ગતી થયાથી તે જાનવરે જે જે વસ્તુ ખસેડી હોય તે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

ખુલાસો ૫ મો—ઉપલાં લક્ષણમાં રજામંદી લખી છે તે સાફ રજામંદી હોયકે અર્થાત સમજાય એવી રજામંદી હોય અને તે કબજેદાર સખસ અથવા તે કારણસર જેને સાફ કે અર્થાત સમજાય એવો અખતીયાર હોય તેવો કોઈ પણ સખસ આપી શકે.

---

## અનપુર્ણાબાઇની બાબતમાં

તા. ૮ મારચ ૧૮૭૭

વા. ૧ } કોઈ માલ ચોર્યા બદલ આરોપિતપર પો-
પા. ૬૩૦ } લીશની રૂબરૂ આરોપ મુકવામાં આવ્યો હતો. આરોપિતે તે માલ ચોરેલો નથી એમ પોલીશને દેખાડ્યું અને તેણે બીજા વર્ગના માજીસ્ટ્રેટ પાસે

તે બદલ રિપોર્ટ કર્યો. તેનો પોલીશ પ્રમાણે અભિપ્રાય પડવાથી તે માલ આરોપિતને પાછો આપવા વિશે તેને હુકમ કર્યો. તેથી ફરિયાદીએ જીલ્લામાજીસ્ત્રેટને અરજ કરી તે વખતે આરોપિતે બદદયાનતથી મયત માણુસ પાસેથી તે માલ લીધો હતો એમ જીલ્લામાજીસ્ત્રેટને દેખાયું તે ઉપરથી તેણે તે માલ મયતના વારસોને આપવાવિશે પોલીશને હુકમ કર્યો પોલીસે તે પ્રમાણે કર્યું. તેપર આરોપિતે થાણાના શેશન જડજને અરજ કરી તેથી શેશન જડજે તે કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું તેમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે.

ક્રી. પ્રો. કો.નો બાબ ૩૦ એ આ કામને લાગુ પડતો નથી. કલમ ૪૧૫, ૪૧૬ અને ૪૧૭ એ કામની ચોકશી પેહેલાંના કામને લાગુછે. સર્વ સાધારણ મુળતત્વ ઉપરથી જોતાં આરોપિતનો છનસાફ થઇને એકાદ ફોજદારી કોરટે તેને દોષ મુક્ત કર્યો હોય કીંવા છોડી દીધો હોય તો તે પ્રસંગે જે માણુસના તાબામાંથી એ માલ આણ્યો હોય તે માણુસને તે માલ પાછો આપવો, એ તે કોર્ટના ફરજછે પરંતુ તે માલના સંબંધે એકાદ અપરાધ થયોછે એમ તે કોરટને દેખાય તો માત્ર તે માલના સંબંધે યોગ્ય દેખાયતો હુકમ કરવાનો તે કોર્ટને અધિકાર પોહોંચેછે.

પરંતુ આ કામમાંના માલ સંબંધી તેવો એકાદ અપરાધ થયોછે એમ બીજા વર્ગના માજીસ્ત્રેટને ન દેખાયાથી તેણે તે માલ જેનો તેને પાછો આપવા વિશે હુકમ કર્યો હતો અને એટલા માટે ક્રી.પ્રો.કો. ક઼ા. ૪૧૯ પરથી આ કામમાં હાથ ઘાલવાનો જીલ્લામાજીસ્ત્રેટને અધિકાર નોહોતો સબબ જીલ્લામાજીસ્ત્રેટનો હુકમ અમે રદ કરીએછીએ.

ક્રી.પ્રો. કો. કા. ૪૧૫ કાંઈ મિલકત ચોરેલીછે એમ કહેવામાં આવતું હોય અથવા એવો શક જતો હોય, તે મિલકત અગર કોઈ પોલીશ અમલદારના પકડવામાં આવે, અથવા જેથી કાંઈ ગુન્હો થયનો શક ઉત્પન્ન થાય

એવી બીના સાથે જડેલી કાંઈ મિલકત કોઈ પોલીશ અમલદારે પકડી હોયતો તે બાબત ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટને તુરત રિપોર્ટ કરી મોકલવો, અને તેપરથી તે મિલકત રાખવા બાબત તથા તે હાજર કરવા બાબત પોતાની નજરમાં યોગ્ય જણાય તેવો હુકમ તે માજીસ્ત્રેટે કરવો.

તે માલ બગડી જાય તેવો હોય અથવા તે વેચવાથી ધણીનો ફાયદોછે એવું તે માજીસ્ત્રેટની નજરમાં આવે, તો તે વેચવાનો હરકોઈ વખતે હુકમ કરવાને તે મુખત્યાર છે, અને તેનું જે ઉપજે તે ૪૧૬ મી તથા ૪૧૭ મી કલમમાં કહ્યા પ્રમાણે ધણીનેસારૂ પોતાને સ્વાધીન રાખવું.

કા. ૪૧૬ તેવી કોઈ મિલકતનો કોઈ ધણી માલુમ નહિ પડેતો, માજીસ્ત્રેટે તે મિલકત અથવા તે મિલકત વેચી હોય તો તેની ઉપજ રાખી મુકવાને મુખત્યારછે; અને એ પ્રમાણે રાખી મુકે ત્યારે તે મિલકતમાં શીશી વસ્તુછે અથવા હતી તેનું બ્યાન કરીને તે માજીસ્ત્રેટે એક જાહેરનામું કરવું, અને તેમાં એમ ફરમાવવું કે જે શખસનો એ મિલકત ઉપર અથવા એ મિલકતની ઊપજ ઉપર દાવો હોય તે શખસે આ જાહેરનામાની તારીખથી છ મહિનામાં હાજર થઈને પોતાનો દાવો શાબિત કરવો.

કા. ૪૧૭ અગર તે મુદતમાં કોઇ શખસ તે મિલકત ઉપર અથવા તેની ઉપજ ઉપર પોતાનો દાવો શાબિત ન કરે, અને મારી પાસે એ મિલકત કાયદાસર રીતે આવેલીછે એમ જે સખશના કબજામાં તે મિલકત જડી હોય તે સખશ બતાવી ન શકે, તો તે મિલકતપર સરકારનો વ્યવસ્થાધિકાર થશે; અને તે મિલકત ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટના અથવા ડિસ્ત્રિકટના ભાગના માજીસ્ત્રેટના અથવા રજા વગેના જે માજીસ્ત્રેટને બરાબર રીતે અખત્યાર મળ્યો હોય તે માજીસ્ત્રેટના હુકમથી વેચી શકાશે, અથવા માજીસ્ત્રે૦ તે મિલકત વેચી ચુક્યો હશે તો તેની ઉપજ ઉપર સરકારનો વ્યવસ્થાધિકાર થશે.

શિક્ષાના હુકમ ઉપર જે કોર્ટમાં અપીલ ચાલતી હશે તે કોર્ટમાં આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલશે.

કા. ૪૧૯ પોતાના તાબા માંહેની કોઈ કોર્ટે સદરહુ પ્રકારનો હુકમ કર્યો હોય તે બંધ રાખવા બાબત હુકમ કરવાને, અને તેમાં ફેરફાર કરવાને, અથવા તે ફેરવવાને અથવા રદ કરવાને અપીલકોર્ટ અથવા લખીને પુછવાની કોર્ટ અથવા તપાસની કોર્ટ મુખત્યારછે.

---

## સરકારવિરૂદ્ધ બાબાપા બીન ધુંડાપા અને બીજા

તા. ૨૬ એપ્રીલ ૧૮૭૭

વા. ૧<br>પા. ૬૩૯

આરોપિતપર ખુનનું તોહોમત શાબિત થવાથી તેને મોતની શિક્ષાનો હુકમ થયો અને તે કાયમ થવા વાસ્તે શેશનજડજે હાઇકોર્ટમાં કામ મોકલ્યું તેમાં ઠરાવ થયો કે કામમાં દાખલ થયેલા પુરાવા ઉપરથી કેદી ઉપર ખુનનું તોહોમત શાબિત ન થતાં શિક્ષીણીય મનુષ્ય વધનું તોહોમત શાબિત થવા જોગછે એમ હાઇકોર્ટની નજરમાં આવેતો તે બાબતમાં અપીલ થઈ નહોયતો હાઇકોર્ટ તે અપરાધ ફેરવીશકે નહિ.

ખુન અને શિક્ષીણીય મનુષ્ય વધ એવા બે તોહોમત ઉપરથી કેદીની ચોકશી થઈ. બેઉ તોહોમત બદલ શેશન જડજે આસેસરનો અભિપ્રાય લીધો. પરંતુ ફકત ખુનનું તોહોમત પુરાવાથી શાબિત થાય છે એમ શેશનજડજનો અભિપ્રાય હોવાથી કેદીને તેણે તે તોહોમત બદલ શિક્ષા આપી. તે કામ સને૧૮૭૨ ના આકટ ૧૦ની કા. ૨૮૭ પ્રમાણે હાઇકોર્ટના અભિપ્રાય વાસ્તે શેશનજડજે મોકલ્યું.

વખતે જે તોહોમતની કેદીપર શાબિતી થઇછે તે ખુન ન છતાં શિક્ષીણીય મનુષ્યવધછે એમ હાઇકોર્ટને દેખાયું માટે તે કામની નવેસરથી ચોકશી કરવા વિશે શેશનજડજને હુકમ ન આપતાં શિક્ષીણીય મનુષ્ય વધ કર્યા બદલના બીજા તોહોમત પ્રમાણે ઠરાવ લખીને પેહેલી ચોકશી

પુરી કરવા વિશે હાઇકોરટે શેશનજડજને હુકમ કર્યો.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૮૭ શેશનકોર્ટ મોતની શિક્ષાનો હુકમ કરે, તો ચલાવેલાં કામનું દફતર હાઇકોર્ટમાં મોકલવું જોઇએ, અને શિક્ષાનો હુકમ હાઇકોર્ટે બહાલ કર્યા વગર તે અમલમાં લાવવો નહિ.

જે ગુન્હા બાબત મોતની શિક્ષા થઈ શકતી હોય તે ગુન્હો તોહોમતવાળા શખસની ઉપર ઠરે અને મોતની શિક્ષા શિવાય બીજી કાંઈ શિક્ષા કોર્ટ તેની ઉપર ઠરાવે તો મોતની શિક્ષાનો હુકમ કેમ કર્યો નહિ તેનાં કારણો કોર્ટે પોતાના શિક્ષાના ઠરાવમાં લખવાં જોઇએ.

---

## વોલ્યુમ ૨ જુ.

### ઇમ્પિરટીકસ વિરૂદ્ધ પીતાંબર જીના

તા. ૭ જુલાઈ ૧૮૭૭

વા. ૨ } રણછોડદાસ લવજી અને પીતાંબર જીના
પા. ૬૧ } એઓએ પ્રાગજી ધનજી નામના માણસનું ખુન કર્યા બદલસને ૧૮૭૭ની ત્રીજી શેશનમાં તેનો ઇનસાફ થયો.

બીજા કેદી પીતાંબર જીનાની તરફે બારીસ્ટર ઇનવેરારીટીએ હાજર થઈ એ કેદીની પ્રથકપણે ચોકસી થવા માટે ઇનસાફની શરૂવાત વખતે અરજ કરી.

સદરહુ અરજી સામે એડવોકેટ જનરલ મેરીયટે હરકત લીધી અને તે ઉપરથી જડજ એટકીનસને તે અરજના કબુલ કરી અને કેદીની એકત્ર ચોકશી કરી.

જે ચાકુએ કેદીએ ખુન કર્યું તે વેચાણ લેવા વાસ્તે તે ખુન થયું તેને આગલે દિવસે બેઉ મળીને ગયા હતા અને જે રાત્રે તે ખુન થયું તે રાત્રે તે બેઉ અને જે માણસનું ખુન થયું તે માણસ એવા ત્રણે જણ એક બળદની ગાડીમાં બેસી જે ઠેકાણે ખુન થયું તે ઠેકાણેથી

થોડેજ અંતરપર ગયા હતા. તે ઠેકાણે તે સરવે ઉતર્યા અને પછી ચાલતા થયા. પછી કેટલોક વખત ગયા પછી નંબર એકનો કેદી એકલોજ પાછો આવ્યો અને ગાડીમાં બેઠો અને પછી ગાડી હાંક એમ તેણે ગાડીવાનને કહ્યું. તેની બાંયપર લોહીના ડાગ જોયાથી ગાડીવાનને શંશય આવ્યો તેથી તેણે રસ્તામાં પોલીસ ચોકી આવી ત્યાંહાં આગળ ગાડી ઉભી કરી અને પોલીસને ખબર આપી. તે ઉપરથી ખુનનો પતો લાગ્યો અને બેઉ કેદી પકડાયા એટલી હકીકત સાબિત થઇછે.

તે ગાડીવાન સરકાર તરફનો એક સાક્ષીદાર હતો. તેની શાક્ષી ચાલતાં ઇનવેરારીટીએ ઉલટ તપાસણીમાં "નંબર ૧નો કેદી એકલોજ ગાડીમાં બેઠા છતાં તેં શું કર્યું છે એમ એક પોલીસ સીપાઇએ તેને પુછ્યું અને મેં એક માણસનું ખુન કર્યું છે અને બીજો નાસી ગયોછે એવો તેણે જવાબ આપ્યો" એ વાત તમે સાંભળી છે કીંવા નહીં એવો પ્રશ્ન તે ગાડીવાનને મારે કરવો છે એમ તેણે જડજને કહ્યું. પહેલા કેદી તરફ મીસ્તર ગીલ અને સરકાર તરફે મારીઅટે એ સવાલને હરકત કરી. અને આ પ્રશ્ન ન પુછવો એમ જડજે ઠરાવ કર્યો.

બેઉ કેદી અપરાધીછે એમ જ્યુરીએ ઠરાવ કર્યો તો પણ જડજ એટકીનસને સને ૧૮૬૫ ના લેટર્સ પેટંટની કા. ૨૫ અને હાઇકોરટના ક્રી. પ્રો. કો. કા. ૧૦૧ પ્રમાણે બીજા કેદીના બારીસ્ટર ઇનવેરારીટીના અરજ ઉપરથી નિચેનો પ્રશ્ન બેઉ જડજથી ફેસલો થવા માટે એમજ રાખી મુકો પેહેલા કેદીનું કબુલાયતુ બટલામાંની હકીકત ઉપરથી પુરાવામાં લીધું નથી તો એ કૃત્ય બરોબર છે કે નહીં?

આ ઉપરથી આ કામ બેઉ જડજસાહેબોની રૂબરૂ ચાલતાં ઠરાવ થયો કે મિ. ઇનવેરારીટીએ ગાડીવાન બાલા રામજીની ઉલટ તપાસણીની વખતે જે પ્રશ્ન પુછવાને જણાવ્યું હતું તે પ્રશ્ન કેશની હકીકત ઉપરથી ગ્રાહ્ય

હતો એમ અમારો અભિપ્રાય છે. તે પ્રશ્ન એવો હતો કે "પેહેલો કેદી બળદની ગાડીમાં હતો તે વખતે પોલીસ સીપાઇએ તેને એક પ્રશ્ન કર્યો કીંવા નહી? અને મેં એક માણસનું ખુન કર્યું અને બીજો કેદી નાસી ગયોછે એમ પેહેલા કેદીએ જવાબ આપ્યો કે નહીં? ઇનસાફ કરનાર જડજે જો આ પ્રશ્ન શાક્ષીદારને પુછવાની પરવાનગી આપી હોત તો તે પ્રશ્નનો પેહેલા કેદી વિરૂદ્ધ ઉપયોગ કરવાનો નથી એમ જ્યુરીને કેહેવાને ફરજ પડી હોત, પરંતુ તેણે જો તે પ્રશ્ન કર્યો હોત તો તેનો ઉપયોગ બીજા કેદીની તરફ કરવાને હરકત નથી એમ પણ જ્યુરીને કહે- વાત એમ અમારો અભિપ્રાય છે. તો પણ કામની હકીકત જોતાં તે પ્રશ્ન શાક્ષીદારને કર્યો હોત તો તેમાં કાંઈ ફરક થયો નહોત. કારણ કે "મેં ખુન કર્યું" એમ પેહેલા કેદીએ જવાબ આપ્યોછે એવી જો કલ્પના કરી તો તેટલા ઉપરથી બીજા કેદીએ ગુન્હો કર્યો નથી એમ તેણે સ્પષ્ટ પણે કહ્યુંછે એમ થતુ નથી. આ બેઉ કેદીએ મરનારનું ખુન કરવાના કામમાં એક વિચારથી કામ કર્યું છે એવો જ્યુરીએ નિર્ણય કર્યોછે હવે જે પુરાવો નાકબુલ કર્યોછે તે લીધો હોત તો તે ઉપરથી પેહેલા કેદીએજ ખરેખરો ઘા કર્યો એમ કદાચીત સાબિત થયું હોત, પણ બીજો કેદી તેની સાથે એક વિચારથી કામ કરતો નહોતો એમ સાબિત થયું નહોત અને તેટલા માટે નાકબુલ કરેલા પુરાવાના સબંધે ઇનસાફના કામમાં જો ફેરફાર થવા જોગ ન હોય તો તોહોમત અને શિક્ષા રદ કરવાં વ્યાજ- બી નથી. નાકબુલ કરેલો પુરાવ જો લીધો હોત તો તે ઉપરથી ઇનસાફના કામમાં કાંઈ ફરક થયો નહોત. બીજા કેદીના સબંધે જે પુરાવ થયોછે તે ઉપરથી જોતાં આરોપિતપર ઠરેલું તોહોમત તદન બરાબર છે એમ અમારો અભિપ્રાય છે એટલા માટે તે કાયમ રાખવો જોઈયે.

---

હાઇકોર્ટના પ્રોસીજર (સન ૧૮૭૫ના ૧૦ મો આકટ) ની કલમ ૧૦૧=હાઇકોર્ટ પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવતી હોય તે વખત તે હાઇકોર્ટના કોઈ જડજની રૂબરૂ કામ ચાલતાંના દરમીઆન કોઈપણ સખસ ઉપર ગુન્હો સાબિત થએલો હોયતો તે જડજની ધ્યાનમાં યોગ્ય લાગે તો તે સખસની તપાસના દરમીયાન કાયદાનો કોઈ સવાલ ઉત્પન્ન થયેલો હોય અને જેનો નિવેડો થએ તે તપાસના છેવટ પરિણામ ઉપર અસર થતી હોય તે કાયદાનો સવાલ તે હાઇકોર્ટના બે અથવા વધારે જડજ વાલી કોર્ટના ઠરાવને માટે મુલતવી રાખવાનો જડજને અખત્યાર છે.

જો તે જડજ તેવો કોઈ સવાલ મુલત્વી રાખેતો જે સખસની ઉપર ગુન્હો સાબિત થયેલો હોય તે સખસને તે સવાલનો નિવેડો આવતા સુધી તુરંગમાં પાછો મોકલવો અથવા જો જડજની ધ્યાનમાં યોગ્ય લાગે તો જામીન ઉપર છોડવો અને હાઇકોર્ટન તે કામ અથવા તે કામનો જે ભાગ જરૂર જણાય તે ભાગ ફરી તપાસવાને અને તે સવાલનો છેવટ નિવેડો લાવવાને અને તે ઉપરથી અસલ હકુમતવાળી કોરટે જે સજા કરેલી હોય તે સજા ફેરવવાને અને તે હાઇકોર્ટને યોગ્ય લાગે તે પ્રમાણે ફેસલો આપવાને તથા સજા કરવાને સત્તા છે.

---

## સરકાર વિરૂદ્ધ બાબનખાન મ્હેસકોજી

તા. ૧ અગષ્ટ ૧૮૭૧

વા. ૨ પા. ૧૪૨ } સતારાના આકટીંગ શેશન જડજ એમ. એચ. સ્કાટે ઈ. પી. કો. કા. ૨૩૭ અને ૨૧૩ પ્રમાણે આરોપિતપર તોહોમત સાબિત કરી પહેલા અપરાધ બદલ એક વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા અને બીજા અપરાધ બદલ બે વર્ષની સખત મજુરીને કેદની શિક્ષા અને ૩૫૦) ના દંડની શિક્ષા અને દંડ ન આપેથી ત્રણ માસના સખત

મજુરીની શિક્ષા, એવી આરોપિતને શિક્ષા આપી હતી.

તોહોમતવાળા ઉપર કા. ૨૧૭ નો આરોપ નિચે પ્રમાણે રાખવામાં આવ્યો હતો.

"આરોપિત એ મોજે સંભુ તાલુકે માણ જીલે સતારાના ગામનો હેડ કાન્સ્ટેબલ છતાં તેણે નારાયણ બાજી ભટના ઘરમાં ઘર ફોડીને થયેલી ચોરીના પ્રકરણમાં મળેલા માલના સબંધે પાંડુવલદ નાના અને બીજા કેટલાક આશામીને કાયદાની રૂએ શિક્ષા થવાની હતી તે થાય નહી અગર જે શીક્ષાને પાત્ર છે તે શિક્ષા તેમને થાય નહી એવા ઇરાદાએ કાયદામાં કહેલો હુકમ તા. ૨૫ અકટોમ્બર ૧૮૭૬ ને રોજ કીવા તે સુમારે તોડી ગુન્હો કર્યો છે."

પુરાવાથી સેશન જડજે તેને ગુન્હેગાર ઠરાવ્યો. તે ઉપર આરોપિતે અપીલ કર્યાથી હાઇકોરટે ઠરાવ્યું કે આરોપિતપર પેહેલા ચાર્જને માટે જે વર્ણન તોહોમતનામામાં લખવામાં આવ્યું છે તે મોઘમ છે કેમકે તેમાં કાયદાનો હુકમ કર્યો અને તે કયા કૃત્યથી આરોપિતે તોડ્યો એને માટે તે તોહોમતનામામાં કાંઈ લખવામાં આવ્યું નથી. અને તે વાત તોહોમતનામામાં નહી લખ્યાથી જવાબ આપવાના કામમાં આરોપિતને નુકશાન થયું છે એમ દેખાય છે.

માટે પેહેલા તોહોમત બદલ આરોપિતપર થયેલો અપરાધ અને આપેલી શિક્ષા રદ કરીને બીજા તોહોમત બદલ થયેલો અપરાધ અને આપેલી શિક્ષા કાયમ રાખીએ છીએ.

---

પી. કો. કા. ૨૧૩ પોતે કાંઈ ગુન્હો છુપાવવાના, અથવા કાંઈ ગુન્હાની કાયદેસર શિક્ષાથી કોઈ સખસને પોતે બચાવવાના અથવા કાયદેસર શિક્ષાએ પોચાડવાને કોઈ સખસની ઉપર પોતે કાંઈ મુકદ્દમો નહીં ચલાવવાના, બદલામાં જે માણસ પોતાને વાસ્તે અથવા કોઈ બીજા

સખસને વાસ્તે કોઈ અવેજ કબુલ કરે અથવા મેળવવાની કોશીશ કરે, અથવા કબુલ કરવાની હા કહે, તે માણસને, અગર તે ગુન્હાને માટે મોતની શિક્ષા થઈ શકતી હોય તો, સાત વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષ સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વર્ષ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે ગુન્હાને માટે દસ વર્ષ સુધીની કેદની શિક્ષા નહીં થઈ શકતી હોય, તો તે મા તને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુ ને માટે કેદની ઘણામાંઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

પી. કો. કા. ૨૧૭—કોઈ માણસ સરકારી નોકર હોય, તેણે પોતાના સરકારી હોદાના જોરથી કેમ ચાલવું એ બાબતનાં કાંઈ કાયદાનો હુકમ અગર તે માણસ જાણી બુજીને ન માને, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઈ સખસ કાયદેસરશિક્ષાથી બચે, અથવા જે શિક્ષાને તે લાયક હોય, તેથી તેને ઓછી શિક્ષા થાય, અથવા મારા તેમ કરવાથી તે શિક્ષાથી બચશે અથવા તેને ઓછી શિક્ષા થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો અથવા ઇરાદાથી કે તેમ કરવાથી કાંઈ મિલકત સરકાર જપત થતી, અથવા કાંઈ રૂપિયા તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે આપવાથી તે બચી જાય અથવા બચી જશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને બે વર્ષની મુદત સુધીની એમાંની ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ પદ્મનાભ પરકર

તા. ૪ અકટોમ્બર ૧૮૭૭

વા. ૨ } ખોટી સાક્ષી આપ્યા બદલના તોહોમત ઉ-
પા. ૩૮૪ } પરથી એક પહેલા વર્ગના માજીસ્રેટે

પદ્મનાભ નામના માણુસપર અપરાધ સા-
બિત કર્યો હતો. મીસ્તર માનટીથ અને મિસ્તર ઠાકુર એ બેઉ પહેલા વર્ગના માજીસ્રેટ આગળ આરોપિતે એક બીજાના વિરૂદ્ધ એવા બે મજકુર કહ્યા ઉપરથી તેનાપર ખોટી પ્રતિજ્ઞા કર્યાનું તોહોમત રાખવામાં આવ્યું હતું. સને ૧૮૭૨ ના ૧૦ ની કલમ ૪૬૮ પ્રમાણે ફોજદારીમાં કામ ચલાવવા માટે જે મંજુરી જોઇયે તે મંજુરી મિસ્તર માનટીથે આપી હતી. પરંતુ મિસ્તર ઠાકુરની રૂબરૂ આરોપિતે જે મજકુર કહ્યો તે મજકુરના સંબંધે તેણે તેવી મંજુરી આપવાને નાકબુલ કર્યું. તથાપી તે બાબતમાં જીલ્લા માજીસ્રેટને અરજ થયાથી મી. ઠાકુરની રૂબરૂ કહેલા મજકુરને સબંધે આરોપિતપુર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી જીલ્લા માજીસ્રેટે આપી. તે ઉપરથી કામ ચાલી સદરહુ પ્રમાણે નિકાલ થયો એટલે આરોપિતને શિક્ષા કરી.

તે ઉપર આરોપિતે શેશન જડજને અપીલ કરી તેમાં શેશન જડજે માજીસ્રેટનો ઠરાવ રદ કર્યો કેમકે પહેલા વર્ગનો માજીસ્રેટ એ જીલ્લા માજીસ્રેટના તાબામાંનો માજીસ્રેટ નથી, જોકે કેટલાક કામના સબંધે સર્વ માજીસ્રેટ જીલ્લા માજીસ્રેટના તાબાના માજીસ્રેટછે તો પણ ન્યાયાધીકારની રીતે તે માજીસ્રેટ જીલ્લા માજીસ્રેટના તાબામાંના માજીસ્રેટ નથી. અને પેહેલા વર્ગના માજીસ્રેટની કોર્ટ જીલ્લા માજીસ્રેટના તાબામાંની કોર્ટ નથી. પરંતુ પેહેલા વર્ગના માજીસ્રેટના ફેસલાપર હમેશની કોર્ટ તરીકે શેશન જડજની કોર્ટમાં અપીલ ચાલેછે, સબબ તે કોર્ટના તાબામાંની પેહેલા વર્ગના માજીસ્રેટની કોર્ટ છે. માટે જીલ્લા માજીસ્રેટને તેવી મંજુરી આપવાનો અધિકારનહોતો.

તે પેહેલા વર્ગના માજીસ્ત્રેટના સને ૧૮૭૭ ની સાલના મારચ માસના ૨૮મીની હાઇકોરટે તપાસણી કરી. અને કામના કાગળપત્ર મંગાવ્યા, તેની સાથે શેશન કોર્ટના ફેસલાપર મુંબાઈ સરકારે હાઇકોર્ટને અપીલ કરી.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે ક્રી. પ્રો. કો. કા. ૪૬૮ ના કારણ માટે પહેલા વર્ગના માજીસ્ત્રેટ એ જીલ્લાના માજીસ્ત્રેટના તાબામાંના માજીસ્ત્રેટ છે. પહેલા વર્ગના માજીસ્ત્રેટની રૂબરૂ જાણી બુજીને ખોટી શાક્ષી આપ્યા બદલ કોઈ માણસપર ફોજદારીમાં કામ ચલાવવાની જીલ્લા માજીસ્ત્રેટે પરવાનગી આપ્યા છતાં તે પરવાનગી તેનાપર કામ ચલાવવાને કાયદેસર અને વ્યાજબી છે એમ સમજવું જોઇયે. માટે શેશન જડજનો ઠરાવ રદ કરી આરોપિતની અપીલનો નિકાલ ગુણ દોષ વિશે ચોકસી કરી કરવાનો શેશન કોર્ટને હુકમ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૬૮ સરકાર વિરૂદ્ધ પરસાપા માહાદેવ આપાનો ફેસલો પાને ૩૦૧ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ લક્ષ્મણ સખારામ, વામન હરી અને બાલાજી કૃષ્ણ.**

તા. ૨૦ ડીશેમ્બર ૧૮૭૭

વા. ૨ / પા. ૪૮૧ } પુનાના આસીસ્ટંટ શેશન જડજે અંગે ગામના માહાલકરી આરોપિત નંબર એકના લક્ષ્મણ ઉપર પી. કો. કા. ૧૯૩ અને ૪૬૬ પ્રમાણે ખોટી શાક્ષી અને બનાઊ ખોટો પુરાવો આપ્યા બદલ તોહોમત સાબિત કર્યું. અને બીજા આરોપિત વામનહરી ઉપર લક્ષ્મણને સદરહુ અપરાધ કરવાના કામમાં મદદ કર્યાનું તોહોમત સાબિત કર્યું. અને ત્રીજા આરોપિત બાલાજી ક્રષ્ણપર ખોટી શાક્ષી આપ્યા બદલ અને લક્ષ્મણને મદદ કર્યા બદલ તોહોમત સાબિત, કર્યું

એ પ્રમાણે તોહોમત સાબિત કરી ત્રણેને નિચે પ્રમાણે શિક્ષા કરી.

પહેલા આરોપિત લક્ષ્મણ (માહાલકરી) ને પાંચ વર્ષની સખત મજુરીની કેદની તથા એક હજાર રૂ. ના દંડની કરી અને દંડ ન આપે તો એક વર્ષની સખત મજુરીની કેદની વધારેની શિક્ષા ભોગવવી.

બીજા આરોપિત વામન હરીને ત્રણ વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા ભોગવવી અને રૂ૫૦૦) નો દંડ આપવો અને દંડ ન આપેથી એક વર્ષ વધારે સખત કેદની શિક્ષા ભોગવવી.

ત્રીજા આરોપિત બાળાજીક્રષ્ણને બે વર્ષની સખત કેદની અને રૂ૨૦૦) દંડની શિક્ષા કરી અને દંડ ન આપેથી ૭ માસની વધારે કેદ ભોગવવી.

જે દસ્તાવેજોના સબંધે આ અપરાધ સ્થાપન થયો છે તે નિચે લખ્યા પ્રમાણે છે.

૧ લો. વામન હરીએ સને ૧૮૬૪ના મુંબાઈ આકટ ૫ પ્રમાણે પોતાની સહીની અને પ્રતિજ્ઞા લેખ કરેલી તા. ૯ જુન ૧૮૭૬ના રોજની અરજ લક્ષ્મણ સખારામ માહાલકરીને કરી હતી, તે પ્રતિજ્ઞા લેખ નિચે તેજ આકટની કા. ૫ પ્રમાણે જે શેરો જોઇયે તે તેનાપર નહોતો અને તે અરજીપર નંબર પણ નહોતો.

૨ જો. સદરહુ ફરિયાદીમાં પ્રતિવાદી રાધાબાઇને કરેલો તા. ૧૦ જુન ૧૮૭૬ ના રોજનો સમન્સ. તે સમન્સપર નંબર નહોતો. અને સમન્સપર પોહોચ્યાનો શેરો હતો અને તે સમન્સની નકલ રાધાબાઇને પોહોચ્યા બદલ તે સમન્સપર રાધાબાઇની સહી હતી, અને તે સહી બાળાજી ક્રષ્ણના હાથની છતાં તેનાપર તા. ૨૧ જુન ૧૮૭૬ ની હતી.

૩ જો—લક્ષ્મણ સખારામના હાથનું પ્રોસીડીંગ તા. ૧૩ મી જુનનું હતું. રાધાબાઈ અને બીજા બે શાક્ષીદાર એઓએ આપેલું શાક્ષીનું ટીપણ તેમાંહનું અને મહાલકરી

એ રીતે લક્ષ્મણ સખારામે તે કજીયામાં આપેલો ફેસલો હતો.

૪ થો. વામન હરીએ રાધાબાઇના ધણીને કરી આપેલી પોહોંચ. તે પોહોંચપર લક્ષ્મણ સખારામની સહીના પહેલા અક્ષર છે.

રાધાબાઇએ વેહેંચણ કરાવવા પુનાના સબોરડીનેટ જડજની કોર્ટમાં એક દાવો વામન હરી ઉપર કર્યો હતો. તે દાવાના જવાબમાં વામન હરીએ, લક્ષ્મણ સખારામે માહાલકરીની રીતે જે ફેસલો કર્યો હતો તેની, અને શદરહુ જે પોહોંચ કીંવા ફારકતી માટે કહેલું છે તેની નકલ હાજર કરી હતી.

રાધાબાઇના બનેવી રામચંદ્રે અરજ કર્યાથી ત્રણે આરોપિતના કૃત્યની ચોકશી થઈ અને આરોપિત નંબર ૧ લક્ષ્મણ સખારામ માહાલકરી હોવાથી તેનાપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી પુનાના જીલ્લા માજીસ્ત્રેટે આપી, અને એવો હુકમ કર્યો કે "પી. કો. કા. ૪૯૯ અગર જાસ્તી ચોકસી કર્યા પછી જે બીજી કલમ લાગુ પડે તે કલમ પ્રમાણે સદરહુ આરોપિતનો ઇનસાફ કરવો."

વામન હરી અને બાળાજી કૃષ્ણ (આરોપિત નંબર ૨ અને ૩) એઓપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી આપવાને સબોરડીનેટ જડજે નાકબુલ કર્યું, પરંતુ તેમ કરવાની જીલ્લા જડજે મંજુરી આપી.

ઉપરની બાબતમાં ત્રણે આરોપિતપર તોહોમત સાબિત થઈ તેમને ઉપર પ્રમાણે શિક્ષા થયાથી તેઓએ હાઇકોર્ટમાં અપીલ કરી.

તેમાં ઠરાવ્યું કે—ક્રી. પ્રો. કો. કા. ૪૬૬ એ કોઇપણ સરકારી નોકરે કરેલા સર્વ કૃત્યને લાગુ પડેછે. માટે જે કામમાં વિશેષ પ્રકારનો અર્થ નહીં છતાં કેવળ સરકારી નોકરે તે કૃત્ય કર્યુંછે એટલોજ તે કૃત્યનો અર્થ થતો હોય તે કૃત્યને પણ કલમ ૪૬૬ લાગુછે. સબબ એકાદ માહાલકરીની રૂબરૂ એકાદ કજીયાનો નિકાલ થયા છતાં

તેમ તે કામમાંના કાગળો બનાવી કર્યાબદલ તે માહાલ-કરી પર આરોપ રાખવામાં આવ્યો હોય, તો સદરહુ કલ-મમાં કહ્યા પ્રમાણે મંજુરી લીધા શિવાય તે તોહોમતની ચોકસી કરાય નહીં.

કા. ૪૬૬ નો પેહેલો પેરેગ્રાફ સરકારની કીંવા સરકારના અમલદારની મંજુરી લેવા વિશે છે. અને એટલા વાસ્તે તે પેરેગ્રાફ મુખ્યત્વે કરીને જે લોક વિશેષે કરીને, સર-કારને જવાબદાર છે (જેવા એડ્મિનીસ્ટ્રેટરે પોતાનું કામ બ-રાબર કર્યું નહોય તો) તે લોક ઉપરના કામને લાગુ છે, અને પેરેગ્રાફ એમાં ફકત સરકારની મંજુરી લેવા વિશે કહ્યું છે. અને તે પેરેગ્રાફ જે લોક કાંઈ સરકારી અધિ-કાર ચલાવેછે અને અમુક કૃત્ય કરવાનો તેમને અધિકાર નથી કીંવા અમુક એક કૃત્ય તમારા અધિકાર બાહારનું છે એવા કારણ ઉપરથી લોક હરકત લેતા છતાં તે કૃત્ય તે અધિકારના જોરે કરેછે તે લોક ઉપરના કામને લાગુછે.

કલમ ૪૬૬ પેરેગ્રાફ એક એ જે વર્ગમાંના સરકારી નોકરને લાગુ છે તે વર્ગમાંનો માહાલકરી એ સરકારી નોકર છે, અને એટલા માટે તેનાપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટે આપ્યાછતાં બસછે.

ક્રી. પ્રો. કો. કા. ૪૬૮ પ્રમાણે ફોજદારીમાં કામ ચ-લાવવાને મંજુરી આપવાના સબંધે સબોરડીનેટ જડજની કોર્ટ એ જીલ્લા જડજના તાબામાંની કોર્ટછે એમ સમજવું જોઈયે. પછી સબોરડીનેટ જડજની રૂબરૂ ચાલેલા દાવાના વિષયની રકમ રૂ૫૦૦૦) કરતાં જાસ્તી કીમ્મતની હોય અને તે દાવામાં સબોરડીનેટ જડજે કરેલા ફેસલાપર હાઈકોર્ટમાં પરભારી અપીલ ચાલતી હોય તોપણ હરકત નથી.

એ ઉપરથી તોહોમતવાળાઓએ મંજુરી માટે લીધેલો વાંધો દુર કરીએ છીએ પણ કજીયામાંના ગુણદોષ ઉપ-રથી ત્રણે આરોપિતને અમે છોડી દઈએ છીએ.

---

પી. કો. કા. ૧૯૩ સરકાર વિરૂદ્ધ જીજીબાઈ વગેરેનો ફેસલો પાને ૭૬ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૪૬૬ પુનાના માજીસ્ટ્રેટના પત્ર નંબર ૧૪૩૧ થી થયેલો ઠરાવ પાને ૨૩૫ મે છે તે નિચે જુઓ.

ફી. પ્રો. કો. કા. ૪૬૬ સરકાર વિરૂદ્ધ વીરબસાપાનો ફેસલો પાને ૨૭૭ મે છે તે નિચે જુઓ.

ફી. પ્રો. કો. કા. ૪૬૮ સરકાર વિરૂદ્ધ પરસાપા માહાદેવ આપાનો ફેસલો પાને ૩૦૧ મે છે તે નિચે જુઓ.

સને ૧૮૬૪ નો મુંબાઈ આક્ટ ૫ કલમ ૫—આ અરજી ઉપર મહારી રૂબરૂ સહી તથા અરજીના ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ કર્યા છે એવો શેરો અરજીની પીઠ ઉપર મામલેતદારે લખવો. વાદીને લખતાં આવડતું નહી હોય ત્યારે ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ તેને સારૂ બરકોરટમાં લખાવવો. અને એવે પ્રસંગે વાદીના કહ્યા થી મારી રૂબરૂ ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ લખ્યો છે અને તે લેખના ખરાપણા સારૂ વાદીએ પોતાના નામની નિશાણી કરી છે એવું મામલેતદારે લખવું.

---

## સરકાર વિરૂદ્ધ ભવાનીબીન પાંડુજી અને સખારામબીન ખંડોજી

તા. ૧૪ ફેબ્રુઆરી ૧૮૭૮

વા. ૨ પા. ૫૨૫ } કેદી ભવાની અને સખારામની, પી. કો. કા. ૪૬૯ પ્રમાણે બનાઉ દસ્તાવેજ કર્યાના ગુન્હા ઉપરથી પુનાના આકટીંગ શેશન જડજ એચ. ફીલપાટની રૂબરૂ જ્યુરી સાથે ચોકસી થઈ. જ્યુરીમાંના પાંચ આસામીમાંથી ચારજણે કેદી અપરાધી છે એમ ઠરાવ્યું, પરંતુ તે ઠરાવ શેશન જડજને માન્ય નહોતો. તોપણ તેણે કેદી ઉપર તોહોમત સાબિત કરી દરેકને ત્રણ ત્રણ વર્ષની સખત મજુરીનો કેદની શિક્ષા આપી. શેશન જડજના ઠરાવમાં નિચે લખ્યા પ્રમાણે મજકુર છે.

"જ્યુરીના બહુમતે કરેલો ઠરાવ કોર્ટને માન્ય નથી; પરંતુ જ્યારે દેશી લોકની રીતભાત અને વહીવટ અને પુરાવો, એની યોગ્યતા ઉપરથી જે અર્થ આ કામનો નિકાલ થનાર છે અને આરોપિત લોકને કયા હેતુથી ઉતેજન આવેછે અને તે શુ કરેછે એ વાત એકાદ પરદેશી કરતાં દેશીલોકને બરોબર સમજવા સરખીછે સબબ કલમ ૨૬૩ ના આધારે આ કામ હું હાઇકોર્ટમાં મોકલતો નથી."

આ પ્રમાણે હકીકત હોવાથી કેદીએ હાઇકોરટમાં અપીલ એવા કારણથી કે જ્યુરીના ઠરાવ પ્રમાણે શેશન જડજનો અભીપ્રાય નહોતો તો તેણે ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ રકમ ૫ માં કહ્યા પ્રમાણે આ કામ હાઈકોરટના અભિપ્રાય માટે મોકલવું બાજબી હતું. તેવું તેણે કર્યું નથી માટે તોહોમત અને શિક્ષા રદ કરવાં.

આ કામમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ની રકમ ૪ અને ૫ ના ઠરાવપર આ કામનો આધાર છે. આ રકમોમાંના ઠરાવ સાફ ખુલ્લા નથી પરંતુ કાયદા કરનારાનો ઉદ્દેશ શો છે તે સમજવા માટે તે બેઉ રકમ એકઠી કરીને તેનો અર્થ અમારે કરવો જરૂર છે, અને તેમ કર્યું એટલે એમ દેખાય છે કે રકમ ૪ માં "કોર્ટનું મત ન હોય" એવા જે શબ્દછે તેજ વખતે ઈનસાફ બરોબર થવા માટે કામ હાઇકોર્ટમાં મોકલવું જોઇયે એવું શેશન જડજને દેખાય તે વખતે માત્ર લાગુછે એમ અમને દેખાયછે, આ કામમાં તે પ્રમાણે શેશન જડજની પુર્ણ ના પસંદગી નહોતી માટે આ કામમાં ઠરેલુ તોહોમત અને શિક્ષા કાયમ રાખવાં જોઇયે. માટે અમે તેવો હુકમ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ સરકાર વિરૂદ્ધ બળવંત પેઠારકરનો ફેસલો પાને ૧૦૨ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૬૯ પુનાના માજીસ્રેટના પત્ર નંબર

૧૪૩૧ થી થયલો ફેસલો પાને ૨૩૫ મે છે તે નિચે જુઓ.

---

**તુકારામ વિઠલની અરજીની બાબતમાં**

તા. ૨૧ ફેબ્રુઆરી ૧૮૭૮

વા. ૨ } પા. ૫૨૭ } નાસીકની મ્યુનીસીપાલટીએ આરોપિતને એવી નોટીસ આપી હતી કે "નાસિક શેહેરમાં નંબર ૪૭૦નું ઘર તમારી માલકીનું છે. તે ઘરના પાયખાનાની (જાજરૂની) મોરી ફુટેલીછે અને તેને બારણું નથી માટે આ નોટીસ પોહોચ્યા પછી ૧૫ દિવસમાં તમારે તમારા પાયખાનાની મોરી બાંધવી અને તે અમુક રસ્તા નિચેના નળને મળવી લેવી તથા પાયખાનાને દ્વાર કરવાની તજવીજ કરવી એમ કરવાને ચુકવું નહીં. સને ૧૮૭૩ ના મુંબાઈ આકટ ૬ની કા. ૩૯ અને ૩૬ પ્રમાણે નોટીસ આપવાવિશે મ્યુનિસિપાલ કમિટીએ તા. ૧૯ મી નવેમ્બર ૧૮૭૭ ને રોજ કરેલા ઠરાવ ઉપરથી આ નોટિસ આપવામાં આવીછે."

મ્યુનિસિપાલ આકટની કલમ ૩૯ની રકમ ૧ પ્રમાણે કરેલી નોટીસ અમાન્ય કર્યા બદલ નાસિકની મ્યુનિસિપાલ કમિટીએ આરોપિત વિગરે પર પોતાના સેક્રેટરી મારફત નાશિકના બીજા વર્ગના માજીસ્ત્રેટની રૂબરૂ એક ફરિયાદ કરાવી. સદરહુ આકટની કલમ ૭૪ની રકમ ૧માં જે શિક્ષા કરવા બદલ ઠરાવછે તે સદરહુ કા. ૩૯ ની રકમ ૨ જીને માત્ર લાગુછે કારણ કે થયેલી નોટીસ કા. ૩૬ અને ૩૯ પ્રમાણેછે. અને કા. ૩૬ તથા ૩૯ ની પહેલી રકમમાં અમાન્ય કરેલા હુકમને માટે શિક્ષા કરવાનું ફરમાવ્યું નથી અને કા. ૩૯ની રકમ ૨ જીમાં શિક્ષા કરવાનું ફરમાવ્યુંછે માટે કા. ૭૪માં જે કા. ૩૯ને માટે શિક્ષા કરવાનું છે તે ફક્ત તે કલમની રકમ ૨ ને માટે છે. એવા કારણ ઉપરથી તે બીજા વર્ગના માજીસ્ત્રેટે તે ફરીયાદ કાડી નાખી.

ક્રી. પ્રો. કો. કા. ૨૯૮ ઉપરથી જીલા માજીસ્ત્રેટને જે

અધિકાર છે તે ચલાવી આ કામની ફરી ચોકસી કર-વાનો તે બીજા વર્ગના માજીસ્ટ્રેટને હુકમ કરવા માટે મ્યુનિસિપાલ કમેટીએ પોતાના ચેરમેન મારફત તેમને અપીલ કરી.

આ કામમાં ફકત કાયદાના મુદાની તકરાર હોવાથી તે મુદાની ફરી ચોકસી કરવાનો હુકમ આપવો નિરૂપયોગી છે એમ દેખાયછે. કા. ૭૪ માં કા. ૩૯ માંના ઠરાવ તોડ્યાથી શિક્ષા કરવા બદલ નિયમિત ઠરાવ છે એમ મારો અભિપ્રાય છે. અમુક રકમનેજ એ ઠરાવ લાગુછે એમ કા. ૭૪ માં લખ્યું નથી માટે મારા અભિપ્રાય સહીત આ કામ ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ પ્રમાણે નામદાર હાઇકોર્ટમાં મોકલવું એમ તે જીલ્લા માજીસ્ટ્રેટનો અભિપ્રાય હોવાથી આ કામ હાઇકોરટમાં મોકલ્યું. તે ઉપરથી તે કોરટે ઠરાવ કર્યો કે

સને ૧૮૭૩ના મુંબાઈ આકટ૬ની કલમ ૭૪ની રકમ ૧ એ તેજ આકટની કા. ૩૯ ની રકમ ૨ને માત્ર લાગુ છે એવો જે બીજા વર્ગના માજીસ્ટ્રેટે ઠરાવ કર્યો છે તે તેના ઠરાવનું જે કારણ તેણે બતાવ્યુંછે તે આ કોર્ટને માન્યછે. માટે કાગળપત્ર પાછા મોકલ્યાછે.

---

મુંબાઈ ડિસ્ત્રિકટ મ્યુનિસિપાલ આકટ (૧૮૭૩નો૬)ની કલમ ૩૬ કોઈ ઘરનેસારૂ અથવા ઈમારતનેસારૂ સંડાસ અથવા ટાંકી અથવા બીજા સંડાસો અથવા ટાંકીઓ કરાવવી જોઇએ એવો મ્યુનિસિપાલિટીનો અભિપ્રાય હોય ત્યારે મ્યુનિસિપાલિટીને યોગ્ય દેખાય તે રીતે કરવા બાબત તે ઘરના અથવા ઇમારતના ધણીને લખેલી નોટિસ આપીને કરમાવવાનો અધિકાર મ્યુનિસિપાલિટિનેછે.

રકમ ૨જી. જે માણસ અથવા માણસો વિશ કરતાં વધા કારીગર અથવા મજુરે રાખતાં હશે અથવા કોઈ બજારનું ધણીપણું અથવા વહીવટ ધારણ કરતાં હશે તે-ઓને લખેલી નોટિસ આપીને પોતાને યોગ્ય લાગે તેવા

સંડાસ અને મૂતરવાની જગા કરવાનું તથા ઠીકઠાક રાખવાનું અને દરરોજ સાફ કરાવવાનું ફરમાવવાનો અધિકાર મ્યુનિસિપાલિટીનેછે.

રકમ ૩ જી. કોઇ ઘરના અથવા ઇમારતના ધણીની અથવા તેમાં રહેનારાની જગામાં સંડાસ હોય તે આવનારજનાર લોકોની તથા પાસે રહેનારાઓની નજરે નહિ પડવા દેવાસારૂ તેને આડ કરવાસારૂ જોઇએ તેવું છાપરૂ અને ભીંત અથવા કુંડ તેણે કરાવવો; અથવા સંડાસનું કોઈ બારણું અથવા ફટકીયુસ્ત્રીટ ઉપર ઉઘડે છે તેથી લોકાપકારક કૃત્ય થાયછે એવું લાગતું હોય તે બારણું અથવા ફટકીયુ હુકમ પ્રમાણે ફેરવવાનું લખેલી નોટિસ આપીને ફરમાવવાને મ્યુનિસિપાલિટી મુખત્યારછે.

એજ આક્ટની કા. ૩૯ રકમ ૧લી મ્યુનિસિપાલિટીની હદમાં જે મોટી ગટર તથા મોરીઓ તથા સંડાસો તથા ઘરની ગલીઓ અને ટાંકીઓ હોય તે સઘળીની ઉપર મ્યુનિસિપાટિની તપાસ અને નિબંધ રહેશે. અને તે ખાનગી હશે તો તે જે ઘરની અથવા જમીનની હોય અથવા તે જે ઘરના અથવા જમીનના વાપરસારૂ બાંધી હોય અથવા ચાલુ કરી હોય તે ઘરના અથવા જમીનના ધણીને ખરચે તેમાં ફેરફાર કરવો; અથવા તેઓની મરામત કરવી અથવા તે સારી હાલતમાં રાખવી. અને મ્યુનિસિપાલિટીની નજરમાં આવશે તે પ્રમાણે તે ફેરવવાનું તથા દુરસ્ત કરવાનું અને સારી હાલતમાં રાખવાનું તે ધણીને લખેલી નોટિસ આપીને ફરમાવવાને મ્યુનિસિપાલિટી મુખત્યારછે.

રકમ ર જી. આ આક્ટ અમલમાં આવ્યા પછી મ્યુનિસિપાલિટીના હુકમ વિરૂદ્ધ અથવા સામાન્ય કાયદાવિરૂદ્ધ અથવા આ આક્ટના ઠરાવ વિરૂદ્ધ કોઈ માણસ સદરહુ પ્રકારની કાંઈ મોટી ગટર અથવા મોરી અથવા સંડાસ અથવા ઘરની ગલી અથવા ટાંકી બાંધશે અથવા કોઈ માણસ કમિશનરની મંજુરી વગર કાંઇ નવી મોટી ગટર

અથવા મોરી અથવા સંડાસ અથવા ઘરની ગલી અથવા ટાંકી બાંધશે અથવા ભાંગી નાખીને પાછી ફરીથી બાંધશે અથવા ચાલુ કરશે તો એ પ્રમાણે કરનારૂ દરેક માણસ આ આકટમાં આગળ ઠરાવેલી ગુન્હેગારીને લાયક થશે. અને મ્યુનિસિપાલિટીની નજરમાં આવશે તે પ્રમાણે સદરહુ મોટી ગટર અથવા સંડાસ ભાંગી નાખવાનું અથવા સુધારવાનું અથવા તેમાં ફેરફાર કરવાનું સદરહુ માણસને નોટિસ આપીને ફરમાવવાને પણ મ્યુનિસિપાલિટી મુખત્યાર છે.

એજ આકટની કા. ૭૪—આ આકટની જે કલમો આ કલમમાં નિચે લખીછે તેઓના ઠરાવ જે કોઈ માણસ તોડશે તે દરેક ગુન્હા બાબત તે કલમોના સબંધથી ઘણામાં ઘણી જે ગુન્હેગારી આ કલમમાં કહી છે તે ગુન્હેગારીને લાયક થશેઃ—

| | |
|---|---|
| ૩૩મી, ૩૮મી, ૩૯મી, ૪૨મી, ૪૫મી, ૪૭મી, ૪૮મી, ૪૯મી, ૫૦મી, ૫૧મી, ૫૩મી, ૫૪મી, ૫૫મી, ૫૬મી, ૫૮મી, ૬૩મી, ૬૪મી, ૬૬મી, અને ૬૭મી કલમ | ઘણામાં ઘણા ૨૫ રૂપિયા સુધી દંડ. |
| ૬૧મી કલમ . | ૫૦ રૂપિયા |
| ૨૯મી અને ૬૯મી કલમ | ૧૦૦ રૂપિયા |

રકમ ૨ જીઃ—પ્રસંગ પ્રમાણે ગુન્હાની સાબિતી થયા પછી અથવા નોટિસ આપ્યા પછી કોઈ માણસ આ આકટની જે કલમો આ કલમમાં નિચે લખીછે તે કલમમાં કહેલા ગુન્હા કરવાનું જારી રાખશે તેની ઉપર કોઈ પણ ગુન્હેગારી ઠરી ચુકી હશે તે શિવાય વળી જેટલા દાહાડા સુધી ગુન્હો સદરહુ પ્રમાણે જારી રહેશે તેટલા દાહાડા સુધી દરરોજ સદરહુ કલમોના સંબંધથી આ રકમમાં જેટલી ગુન્હેગારી લખીછે તેટલી ગુન્હેગારીને તે લાયક થશે.

| | |
|---|---|
| ૩૮મી, ૩૯મી, ૪૨મી, ૫૫મી ૫૬મી, ૫૮મી, અને ૬૪મી કલમ | ઘણામાં ઘણા ૫ રૂપિયા દંડ |

૪૯મી, ૫૧મી, અને ૫૨ મી કલમ ૧૦ રૂપિયા
૩૯મી કલમ ૩૦ રૂપિયા

ક્રી. પ્રો. કો. કા. ૨૯૮ રત્નાગીરીના માજીસ્ત્રેટના પત્ર નંબર ૩૯૮૮થી થયેલો ફેસલો પાને ૨૪૦છે તે નિચે જુઓ

---

## સરકાર વિરૂદ્ધ ગૌડાપા બીન વ્યંકુગૌડા

તા. ૨૮ ફેબ્રુઆરી ૧૮૭૮

વા. ૨૧ ⎫ કોઈ સરકારી નોકરને કાયદાથી જે અધિકાર
પા. ૫૩૪ ⎭ મળેલોછે તે અધિકારે તે માણસને નુકશાન કરે એવા ઇરાદાએ તે નોકરને ખોટી ખબર આપ્યા બદલ અને ન્યાયના કામમાં ખોટી સાક્ષી આપ્યા બદલ પી. કો. કા. ૧૮૨ અને ૧૯૩ પ્રમાણે આરોપિતપર તોહોમત રાખવામાં આવ્યું હતું. તેની ચોકસી પહેલા વર્ગના માજીસ્ત્રેટ રાવબાહાદુર રામચંદ્ર બાપુજી એકરી અને ક્રી. પ્રો. કો. કા. ૨૧૫ પ્રમાણે આરોપિતને છોડી દીધો.

કામમાં હાજર કરેલા પુરાવા ઉપરથી જોતાં આરોપિતને છોડી દેવાનો તે પહેલાવર્ગના માજીસ્ત્રેટે કરેલો હુકમ અયોગ્ય છે એમ જીલ્લા માજીસ્ત્રેટ મીસ્તર સ્પ્રાયને લાગ્યાથી તે કામમાંના કાગળપત્ર અને પોસીડીંગ મંગાવ્યાં. અને ક્રી. પ્રો. કો. કા. ૧૪૨ના આધારથી કા. ૪૪ પ્રમાણે આરોપિતની ફરી ચોકસી કરવાનો હુકમ આપીને તે કાગળપત્ર અને પ્રોસીડીંગ મીસ્તર ક્યામ્પબેલ પાસે મોકલ્યાં.

તે ઉપરથી મિસ્તર ક્યાપબેલે ઇનસાફ કરીને આરોપિતપર ખોટી શાક્ષી આપ્યાનો અપરાધ સાબિત કરી તેને છ મહીનાની સખત મજુરીની કેદની શિક્ષા કરી.

તે ઠરાવપર શેશન જડજને આરોપિતે અપીલ કરી. તેમાં શેશન જડજે કામના ગુણ દોષપર વિચાર ન કરતાં મોહેસમીસ્તરી ( ઈ. લા. રી. ક. સી. વા. ૧ પા. ૨૮૨ ) ના કામના ઠરાવને અનુસરીને મિસ્તર ક્યાંપબેલ બીજી

ચોકસી કરી તે અધિકાર નહીં છતાં કરીછે એમ ઠરાવી તોહોમત અને શિક્ષા રદ કર્યાં.

સેશન જડજના એ હુકમ ઉપર મુંબાઈ સરકારે ક્રી. પ્રો. કો. કા. ૨૭૨ ના આધારે હાઇકોરટને અપીલ કરી હતી. તેમાં ઠરાવ કર્યો કે—

એકાદ સબોરડીનેટ માજીસ્ત્રેટે ક્રી. પ્રો. કો. કા. ૨૧૫ ના આધારે એકાદ આરોપિતને છોડી દીધો હોય અને તેનું તે પ્રોસીડીંગ મંગાવી જોયાપછી તે માજીસ્ત્રેટે આરોપિતને છોડી દીધો તે બરોબર નથી, એમ જીલ્લા માજીસ્ત્રેટને જણાય તો બીજા એકાદ સબોરડીનેટ માજીસ્ત્રેટને નવી ચોકશી કરવાનો હુકમ નહીં કરતાં તે કામ હાઇકોર્ટમાં મોકલવું એજ જીલ્લા માજીસ્ત્રેટને યોગ્ય માર્ગછે.

આ કામમાં પણ તેમ થવું જોઇતું હતું તે થયું નથી માટે સેશન જડજે કરેલો હુકમ બરોબર છે કેમકે કા.૧૪૨ પ્રમાણે નવી ચોકસી કરવાનો હુકમ કરવાને જીલ્લા માજીસ્ત્રેટને સતા નહોતી તેથી મુંબાઈ સરકારે કરેલી અપીલ અમે નામંજુર કરીએ છીએ.

---

પી. કો. કા. ૧૯૨ સરકાર વિરૂદ્ધ ગોપાળ ભોંકાજીનો ફેસલો પાને ૨૧૨ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૯૩ સરકાર વિરૂદ્ધ જીજીભાઇ વજાનો ફેસલો પાને ૭૬ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૧૫ સરકાર વિરૂદ્ધ સંક્રોપાનો ફેસલો પાને ૨૧૪ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૧૪૨ }
ક્રી. પ્રો. કો. કા. ૪૪ } સરકાર વિરૂદ્ધ સીંધ્યાબીન સન્યાનો ફેસલો પાને ૨૧૯ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કો. કા. ૨૭૨ સરકાર વિરૂદ્ધ રખમા અને બીજાનો ફેસલો પાને ૬૧ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ડોંગાજી આંદાજી

તા. ૨૯ એપ્રીલ ૧૮૭૮

પા. ૨ } આરોપિતે વડગાંમની દિવાની કોર્ટમાંથી
પા. ૫૬૪ } નિકળેલા સમન્સની નકલમાં ફેરફાર કર્યા

બદલ તેનાપર પુનાના શેશનજડજ એસ. એચ ફીલપોટસે તોહોમત સાબિત કર્યું અને આરોપિતને ૪ વર્ષની સખ્ત મજુરીની કેદની તથા એક હજાર રૂપિયાના દંડની શિક્ષા કરી તે શિક્ષા તા. ૧૯ નવેમ્બર ૧૮૭૭ ને રોજ તેને કરી.

આરોપિતના વકીલે આરોપિત તરફથી તા. ૧૪ જાનેવારી ૧૮૭૮ ને રોજ હાઈકોર્ટમાં અપીલ કરી. તે અપીલ લેવાનો ઠરાવ હાઈકોરટે તા. ૩૦ જાન્યુઆરીને રોજ કર્યો. અને તે અપીલની એકશી તા. ૧૪ ફેબ્રુઆરી ૧૮૭૮ ને રોજ અગર તે સુમારે થશે એવી નોટીશ પુના જીલ્લાના માજીસ્ત્રેટ અને સરકારી વકીલને કરી. આરોપિત તા. ૧૯ ફેબ્રુઆરી સને ૧૮૭૮ ને રોજ સવારે મયત થયો એવો રિપોર્ટ પુનાની તુરંગના સુપ્રીટેંડટે તા. ૧૯ મીને રોજેજ કર્યો.

મરનાર અપેલેંટ (આરોપિત) ના વકીલે હાજર થઈ તકરાર કરી કે "કેદીને થયેલી શિક્ષામાં એક હજાર રૂપિયાના દંડની શિક્ષા છે અને પી. કો. કા. ૭૦ પ્રમાણે એ દંડની રકમ વસુલ કરવા માટે મરનાર આરોપિતની ઇસ્ટેટ અદ્યાપી પાત્ર છે સબબ તોહોમતના સંબંધે અમારી તકરાર સાંભળવી." અને મરનારના વારસનું વકાલતનામુ દાખલ કરવા તૈયારછું એમ પણ વકીલે કહ્યું.

તેમાં હાઈકોરટે ઠરાવ્યું કે મરનાર આરોપિતના વારસ, મત્યુપત્ર ચલાવનાર એકઝીક્યુટર કીંવા બીજા કોઈ વારસને ક્રી. પ્રો. કો. પ્રમાણે અપીલ કરવાનો કીંવા થયેલી અપીલ આગળ ચલાવવાનો હક આપ્યો નથી.

જડજ કેમ્બાલનો અભિપ્રાય જુદો છે. અપીલ કર્યા પછી આરોપિત મૈયત થાય તો તેના મરણથી તે અપીલ બંધ થશે.

તોપણ તપાસણી કરીને ચુક દુરસ્ત કરવાના હેતુએ કામમાંના કાગળપત્ર મંગાવીને તે તપાસવાનો અને જરૂર દેખાય તો હુકમ કરવાનો હાઇકોર્ટને અધિકાર છે.

આ કામમાં હાઇકોરટે એટલોજ ઠરાવ કર્યો કે અપીલ બંધ થઇછે.

---

પી. કો. કા. ૭૦ સરકાર વિરૂદ્ધ માયા દેવજીનો ફેસલો પાને ૧૬૯ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ મલકા.

તા. ૪ જુલાઈ ૧૮૭૮.

વા. ૨ પા. ૬૪૩ } પીરાબીન પરણાપર મુકેલા ખુનના તોહોમતની ચોકશી પોલીસ મારફત ચાલતાંછતાં એક પોલીસ કાન્સ્ટેબલ આ કામમાંના આરોપિતને હનગલના બીજા વર્ગના માજીસ્ત્રેટ રાવસાહેબ મુરાર વિઠલ પાસે લઈ ગયો. તે વખતે તે માજીસ્ત્રેટે ક્રી. પ્રો. કો. કા. ૧૨૨ પ્રમાણે એ આરોપિતની જબાની લીધી. તે જબાનીમાં મલકાએ એવું કહ્યું છે કે "પીરાના હાથમાં જે એક લાકડી હતી તે લાકડીએ તેણે મરનારના ડોકાપર જમણી બાજુએ એક ઘા કર્યો" આ મજકુર તેણે પ્રતિજ્ઞાપર કહ્યો હતો; અને કમિટ કરનારા માજીસ્ત્રેટ આગળ તે જુદો મજકુર કહે નહીં માટે તેની તે જબાની તે માજીસ્ત્રેટે દફતરમાં દાખલ કરી મુકી.

પીરાના કામની પ્રથમ ચોકશી ધારવાડના ફુલપાવર માજીસ્ત્રેટ સી. પી. બી. વુઇલ્ટ શાયરે કરી. તેની રૂબરૂ આ આરોપિતે પ્રતિજ્ઞા ઉપરજ એવું કહ્યું કે આ કામ વિશે મને કાંઈ માહિતી નથી માટે તે માજીસ્ત્રેટે અને તેજ પ્રમાણે જીલ્લામાજીસ્ત્રેટે આરોપિતપર પી. કો. કા. ૧૯૩ મુજબ ન્યાયના કામમાં ખોટી શાક્ષી આપ્યા બદલ તે જીલ્લાના બીજા ફુલપાવર માજીસ્ત્રેટ મીસ્તર જે. સી. આડીગની રૂબરૂ ફોજદારીમાં કામ ચલાવવા વિશે

હુકમ કર્યો.

આરોપિતનું કામ જે વખતે મીસ્તર આડીંગ પાસે આવ્યું તે વખતે તેનો એવો અભિપ્રાય થયો કે પીરાપર આવેલા ખુનના કામમાં આરોપિતની જબાની દાખલ કરવામાં અને કા.૧૨૨ પ્રમાણે મિસ્તરે વુઇલટશાયરે આગળ બદલે નહિ એ હેતુ એ હનગલના બીજા વર્ગના માજીસ્ત્રેટે તેની જબાની લેવામાં ગેરકાયદેશર પ્રકાર કર્યો છે. અને તેથી કરીને આરોપિતે આપેલી જબાની રદ બાતલછે. જે માણસપર પોલીશે કીંવા બીજા લોકે આરોપ મુકેલોછે તે માણસને માત્ર કા. ૧૨૨ લાગુછે અને શાક્ષીદારને લાગુ નથી એવું તેને દેખાયાથી આડીંગે કા. ૨૧૫ પ્રમાણે આરોપિતને છોડી દીધો.

કા. ૧૨૨ માં "કોઇપણ માણસે" એવા જે શબ્દછે તેમાં કાંઇ કમીજાસ્તી અર્થ કરવા સરખા શબ્દ ન હોવાથી તે, જે માણસપર એકાદ અપરાધનો આરોપ મુકવામાં આવ્યો હોય તે માણસને જેમ લાગુછે તેમજ સાક્ષીદારને પણ લાગુછે. એમ જીલ્લામાજીસ્ત્રેટને જણાયાથી તેણે આ કામ હાઇકોરટના અભિપ્રાયસારૂ મોકલ્યું.

તે ઉપરથી હાઇકોરટે ઠરાવ કર્યો કે—મિસ્તર આડીંગનો અભિપ્રાય બરોબર નથી એવો જે જીલ્લામાજીસ્ત્રેટનો અભિપ્રાય છે તે આ કોરટને માન્યછે શબબ કેદીને છોડીદેવા વિશે તેણે કરેલો હુકમ આ કોર્ટ રદ કરી આરોપિતની કાયદા પ્રમાણે ચોકશી કરી કામનો નિકાલ કરવા વિશે આ કોરટ હુકમ કરેછે.

કા. ૧૨૨માં જુદા બે પ્રકાર સ્પષ્ટ રીતે કહેલાછે. પોતાને માહીતછે તે મજકુર કેહેવા વાસ્તે જે માણસ આવે છે તે પ્રકાર એક અને કોઈ માણસપર કોઇપણ પોલીશ અમલદારે કોઇપણ અપરાધનો આરોપ મુકયો હોય તે માણસ પોતાનો અપરાધ કબુલ કરવા આવેછે તે પ્રકાર ૨બીજો. એ પૈકી પેહેલા પ્રકારના સંબંધે તેજ કલમમાં એવો ઠરાવછે કે તેણે કહેલો મજકુર દફતરમાં

લખી મુકવો તે સાહેદી લખી મુકવા વિશે આ આક્ટમાં જે રીતે કલમ ૩૩૧માં કહેલીછે તે રીતે પ્રતિજ્ઞાપર લખી મુકવો; અને અપરાધ કબુલ કરવાવાસ્તે જે આરોપિત આવેછે તેની બાબતમાંતો તેને સોગન કીંવા પ્રતિજ્ઞા નહીં આપતાં તેનુ કબુલપણુ લખી મુકવું એવું કલમ ૩૪૫ માં કહેલુંછે.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૨૨ } સરકારવિરૂદ્ધ બાઈ રતનનોફેસ
ક્રી. પ્રો. કો. કા. ૩૪૫ } લો પાને ૫૩મેછે તેનિચેજુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૧૫ સરકારવિરૂદ્ધ સંગાપા શંકાપાનો ફેસલો પાને ૨૧૪મેછે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૯૩ સરકારવિરૂદ્ધ જીજીભાઈ વજનો ફેસલો પાને ૭૨ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૩૩૧ ફરિયાદ કરનારાની અને શાહેદોની જબાની સઘળી ફોજદારી કોરટમાં સમ ઉપર અથવા પ્રતિજ્ઞા ઉપર લેવી, અથવા સાહેદોની શાહેદી લેવા બાબત જે કાયદો ચાલુ હોય તે કાયદાના ઠરાવ પ્રમાણે બીજી રીતે લેવી.

---

## મુસાઅલી આદમની બાબતમાં.

તા. ૧૧ જુલાઈ ૧૮૭૮

વા. ૨ } ભરૂચના સબોરડીનેટ જડજનું વારંટ બજા-
પા. ૬૫૩ } વવાના કામમાં હરકત કર્યાથી આરોપિત પર પી. કો. કા. ૧૮૩ પ્રમાણે સરકારી નોકરના કાયદેસર અધિકારને પ્રતિબંધ કર્યા બદલ આરોપ મુકવામાં આવ્યો હતો. ક્રી. પ્રો. કો. કા. ૪૭૦ મુજબ સબોરડીનેટ જડજની મંજુરી લઈને મુસાઅલી આદમે આ તોહોમત મુક્યું હતુ. પરંતુ તે સબોરડીનેટ જડજને અરજી થયા ન છતાં મુસાઅલી આદમની અરજી ઉપરથી 'ભરૂચના બીજા વર્ગના માજીસ્ટ્રેટે ક્રી. પ્રો. કો.

કા. ૨૧૦ પ્રમાણે તે ફરિયાદ કાડી લેવાની તેને પરવાનગી આપી. આવા પ્રકારના કામમાં યોગ્ય ફરિયાદી એટલે તે સબોરડીનેટ જડજ છતાં મુસાઅલી આદમ નહોતો માટે આ ફરિયાદ કાડી લેવાની માજીસ્ત્રેટે આપેલી પરવાનગી ગેરકાયદેશર છે એમ જીલ્લા જડજનો અભિપ્રાય હોવાથી તેણે આ કામ ક્રી. પ્રો. કો. ૨૯૬ પ્રમાણે હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું.

તેમાં હાઇકોર્ટે ઠરાવ કર્યો કે—જીલ્લા જડજનો અભિપ્રાય આ કોર્ટને પસંદ છે. જે અપરાધ બદલ આરોપ મુકવામાં આવ્યો છે તે અપરાધ "સરકારી નોકરના કાયદેસર અધિકારને પ્રતિબંધ કર્યાનો છે" સબબ જે કોર્ટના અધિકારને પ્રતિબંધ થયો તે કોર્ટની મંજુરી શિવાય તે આરોપિતપર ફરિયાદ ચલાવવામાં આવી નહોત. આવી બાબતમાં કા. ૨૧૦ માં જે ફરિયાદી, કહેલો છે તે જે કોર્ટના અધિકારનો પ્રતિબંધ થયો તે કોર્ટ કહેવાય, અને તે પ્રતિબંધથી જે માણુસને નુકશાન થયું તે માણુસ નથી. સબબ આ કામમાંની ફરિયાદ સરખી ફરિયાદ કાહાડી લેવાનુ કાયદેસર થવાને જે કોરટે તે ફરિયાદ ચલાવવાની પરવાનગી આપી હોય તે કોરટ તરફથી અરજ થવી જોઇયે.

આ કામમાંની અરજી કાડી લેવા બદલ જે સબોરડીનેટ માજીસ્ત્રેટે હુકમ આપ્યો છે તે આ કોરટ રદ કરેછે અને કાયદા પ્રમાણે કામનો ઇનસાફ કરીને નિકાલ કરવા વાસ્તે આ કોર્ટ હુકમ કરેછે.

---

પી. કો. કા. ૧૮૩—આ સખસ સરકારી નોકર છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં તે સરકારી નોકરના કાયદેસર અખત્યારથી કાંઈ મિલકત જપત થતી હોય, તેમાં જે માણુસ સામો થાય, તે માણુસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની,

અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

ક્રી. પ્રો. કો. કા. ૪૭૦ શરકાર વિરૂદ્ધ બાલાજી સીતારામનો ફેસલો પાને ૭૯ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૧૦ સુરતના માજીસ્ત્રેટના પત્ર નંબર ૩૦૯ થી થયેલો ઠરાવ પાને ૨૪૩ મે છે તે નિચે જુઓ.

---

# વોલ્યુમ ૩ જું.

## સરકાર વિરૂદ્ધ રામા બીરાપા.

તા. ૧ અગષ્ટ ૧૮૭૮

વા. ૩ } રામાપુતયા નામના માણસનું ખુન કર્યાના
પા. ૧૨ } તોહોમતપરથી કાનડાના શેશન જડજ એ. એલ. સ્પેન્સે રામા બીરાપા અને પોકા અને સુબા એઓની ચોકશી કરી. તેમાં રામા બીરાપાપર સાબિતી થયા ઉપરથી તેણે જન્મ પર્યંત દેશનિકાલની શિક્ષા કરી. અને તેના સોબતી આરોપિત પોકા અને સુબાને દોષ મુક્ત કરી છોડી દીધા.

સદરહુ ઠરાવપર રામા બીરાપા (આરોપિત) એ અપીલ કરી તેમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે—સીવીલ સરજને જે મડદુ તપાશ્યું, તેજ મડદુ જેનું ખુન થયું કહેવામાં આવ્યુંછે તેનુંજ હતું એવો આ કામમાં પુરાવ નથી. એથી સિવિલ સરજનની જુબાનીનું લાગુપણું નહી જેવું થાયછે.

આરોપિતે બીજા વર્ગના માજીસ્ત્રેટની રૂબરૂ જે કબુલત કરી છે તે તેણે અયોગ્ય દાબથી કરી છે, એવા કારણથી શેશન જડજે તે પુરાવામાં લેવાને ના કબુલ કર્યુંછે; અને તે નાકબુલ કરીને શેશન જડજે બાકીના આરોપિત પોકા અને સુબાને છોડી દીધા છે. પરંતુ જે બાહારની વાતને તે કબુલતનો સંબંધ છે તે વાતથી તે કબુલતને આરોપિત વિરૂદ્ધ મજબુતી મળી છે એમ સમજીને શેશન જડજે રામાના કામમાં તે કબુલત પુરાવામાં

લીધી અને તે ઉપરથી રામા (આરોપિત) પર અપરાધ સાબિત કર્યો છે.

પણ જો તે કબુલાત પુરાવામાં લેવા જોગ હોત તો કોરટે રામાના સોબતી આરોપિત વિરૂદ્ધ તેનો વિચાર કરવો જોઇતો હતો અને તેજ પ્રમાણે રામા વિરૂદ્ધ તો તે સ્પષ્ટ પુરાવ હતો. તે કબુલાત અયોગ્ય પ્રકારે લીધેલી છે. એમ પહેલાં બતાવીને તે નાકબુલ કર્યાપછી એક કેદી ઉપર તોહોમત સાબિત કરવામાં તે લેવાને શેશનજડજે ચુક કરીછે.

આરોપિતે રીત પ્રમાણે કબુલાત લખી આપ્યા અગાઉ અને ખુનના સબંધની વિશેષ જગા અને જણસો બતાવ્યા અગાઉ પોલીસ અમલદાર આગળ પણ કાંઈ વાત કબુલ કરી હતી. આ પ્રમાણે લીધેલી કબુલાતને સરકાર વિરૂદ્ધ જોરા હસજીના કજીયામાં (મુ. હા. કો. રી. પૃષ્ટ ૨૮૨ અને આ ચોપડીને પાને ૧૨૧મે) આ કોરટે કરેલી ટીકા બરોબર લાગુ પડેછે. ખુન કર્યાબદલ કેદીએ પોલીસ કાન્સ્ટેબલની રૂબરૂ કરેલી કબુલાતને "મે ખુન કર્યું તે એજ ઠેકાણું" એમ કહેવાથી મજબુતી મળતી નથી.

આરોપિતે જે માહિતી આપી તેના આધારે એકાદી વાત જણાઈ આવ્યાથી તે કબુલાત પુરાવામાં લેવા લાયક છે એમ, કીંવા પુરાવાના આકટની કલમ ૮ પ્રમાણે આરોપિતની કબુલાત પુરાવામાં લેવા યોગ્ય છે એમ સરકાર તરફના વકીલે બતાવ્યું નથી. જે કામનો કેદીએ કરેલા ગુહા સાથે સબંધ નથી એવું એક પણ કામ કેદીથી કરાય નહીં તેમજ એવું કરવા માટે પુરાવાના આકટમાં ઠરાવ નથી કીંવા તેવી સુચના પણ કરી નથી. પરંતુ જે મજકુર તેણે કહ્યો તે, તે ગુન્હાને મજબુતી કરવા માટે કહ્યો કીંવા કહેવાને છોડી દીધો હોય તોજ માત્ર તે ઉપરથી કાંઈ અનુમાન કરવું અને તે મજકુર પુરાવામાં લેવા વાજબી થશે; એ વાત સ્પષ્ટરીતે લક્ષમાં રાખવી જોઇયે, નહીં તો કાયદા કરનારાએ અપરાધી લોકનું સંરક્ષણ થવા માટે પુરાવાના આકટની કલમ ૨૪, ૨૫

અને ૨૬ માં જે ઠરાવ કરી મુકેલા છે તે વ્યર્થ થશે.

માટે આ કામના આરોપિત ઉપરથી આરોપ અને શિક્ષા રદ કર્યા.

---

પુરાવાના આક્ટની કા. ૨૪ સરકાર વિરૂદ્ધ બળવંત પેદારકરનો ફેસલો પાને ૧૦૨ મે છે તે નિચે જુઓ.

એજ આક્ટની કા. ૨૫ હરકોઈ પોલીસ અમલદારની આગળ કરેલી કબુલત હરકોઈ ગુન્હાના તોહોમતવાળા સખસ વિરૂદ્ધ સાબિત કરવી નહીં.

એજ આક્ટની કા. ૨૬ હરકોઈ સખસ કોઈ પોલીસ અમલદારના હવાલામાં હોય તે દરમીયાનમાં તેણે કરેલી કબુલત, કોઈપણ માજીસ્ત્રેટની પ્રત્યક્ષ રુબરૂ કીધી નહોય તો તેને સદરહુ સખસના વિરૂદ્ધ સાબિત કરવી નહીં.

એજ આક્ટની કા. ૮—જે હકીકત ઉપરથી મુદ્દાની કીંવા લગતી હકીકતો કરવાનો હેતુ કીંવા તૈયારી માલમ પડે. અથવા જે હકીકત સદરહુ મુજબનો હેતુ કીંવા તૈયારી હોય તેવી હરકોઈ હકીકત લગતી છે એમ સમજવું.

હરકોઈ મુકદ્દમાને અથવા કામને સંબંધે, અથવા તે માંહેની મુદ્દાની કીંવા લગતી હકીકતને સંબંધે, એવા મુકદ્દમાના અથવા કામના હરકોઈ પક્ષકારની અથવા તે પક્ષકારના હરકોઈ મુખત્યારની વર્ત્તણુક, તથા કાંઈ ગુન્હા બદલ કોઈપણ કામ ચાલતું હોય તે ગુન્હો જે સખસના ઉપર યાને વિરૂદ્ધ બન્યો હોય તે સખસની વર્ત્તણુક, લગતી છે. પરંતુ એવી વર્ત્તણુક ઉપરથી કોઈ મુદ્દાની અથવા લગતી હકીકત થયલી હોવી જોઇયે, અથવા તે હકીકત ઉપરથી તેવી વર્ત્તણુક થયલી હોવી જોઇયે; પછી તે વર્ત્તણુક તે હકીકતના પ્રથમની હોય કીંવા પાછળની હોય તેની ચીંતા નહીં.

ખુલાસો ૧ લો. કોઈ જાહેર કરેલા મજકુરનો સમાવેશ આ કલમમાં "વર્ત્તણુક" શબ્દ વાપરેલો છે તેમાં થતો નથી પણ સદરહુ મજકુર જાહેર કરીને તેની સાથે કોઈ

જાહેર કરેલા મજકુર શિવાય બીજાં કૃત્ય કીધાં હોય તથા તે કૃત્યોનો તે મજકુર ઉપરથી ખુલાસો થતો હોય, તો તેવા મજકુરનો સમાવેશ "વર્ત્તણુક" એ શબ્દમાં થાયછે. પરંતુ આ આક્ટની બીજી કોઈપણ કલમ મુજબ કોઈ જાહેર કરેલો મજકુર લગતો હોય તો તેને આ ખુલાસા ઉપરથી બાધ થતો નથી.

ખુલાસો ૨ જો. જ્યારે કોઈ સખ્સની વર્ત્તણુક લગતી હોય, ત્યારે જે મજકુર તેને અથવા તેની રૂબરૂ તથા તે સાંભળી શકે એવી રીતે કહેવામાં આવે અને તે મુજબ કહેવાથી સદરહુ વર્ત્તણુકમાં કાંઈ ફેર પડે, એવું હોય તો, તે મજકુર લગતો છે એમ સમજવું.

---

**સરકાર વિરૂદ્ધ મિયાજી અહમદ**

તા. ૧૩ ફેબ્રુઆરી ૧૮૭૯

વા. ૩
મા. ૧૫૦ } આરોપિતપર રાહદારી રસ્તાની જગા દબાવ્યા બદલ બંદોરાના બીજા વર્ગના માજીસ્ટ્રેટની રૂબરૂ તોહોમત મુકવામાં આવ્યું હતું. તે માજીસ્ટ્રેટનું પ્રોસીડીંગ થાણાના જીલ્લા માજીસ્ટ્રેટ જરવાઈસે ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ પ્રમાણે હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું એવા કારણથી કે મ્યુનિસિપાલ કમિટીની હદમાંની રાહદારીના રસ્તાની જે હરકત સેહેજ રીતે સર્વે મા કંઈક નહી જેવી થઈ હોય તે હરકત દુરી કરવાનો ખાનગી માણસને હક છે એમ ઠરાવી તે બીજા વર્ગના માજીસ્ટ્રેટે આરોપિતને દોષ મુક્ત કર્યોછે તે બરોબર નથી. અને દોષમુક્ત કર્યાના હુકમની હાઇકોર્ટે તપાસણી કરવી એમ ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ માં નથી તોપણ સરકાર વિરૂદ્ધ ગોરાચંદ ગોદી (૫ કલકત્તા વુ. રી. ક્રી. રૂ-૫ ૪૫) ના કામમાં સરબારનીસ પીકાકે કરેલા ઠરાવને અનુસરીને, બાજબી અને યોગ્ય કારણ હોય તો આરોપિતને દોષમુક્ત કર્યા બદલ સબારડીનેટ માજીસ્ટ્રેટે કરેલો હુકમ હાઇકોર્ટ રદ કરી શકે માટે આ કામ હાઇકોર્ટના અભિપ્રાય

માટે મોકલ્યું.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે જીલ્લા માજીસ્ટ્રેટે સરકાર વિરૂદ્ધ ગોરાચંદ ગોપીના કામનો ફેસલો આધારમાં બતાવ્યોછે. પરંતુ એ ફેસલો સને ૧૮૬૬ ના સાલમાં થયો છે અને પછી ૧૮૭૨ નો ૧૦ મો આકટ પાસ થયો છે આરોપિતને અયોગ્યરીતે દોષમુક્ત કરવામાં આવ્યો હોય તો તે કામમાં સરકારે અપીલ કરવા બદલ ૧૮૭૨ ના આકટ ૧૦માં ઠરાવ છે. એવી વાત છે એટલા વાસ્તે, અને આરોપિતને અયોગ્ય રીતે છોડી દીધો હોય કીંવા તેનાપર અપરાધ સ્થાપન કર્યો હોય કીંવા તેને શિક્ષા આપી હોય તો તે કામમાંની ચુક દુરસ્ત કરવાનો અધિકાર સ્પષ્ટ રીતે હાઇકોર્ટને કા. ૨૯૭ ઉપરથી આપ્યો છે પરંતુ કેદીને દોષમુક્ત કરવામાં આવ્યો હોયતો તેમાં હાથ ઘાલવાનો હાઇકોર્ટને અધિકાર છે એમ તેકલમમાં કહ્યું નથી, એટલા માટે પદ્ધતી પ્રમાણે સરકારે અપીલ કર્યા શીવાય દોષમુકત કર્યાના હુકમમાં હાઇકોરટે હાથ ઘાલવો નહી એવો કાયદો કરનારાનો ઉદ્દેશ છે એમ દેખાય છે.

પ્રજાના સ્વતંત્રતાના સબંધે જોઇયે તો એવા પ્રકારનો અર્થ કરવો બરોબર છે અને જે આરોપિતને દોષમુક્ત કર્યોછે તેને હાઇકોર્ટમાં તકરાર કરવાનો વખત ન મળતાં તેને દોષમુક્ત કર્યા બદલનો હુકમ હાઇકોરટે રદ કરવો એવો હાઇકોર્ટને અધિકાર આપ્યો છે એમ કહેવું સંભવતુ નથી. માટે સબારડીનેટ માજીસ્ટ્રેટે કરેલા હુકમમાં હાથ ઘાલતા નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ,

ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ઉમસાહબક્ષ.

તા. ૧૨ ડીસેમ્બર ૧૮૭૮

વા. ૩ } પા.૧૭૮ } એક અલ્પ વયની દશ વર્ષની છોકરી પોતાના ધણી અને સાસુ પાસે રહેતી. તેને એક દિવસે કાંઈ છાણાં વીણીને વેચવા માટે તેઓએ મોકલી. ઘેર પાછાં આવતી વખતે આરોપિતે તે છોકરીને પોતાને ઘેર બેસાડી મુકી અને પોતાની સાથે તેને બીજે ઠેકાણે લેઈ જવાના હેતુએ તેને તે લેઈ ગયો.

તે ઉપરથી અમદાવાદના આસીસ્ટંટ જડજ એ. એલ. પી. લારકને આરોપિતપર તેણે કાયદેસર વાલીના કબજામાંથી અલ્પ વયનું છોકરૂ ચોર્યાનું તોહોમત સાબિત કરી તેને ત્રણ વર્ષની સખ્ત મજુરીની કેદની શિક્ષા કરી. તે અમદાવાદના શેશન જડજ જી. ડુઈટે કાયમ રાખી તેપર હાઇકોરટને તપાસણી અરજ થઈ એવા કારણથી કે "આ કામમાં જે કાંઈવાત જણાઈ આવી છે તે ઉપરથી એ કૃત્ય છોકરૂ ચોરી લેવાનો ગુન્હો નથી. તે છોકરી આરોપિત સાથે જવાને જો કબુલ થઈ હતી તો તેને લેઈ જવાની વખતે તેનો કોઈ વાલી હતો કીંવા નહોતો એની ચોકશી કરવાની તેને જરૂર નહોતી."

તે ઉપરથી હાઇકોરટે ઠરાવ કર્યો કે—દશ વર્ષની છોકરીનું કોઈ પાલણ કરનારો છેકે નહી એની ચોકશી કર્યા શીવાય તેને તેના પાલણ કરનારના કબજામાંથી લેવી એ કૃત્ય તેણે પોતાપર જવાબદારી લીધા બરાબર છે અને એટલા વાસ્તે તેના પરીણામથી તેનો છુટકો થનાર નથી. દશ વર્ષની છોકરીએ પોતાના પાલણ કરનારના તાબામાં છે એમ પ્રથમ દર્શને સમજવું જોઇયે. અને તેની યોગ્ય રીતે પરવાનગી લીધા શિવાય જો કોઈ તેને લેઈ જાય તો તે કૃત્ય ગુન્હો થશે. એવા પ્રકારનું અલ્પ વયનું છોકરૂં એ પાલણ કરનારના તાબામાં છે એટલી વાત સદરહુ કલમમાં (પી. કો. કા. ૩૬૧) કહેલો ગુન્હો થવાને બસ છે. માટે આ તપાસણી અરજ નામંન્જુર કરીએ છીએ.

પી. કો. કા. ૩૬૧—ચૌદ વર્ષથી ઓછી ઉમરના કોઈ છોકરાને અથવા સોળ વર્ષથી ઓછી ઉમરની કોઈ છોકરીને, અથવા કોઈ દીવાના સખ્સને, તે બાળક અથવા દીવાના સખ્સના કાયદેસર વાલીના હવાલામાંથી, તે વાલીની રજામંદી શિવાય જે માણસ લઈ જાય અથવા ફોસલાવીને તેડી જાય, તેણે તે બાળક અથવા તે શખ્સનું કાયદેસર વાલીના હવાલામાંથી હરણ કર્યું એમ સમજવું.

ખુલાસો—આ કલમ મધ્યે "કાયદેસર વાલી" એ શબ્દો લખ્યા છે, તે શબ્દો મધે તે બાળક અથવા તે બીજા સખ્સને રાખવાનું અથવા તેની સંભાળ કરવાનું કામ કાયદા મુજબ જે સખ્સને સોંપ્યું હોય એવા કોઈ પણ સખ્સનો સમાવેશ થાયછે.

અપવાદ. કોઈ સખ્સ સુધબુદ્ધિએ એમ માનતો હોય કે લગ્ન સંબંધ વીના ઉત્પન્ન થયેલા ફલાણા બચ્ચાંનો હું બાપછું, અથવા શુધબુદ્ધિએ એમ માનતો હોય કે તે બચ્યાને કાયદાસર હવાલામાં રાખવાનો મારો હક છે, અને તે સખ્સ અગર કાંઈ અનીતી અથવા કાયદા વિરૂદ્ધ કારણસર એવું કામ ન કરે, તો તેના કામને આ કલમ લાગુ પડતી નથી.

---

## સરકાર વિરૂદ્ધ ખીમચંદ નારાયણ.

તા. ૧૯ જુન ૧૮૭૯

વા. ૩ ⎫
પા. ૩૮૪ ⎭ આરોપિતે કાઠીયાવાડ મધ્યેના લીમડી ગામમાંથી કપાસની કાંઈ ગાંસડીઓ બ્રિટિશ રાજ્યના ધોળેરા ગામમાં વેચવાવાસ્તે મોકલી. કપાસખાતાના ઈન્સ્પેકટરે તે તપાસી. તે વખતે તેમાં કાંઈ રેતી અને બીજો પદાર્થ ભેળવેલો છે એમ તેને જણાયું. તેથી તેણે સને ૧૮૭૮ ના મુંબાઈ આકટ ૭ની કલમ ૬ પ્રમાણે તે ગાસડીઓ જપત કરી અને આરોપિતને ધંધુકાના માજીસ્ત્રેટ પાસે મોકલ્યો. માજીસ્ત્રેટે આરોપિતપર અપરાધ શાબિત કરી તેના રૂ૧૫૦) દંડ

કર્યા. અને એમ પણ હુકમ કર્યો કે તે કપાસ આરોપિતને ખરચે સાફ કરી તેનો તેને પાછો આપવો.

સદરહુ કપાસમાં થયેલો ભેળ બ્રિટિશ રાજ્યમાં થયો છે એ વિશે પુરાવો નથી. કપાસ પકડ્યો તે વખતે તે કાઠીયાવાડમાંથી આવેલો હતો; અને તેથી જે ભેળ થયો તે પરરાજ્યમાં થયો છે એમ સમજવું જોઇયે. અને પરરાજ્યમાં થયેલા ગુન્હાને માટે ગુન્હેગારને બ્રિટિશ રાજ્યમાં સજા આપવામાં આવતી નથી. અમુક કપાસ ભેળ કરેલો છે એમ માનવાને જે જે વખતે ઇન્સ્પેકટરને વાજબી કારણ હોય તે તે વખતે તે કપાસ જપત કરવાનો અધિકાર સદરહુ આક્ટની કા. ૬ ઉપરથી છે; પણ હું કહુંછું તે ખરૂ હોય તો જે કપાસમાં પરરાજ્યમાં ભેળ થયો હોય તે કપાસ જપત કરવાને પાત્ર નથી એ પ્રમાણે અમદાવાદના જીલ્લા માજીસ્ત્રેટ એ. એ. બારોડેલનો અભિપ્રાય હોવાથી તેણે આ કામ હાઇકોરટના અભિપ્રાય માટે મોકલ્યું.

તેથી હાઇકોરટે ઠરાવ કર્યો કે જે માણસના કબજામાંથી ભેળ થયેલો કપાસ જડે તેના કબજામાંથી તે જપત કરી લેવો અને તે ગુન્હેગારને દંડ કરવો. એવો ઠરાવ સને ૧૮૭૮ ના મુંબાઈ આક્ટ ૭ ની કલમ ૬ અને ૧૪ ઉપરથી છે. સબબ ધંધુકાના સબોરડીનેટ માજીસ્ત્રેટે કરેલા ઠરાવમાં હાથ ઘાલવાનું કાંઈ કારણ નથી. કયે ઠેકાણે કપાસમાં ભેળ થઈ છે એ જોવાનું કારણ નથી. સબબ આ કામના કાગળપત્રો પાછા મોકલવાનો હુકમ કરીએ છીએ.

---

સને ૧૮૭૮ ના મુંબાઈ આક્ટ ૭ કા. ૬—જે કાંઈ રૂ આ આક્ટ પ્રમાણે જપત થઇને સરકાર દાખલ થવાને પાત્ર છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે રૂ ગમે ત્યાં હોય ત્યાં, તે પકડીને અટકાવી રાખવાનો તથા તે રૂ હરકોઈ પોલીસ આફીસરને સ્વાધીન આપવાનો

અધિકાર રુના ઈન્સ્પેકટરને છે.

સદરહુ પ્રકારનું રૂ પકડીને અટકાવી રાખવામાં રુના ઈન્સ્પેકટરને મદદ કરવી એ દરએક પોલીસ આફિસરને અવશ્ય છે.

પણ પારકે મુલક મોકલવા સારૂ કોઈ ગાંસડી આખરની ચાંપી કાહાડી હોય તે, માજીસ્ટ્રેટનાં ઝાડો લેવાનાં વારંટ વગર ઉઘાડવાનો અધિકાર રુના કોઈપણ ઈન્સ્પેકટરને નથી.

એજ આકટની કા. ૧૪—આ આકટની સાતમી કલમ પ્રમાણે કરેલા સમનની ચોકસી કર્યાપછી માજીસ્ટ્રેટની અથવા કોર્ટની આ આકટની ૯ ઠી કલમના ઠરાવ પ્રમાણે પકડીને અટકાવી રાખેલાં કોઈ રૂ બાબત હેઠળ લખ્યા પ્રમાણે ખાત્રી થાય એટલે,

(અ) તે રૂમાં દગાથી અથવા બદદયાનતથી ભેળ કર્યો છે અથવા તે ખરાબ કર્યુંછે અથવા તે વજનમાં ભારે કર્યું છે તેમાં કપાસીઆનું અથવા કચરાનું અથવા પથરાનું અથવા બીજા પદાર્થનું મિશ્રણ કરીને અથવા તે ઝાકળમાં રાખીને અથવા બીજા કોઈપણ સાધનથી, અથવા

(બ) સદરહુ પ્રકારનું રૂ સાફ કરેલું તથા સાફ કર્યા વગરનું (જેને ઘણુંકરીને કપાસ કહેછે) અથવા જુદી જુદી જાતનાં અથવા પ્રતના રુની એક ગાંસડીમાં દગાથી અથવા બદદયાનતથી કરેલો ભેળ છે એવી ખાત્રી થાય તો,

માજીસ્ટ્રેટે અથવા કોરટે હેઠળ લખ્યા પ્રમાણે હુકમ કરવો એટલે; સદરહુ પ્રકારનું રૂ સરકાર દાખલ કરવું તથા તેનો નાશ કરવો, અથવા સદરહુ પ્રકારનું રૂ સરકાર દાખલ કરવું તથા તે સાફ કરવું અને વેચવું, અથવા.

સદરહુ પ્રકારનું રૂ, રુના ઈન્સ્પેકટરના હુકમથી અથવા

હુકમ મુજબ સાફ કરવું અને તે રૂ જે માણસના કબ-
જામાં મળ્યું હોય તે માણસને તે સદરહુ પ્રમાણે સાફ
કર્યાપછી તે સાફ કરવાનો ખરચ તથા સદરહુ પ્રકારનો
માજીસ્ત્રેટ અથવા કોર્ટ ફરમાવે તે દંડ તે માણસ આપે
તો તે રૂ સદરહુ પ્રકારના ઇન્સ્પેકટરે પાછુ આપવું. અને
સદરહુ પ્રકારનું નાણું આપવામાં ન આવે તો તે રૂ વે-
ચવું અને નાણું ઉપજે તેમાંથી સદરહુ પ્રકારનો દંડ તથા
સાફ કરવાનો તથા વેચવાનો ખરચ બાદ કરીને બાકી
રહે તે સદરહુ પ્રકારના માણસને આપવું એવો હુકમકરવો.

---

# વોલ્યુમ ૪ થુ.

## સરકાર વિરૂદ્ધ સિરસાપ્પા.

તા. ૫ અગષ્ટ ૧૮૭૯

વા. ૪ } આરોપિતનો એક અપરાધ બદલ ઇનસાફ
પા. ૧૫ } ચાલતા છતાં તેને માજીસ્ત્રેટે કરેલા સવાલ-
નો જવાબ આપવાના કામમાં તેણે જે મ-
જકુર કહ્યો હતો તેપર તેની સહી કરવાને આરોપિતે ના
કબુલ કર્યું તેથી હુબલીના બીજા વર્ગના માજીસ્ત્રેટે તેનો
રૂ૨૦૦) દંડ કર્યો. આરોપિતને કરેલા સવાલનો જવાબ
આપવો કીંવા તે આપવાને ના કબુલ કરવું, એ ક્રી. પ્રો.
કો. કા. ૩૪૩ ઉપરથી આરોપિતની મરજીપર છે, તો
પણ આરોપિતને કરેલા સવાલનો તેણે જવાબ આપ્યો
એટલે તે જવાબ ઉપર સહી કરવાની તેની ફરજ છે કે
નહી એ વિશે ધારવાડના જીલ્લા માજીસ્ત્રેટને સંશય આ-
વ્યાથી તેણે આ કામ હાઈકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું.

તે ઉપરથી ઠરાવ કર્યો કે ક્રી. પ્રો. કો. કા. ૧૨૨ પ્ર-
માણે કરેલી કબુલતને કીંવા કા. ૩૪૨ થી ૩૪૬ પ્રમાણે
કોરટે કરેલા સવાલના આરોપિતે આપેલા જવાબને પી.
કો. કા. ૧૮૦ લાગુ છે કીંવા નહીં એ વિશે તો ઘણો
સંશય છે એમ દેખાય છે. તે કબુલત અને જવાબ પો-

તાની મૃશીથી આપેલાં જોઇયે. અને તેપર આરોપિતે સહી કરતાસુધી તે પુરાં થયાં છે એમ સમજવામાં આવતું નથી એમ દેખાયછે. એવોજ કાયદાનો હેતુછે એમ સરકાર વિરૂદ્ધ બાઈ રતન (આ ચોપડીમાં પાને ૫૩ મે છે) ના કામમાં ફુલબેંચે ઠરાવ કર્યોછે. અને એ કામનો ફેસલો આપતા પહેલાં ફુલબેંચે ક્રી. પ્રો. કોડમાંના ઠરાવનો પુર્ણ પણે વિચાર કર્યો છે.

જબાનીપર આરોપિત માણસની સહી અને નિશાની લેવાનો જે કાયદો કરનારાનો ઉદ્દેશ છે, તે બદલ ફુલબેંચે જે પોતાનો અભિપ્રાય આપ્યોછે, તે આરોપિતે સહી કરવા માટે તેનો દંડ કરવો કીંવા તેમ કરવાની તેને જરૂર પાડવી એ વાતને બીલકુલ મળતો નથી.

માટે ચોકસી ચાલતા છતાં કોરટે કરેલા સવાલનો જવાબ આપતાં કહેલા મજકુરપર સહી કરવાને આરોપિત માણસે ના કબુલ કરયું તો તેથી પી. કો. કા.૧૮૦ પ્રમાણે શિક્ષા આપવા જોગ ગુન્હો તેણે કર્યો એમ થતુ નથી.

માટે આરોપિતપરનું તોહોમત રદ કર્યું તેમજ શિક્ષા રદ કરી માટે દંડ ભર્યો હોય તો તે પાછો આપવો.

---

ક્રી. પ્રો. કો. કા. ૩૪૨ સરકાર વિરૂદ્ધ સીતારામ વ્યંકુ વિગેરેનો ફેસલો પાને ૨૪૯ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૩૪૫ | સરકાર વિરૂદ્ધ બાઈ રતનનો
ક્રી. પ્રો. કો. કા. ૩૪૬ | ફેસલો પાને ૫૩ મે છે તે
ક્રી. પ્રો. કો. કા. ૧૨૨ | નિચે જુઓ.

પી. કો. કા. ૧૮૦ સરકર વિરૂદ્ધ જયમલ મગનનો ફેસલો પાને ૪૩ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૩૪૩ કલમ ૩૪૨ પ્રમાણે સવાલ પુછયા હોય તેઓના જવાબ દેવાની તોહોમતવાળો શખસ ના કહે અથવા ખોટા જવાબ દે, તે બાબત તે શિક્ષાને લાયક થશે નહીં: પણ તે ના કહે તે ઉપરથી બાજબી દેખાય તેવું અનુમાન કોરટે કરવું.

ક્રી. પ્રો. કો. કા. ૩૪૪—તોહોમતવાળા સખ્સના જા- ણવામાં જે વાત હોય તે જાહેર કરવા સારૂ અથવા નહીં જાહેર કરવાસારૂ તેને કા. ૩૪૭ માં કહ્યુંછે તે શિવાય કાંઈ વચનથી કે ધમકીથી અથવા બીજીરીતે તેની ઉપર કંઈપણ અસર કરવી નહીં.

---

## સરકાર વિરૂદ્ધ મહમદ યાસીન.

તા. ૮ સપટેમ્બર ૧૮૭૯

વા ૪ ) પી. કો. કા. ૧૬૧, ૧૭૬ અને ૨૨૧ પ્રમાણે
પા. ૧૦૧, લાંચ લીધા બદલ, કાયદા પ્રમાણે જે ખ-
બર આપવી જરૂર હતી તે ખબર ન આ- પ્યા બદલ, અને ગુન્હેગારને પકડવાને કસુર કર્યા બદલ આરોપિતપર તોહોમત છતાં તેનો ઈનસાફ પુનાના જોઈંટ શેશન જડજ એ. ડી. પોલને સોલાપુર મધ્યે કર્યો. તોહો- મત સાબિત થયાથી તેને અઢી વર્ષની મુદતની સખત મજુરીની અને રૂ૧૦૦) ના દંડની શિક્ષા કરી.

તે ઠરાવપર આરોપિએ તા. ૨૨ જુલાઈ ૧૮૭૯ને રોજ હાઇકોરટને અપીલ કરી, પરંતુ કામનું પ્રોસીડીંગ અને કાગળપત્ર ન મંગાવતાં હાઇકોરટે તા. ૩૧ જુલાઈ ૧૮૭૯ ને રોજ ક્રી. પ્રો. કો. કા. ૨૭૮ પ્રમાણે તે અપીલ ના કબુલ કરી.

તેથી પોતાપરનું તોહોમત અને શિક્ષા રદ કરવા આ- રોપિતે હાઇકોર્ટને તા. ૨૭ સપટેમ્બરને રોજ ફરી તપા- સણી કરવા અરજ કરી.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે જે હુકમપર કીંવા ફેસલાપર અપીલ થઈછે તે હુકમની કીંવા ફેસલાની નકલ અને અપીલની યાદીએ વાંચ્યાપછી અને કામમાંના કાગળપત્ર તથા પ્રોસીડીંગ ન મંગાવતાં અપીલ નાકબુલ કર્યા બદલ અપીલ કોરટે ક્રી. પ્રો. કો. કા. ૨૭૮ પ્રમાણે હુકમ કર્યા છતાં, તે હુકમ કા. ૨૮૫ ના આખરના ભાગ પ્રમાણે આખરનો છે અને તેપર તપાસણી અરજ ચાલસી નથી

માટે અરજીમાંના ગુણદોષનો વિચાર ન કરતાં આ અ-રજ અમારે ના કબુલ કરવી જોઇયે.

---

પી. કો. કા. ૧૬૧ સરકાર વિરૂદ્ધ સખારામ મનોહરનો ફેસલો પાને ૧૦૦ મે છે તે નીચે જુઓ.

પી. કો. કા. ૨૭૮ સરકાર વિરૂદ્ધ મથુરે લાલદાસનો ફેસલો પાને ૨૧૭ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૭૬ સરકારી હોદ્દાના જોરથી કોઈ સર-કારી નોકરને કાંઈ બાબત સંબંધી કાંઈ નોટીસ અથવા ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ કાયદામાં ફરમાવેલી રીતે તથા વખતે તે તે નોટીસ, અ-થવા ખબર આપવામાં ઇરાદાથી કસુર કરે, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. અથવા અગર તે આપવાની નોટીસ અથવા ખબર કાંઈ ગુન્હો થવા બાબતની હોય, અથવા કાંઈ ગુન્હો થતો અટકાવવાના કારણસર અથવા, કોઈ ગુન્હેગારને પકડવાને માટે આપવી જોઇતી હોયતો તે મા-ણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની, અ-થવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેના શિક્ષા કરવામાં આવશે.

પી. કો. કા. ૨૨૧ કોઈ માણુસ સરકારી નોકર હોય, અને જે સખસની ઉપર કાંઈ ગુન્હાનું તોહોમત મુકાએલું હોય તેને, અથવા કાંઈ ગુન્હાને માટે પકડવા જોગ હોય એવા કોઈ સખસને પકડવા અથવા કેદમાં રાખવાની તે માણુસની પોતાની સરકારી હોદ્દાને લીધે કાયદા મુ-જબ ફરજ હોય તે માણસની અગર તે સખસને પકડ-વામાં ઇરાદાથી કસુર કરે, અથવા ઇરાદાથી તે સખસને નાશી જવાદે, અથવા તે સખસને તે કેદમાંથી નાશી જવામાં અથવા નાશી જવાની કોશીસ કરવામાં ઇરાદાથી સહાય કરે, તો તે માણસને નિચે પ્રમાણે શિક્ષા કરવામાં

આવશે, એટલે:—

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઈતો હતો તે સખ્સની ઉપર મોતની શિક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને સાત વરસની મુદતસુધીની એમાંના ગમેતે પ્રકારની દંડ સાથે અથવા દંડ વિના કેદની શિક્ષા કરવામાં આવશે, અથવા,

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઈતો હતો તે સખ્સની ઉપર જીવતાંસુધી સમુદ્રપારની અથવા દસવરસની મુદતસુધીના કેદની શિક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ હોય, તો તે માણસને ત્રણ વરસની મુદતસુધીની એમાંના ગમેતે પ્રકારની દંડ સાથે અથવા દંડ વિના કેદની શિક્ષા કરવામાં આવશે.

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઈતો હતો તે સખ્સની ઉપર દશવરસથી ઓછી મુદતની કેદની શિક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને એકવરસના મુદતસુધીની એમાંના ગમેતે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વિના, કેદની શિક્ષા કરવામાં આવશે.

ક્રી. પ્રો. કો. કા. ૨૮૫ કલમ ૨૭૨ અને ૨૭૩ માં કહેલાં કામો શિવાય બીજાં કામની અપીલમાં અપીલકોરટે કરેલા ફેસલા તથા શિક્ષાના હુકમ અને બીજા હુકમ આખરી સમજવા.

---

**સરકાર વિરૂદ્ધ ઈમામખુ.**

તા. ૨૦ નવેમ્બર ૧૮૭૯

વા. ૪ }
પા. ૧૯૭ } ઈંડી જીલ્લે કલાદગીના બીજાવર્ગના માજીસ્ટ્રેટે આરોપિતપર તેણે ઝેરી પદાર્થ (ઔષધ) પરવાના શિવાય વેચ્યા બદલ સને

૧૮૬૬ ના મુંબાઈ આક્ટ ૮ના કા.૧૧ પ્રમાણે તોહોમત શાબિત કરી તેના રૂ.૧૫) દંડ કર્યા.

સદરહુ માજીસ્ત્રેટનું માહીરીટને જોઈ આ કામમાંના કાગળપત્રો મંગાવી હાઇકોરટે તેની તપાસણી કરી બીજા વર્ગના માજીસ્ત્રેટને તે કામનો ઇનસાફ કરવાનો અધિ-કાર હતો કે કેમ! એ વીશે સંશયછે એમ દેખાયું.

તે બાબતમાં ઠરાવ્યું કે સને૧૮૬૬ ના મુંબઈ આક્ટ ૮ના કલમ ૧૧ પ્રમાણે "માજીસ્ત્રેટની રૂબરૂ" અપરાધની શાબિતી થવી જોઇએ. કલમ ૨ માં "માજીસ્ત્રેટ" એ શબ્દની એવી વાખ્યા આપીછે કે "જે માણસને ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત વીશેના કાયદા પ્રમાણે માજીસ્ત્રેટનો અખિતાર આપ્યો હોય તે માણસ સમજવો."

સને૧૮૬૬નો મુંબઈ આક્ટ ૮ અમલમાં આવ્યો તે વખતે સને૧૮૬૧નો આક્ટ ૨૫ મો અમલમાં હતો અને તે આક્ટના કલમ ૧૯માં એવો ઠરાવછે કે "માજીસ્ત્રે-ટનો અખિતાર" એ શબ્દનો અર્થ "માજીસ્ત્રેટનો પુર્ણ અખિતાર" એવો સમજવો. તે ઉપરથી સને૧૮૬૬ ના મુંબાઈ આક્ટ ૮ની કલમ ૧૧ પ્રમાણે તોહોમત શાબિત થવું તે પહેલાવર્ગના માજીસ્ત્રેટની રૂબરૂ થવું જોઇએ. તેમ નથી થયું માટે તોહોમત અને શિક્ષા આ કોરટ રદ કરેછે.

---

સને૧૮૬૬ના મુંબાઈ આક્ટ ૮ની કા. ૧૧ જે માણ-સને આ આક્ટ પ્રમાણે પરવાનો લેવો કીંવા નવો કરી લેવો અવશ્ય હોય તે માણસ જો આ આક્ટના ઠરાવ પ્રમાણે યોગ્ય રીતે પરવાનો લીધા શિવાય કીંવા નવો કરી લીધા શિવાય અપરીશીષ્ટમાં લખેલા ઝેરપૈકી કોઈ પણ ઝેર વેચે તો તેના ઉપર તે વાતની માજીસ્ત્રેટની રૂબરૂ શાબિત થયાથી પહેલી વખત તે બસે રૂપિયાસુધી દંડને પાત્ર થશે, કીંવા પરાકાષ્ટા એક વર્ષસુધી સાદી કેદની શિક્ષાને પાત્ર થશે, કીંવા એ બેઉ શિક્ષાને પાત્ર થશે.

એજ આક્ટની કા. ૨ "માજીસ્ત્રેટ" એ શબ્દનો અર્થ

મુંબાઇની ઇનસાફની હાઇકોરટની અવલ દિવાની ફરીયાદ લેવાની મામુલ હકુમતની હાલની સ્થળ શીમમાં તે ઠેકાણે પોલીશમાજીસ્ત્રેટ એવો સમજવો. અને તે સ્થળ સીમના બહારને ઠેકાણે જે માણસને ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત વીશેના કાયદા પ્રમાણે માજીસ્ત્રેટનો અધિકાર આપ્યો હોય તે માણસ સમજવો.

સને ૧૮૬૧ નો આક. ૨૫ કલમ ૧૯—"માજીસ્ત્રેટનો અધિકાર" એ શબ્દનો અર્થ માજીસ્ત્રેટનો પુર્ણ અધિકાર એવો સમજવો.

---

## સરકાર વિરૂદ્ધ રામા પ્રેમા.

તા. ૭ જાન્યુઆરી ૧૮૮૦

વા. ૪ }
પા. ૨૩૯ } આરોપિત સરકારી નોકર છતાં તેણે સાપરાધ વિશ્વાસઘાત કર્યો. એવા તોહોમત ઉપરથી

સુરતના આસીસ્ટંટ શેશન જડજ જી. ફુરડે તેનો ઇનસાફ કરી આરોપિતે અપરાધ કબુલ કર્યાથી તેને ચાર વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા કરી તેની મંજુરી મેળવવા આ કામ સુરતના શેશનજડજ એમ. એચ. બર્ડઉડ તરફ મોકલ્યું. શેશનજડજે તે શિક્ષા વધારી પાંચવર્ષની શિક્ષા આપી.

રિટર્નની તપાસણી ઉપરથી એવો પ્રશ્ન આ કામમાંથી થયો કે "ક્રી. પ્રો. કો. કા. ૧૮ ની રકમ ૨ પ્રમાણે મંજુરી માટે આસીસ્ટંટ શેશનજડજે જે કામ શેશનજડજ તરફ મોકલ્યું હોય તેમાં તે શિક્ષા વધારવાનો શેશનજડજને અધિકાર છે કે નહી?"

સદરહુ પ્રશ્નનો વિચાર કરવા આ કામના કાગળપત્રો હાઇકોરટે મંગાવી ઠરાવ કર્યો કે—

ક્રી. પ્રો. કો. કા. ૧૮ ની રકમ ૨ માં "કંફર્મ" એવો જે શબ્દ છે તેમાં શિક્ષા જાસ્તી વધારવાના અધિકારનો સમાવેશ થતો નથી. અને એટલા માટે આસીસ્ટંટ શેશન જડજે ત્રણ વરસથી જાસ્તી મુદતની કેદની સજા કરી

હોય તે શિક્ષાની મંજુરી વખતે તે વધારવાનો શેશન જડજને અધિકાર નથી માટે આ કામમાં શેશનજડજે વધારેલી શિક્ષા રદ કરી આસીસ્ટંટ શેશન જડજે કરેલી શિક્ષા કાયમ રાખવાનો અમે હુકમ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૮ સરકાર વિરૂદ્ધ બાળકૃષ્ણ રાવજીનો ફેસલો પાને ૨૭૪ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ અબદુલા.**

તા. ૮ જાનેવારી ૧૮૮૦

વા. ૪ } ચોરી કરવાના ઇરાદાએ ઘર ફોડ્યાનો, અને
પા. ૨૪૦ } રહેવાના ઘરમાં ચોરી કર્યાનો ગુન્હો આરોપિતે કબુલ કર્યાથી બેલગામના શેશનજડજ સી. એફ. એચ. શોએ આરોપિતને જન્મ દેશ નિકાલની શિક્ષા કરી. તે ઠરાવપર આરોપિતે અપીલ કરી. સદરહુ આરોપિતપર પ્રથમ ત્રણ વખત એવાજ ગુન્હા બદલ સાબિતી થઈ હતી.

સદરહુ આરોપિતનો ઇનસાફ પહેલાં આથણીના બીજા વર્ગના માજીસ્ત્રેટે કર્યો તેમાં તે અપરાધી છે એમ તેણે ઠરાવ્યું પરંતુ પોતાને જે શિક્ષા કરવાનો અધિકાર છે તે કરતાં આરોપિતને જ્યાદે શિક્ષા થવી જોઇયે એમ તે માજીસ્ત્રેટનો અભિપ્રાય હોવાથી તેણે આ કામનું પ્રોસીડીંગ ક્રી. પ્રો. કો. કા. ૪૬ પ્રમાણે બેલગામના જીલ્લા માજીસ્ત્રેટ પાસે મોકલ્યું. આરોપિત હમેશ ગુન્હો કરનારો છે સબબ તેને શેશનમાં, ઇનસાફ કરવા માટે મોકલવો જોઇયે એમ તે જીલ્લા માજીસ્ત્રેટનો અભિપ્રાય હોવાથી તેણે તે પ્રમાણે હુકમ કર્યો.

સદરહુ પ્રમાણે કમિટ કરવાના કાયદેસર પણા વિશે શેશન જડજને સંશય આવ્યો તોપણ તેણે તે કામ લઈ ઇનસાફ કર્યો અને ઉપર પ્રમાણે શિક્ષા કરી તેથી અપીલમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે—

ક્રી. પ્રો. કો. કા. ૪૬ માં "હુકમ" એવો જે શબ્દ છે તે "ઠરાવ કીંવા શિક્ષાનો હુકમ" એ શબ્દને મળતો હોવાથી તે શબ્દનો અર્થ "આખરનો હુકમ" એવો થાયછે; માટે જ્યાદે શિક્ષા થવા વાસ્તે સબોરડીનેટ માજીસ્ત્રેટે જે માજીસ્ત્રેટ પાસે કોઈ કામ મોકલ્યું હોય તે માજીસ્ત્રેટે તે કામનો જે નિકાલ કર્યા બદલ હુકમ કર્યો હોય તે હુકમ, એવો અર્થ થાયછે. તે કામ શેશનમાં મોકલવા યોગ્ય છે કે નહી એ સંબંધે જે તેને મુખત્યારી ચલાવવાની હોય તે મુખત્યારીને અને કામ ઈનસાફ થવા માટે કમીટ કરવાનો જે તેને કા. ૧૪૩ ઉપરથી અધિકાર મળ્યો હોય તે અધિકારને તે ઉપરથી બાધ આવતો નથી. માટે આ કામમાં આરોપિતની તે તકરાર નામંજુર કરી કજીઆના ગુણદોષ ઉપરથી હમો તેને દશ વર્ષની કાળા પાણીની સજા કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૬ બેલગામના શેશન જડજના પત્ર નંબર ૮૦ થી થયેલો ઠરાવ પાને ૨૯૨ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૧૪૩. ડિસ્ત્રિકટનો માજીસ્ત્રેટ, અથવા ડિસ્ત્રિકટના ભાગનો કોઈપણ માજીસ્ત્રેટ અથવા. ૧લા વર્ગનો કોઈપણ માજીસ્ત્રેટ, અથવા શેશન કોર્ટમાં ઈનસાફ થવાસારૂ ગુન્હેગારોને કમિટ કરવાનો જે માજીસ્ત્રેટને યોગ્યરીતે અધિકાર આપ્યો હશે તે માજીસ્ત્રેટ, શેશન કોર્ટથી ઈનસાફ થઈ શકે તેવા કોઈ ગુન્હા બાબત હરકોઈ માણસને તે કોર્ટમાં કમિટ કરવાને મુખત્યાર છે.

---

**સરકાર વિરૂદ્ધ પોપટ નથુ**

તા. ૧૭ ડીસેમ્બર ૧૮૭૬

વા. ૪ } ધંધુકાના સબોરડીનેટ જડજ રાવ સાહેબ
પા. ૨૮૭ } લાલશંકરની કોર્ટમાં એક દાવો ચાલતો હતો

તેમાં આરોપિત પોપટનો બાપ નથુ એ વાદી હતો અને બુલાખી નામનો એક માણુસ પ્રતિવાદી

હતો. તે દાવો હીસાબ કરી જે બાકી કડાયલી તેનો હતો. જે હીસાબ ચોપડામાં લખ્યો હતો તે આરોપિતના હાથનો લખેલો હતો તેથી તે ચોપડા હાજર કરવા અને શાક્ષી આપવા આરોપિતપર સમન્સ કર્યાં. ચોપડા બનાઉ છે એમ પ્રતિવાદીએ તકરાર કરી.

સબોરડીનેટ જડજે ક્રી. પ્રો. કો. કા. ૪૭૪ના આધારે તે વાતની ચોકશી કરી તે પુરી કરી, અને બાપ, દીકરાને અમદાવાદની શેશન કોર્ટમાં ઈનસાફ થવા માટે કમિટ કર્યા.

શેશન કોર્ટમાં આરોપિતપર પી. કો. કા. ૪૬૩ પ્રમાણે બનાઉ લેખ કર્યાના પાંચ તોહોમતની અને કા. ૪૭૧ પ્રમાણે બનાઉ લેખ ખરા દાખલ વાપર્યાના તોહોમતની ચોકશી થઈ તેમાં તે સર્વે તોહોમતમાંથી તેઓ મુક્ત થયા કારણ કે બનાઉ લેખ કર્યાના પહેલા પાંચ અપરાધ આરોપિતે ક્રી. પ્રો. કો. કા. ૪૭૪ પ્રમાણે તે દિવાની કોર્ટની રૂબરૂ નહી કર્યાથી તે બદલ આરોપિતને ઈનસાફ થવા માટે શેશન કોર્ટમાં મોકલવાનો તે સબોરડીનેટ જડજને અધિકાર નહોતો, અને ૬ ઠા તોહોમતને સંબંધે આરોપિત પોપટ એ કલમ ૪૬૯ના અર્થ પ્રમાણે તે દાવામાં પક્ષકાર ન હોવાથી કલમ ૪૭૧ પ્રમાણે તે શિક્ષાને પાત્ર નથી, એમ શેશન જડજે ઠરાવ્યું. સબોરડીનેટ જડજે આ કામ ઈનસાફ થવા માટે મોકલવામાં ગેરકાયદેશર કામ કર્યુંછે માટે તે કમિટ કરવું રદ કરી યોગ્ય અમલદારે તે કામ ઈનસાફ થવા માટે યોગ્ય અધિકારી પાસે મોકલવાનો હુકમ થવા આ કામ શેશન જડજે હાઇકોર્ટમાં મોકલ્યું.

તે ઉપરથી હાઇકોર્ટે ઠરાવ્યું કે—પ્રથમ ચોકશી પુરી કર્યા પછી કામ ઇનસાફ થવા માટે શેશનકોર્ટમાં મોકલવાનો દિવાની કોર્ટને ક્રી. પ્રો. કો. કા. ૪૭૪ ઉપરથી અધિકારછે. અને તે અધિકાર જે અપરાધ દિવાની કોર્ટની રૂબરૂ થયો હોય અને જે તોહોમતનો ઇનસાફ કરવાનો અધિકાર માત્ર શેશનકોર્ટને હોય તે અપરાધની

બાબતમાં માત્ર તે કલમ લાગુછે.

કા. ૪૭૧ એ અધિક બ્યાપક સ્વરૂપના કામને લાગુ છે, એટલે કલમ ૪૬૭,૪૬૮ અને ૪૬૯ માં કહેલા પ્રકારના કામને લાગુછે, અને તે કામની ચોકશી કરવાનો દિવાનીકોર્ટને અધિકારછે એટલુંજ નહિ પણ કોઈપણ દિવાની કીંવા ફોજદારી કોર્ટને ચોકશી કરવાનો અધિકારછે. અને પછી તે કોરટને, શેશનકોર્ટમાં ઇનસાફ થવા માટે મોકલવાનો અધિકાર હોય કીંવા ન હોય તોપણ હરકત નથી. પરંતુ તે કામની ચોકશી કરવાને પુરતુ કારણ છે એવું તે કોરટને દેખાય એટલે બસછે. અને તેવા કામમાં કોરટે કામ કેમ ચલાવવું એની રીત એવી કહી છે કે, જે ચોકશી અગાઉ કરવી જરૂર હોય તે કર્યા પછી સદરહુ પ્રકારની કોરટે તે કામ ઇનસાફ કરવા માટે શેશનકોર્ટમાં મોકલવાનો પોતાને અધિકાર હોયતો પોતે તે કામ મોકલવું કીંવા જે માજીસ્ત્રેટને તે કામની ચોકશી કરવાનો કીંવા તે કામ ઇનસાફ માટે શેશનકોર્ટમાં મોકલવાનો અધિકાર હોય તે માજીસ્ત્રેટ પાસે મોકલવું.

શબબ હાઈકોર્ટે શેશનજડજનો અભિપ્રાય કાયમ રાખ્યો અને હુકમ કર્યો કે શબોરડીનેટ જડજનું કમિટ કરવું રદ થયું તેથી ધંધુના શબોરડીનેટ જડજની મંજુરી લેઈને આરોપિતપર આગળ ઉપર બીજુ એકાદ કામ ચાલે તેને આથી બાધ આવતો નથી.

---

ક્રી.પ્રો.કા. ૪૬૮ સરકારવિરૂદ્ધ પરસાપા માહાદેવ આપાનો ફેસલો પાને ૩૦૧ છે તે નીચે જુઓ.

ક્રી. પ્રો. ૪૬૯ કલમ પુનાના માજીસ્ત્રેટના પત્ર નંબર ૧૪૩૧ થી થયલો ઠરાવ પાને ૨૩૫ મે છે તે નિચે જુઓ.

ક્રી પ્રો. કો. કા. ૪૭૧ થાણાના શેશન જડજનો પત્રનંબર ૪૪૧૪ ઉપરથી થયલો ઠરાવ પાને ૨૩૭ મે છે તે નિચે જુઓ.

પ્રી. કો. કા. ૪૬૩ પુનાના માજીસ્ત્રેટના પત્રનંબર૧૪૩૧

થી થયલો ઠરાવ પાને ૨૩૫ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૪૭૧ જે લેખ બનાવટનો લેખછે એમ પોતે જાણતો હોય અથવા એમ માનવાનું પોતાને કારણ હોય એવો કોઈ લેખ જે માણસ ખરાદાખલ દગલબાજીથી અથવા બદદ્યાનતથી વાપરે તે માણસને જાણે તેણે તે લેખ ખોટો બનાવ્યો હોય,એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

ક્રી. પ્રો. કો. કા. ૪૬૭—પીનલકોડના ૧૦મા બાબમાં કહેલા જે ગુન્હાઓને આ આકટની ૪૩૫મી ૪૩૬ મી કલમ લાગુ નહિ હોય તેવા કોઇપણ ગુન્હાની ફરિયાદ કોઇપણ ફોજદારી કોર્ટમાં સાંભળવી નહિ, પણ જેનું લાગતુવળગતુ હોય તે સરકારી નોકર અથવા તેનો ઉપરી અમલદાર મંજુરિયત આપે અથવા ફરિયાદ કરેતો તે ગુન્હાની ફરિયાદ કોઇપણ ફોજદારી કોરટે સાંભળવી.

આ કલમમાં લખેલી મના હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૯ તથા ૧૯૦માં બ્યાન કરેલા ગુન્હાઓને લાગુ નથી.

ક્રી. પ્રો. કો. કા. ૪૭૪ શેશનકોરટથી જડજનો ઇનસાફ થઈ શકે એવાં કોઇપણ કામમાં જે દીવાનીકોરટની આગળ એવા જે કોઈ ગુન્હો કરવામાં આવે તે કોરટ ચોકશી કરવાસાર તે કામ કોઈ માજીસ્ત્રેટ પાસે ન મોકલતાં તેની તપાસ પોતેજ પુરી કરવાને તથા તે તોહોમતવાળા સખસનો ઇનસાફ શેશનકોરટમાં થવાસારૂ તે સખ્શને કમિટ કરવાને અથવા તેનો જામીન લેવાને મુખત્યારછે.

આ કલમ પ્રમાણે ચોકસી કરવા સારૂ માજીસ્ત્રેટનો સઘળો અખત્યાર ચલાવવાને તે દિવાની કોર્ટ મુખત્યાર છે; અને સદરહુ પ્રકારની ચોકસીમાં જે કામ તે કોરટે ચલાવ્યું હશે તે કામ કોઈ માજીસ્ત્રેટે ચલાવ્યું છે એવું સમજવું.

કોઈપણ મુકદમો ચોકસી કરવા સારૂ તથા કમિટ કરવા સારૂ દિવાની કોરટે માજીસ્ત્રેટની પાસે મોકલ્યો હોય તો તે

લઇને તેનો તેણે નિકાલ કરવો જોઇયે, પણ દિવાની કોરટ કમિટ કરવાસારૂ મોકલે તો તે કોરટે પોતે ચોકસી પુરી કરવી જોઇયે.

---

## સરકાર વિરૂદ્ધ બી. કાંકડે

તા. ૧૨ ફેબ્રુઆરી ૧૮૮૦

વા. ૪ }
પા. ૨૯૮ } આરોપિત કાકડેએ સોલાપુરમાં પ્રગટ થતા એક અઠવાડીયાના પત્રનો એડીટર, છાપનારો અને પ્રસીધ કરનારો હતો. તેણે પોતાના એક અંકમાં એક આર્ટિકલ લખ્યો હતો તેમાં તેણે સોલાપુરના કલેકટરે એવો નિયમ કર્યો છે કે સરકારી નોકરીમાં પાસ થયા સિવાયના કોઇપણ માણસને રાખવો નહીં, એવો મજકુર લખી પછી કલેક્ટરની તીજોરીમાં વગર પાસ થયેલો કારકુન નિમ્યો હતો તેની નિમણોક બદલ ટીકા કરીછે. તે કારકુનનું નામ લખ્યું નથી પણ તેમાં તેનું એવું વર્ણન લખ્યુછે કે તે આર્ટિકલ ભિમરાવ શ્રીનીવાસને લાગુ થાયછે એમાં કાંઇજ સંશય રહેતો નથી. પછી તેજ આર્ટિકલમાં ભિમરાવની વર્ત્તણુક સંબંધી લખાણ છે એવું કે:—તેની ચાલ ચલણ વિશે તપાસ કર્યોછે કે કેમ? એજ માણસપર ફોજદારી કેશ ચલાવવાને માટે સોલાપુરના સબોરડીનેટ જડજે માજીસ્ત્રેટ તરફ કામ મોકલ્યું હતું તે કોઇના લક્ષમાં નથી કે કેમ? સબોરડીનેટ જડજે ચલાવેલો તુમાર દફતરે નથી કે કેમ? એની ખાત્રી તો કોણે કરી?

સદરહુ આર્ટિકલ કલેકટરની નજરમાં આવ્યો. અને ભીમરાવ પાસેથી તેણે સરકારી રીતે જવાબ માગી પછી તેને બરતરફ કર્યો.

બરતર્ફ કર્યાપછી તેણે આરોપિતપર સદરહુ આર્ટિકલના આધારે આબરૂ લીધાની ફરિયાદ કરી. મિસ્તર સ્ટુઅર્ડ માજીસ્ત્રેટે એમ ઠરાવ્યું કે "આરોપિતે તે આર્ટિકલમાં, કલેકટર સાહેબના એ હુકમ વિરૂદ્ધ ફરિયાદીને

કારકુનની જગાપર નિમ્યોછે એવો જે મજકુર લખ્યોછે તે તદન ખરોખર છે અને એ તેનો એ વિષય બદલનો ઈમાનથી આપેલો અભિપ્રાય છે, પરંતુ ફરિયાદીના સ્વરૂપ વિશે તેમાં મજકુર લખ્યાથી તે ટીકાને ખાનગી સ્વરૂપ એકદમ આવ્યું છે. આરોપિતે ફરિયાદીની ચાલ ચલણ બદલ લોકોના મનમાં આવવા માટે જેટલી ટીકા કરવી જરૂરની હતી તે કરતાં જ્યાદે ટીકા કરવાનો યત્નકર્યોછે."

સબબ આરોપિત એ આબ્રુ લેવાના ગુન્હા બદલનો અપરાધી છે એમ સોલાપુરના પહેલા વર્ગના માજીસ્ત્રેટ એ. બી. સ્ટુઅર્ડે ઠરાવી તેને રૂ૧૦૦) સોના દંડની અને તે ન આપ્યા બદલ બે માસની કેદ ભોગવવાની એવી શિક્ષા કરી.

તે તોહોમત અને શિક્ષા સોલાપુરના જોઈંટ શેશનજડજ જી. ડબ્લ્યુ વાકરે કાયમ કરી. તે ઉપરથી આરોપિતે હાયકોર્ટને આ અરજી કરીછે.

તેથી હાયકોરટે ઠરાવ કર્યો કે—સદરહુ મજકુરમાં જે હકીકત છે તે ખરી છે તેજ લખી છે તોપણ તે અપુરતી છે અને લોકોમાં ગેરસમજ થાય તેવીછે; અને આરોપિતપર ફોજદારીમાં કામ ચલાવવા વિશે થયેલો હુકમ પાછો લઈ લીધો હતો અને તેથી ફરિયાદીની ચાલ ચલણને કાંઈ નુકશાન થયું નહોતું એ વાત જ્યારે આરોપિતને માહિત હતી ત્યારે ફરિયાદીની ચાલ વિશે આરોપિતે આણેલો દોષ ઈમાનથી કીંવા લોક હીત માટે મુકયો હતો એમ તકરાર તે કરી શકતો નથી. પી. કો. કા. ૪૯૯ ની રકમ ર અને ૯ નો ફાયદો મળવા માટે આરોપિત ખાએશ બતાવે છે પરંતુ તેનો ફાયદો લેવાનો તેને હકછે એમ હમને દેખાતુ નથી. કારણકે એ અપવાદ ઈમાનથી અને લોકહિત વાસ્તે પ્રગટ કરેલા અભિપ્રાયને અને આરોપને લાગુ છે. ફરિયાદીપર ફોજદારીમાં કામ ચલાવવાનો હુકમ થયો હતો સબબ તેની ચાલ ચલણ વિશે તપાસ કરવા જોઈતો હતો એવો અભિપ્રાય આરો-

પિતે પ્રગટ કર્યા છે તે ઈમાને કરેલો હતો એમ દેખાતુ નથી કારણ કે તે બાબતની તપાસ કરવાની જરૂર નહોતી એ વાત આરોપિતને માહિત હતી અને આરોપિતે જે મજકુર લખ્યોછે તે જોકે ખરોછે તોપણ તે અધુરો છે અને તેથી લોકની ગેર સમજ થવા સરખુ છે. માટે તેવો મજકુર લખવો એ કૃત્ય લોકહિત વારતે કર્યું એમ થતુ નથી માટે માજીસ્ત્રેટના હુકમમાં હાથ નાખવાનું કારણનથી.

---

પી. કો. કા. ૪૯૯ તેનો અપવાદ ર અને ૯ સરકાર વિરૂદ્ધ ફીકાભાઈ પરભુદાસનો ફેસલો પાને ૩૭ મે છે તે નિચે જુઓ.

---

**મુબાઈ સરકાર વિરૂદ્ધ ગોસાવીની સ્ત્રી બાઈ ગંગા**

તા. ૨૦ જાન્યુઆરી ૧૮૮૦

વા. ૪ }
પા. ૩૩૦ }

આરોપિત ગંગા એ એક ગોસાવી નામના હીંદુની સ્ત્રી. છે. તેણે મુસલમાની ધર્મ સ્વિકાર્યો અને પછી કાસીમ નામના મુસલમાન સાથે તેણે વિવાહ કર્યો. તેનો પહેલો ધણી જીવતો છતાં તેણે બીજું લગ્ન કર્યું તેથી તેનાપર પી. કો. કા. ૪૯૪ પ્રમાણેનું તોહોમત રાખી તેની તપાસ થાણાના આસીસ્ટંટ શેશન જડજ સી. ઈ. જી. કાફર્ડ એ કરી. તેમાં તેને ગુન્હો શાબિત જણાયાથી આરોપિતને તા.૧૮ જુલાઈ ૧૮૭૯ ને રોજ ત્રણવર્ષની સખત મજુરીની કેદની શિક્ષા કરી.

આરોપિતે તે ઠરાવપર શેશનજડજને અપીલ કરી તેમાં મિ૰ કાગલને આરોપિતપરનું તોહોમત અને શિક્ષા રદ કર્યાં. એવા કારણથી કે ગંગાએ મુસલમાની ધર્મ સ્વિકાર્યાથી તેનો પહેલો સંબંધ જે હીંદુ ધણી સાથે હતો તે નહિ જેવો થયો; અને તેણે જે વખતે હાલના ધણી કાસમ જોડે વિવાહ કર્યો તે વખતે તે મુસલમાન હતી; કેમકે તે મુસલમાન થઈ ત્યારે તે હિંદુની બઈરીછે એમ

કહેવાય નહિ. તેથી મુસલમાન સ્ત્રી તરીકે હવે શરેહ પ્રમાણે કાસીમ સાથે વિવાહ કરવાનો તેનો હક હતો. તો તેમ કરવામાં તેણે ગુન્હો કર્યોછે એમ થતું નથી. તેથી આરોપિતને છોડીદેવાનો શેશનજડજે ઠરાવ કર્યો.

શેશનજડજે આરોપિતને છોડીદેવા માટે કરેલા હુકમપર સરકારે અપીલ કરી. સરકારી વકીલે આ અપીલની તકરાર કરતી વખતે એમ કહ્યું કે ગંગાને છોડીદેવા બદલ શેશનજડજે કરેલા હુકમપર સરકારે આ અપીલ કરીછે તે ગંગાને શિક્ષા થવા માટે કરેલી નહિ છતાં તે કામનો પ્રશ્ન મોટા મહત્વનો હોવાથી હાઇકોર્ટમાંથી અધિકારની રીતે ઠરાવ થવા માટે કરીછે.

તે ઉપરથી હાઇકોરટે ઠરાવ્યું કેઃ—

જે પ્રશ્નનો અમારે વિચાર કરી ઠરાવ(નીકાલ)કરવાનો છે તે એવો કે, "કોઈ હિંદુ સ્ત્રી મુસલમાનીનો ધમ સ્વિકાર્યાસુધી, પોતાના હિંદુ ધણી પાસે રહેતી હોય, છતાં તેને મુસલમાની ધર્મ સ્વિકાર્યો હોય તો તેટલા ઉપરથી તેના તે હીંદુ ધણી સાથેનો વિવાહ સંબંધ નહિ જેવો થયોછે કે કેમ?

એ પ્રશ્નનો જવાબ અમારે નાસ્તી પક્ષે આપવો જોઇયે એવો અમારો અભિપ્રાયછે આ પ્રશ્નના સંબંધે જે કાંઈ કહેવાયછે તે અમે સર્વે જોયાછે પરંતુ તે ઉપરથી વિરૂદ્ધ ઠરાવ કરવાને એકપણ આધાર દેખાતો નથી.

કોઈ હીંદુ જાતીની બહારી મુસલમાની ધર્મ સ્વિકારે, તો તેટલા ઉપરથી તેનો તેના ધણી સાથે જે વિવાહ સંબંધછે તે નહિ જેવો થયોછે એમ થતુ નથી. માટે તેનો ધણી જીવતોછે ત્યાંહાંસુધી તેને બીજા સાથે વિવાહ સંબંધ કરવાનો અધિકાર નથી. શબબ તેણે એકાદ મુસલમાન જાતના માણસ સાથે નિકા કીધો હોય તો તેણે ઈ. પી. કો. કા. ૪૯૪ પ્રમાણે ગુન્હો કર્યો એમ થાય છે.

તેથી શેશનજડજનો હુકમ અમે રદ કરીએ છીએ.

એટલે આસીસ્ટંટ શેશન જડજે ત્રણ વર્ષની સખ્ત મજુ-
રીની કેદની આપેલી શિક્ષા કાયમ રહેશે. પણ ગંગાને
આપેલી શિક્ષા સખ્તછે તે કાયમ રાખવાને સરકારી
વકીલ કહેતો નથી અને ગંગા તા.૧૮ જુલાઈથી તા.૨૯
અગષ્ટ સુધી તુરંગમાં હતી અને તે આજ પાંચ માસથી
જામીન ઉપર તુરંગ બહારછે એ વાત મનમાં આણીને,
જે તારીખે તેને પકડીને ફરી તુરંગમાં ઘાલવામાં આવે
તે તારીખથી છ મહિનાની મુદત કરતાં જેટલી શિક્ષા
વધારે આસીસ્ટંટ શેશન જડજે કરીછે તે કમી કરીને
ફરી પકડ્યા તારીખથી છ મહિના સુધીની કેદની શિક્ષા
ભોગવવાનો અમે હુકમ કરીએ છીએ.

---

પી. કો. કા. ૪૯૪ —સરકાર વિરૂદ્ધ રામા શેના વિગે-
રેના ફેસલો પાને ૨૨૧ મેછે તે નિચે જુઓ.

---

## સરકારવિરૂદ્ધ ભગવાન દેવરાજ.

તા. ૨૭ ફેબ્રુઆરી ૧૮૭૯

વા. ૪
પા. ૩૫૭ } આરોપિત એ સરકારી નોકર છતાં કોઇને કાયદા પ્રમાણે જે શિક્ષા થવાની તે થાય નહિ એમ તેને માહિત છતાં, તેણે પોતાનું
સરકારી કામ કઈ રીતે ચલાવવું એ વિશે કાયદામાં કહેલો
હુકમ તોડ્યો, તેથી તેના ઉપર પી. કો. કા ૨૧૭ પ્રમાણે
મિસ્તર રીડકે જે અમદાવાદનો પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ
હતો તેણે તોહોમત શાબિત કરી તેને ૨૧૦૦) સોના દંડની
અને તે ન આપેથી ત્રણ મહિનાની સખ્ત મજુરીની
કેદની શિક્ષા કરી. આરોપિત(પોલીશપટેલ)ના ગામમાંથી
એક ઘોડાપર બેઠેલી ચોરોની ટોળી ગઈ. આરોપિત એ
પોલીશ પટેલ હોવાથી ચોરોને પકડવાના કામમાં મદદ
કરવાની તેની ફરજ છતાં તેણે તેમ કર્યું નહિ. તેથી પો-
લીશ પટેલ ઉપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી
સરકાર પાસેથી લીધા સરકારે અધિકાર આપેલા એકાદ

અમલદાર પાસેથી લેવી જરૂર હતી. તે લીધી નથી એમ શેશન જડજ ઠાગોરને દેખાયાથી તેણે તોહોમત અને શિક્ષા રદ કર્યા.

તે ઠરાવ ઉપર મુંબાઈ સરકારે આ અપીલ કરી હતી.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે શેશન જડજનો હુકમ આ કોર્ટ રદ કરેછે. પોલીસ પટેલે ગેરવર્તણુક કરીછે એમ સાબિત થયાથી, પોલીસ કમીશનરની મંજુરી લઇને તેને તેના કામ ઉપરથી દુર કરવાનો પેહેલા વર્ગના માજીસ્ત્રેટને અધિકાર છે. સબબ આ કામને ક્રી. પ્રો. કો. કા. ૪૯૯ લાગુ પડતી નથી. તેથી શેશન જડજનો હુકમ રદ કરી આ કામનો ફેસલો ગુણદોષ ઉપરથી કરવાનો શેશન જડજને હુકમ કરીએ છીએ.

---

ટીપ. મુંબાઇના સને ૧૮૬૭ ના આકટ ૮ ની કા. ૯ કે જે મુંબાઈના સને ૧૮૭૯ ના આકટ ૧ ઉપરથી સુધરી છે તેપર આ ઠરાવનો આધાર છે. અને તે સુધારેલી કલમ નિચે પ્રમાણે છે.

સને ૧૮૭૯ ના મુંબાઈ આકટ ૧ ની કા. ૨:—

સને ૧૮૬૭ના મુંબાઈના ગામની પોલીસના આકટની નવમી કલમને બદલે હેઠલ લખેલી કલમ દાખલ કરવી.

"પોલીસ પટેલ અથવા ગામના ચાકરોમાંથી જે માણસ પોલીસનું કામ કરવા સારૂ બોલાવવાને પાત્ર હોય તે માણસ પોલીસનું કામ કરવામાં દુર્લક્ષ અથવા ગફલત કરશે તો પેહેલા વર્ગના હરકોઈ માજીસ્ત્રેટના હુકમ ઉપરથી તેના હુદાના વાર્ષિક વેતનના ઘણામાં ઘણા ચતુર્થાંશ જેટલી રકમ સુધી દંડને તે પાત્ર થશે.

સદરહુ પ્રકારના માજીસ્ત્રેટનાં મત પ્રમાણે વત્તી શિક્ષા કરવા લાયક હોય એવી કર્તવ્યકર્મ વિરૂદ્ધ ચાલ ચાલ્યાનું અથવા કાનુન તોડ્યાનું અથવા બીજી ગેરચાલ ચાલ્યાનું તોહોમત તેની ઉપર (પોલીસ પટેલ ઉપર અથવા ગામના ચાકરોમાંથી કોઈ માણસ ઉપર) આવ્યું હશે તો તે તોહો-

મતની ચોકશી ચાલતી હશે તે મુદતમાં તેને હુદા ઉપરથી સસ્પેંડ કરવાનો અધિકાર તે માજીસ્ત્રેટને છે. અને સદરહુ પ્રકારની ચોકસી પુરી થયા પછી હેઠળ લખેલો શિક્ષા કરવા લાયક ગેર ચાલનો તે તકશીર વારછે એવું સદરહુ માજીસ્ત્રેટને લાગે તો ઘણામાં ઘણા છ મહિનાની બીજી મુદત સુધી તેને હુદ્દાપરથી સસ્પેંડ કરવાનો અથવા તેને બરતરફ કરવાનો અધિકાર તે માજીસ્ત્રેટને છે. પણ એવું ઠરાવ્યું છેકે પટેલના દરજાના કોઈ માણસને પોલીસ કમિશનરની મંજુરી વગર આ કલમ પ્રમાણે બરતરફ કરવો નહીં."

ક્રી. પ્રો. કો. કા. ૪૬૬ સરકાર વિરૂદ્ધ વિરબસાપાનો ફેસલો પાને ૨૭૭ મે છે તે નિચે જુઓ.

પી.કો. કા. ૨૧૭ સરકાર વિરૂદ્ધ બાબનખાન મ્હસકોનો ફેસલો પાને ૩૨૧ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ ઇરબસાપા.

તા. ૨૯ એપ્રીલ ૧૮૮૦

વા. ૪ }
પા. ૪૭૯ } એક પોલીસ પટેલની આગળ સને ૧૮૬૭ ના આકટ ૮ની કલમ ૧૩ પ્રમાણે ચોકશી ચાલતી હતી તે વખતે તે કામમાં આરોપિતની શાક્ષી આપવામાં આવી અને ફરિયાદી તરફથી તેની શાક્ષી તે પોલીસ પટેલે શોગન ઉપર લીધી. ફરિયાદીને બુદ્ધિપુર્વક વ્યથા કર્યા બદલ તેણે ચાર સખ્ખસોપર તે આરોપ મુક્યો હતો તે જબાની રીત પ્રમાણે સબોરડીનેટ માજીસ્ત્રેટ પાસે મોકલવામાં આવી, અને તે માજીસ્ત્રેટે તે કામનો ઇનસાફ કર્યો. આરોપિતે પોલીસ પટેલની રૂબરૂ જે મજકુર કહ્યો હતો તેથી વિરૂદ્ધ મજકુર તેણે તે માજીસ્ત્રેટની રૂબરૂ કહ્યો માટે માજીસ્ત્રેટે તે કામના આરોપિતને છોડી દીધો; અને આરોપિતે પોતાની રૂબરૂ યા પોલીસ પટેલની રૂબરૂ ખોટી શાક્ષી આપીછે એવા કારણથી તેનાપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરીઆપી.

તે ઉપરથી ધારવાડના પેહેલા વર્ગના માજીસ્ત્રેટની રૂબરૂ આરોપિતનું કામ ચાલ્યું તેમાં તેણે આરોપિતને ૭ મહિનાની સખત મજુરીની કેદની શિક્ષા કરી.

ધારવાડના શેશન જડજે આ કામની ચોકશી કરી તે વખતે તેના મનમાં નિચેના પ્રશ્ન ઉત્પન્ન થયા.

૧ આરોપિતે પોલીસ પટેલની રૂબરૂ કહેલો મજકુર ખોટી શાક્ષીનો ગુન્હા થઈ શકે કે નહીં ?

૨ અને તે બદલ પી. કો. કા. ૧૯૩ પ્રમાણે તેને શિક્ષા થઈ શકે કે નહીં ?

૩ પોલીસ પટેલ એ તે માજીસ્ત્રેટના (મામલેતદારના) તાબાનો ન હોવાથી તેની રૂબરૂ આરોપિતે ખોટી શાક્ષી આપ્યા બદલ આરોપિતપર ફોજદારીમાં કામ ચલાવવાની તે માજીસ્ત્રેટે મંજુરી આપી તે ક્રી. પ્રો. કો. કા. ૪૬૮ ઉપરથી બરોબર છેકે નહીં ?

સદરહુ પ્રશ્નની બાબતમાં શેશન જડજે પોતાનો અભિપ્રાય નકારમાં જણાવી આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી તે કોરટે ઠરાવ્યું કે—

આ કામના પ્રોસીડીંગ ઉપરથી એકાદ ગેરકાયદાનો પ્રકાર થયો છે એમ દેખાતું નથી. કોઈ પોલીસ પટેલ મુંબાઈના સને ૧૮૬૭ ના આકટ ૮ ની કા. ૨૩ પ્રમાણે કામ કરતા છતાં તેમની આગળ શોગન ઉપર કોઈ ખોટો મજકુર કહે તો તેણે પી. કો. કા. ૧૯૧ પ્રમાણે ખોટી શાક્ષી આપી એમ થાયછે, અને કલમ ૧૯૩ ઉપરથી તે શિક્ષાને પાત્ર થાયછે. બીજી રીતે ક્રી. પ્રો. કો. કા. ૪૬૮ ઉપરથી જોતાં તે કલમમાં કહેલો અપરાધ કોઈ દીવાની કીંવા ફોજદારી કોર્ટ આગળ કરે તો તેના ઉપર ફોજદારીમાં કામ ચલાવવાને માત્ર મંજુરી જોઇયે. તેજ આકટની કા. ૪ માં "ફોજદારી કોર્ટ" ની જે વાખ્યા આપી છે તે ઉપરથી જોતાં પોલીસ પટેલ એ ફોજદારી કોર્ટ થતો નથી. સબબ આ કામમાં મંજુરી લેવાની મુળેજ

જરૂર નથી એમ દેખાય છે.

પી. કો. કા. ૧૯૩ પ્રમાણે કોઈ પોલીસ પટેલની રૂબરૂ ગુન્હો કર્યાછતાં તે ગુન્હેગાર ઉપર ફોજદારીમાં કામ ચલાવવા માટે મંજુરી આપવાની જરૂર નથી અને તેજ અમલદાર આગળ પી. કો. બાબ ૧૦ માં કહેલો એકાદ ગુન્હો કોઈએ કર્યા છતાં તેનો ઈનસાફ મંજુરી લીધા શિવાય કરાતો નથી ( જુઓ ક્રી. પ્રો. કો. કા. ૪૬૭ ) એ વાત ચમતકારીક છે એમાં સંશય નથી. પરંતુ હાલ એવીજ સ્થિતી કાયદાની છે એમ દેખાયછે.

માટે કામના કાગળપત્રને પ્રોસીડીંગ પાછુ મોકલીએ છીએ.

---

પી. કો. કા. ૧૯૩ સરકાર વિરૂદ્ધ જીજીભાઈ વજાનો ફેસલો પાને ૭૬ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૬૮ સરકાર વિરૂદ્ધ પરસાપા માહાદે આપાનો ફેસલો પાને ૩૦૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૬૭ સરકાર વિરૂદ્ધ પોપટ નથુનો ફેસલો પાને ૩૫૯ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪ માંથી "ફોજદારી કોર્ટ"ની વાખ્યા ઉતારીછે નિચે પ્રમાણે.

"ફોજદારી કોર્ટ" આ શબ્દનો અર્થ જે જડજ અથવા માજીસ્ટ્રેટ અથવા જડજોની અથવા માજીસ્ત્રેટની મંડળી હરકોઈ ફોજદારી મુકદમાની ચોકશી અથવા ઇનસાફ કરતી હોય અથવા ઇનસાફનું કાંઈ કામ ચલાવતી હોય તે દરએક જડજ અથવા માજીસ્ત્રેટ અથવા જડજોની અથવા માજીસ્ત્રેટની દરએક મંડળી એવો સમજવો, અને તે શબ્દોમાં સદરહુ પ્રકારના દરએક જડજનો અથવા માજીસ્ત્રેટનો અથવા જડજોની અથવા માજીસ્ત્રેટોની મંડળીનો સમાસ થાયછે એમ સમજવું.

પીનલકોડ કા. ૧૯૧—કોઈ સોગંદથી અથવા કાયદાના ખાસ ઠરાવથી સાચુ બોલવાને જે માણસ કાયદા મુજબ બંધાયલો હોય, અથવા કાંઇપણ બાબત સંબંધી કાંઈ

એકરાર કરવાને કાયદાથી બંધાયલો હોય, તે માણસ એવી કાંઈ વાત કહેકે જે ખોટી હોય, અને જે ખોટીછે એમ તે જાણતો કે માનતો હોય, અથવા ખરીછે એમ તે ન માનતો હોય, તો તે માણસે ખોટી શાહેદી આપી એમ સમજવું.

ખુલાસો. ૧લો. કાંઈ વાત મોહોડેથી કહી હોય અથવા કોઈ બીજી રીતે કહી હોય તોપણ તેને આ કલમના અરથ પ્રમાણેની વાત સમજવી.

ખુલાસો ૨ જો. સાહેદી આપનાર સખશ પોતાના માનવા બાબત જે ખોટી વાત કહે, તેનેપણ આ કલમના અરથ પ્રમાણેની વાત સમજવી અને જેમ જે વસ્તુ કોઈ સખશ જાણતો ન હોય, ને તે કહે કે હું જાણુછુ તેથી તે સખશ ખોટી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય તેમજ જે વસ્તુ તે માનતો નહિ હોય તે વિશે તે એમ કહે કે હું એમ માનુછુ તો તેથીપણ તે સખશ ખોટી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થઈ શકેછે.

મુંબાઈના સને૧૮૬૭ના આક્ટ ૮ની કા. ૧૩—

રકમ ૧લી. જે મુકદમામાં શિક્ષા કરવાનો પોતાને અધિકાર નહિ હોય તે મુકદમાની પોતાના કામના શબબથી પોલીશ પટેલને ચૌકશી કરવી પડે તે કરતી વખતે સાહેદીને બોલાવીને તેઓને પુછવાનો તથા તેઓની પાસે સત્યસ્મરણ પુર્વક પ્રતિજ્ઞા કરાવીને તેઓની જુબાની લેવાનો અધિકાર અને સંતાડેલી જણસોને માટે ઝાડો લેવાનો અધિકાર પોલીશ પટેલને છે. પણ રહેવાના ઘરનો ઝાડો ઘણીજ અગત્ય નહિ હોયતો પોલીશ પટેલે સુરજ આથમે ત્યારથી તે સુરજ ઉગે ત્યાંસુધી લેવો નહિ.

રકમ ૨ જી—ઝાડો લેવાસારૂ અથવા ફલાણું માણસ ગુન્હેગાર છે એવું લાગતું હોય તે માણસનો પીછો લેવા સારૂ બીજાં ગામની હદમાં જઈને કામ કરવાનો પણ અધિકાર પોલીસ પટેલને છે પણ તે બાબત તેણે તે ગામના પોલીસ પટેલને તાબડતોબ ખબર કરવી; અને

તે ગામના પટેલ થાય તેટલી તેને મદત કરવી. અને ઝાડો લેવાનું અથવા પાછળ દોડવાનું કામ ચલાવવાનો જોખમ તે બીજાં ગામના પટેલને માથેછે.

---

## સરકાર વિરૂદ્ધ શંકર.

તા. ૧૯ જુલાઈ ૧૮૮૦

| | |
|---|---|
| પા. ૪<br>પા. ૬૫૭ | આરોપિત ઉત્તર કાનડા પ્રાંતના સીધાપુર તાલુકાના જંગલનો અધિકારી હતો. સરકારી જંગલમાંથી લાકડુ વેચવું તથા ખરીદ |

દારને લાકડાની કીમ્મતની પહોંચ આપવી એ તેનું કામ હતું. તે પહોંચમાં કેટલું લાકડું વેચવામાં આવ્યું અને તેની શી કીમ્મત ઉપજી તે બતાવવું એમ હુકમ હતો. તોહોમતદારે આ કામ બજાવવાની અંદર તા. ૧૭ ફેબ્રુઆરી ૧૮૭૯ ને રોજ તે જંગલમાંના એક ઝાડનું લાકડું લીલામમાં એક રામયા નામના સખસને વેચ્યું, તેની રશીદ (પહોંચ) તેણે તેને નિચે પ્રમાણે આપી હતી.

"રામયા ઉરફે પરમાયાએ એક શીશમના લાકડાનો કકડો ખાંડી ૦-૧-૩-૯ રૂ૨-૮-૦ માટે ખરીદ કર્યો છે ને તેને લીલામ આસીસ્ટંટ કનસરવેટર ઓફ ફોરેસ્ટસ સ્ટોખી સાહેબે મંજુર કર્યાથી તે લાકડુ રામયાને હવાલે કરવામાં આવ્યું છે."

ત્યારપછી તા. ૧૯ સપટેમ્બરને રોજ સીધાપુરના આકટીંગ મામલતદારને ખબર મળવા ઉપરથી તે રામયાના ગામગયા ને જે લાકડુ વેચવામાં આવ્યું હતુ તે રામયાના કબજામાં માલુમ પડ્યું તેની અજમાએશ કરી. વેચવામાં આવેલું લાકડું રસીદમાં બતાવ્યા કરતાં વધારે છે એવો વહેમ બતાવ્યાથી તે મામલેતદારે રામયા પાસેથી તે રસીદ લીધી અને બીજેજ દિવસે તેમા મલેતદારે સીધાપુરના કાયમ મામલેતદારને ચાર્જ સોંપ્યો તે વખતે તેણે તે રસીદ પણ કાયમ મામલેતદારને આપી. થોડોક વખત વિત્યા બાદ તે મામલેતદારે જંગલ

ખાતાનો જે રોજમેળ તેમની ઓફીસમાં રાખવામાં આવતો તે તેમણે તપાસ્યો અને તા. ૭ ફેબ્રુઆરી ૧૮૭૯ ને રોજ લીલામ થયું તે તારીખમાં ૦-૧-૩-૯ ની રકમ ફેરવીને ૨-૧-૩-૯ ની રકમ કરી હતી. તેથી આ ફેરફાર આરોપિતે કર્યાબદલ તેનાપર પીનલકોડ કલમ૪૬૪ પ્રમાણે ખોટો દસ્તાવેજ બનાવ્યાનું તોહોમત સાબિત ગણી તેને અરાડમાસ શખ્ત મજુરીની કેદની અને ૨૨૦૦) ના દંડની શિક્ષા કરી હતી.

તોહોમતદારે હાઇકોર્ટમાં અપીલ કર્યાથી હાઇકોરટે ઠરાવ્યું કે અગાઊ ગફલત કરી હોય ને તે ગફલત કપટની વાપ્યામાં આવતી નહી હોય તે ગફલતનું કૃત્ય છુપાવવાને માટે દફતરમાં ખોટું લખ્યું તો તે કૃત્ય પીનલકોડની કા. ૪૬૩ અને ૪૬૪ માં બતાવ્યા પ્રમાણે ખોટો દસ્તાવેજ બનાવ્યો કહેવાય નહીં.

---

પી. કો. કા. ૪૬૩ પુનાના જીલ્લા માજીસ્ટ્રેટના પત્ર નંબર ૧૪૩૧ નો આવ્યાથી થયેલો ફેસલો પાને ૨૩૫ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૪૬૫ સરકાર વિરૂદ્ધ ભવાનીશંકર વિગરેનો ફેસલો પાને ૭૨ મે છે તે નિચે જુઓ.

---

## વોલ્યુમ ૫ મુ.

### સરકાર વિરૂદ્ધ બાલા પટેલ.

તા. ૭ એપ્રીલ ૧૮૮૦

વા. ૫ }
પા. ૬૩ } આરોપિતપર પી. કો. કા. ૪૧૨ મુજબ ચોરેલી મિલકત જાણીબુજીને લેવા બદલનું, અને એક બયાજી નામના માણસપર પી. કો. કા. ૩૯૫ મુજબ ડાકાઇટી બદલનું, તોહોમત રાખી તેઓને, તપાસને માટે સતારાના ફર્સ્ટ કલાસના માજીસ્ટ્રેટે શેશન કોર્ટમાં કમીટ કર્યા.

બયાજીએ થર્ડ કલાસ માજીસ્ત્રેટની રૂબરૂ તથા કમીટીંગ માજીસ્ત્રેટની રૂબરૂ એવી કબુલાત આપી હતી કે ડાકાઇટીમાં ચોરેલા સોનાના તથા રૂપાના કેટલાક કડકા મેં બાલા પટેલને (આરોપિત) આપ્યા હતા.

બાલાપટેલને જે વખતે પકડ્યો તે વખતે તેના કબજામાં એક સોનાની વીંટી તથા એક રૂપાનુ હાથનું સાંકળુ માલમ પડ્યું હતું.

એ બાબતમાં એક સોનીએ એવી સાહેદી આપી કે બાલાપટેલે મને સોનાના તથા રૂપાના કેટલાક કડકા આપ્યા હતા તેની મેં તેને એક સોનાની વીંટી અને એક રૂપાનું સાંકળુ કરી આપ્યું હતું.

બયાજીએ ગુન્હો કબુલ કર્યાથી શેશન કોરટે તેને દસ વરસ દેશનિકાલની શિક્ષા કરી હતી. અને આરોપિત બાલા પટેલે ગુન્હો કબુલ નહીં કર્યાથી શેશન કોરટે તેની તપાસ કરી બયાજીની કબુલત ઉપરથી અને સોનીની જુબાની ઉપરથી તેને ગુન્હેગાર ઠરાવી તેને ત્રણ વરસના સખ્ત કેદખાનાની તથા રૂ ૨૦૦) ના દંડની શિક્ષા કરી.

તેથી આરોપિતે હાઇકોર્ટમાં અપીલ કર્યાથી ઠરાવ કર્યો કે—

બયાજી તથા બાલા પટેલની એકજ ગુન્હાને માટે એકઠી તપાસ ચાલી નથી તેથી કરીને બયાજીએ આપેલી કબુલત, પુરાવાના આકટની કા. ૩૦ ઉપરથી બાલા પટેલની વિરૂદ્ધ પુરાવામાં લઇ શકાતી નથી તેથી શેશન કોરટે કરેલી શિક્ષા રદકરી.

---

પી. કો. કા. ૪૧૨ શરકાર વિરૂદ્ધ ગોપાળ વલદે પરશુરામ વીગેરેનો ફેસલો પાને. ૧૬૪મે છે તે નિચેજુઓ.

પી. કો. કા. ૩૯૫ સરકાર વિરૂદ્ધ કાલુ પાટીલ અને બીજાનો ફેસલો પાને ૧૦૬મે છે તે નિચેજુઓ.

પુરાવાના આકટની કા. ૩૦ સરકાર વિરૂદ્ધ અમૃતા ગોવિંદાનો ફેસલો પાને ૬૯મે છે તે નિચેજુઓ.

---

**સરકાર વિરૂદ્ધ જાફર તલબ.**

તા. ૨૨ સપટેમ્બર ૧૮૮૦

વા. ૫ } મુંબાઈ મ્યુનીસીપાલિટીના સને. ૧૮૭૨ તથા
પા. ૮૫ } ૧૮૭૮ના આકટની કા. ૭૪ ની રકમ ૧ તથા

૨ ની રૂઇયે મુંબાઈ શેહેરને માટે મ્યુનિસિપાલ કમીશનરોને જે અખતાર આપેલોછે તે અખતારની રૂએ આરોપિતને તા. ૧ અકટોમ્બર ૧૮૭૯ ના રોજની એક નોટિસ આપી હતી. તેમાં એમ ફરમાવ્યું હતું કે, "તેના ઘરનું વાર્ષિક ભાડુ કેટલું આવેછે તે વિશેનું એક લખી-તવાર ખરેખરૂ પત્રક ભરી આપવું. નોટિસ પોંચ્યા પછી એક અઠવાડીયામાં તે પત્રક ભરી આપવાને જો તે કસુર કરશે તો કા. ૭૪ની રકમ ત્રણ મુજબ પી. કો. ની ક. ૧૭૬ માં ફરમાવેલી શિક્ષાને તે પાત્ર થશે"

આરોપિતે પત્રક ભરી આપ્યું. પણ તેના ખરાપણા વિશે વેહેમ આવ્યાથી મ્યુનિસિપાલટીના આસીસ્ટંટ એ-સેસર મીસ્તર એદલજી રસ્તમજી રીપોર્ટરે આરોપિતપર સરકારી નોકરને ખોટી ખબર આપ્યાનું પી. કો. કા. ૧૭૭ મુજબ તોહોમત મુકી માજીસ્ત્રેટ કુપરની રૂબરૂ ફરીયાદ કરી. આરોપિતે એ વાત માજીસ્ત્રેટની રૂબરૂ કબુલ કર્યાથી માજીસ્ત્રેટે તેને શિક્ષા કરી.

સદરહુ શિક્ષા રદ કરાવવા આરોપિતે હાઇકોરટમાં અરજી આપી તેથી તે કોરટે ઠરાવ કર્યો કે કોઇ સખસને તેની પોતાની કબુલત ઉપરથી પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે ગુન્હેગાર ઠરાવ્યો હોય તો તે ઉપર હાઈકોરટમાં સને ૧૮૭૭ ના પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ આકટ નંબર ૪ની કલમ ૧૬૭ પ્ર-માણે તે સજા ગેરકાયદેસર છે એ સબબ ઉપરથી અપીલ ચાલશે નહીં, જોકે તે શિક્ષા છમાસ ઉપરાંતની અને બસેં રૂ૦ના દંડની, તે ઉપરાંતની હોય તોપણ.

માટે આરોપિતની અરજ નામંજુર કરી.

---

મુંબાઈ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ આકટ નંબર ૪ની કા.૧૯૭ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની રૂબરૂ ચાલેલી તપાસમાં કોઈ સખસ ગુન્હેગાર સાબિત થાય તો તે સખસને જો માજીસ્ત્રેટે છ માસ ઉપરાંત કેદની અથવા બસેં રૂપીયા ઉપરાંત દંડની શિક્ષા કરી હોય તો તે હાઇકોર્ટમાં અપીલ કરી શકેછે. પણ એવું ઠરાવ્યું છેકે જો તોહોમતવાળા સખસને તેની પોતાની કબુલતથી ગુન્હેગાર ઠરાવ્યો હોય તો તેવી અપીલ ચાલશે નહીં પરંતુ સજા કેટલી કરવામાં આવી છે અથવા તે કાયદેસર છે કે કેમ તે વિશે અપીલ ચાલવાને હરકત નથી.

---

## શાવન્તની બાબતમાં.

તા. સપટેમ્બર ૧૮૮૦ .

વા. ૫ }
પા. ૧૩૭ } આ કામની હકીકત એવી છે કે એક રાવજીએ ચોકોડીના મામલતદારની કોર્ટમાં એક સાવન્ત (અરજદાર) ઉપર કબજાનો દાવો કર્યો હતો. મામલેતદારે તે દાવો રદ કર્યો અને ઠરાવમાં પોતાનો અભિપ્રાય જણાવ્યો કે શાહેદોએ ખોટી જુબાની આપીછે માટે તેમના ઉપર ખોટી જુબાની આપ્યાનું કામ ચલાવવું જોઇયે. પણ કાયદા પ્રમાણે શેન્કશન આપ્યા પેહેલાં તે મરી ગયો.

તે ઉપરથી પ્રતિવાદી એ કલેકટરને શેન્કશન માટે અરજ કરી પણ કલેકટર સાહેબે ઠરાવ્યું કે મામલતદારની કોર્ટ એ ક્રી. પ્રો કો. કા. ૪૬૮ ને માટે સીવીલ કોર્ટ નથી તેથી કરીને સાવન્તે ચોકોડીના ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટની રૂબરૂ ફરિયાદ માંડી તેમાં તેઉએ એમ ઠરાવ્યું કે મામલતદારની કોર્ટ એ સીવીલ કોર્ટ છે માટે મરનાર મામલેતદારની જગોએ આવનાર અધિકારીના શેન્કશન શિવાય ફરિયાદ ચાલી શકતી નથી તે ઉપરથી અરજદારે હાઇકો-

ર્ટને અરજ કરી કે માજીસ્ટ્રેટમાં કરેલો હુકમ રદ કરવો જોઇયે અથવા તે કોરટે જ્યેશ્ટરથી શેન્કશન આપવું જોઇયે.

હાઇકોરટે ઠરાવ્યું કે મુંબાઈના સને ૧૮૭૬ના આકટ ૩ ના આધારે જે મામલેતદારની કોર્ટ સ્થાપન કરવામાં આવી છે તે કોર્ટ ક્રી. પ્રો. કો. કા. ૪૬૮ ને માટે સીવીલ કોર્ટછે. તેટલા માટે તે કલમમાં બતાવેલા ગુન્હાની ફરિયાદ જ્યારે તે ગુન્હો મામલેતદારની કોર્ટની રૂબરૂ અથવા તેની સામે થયેલો હોયતો ફોજદારી કોર્ટના શેન્કશન શીવાય અથવા જેના તાબાની તે કોરટ છે તે કોરટના કે હાઇકોર્ટના શેંકશન સીવાય ચાલી શકે નહીં.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૬૮ સરકાર વિરૂદ્ધ પરસાપા માહાદેવ અપાનો ફેસલો પાને ૩૦૧ મે છે તે નિચે જુઓ.

---

સરકારવિરૂદ્ધ નાના રહીમ.

તા. ૨૮ અકટોમ્બર ૧૮૮૧

વા. ૫
મા. ૧૪૦

અમદાવાદના શેશન જડજ એસ. એચ. ફીઝપેટ્રિક સાહેબે આરોપિતપર પી. કો. કા. ૩૭૯ અને ૫૧૧ પ્રમાણે ચોરી કરવાની કોશિશ કર્યાનો ગુન્હો સાબિત ઠરાવ્યો. અને આરોપિત અગાઉ સાત વખત ચોરીનો ગુન્હેગાર ઠર્યો હતો તેથી પી. કો. કા. ૭૫ ના આધારે આરોપિતને દશ વર્ષની દેશ નિકાલની શિક્ષા કરી.

તે ઠરાવપર આરોપિતે હાઈકોર્ટમાં અપીલ કરી તેમાં ઠરાવ્યું કે—

પીનલકોડના બાબ ૧૨ અથવા ૧૭ પ્રમાણે જે ગુન્હો ત્રણ અથવા વધારે વરસની કેદની શિક્ષાને પાત્રછે તેવો કોઈ ગુન્હો કરવાને કોશેશ કર્યાનો ગુન્હો કોઈ સખસ ઉપર સાબિત થયો હોય તો તેથી તે સખસ પી. કો. કા. ૭૫માં ફરમાવેલી વધારે સજાને પાત્ર થતો નથી.

---

પી. કો. કા. ૭૫ સરકાર વિ૦ વિઠ્ઠા વલદે સુભાનાનો ફેસલો પાને ૧૭૯મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૩૭૯ જે માણસ ચોરી કરે તેને ત્રણ વર્ષની મુદત સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

પી. કો. કા. ૫૧૧ જે ગુન્હાને માટે આ કાયદામાં સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી હોય એવો કોઈ ગુન્હો કરવાની અથવા એવો કોઈ ગુન્હો કરાવવાની જે માણસ કોસીસ કરે; અને તે કોશીશમાં તે ગુન્હો કર્યા તરફ કાંઇ કામ કરે, તે માણસને તેવી કોશિશ માટે શિક્ષા સબંધી આ કાયદામાં કાંઈ સાફ ઠરાવ ન કર્યો હોય તેવે ઠેકાણે તે ગુન્હાને માટે જે પ્રકારની, કેદની શિક્ષા ઠરાવી હોય તે પ્રકારની, તથા તે ગુન્હાને માટે કેદની અથવા સમુદ્રપારની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદતની કેદની અથવા સમુદ્રપારની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

સરકાર વિરૂદ્ધ હુસેન.

તા. ૧૫ ફેબ્રુઆરી ૧૮૮૧

વા. ૫ }
પા. ૨૬૨ }

આ કામની હકીકત એવીછે કે તોહોમતદારની એક થર્ડ કલાસ માજીસ્ટ્રેટે તપાસ કરી તેને ગુન્હેગાર ઠરાવ્યો. પણ પેતાના અધિકાર કરતાં જ્યાદે સજા થવા માટે તેણે આ કામ ક્રી. પ્રો. કો. ક. ૪૬ પ્રમાણે ડીવીજન માજીસ્ટ્રેટ વુઇલ્ટશાયર પાસે મોકલ્યું.

તે સાહેબને આરોપિતની વર્ત્તણુક અજાયબ જેવી જણાઇ તેથી તેને તપાસને માટે સીવીલસરજન પાસે મોકલ્યો. તેણે તપાસી જુબાની આપી કે "આરોપિત પોતાનો બચાવ કરવાને અશક્ત છે એમ હું ધારૂછું, હું નથી ધારતો કે તે હાલના કરતાં વધારે સારો કોઇપણ દિવસ

થાય. હું ધારૂછુ કે તે ઘણા વરસથી એવી હાલતમાં છે તે એવો અશક્તછે કે કોઈપણ કૃત્યનો પ્રકાર જેમકે ચોરી યા ચોરી કરતી વખતે હું જે કૃત્ય કરૂછું તે ખોટુછે અથવા કાયદા વિરૂદ્ધ છે એમ જાણવાને તે અશક્ત છે એમ હું ધારૂછું."

આ પુરાવા ઉપરથી ડીવીઝન માજીસ્ત્રેટે ઠરાવ્યું કે આરોપિત ચાલતું કામ સમજી શકે તેમ નથી પણ કાયદાની કા. ૧૮૬ પ્રમાણે તેણે કામ આગળ ચલાવ્યું અને આરોપિતપર ગુન્હો સાબિત ગણ્યો.

તે ઉપરથી ધારવાડના જીલ્લા માજીસ્ત્રેટે જે. આર. મીડલટને આ કામ હાઈકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું હતું.

પણ ફાઇન્ડીંગ પુરતુ સ્પષ્ટ નહી હોવાથી હાઈકોરટે ગુન્હેગારનું મન અશક્ત છે કે શીરીતે તે નકી કરવાને ફરી ફરમાવ્યું.

તેથી તે બાબતમાં ડીવીઝન માજીસ્ત્રેટે ઠરાવ કર્યો કે "ગુન્હેગાર અશક્તછે તેટલા માટે ચાલતુ કામ તે સમજી શકે એમ નથી. પણ તેનું મન અશક્ત નથી.

આ કામ પછીહાઈકોર્ટમાં આવ્યાથી ઠરાવ કર્યો કે—

આ તફાવત નહી સરખો છે તેથી કાયદાની કલમ ૨૮૭ પ્રમાણે આ કામનો ઠરાવ રદ કરી ફરમાવ્યું કે આરોપિતની બરોબર સંભાળ લેવામાં આવશે અને પોતાની જાતને અથવા બીજા કોઈ સખસને નુકશાન કરવાથી તેનો અટકાવ કરવામાં આવશે અને જ્યારે ફરમાવે ત્યારે તેને રજુ કરવામાં આવશે એવો પુરતો જામીન આપેતો તેને છોડી મુકવો અને તે પ્રમાણે જામીન આપવામાં આવે નહી તો તે કામ વિશે હાઈકોર્ટને રીપોર્ટ કરવો.

વળી એમ પણ ઠરાવ્યું કે ક્રી. પ્રો. કો. કા. ૧૮૬ જે માણસનું મન અશક્ત છે તેને લાગુ પડતી નથી. બહેરાટથી અથવા મુગાપણાથી અથવા તે દેશની ભાષાના અજાણપણાથી અથવા તેવા બીજા કારણથી જે શખ-

સો ચાલતું કામ સમજી શકે તેમ નથી. તે સખ્સોને તે કલમોના ઠારાવ લાગુ પડેછે પણ મનના અશક્તપણાથી જે સખ્સો ચાલતું કામ સમજી શકતા નથી તેવા કામમાં તે કાયદાના ૩૧ મા બાબમુજબ કામ ચલાવવું જોઇયે.

ક્રી. પ્રો. કો. કા. ૪૬ બેલગામના શેશનજડજનો પત્ર નંબર ૮૦ નો આવ્યાથી થયેલો ફેસલો પાને ૨૬૨ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૮૭ સરકાર વિરૂદ્ધ બાળાપા બીન. ધુંડાપા અને બીજાનો ફેસલો પાને ૩૨૭ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૧૮૬ કુબરી હલવાઈ વિરૂદ્ધ એક મુંગો માણસ એ કામનો ફેસલો કલકતા હાઇકોર્ટના ફેસલામાં પાને      મે છે તે નિચે જુઓ.

**સરકાર વિરૂદ્ધ મુરગા ચેટી.**

તા. ૨૮ એપ્રીલ અને ૩ મે ૧૮૮૧

વા. ૫૨ }
પા. ૩૩૮ } જાણી બુજીને અથવા ચોરીનો માલ છે એમ માનવાને કારણછતાં બદ દયાનતથી આરોપિતે તે માલ લીધાબદલ તથા રાખ્યા બદલ તેનાપર પી. કો. કા. ૪૧૧ મુજબ તોહોમત રાખી તેની તપાસ મુંબાઇમાં ચલાવી. સદરહુ તોહોમત સાથે પી. કો. કા. ૧૦૮ (ખુલાસો ૩) અને કા. ૧૦૯ મુજબ તે ગુન્હામાં મદદ કર્યાનું પણ તેની ઉપર તોહોમત મુકવામાં આવ્યું હતું.

તપાસના દરમિયાનમાં એમ માલુમ પડ્યું કે કેદી મોરીશીઅશના ટાપુમાં પોર્ટલ્યુઇની એક બાપારી પેઢીમાં નોકર હતો. તા. ૨૯ અક્ટોમ્બર અને ૧ નવેમ્બર ૧૮૭૯ ને રોજ કેટલાક કાગળ તે પેઢીએ મુંબાઈમાં તેના આડતીઆને મોકલેલા તે કાગળો પોર્ટલ્યુઇની પોસ્ટ ઓફીસમાંથી લઈ લેવામાં આવ્યા હતા. તે કાગળમાં તે પેઢીની રૂ ૨૬૫૫૦ ની હુંડીયો હતી. તા. ૧ નવેમ્બર ૧૮૭૯ ને રોજ કેદીએ સઘળી હુંડીયો ( જે સંખ્યામાં છ હતી )

એક કાગળની અંદર મુંબાઈની એક પેઢીના મેનેજરને મોકલીને તે કાગળમાં તેને લખ્યું હતું કે હુંડીપોના રૂપિયા લઈ તે મારે નામે જમાંકરી તે રૂપીયા હુંડીની મારફત મને મોરીશીયશ મોકલવા. તેથી મેનેજરે આરોપિતના લખ્યા પ્રમાણે તેને રૂપિયા મોકલ્યા. કેદીએ તે પૈસા લઈ પોતાના રૂપિયાની માફક વાપર્યા. અને તે વાતનો તે ઈનકાર પણ કરતો નથી. પણ તેની તકરાર એવીહતી કે મારા લેણા બદલ તે હુંડીઓ તેણે મને આપી હતી. આરોપિત ઉપર સઘળાં તોહોમત સાબીત થયાં હતાં પણ તેની તકરાર એમ હતી કે કોરટને આ કામ ફેસલ કરવાની સત્તા નથી.

આ કામની પ્રથમ જસ્ટીસ વેસ્ટ સાહેબે તપાસ ચલાવી હતી તેમણે નીચેની બાબત તે કોર્ટના ઠરાવ માટે એટલે ફુલબેંચના ઠરાવ માટે રાખી હતી.

૧ તકરારી માલ મોરીસીયસ ટાપુમાં કે ક્યાં પીનલકોડ અમલમાં નથી તે ટાપુમાં ચોરાયલો તેથી કરીને પી. કો. કા. ૪૧૦ પ્રમાણે તે માલ ચોરીનો ગણી શકાય કે કેમ? કે જેથી કરીને મુંબાઇમાં તે માલ લેનાર સખ્સ પી. કો. કા. ૪૧૨ મુજબ સજાને પાત્ર થાય.

૨ કેદીની અરજી ઉપરથી પુરાવ લેવાને માટે કમીશન કાડવાની કોરટને સત્તા છેકે કેમ?

સદરહુ બાબતોનો ફુલબેંચે ઠરાવ કર્યો કે. આ કામમાંનો માલ ચોરીનો માલ ગણાય નહીં તેથી આ કામ ફેસલ કરવાને હાઇકોર્ટને સત્તા નથી માટે આ કામ રદ કર્યું.

એમ પણ ઠરાવ્યું કે ફોજદારી કામમાં હકુમત બાહાર કેદીની અરજથી કમીશન કાહાડવાને માટે કોરટનેસત્તાનથી.

---

પી. કો. કા. ૪૧૧ સરકાર વિરૂદ્ધ રખમા અને બીજાનો ફેસલો પાને ૬૧ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૦૯ સરકાર વિરૂદ્ધ સખારામ ગોવિંદનો ફેસલો પાને ૧૬૬.મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૦૮ જે સખ્સ કાંઈ ગુન્હો કરવામાં મદદગારી કરે, અથવા જે કામ મદદગાર સખ્સના ઈરાદા અથવા ગ્નાનથી ગુન્હો કરવાને કાયદા પ્રમાણે કોઈ શકતીમાન સખ્સે કર્યું હોય તો ગુન્હો થાય, એવું કાંઈ કામ કરવામાં મદદગારી કરે, તે સખ્સે ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લો. કાંઈ કામની કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં મદદગારી કરવી તે ગુન્હો થઈ શકેછે, પછી તે કામ કરવાની અગર તે મદદગારની પોતાની ફરજ નહી હોય તોપણ.

ખુલાસો ૨ જો. મદદગારીનો ગુન્હો થવામાં એવું કાંઈ જરૂર નથી કે મદદગારી કરેલું કામ થવું જોઈયે, અથવા જે અસર તે ગુન્હો થવામાં જરૂર છે તે અસર પેદા થવી જોઈયે.

ખુલાશો ૩ જો. હેવું કાંઈ જરૂર નથી કે જે સખ્સને મદદગારી કરી હોય તે સખ્સ કાંઈ ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શકતીમાન જોઈયે, અથવા તે મદદગારના જેવોજ તે સખ્સનો સાપરાધ ઈરાદો કે ગ્નાન જોઈયે અથવા તે સખ્સનો કાંઈપણ સાપરાધ ઈરાદો અથવા ગ્નાન જોઈયે.

ખુલાસો ૪ થો. કોઈ ગુન્હામાં મદદગારી કરવી એ ગુન્હો છે માટે એવી મદદગારીમાં મદદગારી કરવી તે પણ ગુન્હો છે, એમ સમજવું.

ખુલાસો ૫ મો. મશ્વરતથી મદદગારીનો ગુન્હો કરવામાં એવું કાંઈ જરૂર નથી કે જે સખ્સ ગુન્હો કરે તે સખ્સની સાથે તે મદદગારે તે ગુન્હા બાબત મનસુબો કરવો જોઈયે. જે મશ્વરત મુજબ તે ગુન્હો કરવામાં આવે તે મશ્વરતમાં તે સામિલ થયો તો બસ છે.

પી. કો. કા. ૪૧૦ જે મિલકતનો કબજો ચોરીથી, અથવા જબરાઈથી કહડાવાથી, અથવા અપહરણથી, એકની પાસેથી બીજાની પાસે ગયો હોય તે મિલકત, તથા

જે મિલકતનો સાપરાધ ખોટો ઉપયોગ થયો હોય, અથવા જે બાબત સાપરાધ વિશ્વાસઘાતનો ગુન્હો થયો હોય, તે મિલકતનું નામ "ચોરીની મિલકત" પાડ્યું છે. પણ અગરે તે મિલકત જે સખસનો તે કબજામાં લેવાનો કાયદા મુજબ હક હોય તેવા કોઈ સખસના કબજામાં પાછળથી આવે તો પછી તે ચોરીની મિલકત સમજવી નહીં.

---

**સરકાર વિરૂદ્ધ શંકર.**

તા. ૨ મારચ ૧૮૮૧

વા. ૫ } આરોપિતપર બળાત્કારે સ્ત્રી સંભોગ કર્યાનું,
પા. ૪૦૩ } અને તે ગુન્હો કરવાને કોશિશ કર્યાનું, એ રીતે બે તોહોમતો મુકી અહમદનગરના શેશન જડજ ડબ્લીઊ વેડરબર્નએ કામ ચલાવ્યું.

તેમાં તે શેશન જડજે આરોપિતપર બળાત્કારે સ્ત્રી સંભોગ કરવાને કોશીશ કર્યાનું તોહોમત સાબિત ગણી તેને ત્રણ વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા કરી.

આરોપિતે સદરહુ ઠરાવપર અપિલ કર્યાથી હાઇકોરટે ઠરાવ્યું કે કોઈ સ્ત્રી ઉપર લજ્જારહિત હુમલો કરવાથી બળાત્કાર સ્ત્રી સંભોગ કરવાને કોશીશ કર્યાનો ગુન્હો થતો નથી. પરંતુ જો કોર્ટની ખાત્રી થાય કે તોહોમતવાળા સખસનો સામા તરફથી સઘળુ બળ વાપર્યા છતાં ગમે તેમ કરી પોતાની ઈચ્છાને પૂર્ણ કરવાનો દ્રઢ વિચાર હતો તો તે ગુન્હાનું તોહોમત મુકી શકાય.

---

**મુંબાઈ સરકાર વિરૂદ્ધ સીંડાપા.**

તા. ૧૩ એપ્રીલ ૧૮૮૧

વા. ૫ } આ કામની હકીકત એવી છે કે ફરિયાદીએ
પા. ૪૦૫ } પોલીસને ફરિયાદ કરી હતી કે તોહોમતદાર મારી બયરીને ફોસલાવીને લઈ ગયો (આ ગુન્હો નોનકાગ્નીઝેબલ છે) તેની સાથે કેટલુંક ઘરેણું પણ લઈ ગયો (આ ગુન્હો કોગ્નીઝેબલ છે).

પોલીસે ચોરીના તપાસ કરી તેમાં પ્રથમ દર્શને તેમને તે ગુન્હો ખરો નહી જણાયે તે પ્રમાણેનો રીપોર્ટ તેમણે ઓકોડીના માજીસ્ત્રેટને કર્યાથી તે સેકંદ કલાસ માજીસ્ત્રેટે તે ગુન્હાને ગુન્હાના લીસ્ટમાંથી કમી કરવાને હુકમ કર્યો.

ફરિયાદીની બઈરીને ફોસલાવી લઈ ગયાનું કામ ફર્સ્ટકલાસ માજીસ્ત્રેટની રૂબરૂ ચાલ્યુ તેમાં તે માજીસ્ત્રેટે આરોપિતને ગુન્હેગાર ગણી સજા કરી હતી.

આરોપિતે બેલગામની શેશન કોર્ટમાં અપીલ કરી તેથી તે જડજે તે શિક્ષા રદ કરી. એટલા કારણથી કે આરોપિતપરની ફરિયાદ ક્રી. પ્રો. કો. કા. ૧૪૭ પ્રમાણે સેકંદકલાસ સબો. માજીસ્ત્રેટે કાહાડી નાખી હતી તેથી એજ આાકટની કા. ૨૯૮ પ્રમાણે તે ફરિયાદ ફરીથી સાંભળવાને તે ફર્સ્ટકલાસ માજીસ્ત્રેટને સત્તા નથી.

સદરહુ હુકમપર મુંબાઈ સરકારે અપિલ કરી તેમાં હાઈકોરટે ઠરાવ્યું કે બઈરીને ફોસલાવી લઈ ગયાનો ગુન્હો જે પી. કો. કા. ૪૯૮ મુજબ સજા લાયકછે તે ગુન્હાની ફરિયાદ ક્રી. પ્રો. કો. કા. ૧૪૭ મુજબ કાડી નાખવામાં આવી નથી તેથી કરીને ચોરીના ગુન્હાની ફરિયાદ કાહાડી નાખ્યાથી ફોસલાવી લઈ ગયાના ગુન્હાની ફરી તજવીજ કરવાને બાધ આવતો નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૪૭ } રત્નાગીરીના માજીસ્ત્રેટના
ક્રી. પ્રો. કો. કા. ૨૯૮ } પત્ર નંબર ૩૯૮૮ થી થયેલો ઠરાવ પાને ૨૪૦મે છે તે નિચે જુઓ.

પી. કો. કા- ૪૯૮ જેસ્ત્રી કોઈ બીજા પુરૂષની સ્ત્રીછે, અને તેની સ્ત્રીછે એવું જે માણસ જાણેછે, અથવા એવુ માનવાનું જેને કારણછે તે અગર તે સ્ત્રીને તે પુરૂષ પાસેથી, અથવા તે પુરૂષની વતી જે સખસના હવાલામાં તે સ્ત્રી હોય તે સખસ પાસેથી લઈજાય અથવા ફોસલાવીને લઈ જાય, એવા ઈરાદાથી કે તે સ્ત્રી કોઈ સ-

ખસની સાથે જારકર્મ કરે; અથવા એવી કોઈ સ્ત્રીને તે ઇરાદાથી સંતાડી અથવા રોકીરાખે તો તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

# કલકતા હાઇકોર્ટના

# ફોજદારી ફેસલા.

---

**ચંદનમલ અરજદાર.**

તા. ૨૯ નવેમ્બર ૧૮૭૨

વા. ૧૯ } અરજદારે પોતાનો ટટુ ગફલતે બાંધ્યાથી તે
પાને. ૧ } છુટ્યો. અને બજારમાં ઘણા લોક જમાવ
થયા હતા ત્યાં દોડતો ગયો તેથી લોકોના હાથ
પગને ઈજા થઈ. માટે માજીસ્ત્રેટે તેના માલેકને પીનલકોડની કા. ૨૮૯ પ્રમાણે દંડનો હુકમ કર્યો.

આ કામમાં હાઈકોરટે ઠરાવ્યું કે સદરહુ કલમ રાંની જાનવરને લાગુ છે એટલુંજ નહીં પણ તે કોઈપણ જાનવરને લાગુછે સબબ અમે કરેલા હુકમમાં હાથ ઘાલતા નથી

---

પી. કો. કા. ૨૮૯ જે માણસ પોતાના કબજા મહિના કોઈ જાનવર સંબંધી તે જાનવરથી માણસની જીંદગીને કોઈ સંભાવ્ય જોખમ થતુ અટકે અથવા માહાવ્યથાનું કાંઈ સંભવ્ય જોખમ થતુ અટકે એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુજીને અથવા ગફલતીથી કસુર કરે તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે.

---

### સરકાર વિરૂદ્ધ હનુમનલાલ.

તા૦ ૪ ડીસેમ્બર ૧૮૭૨

વા. ૧૯ } જે માણસનો કોઈ એકાદ કામમાં સંબંધ છે
પા. ૫ } કીંવા સરકારી હોદાની રીતે તેનાપર કાંઈ જ-
વાબદારી છે. તેવો કોઈ માણસ એકાદ પો-
લીસ અમલદાર પાસે જઈ કહે કે ક્ષએ કાંઈક ગુન્હો કર્યોછે એવું અએ મને કહ્યું અને તેનું કહેવું બ અને કના કહેવા ઉપરથી મળેછે. સબબ ક્ષનો મને શંશય છે. અને ક્ષના ઘરનો ઝાડો લેવા વાસ્તે અરજી કરે, પછી તે આરોપ ખોટો છે એવું જણાશે તો પી. કો. કા. ૨૧૧ પ્રમાણે તે શિક્ષાને પાત્ર થશે.

---

પી. કો. કા. ૨૧૧ સરકાર વિરૂદ્ધ ગોપાળ ભાંકાજીનો ફેસલો પાને ૨૧૨ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ રામકાનુ

તા૦ ૨૫ જાન્યુઆરી ૧૮૭૩

વા. ૧૯ } કોર્ટનાં ઈનસાફના કામમાં ક્રી. પ્રો. કો. કા.
પા. ૨૮ } ૨૯૭ માં લખ્યા પ્રમાણે મુદાની ચુક થયા
શિવાય તે કામ રદ કરવામાં આવતું નથી.
મુદાની ચુક એટલે કા. ૨૮૩ પ્રમાણે જે ચુકથી ફરિયાદીનું કામ ચલાવવામાં હરકત થઈ ઈનસાફ બરોબર થયો નથી એમ થયું હોય તે ચુક એવું સમજવું જોઇયે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૮૩ સરકાર વિરૂદ્ધ રખમા અને બીજાનો ફેસલો પાને ૬૧ મે છે તે નિચે જુઓ.

---

**રવુ પારીશા અરજદાર**

તા. ૨૮ જાનેવારી ૧૮૭૩

વા. ૧૯ } ફરિયાદીમાંના કારણપરથી જોઈંટ માજીસ્ત્રેટે
પા. ૨૮ } વારંટ કાડ્યાપછી માજીસ્ત્રેટે તે ફરિયાદ જાઈંટ માજીસ્ત્રેટ પાસેથી કાડી લઈ પોતાની રૂબરૂ મંગાવી અને તરતજ વારંટ રદ કરીને ક્રી. પ્રો.કો. કા. ૬૭ ના આધારે ફરિયાદી કાડી નાખી તેમાં એવો ઠરાવ થયો કે—

આ કામ જેટલે સુધી જોઈંટ માજીસ્ત્રેટની રૂબરૂ થયું હતું, તેની પછીનું કામ પણ તેણે કરવું જોઈતું હતું તે ન કર્યાથી મુદ્દાની ચુક કરીછે માટે માજીસ્ત્રેટ પાસે આ કામ ખરી ચોકસી કરી નિકાલ કરવા મોકલીએ છીએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૬૭ સરકાર વિરૂદ્ધ લખીયા ગોવિંદનો ફેસલો પાને ૨૮૮ મે છે તે નિચે જુઓ.

---

**દુખરી હલવાઈ વિરૂદ્ધ એક મુંગો માણસ જેનું નામ નકી નથી.**

તા. ૨૦ ફેબ્રુઆરી ૧૮૭૩

વા. ૧૯ } આરોપિત એ બેહેરો અને મુંગો છતાં જે
પા. ૩૭ } ડેપ્યુટી માજીસ્ત્રેટે તેનાપર અપરાધ નકી કર્યો હતો તે ડેપ્યુટી માજીસ્ત્રેટને, આરોપિત કજીયાનું પ્રોસીડીંગ સમજવાને લાયક નથી એમ દેખાયાથી તેણે તે કામ ક્રી. પ્રો. કો. કા. ૧૮૬ પ્રમાણે માજીસ્ત્રેટ પાસે મોકલ્યું.

જે અપરાધ બદલ આરોપિતપર આરોપ રાખવામાં આવ્યો છે તે અપરાધ આરોપીત સમજ્યો છે એમ માજીસ્ત્રેટે ઠરાવ્યું.

તેમાં હાઈકોરટે ઠરાવ્યું કે માજીસ્ત્રેટનો ઠરાવ કાયમ રાખવો જોઇયે. અને આ કામને કા.૧૮૬ લાગુ પડતી નથી.

હાઈકોરટે ક્રી. પ્રો. કો. કા. ૨૯૭.ના આધારે ડેપ્યુટી

માજીસ્ટ્રેટનો તે હુકમ રદ કર્યો અને આરોપિતપર જે ગુન્હાને ત્રણ વર્ષની સખ્ત મજુરીની શિક્ષા કહીછે તેવા ગુન્હાનો પી. કો. ના બાબ ૧૭ પ્રમાણે અગાઉ અપરાધ કરેલો હોવાથી ક્રી. પ્રો. કો. કા. ૩૧૫ પ્રમાણે તેની ચોકસી થવા વાસ્તે શેશન કોરટને મોકલવો એવો હાઇ કોરટે હુકમ કર્યો.

---

ક્રી. પ્રો. કો. કા. ૩૧૫ સરકાર વિ. આણાજી કબ્જાનો ફેસલો પાને ૨૧૦ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરેનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૧૮૬ કોઇપણ ફોજદારી કોર્ટની આગળ જે સખ્સની ઉપર કાંઈ ગુન્હાનું તોહોમત આણ્યું હોય તે સખ્સનો હક છેકે તે તે તોહોમતનો જવાબ હાઇકોર્ટના હરકોઈ બારીસ્ટરની અથવા અટર્નીની અથવા સન ૧૮૬૫ ના ૨૦ મા આકટના નિયમ પ્રમાણે અથવા વકીલ બાબત જે બીજો કાયદો ચાલુ હોય તે કાયદા પ્રમાણે યોગ્યરીતે લાયક થયો હોય એવા વકીલની મારફતે કરે.

પણ સદરહુ પ્રકારનો હરકોઈ સખ્સ જવાબ દેવામાં પોતાને મદત કરવા સારૂ કોર્ટની પરવાનગી લઈને બારીસ્ટર અથવા અટર્ની અથવા વકીલ નહી હોય તેવા હરકોઈ બીજા સખ્સને રાખવાને મુખ્તાર છે, પણ (કોર્ટની પરવાનગી વગર) બીજીરીતે રાખવાને મુખ્તારનથી.

તોહોમતવાળો શખ્સ દિવાનો નહી હોય તોપણ ચાલેલું કામ તેને સમજાવી શકાતુ નહી હોય તો ચોકશી અથવા ઇનસાફનું કામ ચલાવવાનો અખ્તાર કોર્ટને છે. તે ચોકશી કરતાં તે સખ્સનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવો પડે, અથવા તે ઇનસાફ કરતાં તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવો પડે, તો ચલાવેલા કામના કાગળ તથા તે કામની હકીકતનો રિપોર્ટ હાઇકોર્ટમાં મો-

કહાવો અને હાઈકોર્ટને તે યોગ્ય જણાય તેવો તે બાબત કોરટે ઠરાવ કરવો.

---

## સરકાર વિરૂદ્ધ ઉત્તમ ધોબા કેદી.

તા. ૨૪ ફેબ્રુઆરી ૧૮૭૩

વા. ૧૯ } ચોવિશ પ્રગણાના આડીશનલ જડજે ફી.
પા. ૩૮ } પ્રો. કો. કા. ૨૬૩ પ્રમાણે આ કામ હાઈકો-
ર્ટના અભિપ્રાય માટે મોકલ્યું હતું.

આરોપિતપર પી. કો. કા. ૪૫૭ પ્રમાણે તોહોમત હતું. જ્યુરીના બહુ મતે તેનાપર અપરાધ સાબિત નથી એમ ઠરાવ કર્યા પણ તે જ્યુરીનો ઠરાવ પુરાવા વિરૂદ્ધ છે એમ શેશન જડજને દેખાયા ઉપરથી આ કામ તેણે હાઈકોર્ટમાં અપીલ પ્રમાણે નિકાલ થવામાટે મોકલ્યું તેપરથી હાઈકોરટે ઠરાવ કર્યા કે.

કા. ૨૬૩ પ્રમાણે આ કોરટે અપીલ પ્રમાણે તપાસ કરવી જોઈએ અને ગુન્હો સાબિત જણાય તો જડજ શિક્ષા કરે તેમ આ કોરટે પણ શિક્ષા કરવી જોઇયે.

પણ આ કલમ પ્રમાણે હાઈકોર્ટમાં કામ ચાલતા તોહોમતવાળાને નોટીસ કરવી કાયદાથી જરૂરછે કે નહીં એવા શક ઉત્પન્ન થાયછે તોપણ ઈનસાફની ખાતર તેને વખત આપવો જોઇએ તેપરથી આ કામ કેટલીક મુદત તહકુબ રહ્યું.

આરોપિત તરફ કોઈ હાજર ન થયું તોપણ શેશનકોર્ટમાં તેની વિરૂદ્ધ જે પુરાવો આણેલો હતો તે અમે મોટી ખબરદારીથી વાંચીજોયો અને તે પુરાવાથી આરોપિતને તોહોમતદાર ઠરાવવો જોઇયે માટે આરોપિતને કા. ૪૫૭ પ્રમાણે તોહોમતદાર ઠરાવી તેને પાંચ વરસની શિક્ષા કરીએછીએ.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ સરકાર વિરૂદ્ધ બળવંત પેદારકરનો ફેસલો પાને ૧૦૨મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૪૫૭ સરકાર વિરૂદ્ધ અનવરખાં વલદ ગુલખાંન વિગેરેનો ફેસલો પાને ૨૭મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ લક્ષ્મીપ્રસાદ.

તા. ૫ મારચ ૧૮૭૩

વા. ૧૯ } પી. કો. કા. ૫૦૦ પ્રમાણે કેદીના ઉપર તોહો-
પા. ૪૩ } મત મુકાયલું છે. નિશાની અ ની અરજ

કેદીએ પ્રસિદ્ધ કર્યા વિશે પુરાવો નથી અને તે અરજ તેણે કર્યાવિશે જે કાંઈ પુરાવોછે તે સાક્ષિદાર નંબર ૪ બચુલાલની છે પરંતુ એ શાક્ષી તેજ અપરાધમાં સામેલ માણસ છે. પુરાવાના આક્ટની કા. ૧૩૩ પ્રમાણે બચુલાલ એ આરોપિત માણસ વિરૂદ્ધ સાક્ષી આપવાને લાયક માણસછે અને તેની શાક્ષીને પુરાવાની પુષ્ટી નહી છતાં તેની શાક્ષી ઉપરથી આરોપિતપર અપરાધ ઠરાવ્યાછતાં, તેજ કારણે તે અપરાધ ઠરાવવો એ ગેરકાયદે સર થતું નથી પરંતુ તેજ આકટની કા. ૧૧૪ ઉદાહરણ બ ના આધારે ગુન્હામાં સામેલ થયેલા માણસે કહેલા મજકુરની મુખ્ય બાબતમાં પુષ્ટી કરનારો પુરાવો નહોય તો તે માણસપર વિશ્વાસ નહીં રાખવાનો કોર્ટને અધિકારછે.

આ કામમાં તેવો કાંઈ પુરાવ નથી, તેમાં મુખ્ય બાબતમાં તો બીલકુલ નથી. સરકાર તરફથી પુરાવામાં ફકત એક સામેલ માણસની સાહેદી છે પરંતુ તે સાક્ષીને પુષ્ટી નથી સબબ તોહોમત ઠરાવવું બરાબર નથી માટે કેદીને છોડીદેવાનો હુકમ કર્યો છે.

---

પી. કો. કા. ૫૦૦ સરકાર વિરૂદ્ધ બ્યંકુનરશાનો ફેસલો પાને ૨૪મે છે તે નિચેજુઓ.

પુરાવાના આક્ટની કા. ૧૩૩ તેજ આકટની કા. ૧૧૪ દ્રષ્ટાંત બ } સરકાર વિરૂદ્ધ ચતુર પુરૂશોતમનો ફેસલો પાને ૨૫૨ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ દીગંબર ઠાકુર અને બીજા.

તા. ૧૨ મારચ ૧૮૭૩

વા. ૧૯ } મરનારે પોતાના પાડોશીને અને એક પોલીસ
પા. ૪૪ } કાનસ્ટેબલની રૂબરૂ કરેલો મજકુર એક ખુનના કામમાં લાગુ પડતી વાત તરીકે પુરાવાની કા. ૩૨ પ્રમાણે પુરાવામાં લીધો. કારણ તે કલમમાં એવું કહ્યું છેકે જે માણસ મરી ગયો તેણે કહેલો, લખેલો કીંવા મુખ જુબાની મજકુર તે લખતાં કીંવા કહેતાં તેને પોતાનું મરણ થશે એમ દેખાય કીંવા નહીં તોપણ લાગુછે એમ સમજવું.

---

પુરાવાના આકટની કા. ૩૨ ની રકમ પહેલી—

પોતાના મોતના કારણ બાબત કીંવા જે કાર્યના પરીણામમાં પોતાનું મૃત્યુ થયું હોય તે કાર્યની કોઈપણ બિના બાબત કોઇ સખસે જ્યારે કાંઈ મજકુર કહ્યો હોય અથવા લખ્યો હોય ત્યારે, જે કામમાં તેના મરણની તકરાર નિકળી હોય તે કામમાં, સદરહુ મજકુર લગતો છે.

જે વખતે સદરહુ મજકુર કહેવામાં કીંવા લખવામાં આવ્યો હોય તે વખતે પોતાનું મર્ણ આવ્યું છે એવો તે કહેનાર કીંવા લખનાર સખસના મનમાં ભાસ હોય કીંવા ન હોય તોપણ, તથા જે કામમાં તેના મર્ણ વિશેની તકરાર હોય તે કામ ગમે તે પ્રકારનું હોય તોપણ સદરહુ પ્રમાણેનો મજકુર લગતો છે.

---

## સરકાર વિરૂદ્ધ કેઓ અને બીજો.

તા. ૨૨ મારચ ૧૮૭૩

વા. ૧૯ } પુરાવાના આકટની કા. ૧૩૩ ના આધારે
પા. ૪૮ } ગુન્હામાં સામેલ થયેલો કોઈ માણસ તે આરોપિત માણસ વિરૂદ્ધ શાક્ષી આપવાને લાયક હોય અને સામેલ માણસે આપેલી શાક્ષીને બીજા પુરાવાની પુષ્ટી નહી છતાં તે શાક્ષીના આધાર ઉપરથી આ-

રોપિતપર તોહોમત સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તો તેટલાજ કારણ ઉપરથી તે ઠરાવ ગેરકાયદેસર નથી. ગુન્હામાં સામેલ થયેલા માણસે કાંઈ મજકુર કહ્યો છે અને તેણે કહેલા મજકુરની મુખ્ય બાબતમાં પુષ્ટી કરનારો પુરાવો ન હોય તો તે માણસપર વિશ્વાસ ન રાખવાની કોર્ટની મુખત્યારી છે એમ એજ આકટની કા. ૧૧૪ દ્રષ્ટાંત બમાં કહેલું છે એ ખરૂં છે તોપણ આ કામમાં તો મુખ્ય બાબતમાં તેવો પુષ્ટીકારક પુરાવો છે એવો અમારો અભિપ્રાય છે. શેશનજડજની રૂબરૂ તથા ડેપ્યુટી માજીસ્ત્રેટની રૂબરૂનો પુરાવો વાંચી જોતાં કેદીએ ગુન્હો કર્યો છે એ વિશે મને શક રહેતો નથી માટે અપીલ નાકબુલ કરીછે.

---

| | |
|---|---|
| પુરાવાના આકટની કા. ૧૩૩ એજ આકટની કા. ૧૧૪ દ્રષ્ટાંત બ | સરકાર વિરૂદ્ધ ચતુર પુરશોતમનો ફેસલો પાને ૨૫૨ મે છે તે નિચે જુઆ. |

---

**સરકાર વિરૂદ્ધ જે. જી. બગ્રયાસ અરજદાર.**

તા૦ ૧૭ એપ્રીલ ૧૮૭૩

વા. ૧૯ } કોઈ માજીસ્ત્રેટે ન્યાયાધિકારની રીતીએ મુખ-
પા. ૫૨ } ત્યારી ચલાવવાના કામમાં એકાદ કામ કાડી નાખ્યા છતાં તે કાડી નાખવું એ ક્રી. પ્રો. કો. કા. ૨૧૨ પ્રમાણે આરોપિત માણસે અપરાધ કર્યો નથી એવો ઠરાવ કર્યા પ્રમાણે છે. સરકારે અરજ કર્યા શીવાય કીંવા સરકારની મંજુરીએ અરજ કર્યા શિવાય કેદીએ અપરાધ કર્યો નથી એવો જે ઠરાવ થયેલો છે તે ઠરાવમાં હાથ ઘાલવાનો આ કોરટને અધિકાર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૧૨ સરકાર વિરૂદ્ધ દેવમા અને શામશેખરનો ફેસલો પાને ૨૮૫ મે છે તે નિચે જુઓ.

---

**જે. આર. બેલીલીયાસ — અરજદાર**
**કાળીદાસ બાનરજી — વિરૂદ્ધ પક્ષકાર**

વા. ૧૯ } તોહોમતનામું તૈયાર કરીને પ્રા. એ જવાબ
પા. ૫૩ } આપતાં સરકાર તરફના સાક્ષીદારને ફરી બોલાવી તેને ઉલટ સવાલ કરવાનો પ્રતિવાદીને ક્રી. પ્રો. કો. કા. ૨૧૮ ઉપરથી હક છે.

સરકાર તરફના સાક્ષીદારને ફરી બોલાવવાનો હક એ ક્રી. પ્રો. કો. કા. ૩૬૨ પ્રમાણે એકાદ સાક્ષીદારને સમન કરવા વીશે પ્રા.એ કરેલી અરજથી તદન જુદીજ છે.

સરકાર તરફના શાક્ષીદારોને ઉલટ સવાલ કરવાન હેતુએ બોલાવવા વિશે આરોપિતે અરજ કર્યા છતાં જો તે અરજ શેશનજડજે કીંવા ડેપ્યુટી માજીસ્ટ્રેટે ના કબુલ કરી હોય તો તેના ઉપર અપીલ ચાલતી નથી. પરંતુ તે ના કબુલ કરવાનો હુકમ એ એવી પ્રકારની ચુક છે કે તે લાગતીજ દુરસ્ત કરવા જોગ નથી પરંતુ હાઇકોર્ટમાં પોતાની તપાસણી કરવાના અધિકારની રીતે માત્ર તે દુરસ્ત કરવા જોગ છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૧૮ સરકાર વિરૂદ્ધ ઉત્તમચંદ કપુચંદનો ફેસલો પાને ૯૩ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૩૬૨—મુકદમાની કેફીયતથી અને હકીકતથી જે માણસો વાકેફ હોય અને ફરિયાદીનું કામ ચલાવવા સારૂ શાહેદી આપે તેવા હોય તેઓનાં નામો વારંટના મુકદમાઓમાં માજીસ્ટ્રેટે ફરિયાદ કરનારને પુછીને અથવા બીજી રીતે મેળવવાં, અને પોતાની આગળ સાહેદી આપવા સારૂ તેઓમાંથી જેટલા જણને સમન કરવાની જરૂર દેખાય તેટલાજણને સમન કરવા.

તોહોમતવાળાની ઉપર પુરાવો પડ્યો હોય તેનો જવાબ દેવા સારૂ અથવા તે ખોટો પાડવા સારૂ તોહોમતવાળાની તરફથી કોઈ સાહેદ અથવા પુરાવો આપવાનું કહ્યું હોય તે શાહેદને સમન અથવા પુરાવાની તપાસ ૩૫૯ મી

કલમના ઠરાવનું ધોરણ રાખીને માજીસ્ટ્રેટે કરવી. અને તે કારણસર ઈનસાફનું કામ વખતે વખતે મુલતવી રાખવાને માજીસ્ટ્રેટ મુખતીયાર છે. તોહોમતવાળાએ શાહેદનું નામ કહ્યું હોય તેને સમન કરવાની માજીસ્ટ્રેટ ના કહે, તો ના કહેવાના કારણો તેણે દફતરમાં લખવાં. અને માજીસ્ટ્રેટ ના કહે તે બાબત શેશનકોર્ટમા અપીલ કરવાનો તોહોમતવાળાને હક છે.

---

**લછીબીહારી વિરૂદ્ધ નીત્યાનંદદાસ વિગેરે.**

તા. ૧૬ એપ્રીલ ૧૮૭૩

વા. ૧૯ }
પા. ૫૫ } ફરિયાદીએ ફરિયાદ કાડી લીધી એટલે આરોપિતને દોષ મુક્ત કર્યા પ્રમાણે છે અને સરકારની યોગ્ય મંજુરી લઇને હાઇકોર્ટમાં અરજ કર્યા શીવાય તેમાં હાથ ઘાલવાનો હાઇકોર્ટને અધિકાર નથી.

---

**ઓખાયતેલી વિરૂદ્ધ મોધુશેખ અને બીજા.**

તા. ૧૭ એપ્રીલ ૧૮૭૩

વા. ૧૯ }
પા. ૫૫ } માજીસ્ટ્રેટે કેદીને જવાબ આપવાનું કહી કેદીના શાક્ષીદાર પૈકી એક શાક્ષીદારની જુબાની લેઈ કેદીને દોષમુક્ત કર્યા હોય અને ક્રી. પ્રો. કો. પ્રમાણે હાઇકોર્ટમાં અભિપ્રાય માટે કજીયો આવ્યો હોય તો તે કામમાં હાથ ઘાલવાનો હાઇકોર્ટને અધિકાર નથી.

---

**સરકાર વિરૂદ્ધ પ્રોસનો કુમાર.**

તા. ૧૭ એપ્રીલ ૧૮૭૩

વા. ૧૯ }
પા. ૫૬ } આરોપિતને ગેરવાજબી છોડી દીધોછે એવું હાઇકોર્ટને દેખાય તો ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ પ્રમાણે તેની ફરી ચોકશી કરવાનો અને તેને ઈનસાફ માટે મોકલવાનો હુકમ કરવાનો હાઇકોર્ટને અધિકાર છે. પરંતુ કા. ૨૯૬ ઉપરથી એવા હુકમ પોતાના

તાબામાંની કોર્ટને કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરમબેગ ડુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

**બરજુસીંગ અરજદાર.**

**ખુબલાલ અને બીજા વિરૂદ્ધ પક્ષકાર.**

તા. ૧૬ એપ્રીલ ૧૮૭૩

વા. ૧૯ } પા. ૬૬ } જે ઠેકાણે ગેરકાયદાની મંડળી એકઠી થયેલી છે તે ઠેકાણે કોઈ માણસ પોતાની મીલકતને ઉપદ્રવ કરશે નહી એમ અટકાવ કરવા ગયો હતો એવું પુરાવાથી શાબિત થયું હોય તો તે ગેરકાયદેસર મંડળીમાં મળેલો કીંવા સામેલ રહેલો છે એવું કહેવાય નહીં.

---

**સરકાર વિરૂદ્ધ નગાસોઈડી.**

તા. ૨૬ એપ્રીલ ૧૮૭૩

વા. ૧૯ } પા. ૬૮ } કેદીએ જે વખતે ગુન્હો કર્યો તે વખતે જે શિક્ષા તે ભોગવતો હતો તે શિક્ષાથી મરણની શિક્ષા સીવાય બીજી ભારે શિક્ષા આપવી યોગ્ય નથી એટલાજ કારણ ઉપરથી કેદીને મોતની શિક્ષા કર્યાથી તે ન્યાય થનાર નથી.

---

**સરકાર વિરૂદ્ધ ઉધનબીંદ.**

તા. ૨૮ એપ્રીલ ૧૮૭૩

વા. ૧૯ } પા. ૬૮ } ગુન્હામાં સામેલ થયેલો કોઈ માણસ આરોપિત વિરૂદ્ધ શાક્ષી આપવાને લાયક હોય અને સામેલ માણસે આપેલી શાક્ષીને બીજા પુરાવાની પુષ્ટી નહી છતાં તે શાક્ષીના આધારથી

તોહોમતવાળાપર તોહોમત સાબિત કર્યુંહોય તો તે તેટલાજ કારણથી ગેરકાયદે થતું નથી એવું પુરાવાના આકટની કા. ૧૩૩ માં જો કે છે તોપણ આરોપિતે કરેલી કબુલત શિવાય કામમાંની મુખ્ય બાબતમાં પુષ્ટીકારક પુરાવ ન હોય તો તે સામેલ થયેલા માણસની શાક્ષી ઉપરથી તોહોમતવાળા ઉપર તોહોમત સાબિત કરવું એ કાયદેશરનથી.

---

પુરાવાના આકટની કા. ૧૩૩ સરકાર વિરૂદ્ધ ચતુરે પુરશોતમનો ફેસલો પાને ૨૫૨ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ શિવપ્રસાદગીરી.

તા. ૨૯ એપ્રીલ ૧૮૭૩

વા. ૧૯ } ન્યાયના કામમાં કેદીએ જે મજકુર ખોટો છે,
પા. ૬૯ } એવું તેને માહીતછતાં તે મજકુરે સોગનપર ખરો છે એમ કહ્યું તો તે મજકુર ખોટી શાક્ષી થાયછે. પછી કોર્ટની રૂબરૂ જે વિષય છે તે વિશયને તે મજકુર લાગુ ન હોય તોપણ હરકત નથી.

---

## સરકાર વિરૂદ્ધ રાજકુમાર બોસ.

તા. ૩૦ એપ્રીલ ૧૮૭૩

વા. ૧૯ } જડજે જ્યુરીને આપેલા વાખ્યાનથી કેદીને
પા. ૭૧ } કાંઈ મુખ્ય બાબતમાં નુકશાન થયું કીંવા તેણે કરીને ન્યાય થયો નથી એવું જો હોયતો માત્ર હાઈકોર્ટ જ્યુરીનો ઠરાવ રદ કરે નહીં તો રદ કરનારનથી.

---

## નૈપુર ઓરત વિરૂદ્ધ જુરાય

તા. ૧૮ એપ્રીલ ૧૮૭૩

વા. ૧૯ } ક્રી. પ્રો. કો. કા. ૫૩૬ પ્રમાણે અનવસ
પા. ૭૨ } આપવા વિશે હુકમ થયાપરથી વાદીએ તે હુકમ અમલમાં આણવા વાસ્તે અરજ કર્યાથી સદરહુ હુકમ અમલમાંકેમ આણવો નહીં! એનું કારણ બતાવવા માટે કોરટે પ્રતિવાદીને બોલાવી મંગા-

આથી પ્રતિવાદીએ પોતાની ખુશીથી એટલે વારંટને કોર્ટની રૂબરૂ કાડી મુકી.

તેમાં ઠરાવ્યું કે પ્રતિવાદીએ આ પ્રમાણે કાડી મુક્યાથી વાદીની અરજથી અનવસ્ત્ર આપવા વિષે જે પ્રતિવાદીને હુકમ થયો હતો તે બદલવાનો કોરટને જોકે અધિકાર હતો તોપણ તે હુકમ જે તારીખે થયો તે તારીખથી તે કાડી મુકાની તારીખ સુધી જે મુદત ગઈ તે મુદત બદલ સદરહુ હુકમ અનમાન કરવાનો પ્રતિવાદીને અધિકાર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૫૩૬ અગર કોઈ સખસની પાસે જોઈએ તેટલી દ્રવ્ય શક્તી હોય અને તે પોતાની ઓરતનું અથવા પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવાને અશક્ત હોય એવાં કોઈ ઓરસ અથવા અનૌરસ બાળકનું ગુજરાન ચલાવવાની ગફલત કરે, અથવા ના કહે, તો તે વાતનો બરાબર પુરાવો થયેથી તે સખસે તે પોતાની ઓરત અથવા બાળકનાં ગુજરાનને માટે દરમંહિને એકંદર પચાસ રૂપીયાથી વધારે નહીં એવું લવાજમ આપવું એવું ફરમાવવાને ડિસ્ત્રિકટનો માજીસ્ત્રેટ અથવા ડિસ્ત્રિકટના ભાગનો માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ મુખતીયાર છે; તે દર તે માજીસ્ત્રેટને યોગ્ય જણાય તેટલો ઠરાવવો.

સદરહુ લવાજમ હુકમની તારીખથી આપવું જોઈશે.

અગર તે સખસ જાણી જોઈને તે હુકમ માનવામાં કસુર કરે, તો તે હુકમ જેટલીવાર તોડવામાં આવે તેટલીવાર, જે રકમ લેણી થઈ હોય તે રકમ દંડ વસુલ કરવાને માટે જે રીત ફરમાવેલી છે, તે રીત પ્રમાણે વસુલ કરવાનું વારંટથી ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખ્તીયાર છે. અને જે જે મહિનાનું લવાજમ આપ્યું નહી હોય તે તે મહીના વાસ્તે એક મહિનાની મુદત સુધી સખત મજુરી સાથે અથવા સખત મજુરી વગર તે સખસને કેદ કરવાનો હુકમ કરવાને તે મુખ્તીયાર છે.

અગર તે સખ્સ એમ કહે કે મારી ઓરત મારીસાથે રહે, તો તેનું ગુજરાન ચલાવવાને હું તૈયારછું, અને તેની ઓરત તેની સાથે રહેવાની ના કહે, તો તેના કહેવાનાં જે કાંઈ કારણ તે ઓરત કહે તે કારણોનો વિચાર કરવાને તે માજીસ્ત્રેટ મુખ્તીયાર છે; અને તે પ્રમાણે તે સખ્સે પોતાની ખુશી બતાવ્યા છતાં પણ જો એવી ખાતરી થાય કે એ સખ્સ છીનાળુ કરેછે, અથવા તે હમેશ પોતાની ઓરતની સાથે ઘાતકીપણાથી ચાલ્યો છે, તો આ કલમમાં રજા આપીછે તેવો હુકમ કરવાને તેમાજીસ્ત્રેટ મુખ્તિયારછે

અગર કોઈ ઓરત છીનાળુ કરતી હશે, અથવા કાંઈ પાકાં કારણ વિના પોતાના ધણીની સાથે રહેવાની ના કહેશે, અથવા તેઓ બેઉ માંહેમાંહે સમજુતી કરીને જુદાં રહેતાં હશે તો તેને તેના ધણી પાસેથી કાંઈ લવાજમ મળવાને તેનો હક ગણાશે નહીં.

---

**સરકાર વિરૂદ્ધ અનંતો ચક્રવર્ત્તી અને બીજા.**

તા. ૨૦ એપ્રીલ ૧૮૭૪

વા. ૨૨ } પુરાવાના આકટની કા. ૧૧૮ પ્રમાણે શાક્ષી-
પા. ૧ } દાર પોતાના સગીરપણાથી પ્રશ્નનો અર્થ સમજવાને અથવા તે પ્રશ્નનો સમજીને ઉત્તર આપવાને લાયક નથી એવું જોકે કોઈને જણાયુ હતું તો સને ૧૮૭૩ ના આકટ ૧૦ ની કા. ૧૩ પ્રમાણે જોયા છતાં, આ સાક્ષીદારના સંબંધે જોતાં આ શાક્ષીદારે સપથ લેવાનું કીંવા પ્રતિજ્ઞા કરવાનું લાગુ હતું કીંવા તેને સપથને ઠેકાણે પ્રતિજ્ઞા અને પ્રતિજ્ઞાને ઠેકાણે સપથ (સોગન) એવું કાંઈ થયું હતુ એમ નહિ છતાં તેની જુબાની જાણીબુજીને સપથ શિવાય અને પ્રતિજ્ઞા શીવાય લીધી છે માટે આ નવ વર્ષની છોકરીની શાક્ષી પુરાવામાં લેવા યોગ્ય નથી એમ ઠરાવ્યું.

---

~~સને ૧૮૭૨ ના~~ પુરાવાના આકટની કા. ૧૧૮ સર્વ કોઈ

સખસ સાહેદી આપવાને શક્ત છે એમ સમજવું; પરંતુ કોર્ટની નજરમાં એમ આવે કે કાચી ઉમરને લીધે, અ-થવા અતિશય જઈફીને લીધે અથવા શરીરના કીંવા મનના કાંઈ રોગને લીધે, અથવા એવા પ્રકારના બીજા કોઈ કારણને લીધે, તેને જે સવાલ પુછવામાં આવે, તે તે સમજી શકતા નથી, અથવા તે સવાલોના સમજણ વાળા જવાબ આપી શકતા નથી, તો તે સખસો સાહેદી આપવાને શક્ત છે એમ સમજવું નહીં.

ખુલાસો—દિવાનો માણસ સાહેદી આપવાને અશક્ત નથી, પરંતુ તેને સવાલ પુછવામાં આવે તે જો દિવાના પણાના સબબથી તે સમજી શકતો નહોય, અથવા તેના સમજણવાળા જવાબ આપી શકતો ન હોય તો તે અશક્તછે.

સને ૧૮૭૩ના આકટ ૧૦ની કા. ૧૩ સમ ખાવાની અથવા પ્રતિજ્ઞા કરવાની કસુર કરી હોય તેથી અથવા સમને બદલે પ્રતિજ્ઞા કરેચાથી અથવા પ્રતિજ્ઞાને બદલે સમખાધાથી અને હરકાંઈ સમ અથવા પ્રતિજ્ઞા જે તરેહથી કરાવી હોય તે તરેહમાં કાંઈ ગેરચાલ થઈ હોય તેથી હેઠળ લખ્યા પ્રમાણે સમજવું નહિ એટલે ચાલેલા જે કામ બાબત અથવા જુબાની બાબત ઉપર કહ્યા પ્રમાણે કસુર થઈ હોય અથવા સમની અને પ્રતિજ્ઞાની અદલા બદલી અથવા ગેરચાલ થઈ હોય તે કામ વેહેવાર ઉપ-યોગી નથી અથવા તે જુબાની કબુલ કરવા લાયક નથી એવું સમજવું નહિ; અથવા સાહેદને ખરેખર બોલવાની જરૂરછે તે વાતને હરકત થાયછે એવું સમજવું નહિ.

---

સરધારીલાલ—અરજદાર

તા. ૨૮ એપ્રીલ ૧૮૭૪

વા. ૨૨ } સમરજીસ્ટાર એ સરકારી નોકર (અમલદાર)
પા. ૧૦ } છે. પી. કો. કા. ૨૨૮ પ્રમાણે તેનું કામ એ ન્યાયનું કામ છે અને પુરાવાના આકટમાં "કોર્ટ" જે એવો શબ્દછે તેમાં તે કોર્ટનો સમાવેશ થાયછે.

પી. કો. કા. ૨૨૮માં જે બાબત કહેલી છે તેમાં જે કોર્ટ આગળ અપરાધ થશે તે કોરટે તે અપરાધની ચોકશી કરવી જોઇયે, પરંતુ તે કોરટે કામ ચલાવવું તે ક્રી. પ્રો. કો. કા. ના બાબ ૩૨ પ્રમાણે ચલાવવું જોઇયે.

કા. ૨૨૮માં કહેલો અપરાધ સબરજીષ્ટાર આગળ થયા છતાં તેણે જો કા. ૪૩૫, ૪૩૬ પ્રમાણે કામ નહિ ચલાવ્યું તો તે કામ ચલાવવાનો માજીસ્ત્રેટને અધિકારનથી.

---

પી. કો. કા. ૨૨૮ સરકાર વિરૂદ્ધ જયમલ આવણનો ફેસલો પાને ૪૩૭ છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ ઉપરનો ફેસલો જયમલ આવણનો તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. કા. ૪૩૬ કોઈ કામમાં અગર કોર્ટની નજરમાં એમ આવે કે ઉપર લખેલા ગુન્હાના તોહોમતવાળો કોઈ સખશ દંડ ન આપેતો તે બાબત તે કેદ થાય તે શિવાય તેને કેદ કરવો જોઇયે અથવા બસેરૂપીઆ કરતાં વધારે દંડ કરવો જોઇયે, તો શું શુ કરેથી તિરસ્કાર થયોછે તે હકીકત તથા ઉપર લખ્યા પ્રમાણે તોહોમતવાળા સખશનો મજકુર દફતરમાં લખી લઇને તે કોર્ટે તે કામ કોઈ માજીસ્ત્રેટ પાસે મોકલવું, અથવા, અગર તે તોહોમતવાળો સખશ રાણીની વીલાયતી રૈયત હોયતો, તે કામ ૧લા વર્ગનો જે માજીસ્ત્રેટ જષ્ટીસ આફ ધી પીસ અને રાણીની વિલાયતી રૈયત હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલવું. અને તે માજીસ્ત્રેટની આગળ હાજર થવા બાબત તે તોહોમતવાળા સખશનો જામીન લેવરાવવો, અથવા અગર પાકો જામીન આપવામાં ન આવેતો તે તોહોમતવાળા સખશને પોહોરામાં તે માજીસ્ત્રેટ પાસે મોકલાવી દેવો.

અગર તે કામ કોઈ માજીસ્ત્રેટની પાસે મોકલવામાં આવે, તો માજીસ્ત્રેટની આગળ ઇનસાફનું કામ ચલાવવાને માટે આ આકટમાં જે રીત ફરમાવેલીછે તે રીત પ્રમાણે તે માજીસ્ત્રેટે તે તોહોમતવાળા સખશનો ઇનસાફ

કરવો; અને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની જે કલમ મુજબ તેની ઉપર તોહોમત મુકવામાં આવ્યું હોય તે કલમમાં ફરમાવ્યા પ્રમાણે તે ગુન્હેગારને શિક્ષા કરવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયારછે.

રાણીની જે વિલાયતી રૈયતને માજીસ્ત્રેટની પાસે મોકલી હોય તે રૈયતની બાબતમાં તે માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે આ આકટના ૭મા બાબ મુજબ જેટલી શિક્ષા કરવાનો મને અખ્તિયારછે તે કરતાં અધિક શિક્ષા એ ગુન્હાને માટે થવી જોઇએ, તો તે ગુન્હેગારને શેશન કોરટમાં કમિટ કરવાને તે મુખ્તિયારછે.

આ કલમ મુજબ ઈનસાફ કરેલાં કોઈપણ કામમાં કોઈ માજીસ્ત્રેટની હજુરમાં તેની પોતાની કોરટની વિરૂદ્ધ કરેલાં કાંઇ પણ તિરસ્કારના કામને માટે તે માજીસ્ત્રેટને કેદની શિક્ષા અથવા બસેંરૂપીઆ કરતાં વધારે દંડની શિક્ષા કરવી નહિ.

ક્રી. પ્રો.કો. બાબ ૩૨ એ કોરટના તિરસ્કાર બાબતનોછે.

---

### સરકાર વિરૂદ્ધ ગુલામમહમદ અને બીજા

તા. ૨૯ મે ૧૮૭૪

વા. ૨૨ } પી. કો. કા. ૧૪૭ તથા ૪૪૭ અને ૪૫૩
પા. ૧૭ } પ્રમાણે કોઈ માણસપર ગદી કર્યા બદલવિગરે તોહોમત સાબિત કર્યાની અગાઉ જે કૃત્ય ઉપરથી તેનાપર આરોપ આવ્યો તે કૃત્યમાં તે સામેલ હતો કીંવા નહિ? એ ગેરકાયદેસર ઉપાયનો જે ઉદ્દેશ સીધ થવાનો તે યત્ન કરતો હતો તે તેનો ઉદ્દેશ હતો એ બદલ પુરાવોછે કીંવા નહિ એ ચોકશ ખાતરીપુર્વક જોવું જોઇયે.

---

પી. કો. કા. ૧૪૭ જે માણસ હંગામાનો ગુન્હો કરે તેને બેવર્ષની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

પી. કો. કા. ૪૪૭ જે માણસ સાપ્રાધ પ્રવેશ કરે તેને

ત્રણમહિનાની મુદતસુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની અથવા પાંચસેં રૂપીઆસુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

પી. કો. કા. ૪૫૩ જે માણસ ગુપ્ત ગૃહ પ્રવેશ કરે અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે તે માણસને બેવર્ષની મુદત સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડનેપણ લાયક થશે.

---

### સરકાર વિરૂદ્ધ ગોપી મોહનમીત્ર

તા. ૧૦ જુન ૧૮૭૪

વા. ૨૨ } મનુષ્ય હરણ કર્યાનો ગુન્હો એ કાયદા પ્રમાણે
પા. ૨૬ } પોતપોતામાં માંડીવાળવા જોગછે. ફરિયાદીનું કામ ચલાવવાનું સદરહુ પ્રમાણે કાડી લીધા છતાં ક્રી. પ્રો. કો. કા. ૧૮૮ પ્રમાણે આરોપિત માણસે અપરાધ કર્યો નથી એવું તેનું ફળછે.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૮૮ સરકારવિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ લખીની આગ્રદનીની

તા. ૧૧ જુન ૧૮૭૪

વા. ૨૨ } સાતવર્ષથી અધિક અને બારવર્ષની અંદરના
પા ૨૭ } છોકરે કરેલું કૃત્ય ગુન્હો નથી એમ થવાને તેણે જે કૃત્ય કર્યું તેનું સ્વરૂપ શું અને તેથી પરિણામ શોછે એ સમજવા જેટલી તેની પ્રૌઢ બુદ્ધિ નહોતી એમ સાબિત થવું જોઇયે.

---

### ચંદરશેખર થાકુર વિરૂદ્ધ નિતલુ અને બીજા

તા. ૧૭ જુન ૧૮૭૪

વા. ૨૨ } ક્રી. પ્રો. કો. ના બાબ ૧૮ પ્રમાણે જે અધિ-
પા. ૨૯ } કાર માજીસ્ટ્રેટને આપ્યો છે તેનો એવો હેતુ નથી કે આરોપિત માણસપર જે આરોપ

આવ્યો હોય તે બદલીને સદરહુ બાબ મધે જે અપરાધ કહેલા છે તે પૈકી એકાદ અપરાધ તે આરોપિતપર મુકવો. પરંતુ સંક્ષિપ્ત રીતે ઇનસાફ કરવા જોગ જે અપરાધ નથી એવા એકાદ અપરાધનો આરોપ કોઇના ઊપર મુક્યો હોય તે વખતે એવા અપરાધની બાબતમાં જે કામ ચલાવવાની રીત કહીછે તે રીત તેને લાગુ કરવી અને તે આરોપિતપર અપરાધ શાબિત કરવો કીંવા તેને દોષ મુકત કરવો કીંવા ઇનસાફ માટે તેને મોકલવો એ માજીસ્ત્રેટનું ખુલ્લું કર્તવ્ય કર્મછે. કા. ૨૨૨ માં જે આરોપ કહ્યોછે તે પૈકીનો ખુલ્લી રીતે અને પ્રત્યક્ષ રીતે એકાદ આરોપ હોય તે વખતે માત્ર બાબ ૧૮માં કહેલી રીતી પ્રમાણે કામ ચલાવવું.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૨૨ હેઠલ લખેલા ગુન્હાઓનો સંક્ષેપ રીતે ઇનસાફ કરવાનો અને ગુન્હેગારની ઊપર ગુન્હો શાબિત થયા પછી આ આકટની વીશમી કલમ પ્રમાણે શિક્ષાનો જે હુકમ કાયદાસર રીતે કરવાનો અધિકાર હોય તે હુકમ કરવાનો ડિસ્ટ્રિકટના માજીસ્ત્રેટને અખત્યારછે.

(૧) આ કાયદાની કા. ૧૪૮માં કહેલા ગુન્હા.

(૨) પીનલકોડની કા. ૨૬૪ તથા ૨૬૫ અને ૨૬૬મી કમલ પ્રમાણે કાટલાં તથા માપ સંબંધીના ગુન્હા.

(૩) પીનલકોડની કા. ૩૨૩ પ્રમાણે વ્યથા,

(૪) પીનલકોડની કા. ૩૭૯ પ્રમાણે ચોરીઃ—ચોરીના માલની કિમ્મત પચાસ રૂપિયા ઉપર નહીહોયત્યારે.

(૫) પીનલકોડની કા. ૩૮૦ પ્રમાણે ચોરીઃ—ચોરીના માલની કીમ્મત પચાસ રૂપિયા ઉપર નહીહોય ત્યારે.

(૬) પીનલકોડની કા. ૩૮૧ પ્રમાણે ચોરીઃ—ચોરીના માલની કીમ્મત પચાસ રૂપિયા ઉપર નહી હોય ત્યારે.

(૭) પીનલકોડની કા. ૪૧૧ પ્રમાણે ચોરીની મિલક્ત લેવી.

(૮) પીનલકોડની કા. ૪૨૭ પ્રમાણે બીગાડ.

(૯) પીનલકોડની કા. ૪૪૮ પ્રમાણે ગૃહપ્રવેશ.

(૧૦) પીનલકોડની કા. ૫૦૪ પ્રમાણે સમાધાનીનો ભંગ કરવાના ઈરાદાથી કોઈનો તિરસ્કાર કરવો અને ૫૦૬ કલમ પ્રમાણે સાપ્રાધ ધમકી.

(૧૧) ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઈ ગુન્હામાં મદદ કરવી અથવા તે ગુન્હાઓમાંનો કોઈ ગુન્હો કરવાની કોશીશ કરવી (તે કોશિશ ગુન્હો થતો હોય ત્યારે).

---

## મસામત સોમરી વિરૂદ્ધ જીતન સોનાર.

તા. ૨૩ જુન ૧૮૭૪

વા. ૨૨ } આ કામમાં માજીસ્ત્રેટે ક્રી. પ્રો. કો. કા. ૫૩૬
પા. ૩૦ } પ્રમાણે એક બઈરીને તેના ધણી પાસેથી દર મહીને અમુક રકમ આપવાનો ઠરાવ કર્યોહતો.

એ હુકમ હાઈકોરટે રદ કરી ઠરાવ્યું કે બઈરી પોતાના બાંપને ઘેર રહેતા છતાં તેના બાપે તેના ધણી પાસેથી કાંઈ રકમ લીધા શીવાય તેને પોતાના ધણીને ઘેર મોકલવાને ના કબુલ કર્યું હતું અને તે પોતાની બઈરીને અનવસ્ત્ર આપેછે કીંવા નહીં તેનો ખુલાસો કરવાને માટે ધણીને બોલાવ્યો નહોતો.

બીજા વર્ગના માજીસ્ત્રેટને કલમ ૫૩૬ પ્રમાણે હુકમ કરવાનો અધિકાર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૫૩૬ નૈપુર ઓરત વિરૂદ્ધ જુરાયનો ફેસલો પાને ૩૯૮ મે છે તે નિચે જુઓ.

---

## કલમમનદલ વિરૂદ્ધ ભોવાનીપ્રસાદ અને બીજા

તા. ૨૬ જુન સન ૧૮૭૪

વા. ૨૨ } ફરીયાદીએ કહેલી હકીકત ઉપરથી અપરાધ
પા. ૩૨ } સાબિત કર્યા હોય તો તે કાયદેસીર છે.

---

## સરકાર વિરૂદ્ધ બોચા ચોકીદાર.

તા. ૨૬ જુન ૧૮૭૪

વા. ૨૨ } પી.ક્રો.કા.૩૩૧ પ્રમાણે મુકેલા તોહોમતની ઈન-
પા. ૩૩ } સાફ થવા માટે રંગપુરના જોઈંટ માજીસ્ટ્રેટે
આરોપિતને પકડી લાવવાનો હુકમ કર્યો પણ
તે પકડાયો નહીં ત્યારે તેની ગેરહાજરીમાં જોઈંટ માજી-
સ્ટ્રેટની કોર્ટમાં તેની ચોકશી શરૂ થઈ, તેની વિરૂદ્ધ જે
શાક્ષિદાર હતા તેમની શાક્ષી તેની ગેરહાજરીમાં લઈ
લખી મુકીઅને પછી તે પકડાયો ત્યારે તે જુબાની તેની
વિરૂદ્ધ દાખલ કરી ઈનસાફ માટે તેને શેશનકમિટ કર્યો.

એ પ્રમાણે કમિટ કરવું ગેરકાયદેસર છે એમ મારો અભિપ્રાય છે માટે એ કમિટ કરવું રદ કરવા માટે શે-શન જડજે હાઈકોર્ટમાં લખી મોકલ્યાથી હાઈકોરટે ઠરાવ્યું કે જે લોકોની શાક્ષી આરોપિતની ગેરહાજરીમાં લીધી હતી તે લોકોને તેની રૂબરૂ બોલાવી તેઓની શાક્ષી લેવા જોગ છતાં તેમ કર્યું નથી.

ક્રી. પ્રો. કો. કા. ૩૨૭ નો છેવટનો ભાગ જોતાં તે ઉપરથી સાફ દેખાય છેકે શાક્ષીએ કહેલો મજકુર આરોપિતની ગેરહાજરીમાં જો અગાઉ દફતરમાં લખી મુક્યો હોયતો પછી આરોપિતની રૂબરૂ જો તે શાક્ષી થવા જોગ હોયતો તેમ કરવું જોઈયે પરંતુ આ કામમાં તેમ કર્યાનું જણાતુ નથી તો આ કમિટ કરવું રદ કરીએ છીએ.

---

પી. કો. કા. ૩૩૧ કોઈ સખ્શને માહાવ્યથા કરીને તે સખ્શ પાસે અથવા તે સખ્શની સાથે સંબંધ રાખનારા કોઈ સખ્શ પાસે જેથી કાંઈ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર અથવા માહાવ્યથા કરેલા સખ્શ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ સખ્શ પાસે જબરદસ્તીથી કાંઈ મિલકત અથવા કિમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઈ ખુબર આપે, એમ

કરવાના કારણસર જે માણસ બુધીપુર્વક માહાવ્યથા કરે તે માણસને દશવર્ષની મુદતસુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ક્રી. પ્રો. કો. કા. ૩૨૭ એડાના માજીસ્ટ્રેટના પત્ર નંબર ૯૪ થી થયેલો ઠરાવ પાને ૨૩૦ મેછે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ માતમમાલ**

તા. ૩૦ જુન ૧૮૭૪

વા. ૨૨ }
પા. ૩૪ } આ કામ અમારી રૂબરૂ અપુરેતુ આવ્યું છે, કેમકે ક્રી. પ્રો. કો. કા. ૨૫૫ પ્રમાણે તથા ૨૬૧ પ્રમાણે જોતાં કાયદા કરનારનો એવો હેતુછે કે કેદી એ અપરાધીછે કીંવા નહિ? અને જો અપરાધીછે તો તેનાપર મુકેલાં તોહોમતમાના કયા તોહોમતનો તે અપરાધીછે એ આસેસરે સ્પષ્ટ કહેવું જોઇયે અને જડજે જે ફેસલો કહેવો તે આસેશરે આપેલો અભિપ્રાય ધ્યાનમાં લઈ કેહેવો જોઇયે. આ કામમાં કેદી એ અપરાધીછે કીંવા નહિ એ બદલ આસેશરે કાંઈ કહ્યું નથી. આસેશરે એટલુંજ કહ્યું છે કે મહોજનીએ ગાળો દીધાથી આરોપિતે તેને માર્યોછે. જડજે જે મોટો શ્રમ લઈ ફેસલો લખ્યોછે તે ઉપરથી જોઇયે તો તેણે આસેશરનો અભિપ્રાય બીલકુલ ધ્યાનમાં લીધો નથી એવું દેખાઈ આવેછે આસેશરે જે ઉત્તર આપ્યો તે ઉપરથી આરોપિત અપરાધીછે કીંવા નહિ એ બદલ તેનો શો વિચાર હતો એ કાંઈ સમજાતુ નથી માટે આ કામ ફરી શેશનજડજ પાસે મોકલવું અને જડજે ફરી કામ ચલાવી આસેશરનો સ્પષ્ટ અભિપ્રાય લેવો અને પછી પોતાનો ફેસલો કહેવો એટલે સર્વ કામ કાયદેસર થશે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૫૫–તોહોમતનો જવાબ દેવાનું કામ પુરૂ થઈ રહે અને ફરિયાદીનું કામ ચલાવનારને પ્રત્યુ-

તર આપવો હોયતો તે પ્રત્યુતર આપે એટલે કોરટે હેઠળ લખ્યા પ્રમાણે કરવું એટલે:—

આસેસરો લઇને જે મુકદમાનો ઈનસાફ કર્યો હોય તે મુકદમામાં આસેસરોને પુછવું કે તમારૂં મત શુંછે, અને તેઓનું મત લઇને પછી દફતરમાં લખી રાખવું.

જ્યુરીથી જે મુકદમાનો ઈનસાફ કર્યો હોય તે મુકદમામાં ફરિયાદીનું કામ ચલાવનારની તરફના અને તોહોમતવાળાની તરફના સાહેદી પુરાવાનો સાર જ્યુરીને કહી સંભળાવવો, તથા જે કાયદા પ્રમાણે જ્યુરીએ ચાલવું તે કાયદો કહીને પછી તે મુકદમાનું વ્યાખ્યાન કરીને જ્યુરીને કહી સંભળાવવું.

જ્યુરીને સૂચનાર્થે જડજે જે કહ્યું હોય તે દફતરમાં લખી રાખવું.

ક્રી. પ્રો. કો. કા. ૨૬૧ જે મુકદમાનો ઈનસાફ આસેસરો લઇને કર્યો હોય તે મુકદમામાં આસેસરોનાં મત હોય તેઓનો વિચાર કરતાં ગુન્હો ઠરે નહીં તો કોર્ટે છોડી મુકવાનો હુકમ દફતરમાં લખવો, અથવા ગુન્હો ઠરે તો ગુન્હો સાબિત થયાનો ઠરાવ દફતરમાં લખવો; પણ કોર્ટને આસેસરોનાં અનુમત પ્રમાણે ચાલવાની જરૂર છે એમ સમજવું નહીં અગર આરોપિતની ઉપર ગુન્હો ઠરે તો કોરટે તેની ઉપર કાયદા મુજબ શિક્ષાનો હુકમ કરવો.

---

**દ્વારકાનાથ હાલદાર વિરૂદ્ધ નોદરચંદ ફામતે**

તા. ૩૦ જુન ૧૮૭૪

વા. ૨૨ } ક્રી. પ્રો. કો. કા. ૧૮૬ પ્રમાણે એક માજી-
પા. ૩૫ } સ્ત્રેટે આ કામ હાઈકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ્યું કે—

ફરિયાદી એક સાર્વજનીક તળાવપર સ્નાન કરતાં છતાં તેણે પોતાના ગળાની સોનાની સાંકળી પાળપર મુકી. આ વખતે કેદી તે ઠેકાણે હતો. સ્નાન કરી ઘર તરફ જતાં ફરિયાદી તે સાંકળી પાળપર વીસરી ગયો તે તેને

જ્યારે યાદ આવ્યું ત્યારે પાળપર આવી જોયું તો પાળપર તે જણાઈ નહી તે વખતે ફરિયાદીને આરોપિતપર શક આવ્યો. આરોપિત બેહેરો અને મુંગો હતો. પોલીસ સિપાઈએ આરોપિતને સમજાવ્યો તો તેણે રાખોડીના ઢગલામાંથી એક સાંકળી કાડી આપી તેથી તે તેણેજ મુકી હતી એમ તો ખુલ્લુ છે.

આ ઉપરથી અમને એમ જણાય છેકે આરોપિત એ વિચિત્ર (બેહેરો, મુંગો) માણસ છે અને તેણે તે દાગીનો ચળકનો હોવાના કારણે ચોરીને સંતાડ્યો માટે એવા માણસને શિક્ષા આપવી બરોબર જણાતુ નથી સબબ આરોપિતપરનો અપરાધ રદ કરી તેને ઉપદેશ કરી છોડી દેવો એવો હુકમ કર્યો.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૮૬ ફુબરી હલવાઈ વિરૂદ્ધ એક મુંગો માણસ તેનો ફેસલો પાને ૩૮૯ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ બાળકા હરી.**

તા. ૩ જુલાઈ ૧૮૭૪

વા. ૨૨ } જે માણસ બેહેરો અને મુંગો છે અને જેને
પા. ૩૫ } પોતાપર ચાલેલું કામ સમજાતુ ન હોય કીંવા પોતાપર આણેલા આરોપનો જવાબ આપવામાં આવતો નહોય એવા માણસનો ઈનસાફ કરવાના પ્રસંગે ક્રી. પ્રો. કો. કા. ૧૮૬ પ્રમાણે આરોપિતપર ચાલેલુ કામ એ પુરો ઈનસાફ થયો છે એવું માનવાને અને તે કામના સબંધે જે વાત સાબિત થયેલી હોય તેના ઉપરથી તે માણસને શિક્ષા આપવાને ક્રી. પ્રો. કો. કા. ૧૮૬ પ્રમાણે હાઈકોર્ટને અધિકાર છે.

આ કામમાંનો કેદી એ અપરાધી છે એ વિશે કોર્ટને બીલકુલ સંશય નથી પંતુ છેવટનો હુકમ કરવા અગાઉ કેદીને ફરી પોતાનું કહેવુ કહેવાને વખત આપવા માટે માજીસ્ટ્રેટને હુકમ કર્યો.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૮૬ ફુખરી હલવાઈ વિરૂદ્ધ એક મુંગા માણસનો ફેસલો પાને ૩૮૯ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ પોશનોચંદર ગોશાવી અને બીજા.**

વા. ૨૨ ⎫ ક્રી. પ્રો. કો. કા. ૪૯૧ પ્રમાણે માજીસ્ત્રેટ
પા. ૩૬ ⎭ કામ ચલાવતો હોય તે વખતે આરોપિતની રૂબરૂ આપેલા પુરાવાનો ઉપયોગ ન કરતાં અગાઉના ફોજદારી ઈનસાફ વખતે આપેલા પુરાવાનો ઉપયોગ કરવાને ૧૮૭૨ ના આકટ ૧ની કા. ૩૩ ઉપરથી તેને અધિકાર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૯૧ ડિસ્ટ્રિકટના ભાગના માજીસ્ત્રેટને અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટને જ્યારે એવી ખબર મળે કે ફલાણો સખસ સુલેહનો ભંગ કરશે એવો સંભવ છે, અથવા જેથી સુલેહનો ભંગ થવાનો સંભવ હોય એવું કાંઈ કામ તે કરશે એવો સંભવ છે ત્યારે તે સખસને સમન કરવાને ડિસ્ટ્રિકટના ભાગનો તે માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગનો તે માજીસ્ત્રેટ મુખત્યાર છે. તે સમનમાં તે સખસને એમ ફરમાવવું કે તમે ફલાણી વખતે તથા ઠેકાણે હાજર થાઓ, અને તે માજીસ્ત્રેટને યોગ્ય જણાય તે પ્રમાણે જામીન સાથે કે વગર જામીને સુલેહ રાખવા સારૂ તમારી પાસે એક ખત કેમ લખાવી લેવામાં નહી આવે તેનું કારણ બતાવો.

ખુલાસો ૧ લો. સુલેહ રાખવા સારૂ તમારી પાસેથી મુચલકો કેમ લખાવી લેવામાં નહીં આવે તેનું કારણ દેખાડો એવો સમન, કાંઈ રીપોર્ટ અથવા બીજી કાંઈ ખબર ખરી માનવા જોગ જણાતી હોય અને માજીસ્ત્રેટ ખરી માનતો હોય તેવા રીપોર્ટ ઉપરથી અથવા ખબરથી હરકોઈ સખસને કરવાનો અખત્યાર છે. પણ માજીસ્ત્રેટની આગળ જે પુરાવો હોય તે ઉપરથી પોતે ઠરાવ કરશે ત્યાંસુધી તેનાથી કોઈની પાસે મુચલકો લેવાશે નહીં.

ખુલાસો ૨ જો—આ કલમ પ્રમાણે કરેલો સમન પોતાની નજરમાં આવશે તો રદકરવાને માજીસ્ટ્રેટ મુખત્યારછે.

પુરાવાના આકટની કા. ૩૩ એકાદ ઈનસાફી કામમાં, કીંવા જે સખસને પુરાવો લેવાનો કાયદા પ્રમાણે અધિકાર હોય તે સખસની રૂબરૂ કોઈ સાહેદ સાહેદી આપી હોય તે સાહેદીમાં લખેલી હકીકત ખરી છે કે કેમ તે વાત પાછળથી બીજુ કોઈ ઈનસાફી કામ ચાલ્યું હોય તેમાં કીંવા સદરહુ પ્રથમ ચાલેલા કામના પાછલા ભાગમાં સાબિત કરવાને સદરહુ પ્રથમ આપેલો સાહેદી લગતી છે, તે એવે પ્રસંગે કે જ્યારે શાહેદ મજકુર મર્ણ પામ્યો હોય, કીંવા મળી નહીં શકતો હોય, કીંવા સાહેદી આપવાને અશક્ત હોય, કીંવા સામા પક્ષકારે તેને દુર રાખ્યો હોય, કીંવા ઘણો વખત લાગ્યા શિવાય કીંવા ઘણો ખરચ કર્યા શિવાય તે સખસને હાજર કરી શકાતો નહી હોય અને મુકદમાની કેફીયત ઉપરથી તેમ કરવું કોર્ટની નજરમાં બ્યાજબી દેખાતુ ન હોય ત્યારે.

પરંતુ કામ મજકુર તેજ પક્ષકારો વચે કીંવા હક સબંધીના તેમના પ્રતિનિધીઓ વચ્ચે ચાલેલું હોવું જોઇયે.

તથા ઉલટ તપાસણી કરવાનો હક તથા સંધી પ્રથમના કામમાં સામા પક્ષકારને મળેલાં હોવાં જોઇયે.

તથા પ્રથમના કામમાં તથા પાછલા બીજા કામમાં તકરારી મુદ્દા મુખ્યવાતે એકજ હોવા જોઇયે.

ખુલાસો. ફોજદારી કામની તજવીજ કીંવા ચોકસી તે ફરીયાદી તથા તોહોમતવાળા વચેનું કામ છે એવો આ કલમનો અર્થ છે એમ સમજવું જોઇયે.

---

**મધુસુદનશા ફર્યાદી.**

**હરીદાસ અને બીજા વિરૂદ્ધ પક્ષકાર.**

તા. ૨૧ જુલાઈ ૧૮૭૪

વા. ૨૨ } ફરિયાદ થયા ઉપરથી આરોપિતને સમન
પા. ૪૦ } કર્યો હોય અને ફરિયાદી પાસેથી તેમજ

તેણે આપેલા પુરાવાથી જે વાત સાબિત થઈ તે ઉપરથી ક્રી. પ્રો. કો. કા. ૧૪૮ માં કહ્યા પ્રમાણેનો ગુન્હો સાબિત છે એમ માજીસ્ટ્રેટને દેખાય તો સદરહુ કલમમાંના કોઈ પણ ગુન્હાનું આરોપિતપર તોહોમત મુકવાને કા. ૨૦૩ પ્રમાણે અધિકાર છે.

પોતાની રૂબરૂ આવેલી ફરિયાદ સમન્સ કેશની છે એમ સમજી માજીસ્ટ્રેટે કામ ચલાવ્યું હોય અને એવા કામમાં કામ ચલાવવાની જે રીત છે તે પ્રમાણે કામ ચલાવ્યું હોય અને તે કામ આગલી તારીખપર તહકુબ રાખ્યુ હોય અને તહકુબ રાખેલે દિવસે તે ફરિયાદી હાજર થાય નહીં તો ક્રી. પ્રો. કો. કા. ૨૦૮ પ્રમાણે તે ફરિયાદ રદ કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૪૮ જે ગુન્હાનો ઈનસાફ માજીસ્ટ્રેટ કરી શકે અને જે ગુન્હા બાબત એકલો દંડ, અથવા ૭ મહીના સુધીની કેદની શિક્ષા અથવા એ બેઉ શીક્ષા થઈ શકે તેવો કોઈ ગુન્હો કોઈ સખ્સે કર્યોછે, અથવા તેણે કર્યો છે એવો શક જાયછે એ પ્રમાણે તે કામમાં અધિકાર હોય એવા કોઈ માજીસ્ટ્રેટની આગળ કાંઈ ફરિયાદ કરવામાં આવે તો તે માણસે ફરિયાદનો જવાબ દેવા સારૂ ફલાણી વખતે ફલાણી જગાએ હમારી આગળ હાજર થવું, એવો સમન તે માણસના નામનો કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

તોહોમતવાળો સખ્સ નાશી જનાર છે એવું માજીસ્ટ્રેટને લાગે તો સમન મોકલવાને બદલે તે સખ્સને પકડવાનું પ્રથમજ પોતાનું વારંટ મોકલવાને તે મુખત્યાર છે.

એજ આક્ટની કા. ૨૦૩ સમનના મુકદમાનો ઈનસાફ કરતી વખતે હેઠળ લખ્યા પ્રમાણે કામ ચલાવવુંજોઈયે.

તોહોમતવાળા શખ્સની ઉપર કોઈ પણ વખતે પદ્ધતી પ્રમાણે તોહોમત મુકવાની જરૂર નથી અને ફરિયાદ અ-

થવા સમન જે છે તે જે વાતની ચોકસી કરવી તે વાત બાબતની તોહોમતવાળા સખસને નોટીસ છે એવું સમજવું. આ બાબમાં કહેલા પ્રકારના જે ગુન્હાનું તોહોમત કોઈ સખસની ઉપર આવ્યું હોય તેણે તે ગુન્હો કર્યો છે એવું જે વાતો સાબીત થઈ હોય તે ઉપરથી નજરમાં આવે તો ફરિયાદ અથવા સમન ગમે તે પ્રકારનો હોય તોપણ તે ગુન્હો તે માણસની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે.

ફરિયાદમાં અથવા સમનમાં કાંઈ ખામી હોય તેથી તોહોમતવાળો ખરેખાત ઉલટું સમજ્યો છે. એવું દેખાય તો તે ખામીથી તે ચાલેલાં કામના વેહેવાર ઉપયોગીપણાને હરકત થશે નહીં પણ તે તે પ્રમાણે ઉલટું સમજ્યો છેકે નહીં તેનો વિચાર કરતી વખતે તોહોમતવાળા સખસે જવાબ દેવાનું કામ શી રીતે ચલાવ્યું તે વાત ઉપર કોરટે નજર રાખવી.

ક્રી. પ્રો. કો. કા. ૨૦૮ કોઈ ફરિયાદ સાંભળવામાં આવે તે પેહેલાં અથવા તે સંભળાતી હોય તેવામાં શાહેદોને હાજર કરવા સારૂ અથવા બીજાં કાંઈ કારણ સારૂ તે ફરીયાદ સાંભળવાનું કામ બીજા દિવસપર મુલતવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે. તે દિવસ જે ઠરાવવો તે પક્ષકાર અથવા પક્ષકારોની હજુરમાં ઠરાવવો તથા તેઓ સાંભળે એવી રીતે કહી સંભળાવવો.

જે દિવસપર તે ફરિયાદ સાંભળવાનું અથવા વધારે સાંભળવાનું કામ એ પ્રમાણે મુલતવી રાખ્યું હોય તે દિવસે અગર તે તોહોમતવાળો સખસ હાજર નહીં થાય, તો તે સખસને પકડવા સારૂ પોતાનું વારંટ મોકલવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

અગર તે ફરિયાદ કરનાર હાજર નહીં થાય, તો તે માજીસ્ત્રેટ તે ફરિયાદ કાહાડી નાખવાને મુખત્યાર છે.

---

**સરકાર વિરૂદ્ધ અહમદ અલી અને બીજા.**

તા. ૨૧ જુલાઈ ૧૮૭૪

વા. ૨૨ } ક્રી. પ્રો. કો. કા. ૯૦ પ્રમાણે જે ખાતમી
પા. ૪૨ } આપવી કાયદા પ્રમાણે જરૂર છે એવી ખાતમી ન આપ્યા બદલ કોઈના ઉપર આરોપ મુક્યો હોય તો તે કામમાં જે કૃત્ય બન્યા બદલ આરોપિતે જાણીબુજીને ખાતમી આપવાને ત્યાગ કર્યું તે કૃત્ય કયા અપરાધનું છે અને તે અપરાધ કયા માણસે કર્યો છે અને તે અપરાધ બન્યા બદલ આરોપિતને માહીત હતું એટલી વાત સ્પષ્ટ દેખાઈ આવવી જોઈયે.

આ કામમાં તેમ નથી માટે તોહોમત અને શિક્ષા રદ કરવાં જોઇયે અને અરજદારને કરેલો દંડ જો તેણે ભર્યો હોય તો તે તેને પાછો આપવો.

---

ક્રી. પ્રો. કો. કા. ૯૦ દરેક ગામના મુખીએ તથા ગામના રખવાળે તથા જમીનના ધણીએ અથવા ભોગવટો કરનારે તથા તે ધણીના અથવા ભોગવટો કરનારના મુખત્યારે તથા સરકારની તરફથી અથવા કોર્ટ આફ વાર્ડસની તરફથી મેહેસુલ અથવા જમીનનું ગણોત વસુલ કરવાના કામ ઉપર જે એતદ્દેશિય અમલદારોને નિમ્યા હોય તે સઘળા એતદ્દેશિય અમલદારોને હેઠળ લખેલી વાતો બાબત જે ખબર મળે તે તેઓએ પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને અથવા પાસેમાં પાસેની પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને તાબડતોબ આપવી જોઈયે.

**(અ)** ચોરીનો માલ લેનારા તથા વેચનારા કોઈ મશહુર માણસનું રેહેવાનું ઠેકાણું, પોતે જે ગામનો મુખી અથવા રખવાળ હોય, અથવા જે ગામમાં પોતાની જમીનનો ભોગવટો કરતો હોય અથવા ગણોત અથવા મેહેસુલ વસુલ કરતો હોય તે ગામમાં હોય તે ઠેકાણા બાબત તાબડતોબ ખબર આપવી જોઈયે.

(બ) ફલાણું માણસ અથવા માણસો ઠગ અથવા અપહરણ કરનારા છે એવું માલુમ હોય અથવા બાજબી રીતે શક હોય તે માણસો સદરહુ ગામની હદમાંની કોઈ જગાએ આવતાં જતાં હોય તે વાત બાબત તાબડતોબ ખબર આપવી જોઈયે.

(ક) સદરહુ ગામમાં અથવા ગામની પાસે સતી થવાનીવાત અથવા સતીથવાનો ઇરાદોહોય તે વાત, અથવા જામીન નહી લઈ શકાય તેવો બીજો ગુન્હો કર્યાની વાત અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત તાબડતોબ ખબર આપવી જોઈયે.

(ડ) આકસ્મિક અથવા અસ્વભાવિક મોતે કોઈ મરી ગયાની વાત બાબત તાબડતોબ ખબર આપવી જોઈયે.

---

સરકાર વિરૂદ્ધ ખેતર મોહન ચૌરંગી

તા. ૨૫ જુલાઈ ૧૮૭૪

વા. ૨૨ | જે ગુન્હાનો ઇનસાફ સંક્ષેપરિતે કરવાનો પો-
પા. ૪૩ | તાને અધિકાર નહોતો એવા ગુન્હાનો ઇનસાફ માજીસ્રેટે ક્રી. પ્રો. કો. ના બાબ ૧૮ પ્રમાણે કર્યાથી હાઇકોરટે કા. ૩૪ પ્રમાણે એ માજીસ્રેટે કરેલું કામ રદ બાતલ છે એમ ઠરાવ્યું છે.

---

બાબ ૧૮ મો. સંક્ષેપરીતે ઇનસાફ કરવા બાબતનોછે.

ક્રી. પ્રો. કો. કા. ૩૪ કોઇ માજીસ્રેટને કાયદા પ્રમાણે અધિકાર નહી હોય તે માજીસ્રેટ હેઠળ લખેલી વાતોમાંની કાંઈ વાત કરશે તો તેણે જે કામ ચલાવ્યું હશે તે કામ રદ થશે તે વાતોની વીગત.

(૧) બીજા માજીસ્રેટે કામ ચલાવીને દફતરમાં દાખલ કર્યું હોય તે ઉપરથી તે શિક્ષાનો હુકમ કરશે, અથવા

(૨) ફરિયાદ થયા વગર તે કાંઇ મુકદમો સાંભળશે, અથવા.

(૩) ૧૭૨ મી કલમ પ્રમાણે માલ જપ્ત કરીને તે વેચશે અથવા

(૪) ગુન્હેગારનો સંક્ષેપ્ત રીતે તે ઇનસાફ કરશે, અથવા

(૫) અપીલનો તે ફેસલો કરશે, અથવા

(૬) મુકદ્દમાના કાગળ તે મંગાવશે, અથવા

(૭) પોસ્ટ આફીસમાં પત્રો બાબત ઝાડો લેવાનું વારંટ તે કરશે, અથવા

(૮) જામીન લેવા બાબત હુકમ કર્યા હોય તે તે તપાસીને ફેરવશે, અથવા

(૯) શકવાળો માલ અથવા ચોરીનો માલ તે ૪૧૭મી કલમ પ્રમાણે વેચશે, અથવા

(૧૦) સુલેહ રાખવા બાબત તે જમીન માગશે, અથવા

(૧૧) સુલેહ રાખવા બાબત મુચલકા લીધા હશે તે તે રદ કરશે, અથવા

(૧૨) સારી રીતે ચલાવવા બાબત તે જામીન માગશે, અથવા

(૧૩) સારી રીતે ચલાવવાને જે માણસ કાયદા પ્રમાણે બંધાયો હોય તેનો તે છુટકો કરશે, અથવા

(૧૪) સ્થાનિક લોકાપકારક કૃત્ય બાબતના મુકદ્દમામાં તે હુકમ કરશે. અથવા

(૧૫) લોકાપકારકકૃત્ય ફરીથી નહી કરવા બાબત તે હુકમ કરશે, અથવા

(૧૬) અટકાવ નહી થવા દેવા બાબત તે હુકમ કરશે, અથવા

(૧૭) કબજા બાબતના મુકદ્દમામાં તે હુકમ કરશે, અથવા

(૧૮) ગુજરાન બાબત તે હુકમ કરશે તો તેણે જે કામ ચલાવ્યું હશે તે કામ રદ થશે.

**ખરકધારીસીંગ અરજદાર**
**પરશાદીમુનદુલ વિરૂદ્ધપક્ષકાર**

તા. ૨૯ જુલાઈ ૧૮૭૪

વા. ૨૨ } નિયમ પ્રમાણે જોઇયે તો ફરિયાદીના શાક્ષી-
પા. ૪૪ } ની ઉલટ તપાસણીની યોગ્ય અને સગવડનો
વખત એજછે કે આરોપિતના જવાબની શરૂવાતની વખત તેજ. પરંતુ કેદીનો ડીફેન્સ (બચાવ) ચાલતાં છતાં કોઈ પણ વખતે ફોજદારી કોરટને ફરિયાદી તરફના શાક્ષીદારને ફરી બોલાવી મંગાવી તેની ઉલટ તપાસણી કરવા માટે આરોપિતને પરવાનગી આપવાનો અધિકાર છે.

ઈનસાફનું કામ પુરૂ થયાની અગાઉ કોર્ટમાં હાજર થયેલા શાક્ષીદારને ઘેર જવાનું કહેવાની અગાઉ તે શાક્ષિની શાહેદી લેવાની કેદીને જરૂર છેકે કેમ, કીંવા જરૂર લાગવાનો સંભવ છેકે કેમ એ બદલ કેદી પાસેથી ખરૂ કરી લેવાની કોર્ટની ફરજ છે અને જો આરોપિતને તેવી જરૂર હોય તો જે વખતે તેની હાજરીની જરૂર હોય તે વખતે તેને હાજર થવા વાસ્તે કોર્ટને જે યોગ્ય તજવીજ કરવી જરૂર લાગે તે કોરટે કરવી.

---

**નોબીનચંદર મુદુક અરજદારની બાબતમાં.**

તા. ૨૯ જુલાઈ ૧૮૭૪

વા. ૨૨ } **અ** એ **બ** ની સાથે કરાર કર્યો કે મને જો
પા. ૪૬ } તમે દરમહિને હપતા આપો તો તેના તારણ
બદલ મારો જે **ક** ઉપરનો દાવો છે તેનો ફાયદો તમને હું આપુછુ. અને **ક** સાથે હું કાંઈ ખાનગી તોડ જોડ નહી કરૂ. પછી **અ** એ તે કરારનામા વિરૂદ્ધ **ક** ઉપરનો દાવો ખાનગી પતાવ્યો. તે કામમાં એવો ઠરાવ કર્યોકે **અ** એ **ક** સાથે જે તોડજોડ કરી તે **બ** સાથે કપટ કરી કીંવા બદદયાનતથી કરી છે એવું હોયા શિવાય **અ** ઉપર પી. કો. કા. ૪૨૨ પ્રમાણે તોહોમત મુકાઈ શકાતું નથી.

પી. કો. કા. ૪૨૨ પોતાનું અથવા કોઈ બીજા સખ્સનું કાંઈ લેહેણું કે માગણું હોય, તે પોતાનું અથવા તે સખ્સનું કરજ અદા કરવામાં કાયદા મુજબ કામે આવતું જે માણસ બદદયાનતથી અથવા દગલબાજીર્થી અટકાવે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

### સરકારવિરૂદ્ધ ભીકુ કલવર.

તા. ૨૧ જાનેવારી ૧૮૭૩

વા. ૧૯ } ક્રી. પ્રો. કો. કા. ૨૩૨ અને ૪૨૫ ના ઠરાવને અનુસરીને એવો ઠરાવ થયો કે આ-
પા. ૨૫ } રોપિત માણસ ગાંડો છે એવું ઈનસાફની વખતે શેશન જડજની નજરમાં આવેતો તે ગાંડો છે કે નહી? એ મુદ્દાની ચોકશી કરવી તે આરોપિતના ઈનસાફનો એક ભાગ હોવાથી તે મુદાની ચોકસી જ્યુરી સાથે કરવી જોઈયે અને શેશન જડજ એકલાએ કરવી નહીં.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૩૨ શેશન કોર્ટમાં. ઈનસાફનું કામ જ્યુરીથી કરવું અથવા બે અથવા વધારે આસેસરોની મદતથી ચલાવવું.

ક્રી. પ્રો. કો. કા. ૪૨૫ કોઈ સખ્સને તેનો ઈનસાફ થવા સારૂ કોઈ શેશન કોર્ટમાં કમિટ કર્યો હોય તે સખ્સ અગર તેના ઈનસાફની વેળાએ તે કોર્ટની નજરમાં ગાંડો તથા પોતાનો જવાબ કરવાને અશક્ત જણાય, તો પ્રથમ તે કોરટે તે સખ્સ ખરેખર ગાંડો છે કે નહીં એ વાતની તજવીજ કરવી, અને અગર તે વાતની તેની ખાત્રી થાય તો તેણે એવો ખાસ ફેસલો આપવો કે તોહોમતવાળો શખ્સ ગાંડો છે તથા પોતાનો જવાબ કરવાને અશક્તછે અને તે ઉપરથી તે ઈનસાફનું કામ મુલતવી રાખવું.

તોહોમતવાળો શખ્સ ગાંડો છે તે વાતનો ઈનસાફ કો-

ટીમાં તેનો ઈનસાફ થાય તેનો ભાગછે એવું સમજવું.

---

### સરકાર વિરૂદ્ધ દુર્યોધંન સમતો.

તા. ૨૫ જાનેવારી ૧૮૭૩

વા. ૧૯ } આરોપિતનો ઈનસાફ ચાલતાછતાં તેણે ઘણાં
પા. ૨૬ } ગાંડાપણાનાં ચીન્હ બતાવ્યાં એવું મને દેખા-
યછે માટે જે વખતે તેણે અપરાધ કર્યો તે વખતે તે ગાંડો હતો કીંવા નહીં એ મુદાનો આપણે ઠરાવ કરવો એવું શેશન જડજે જ્યુરીને કહ્યું તે કામમાં એવો ઠરાવ થયો કે શેશન જડજે આ મુદો કાડ્યા અગાઉ સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૪૨૫ પ્રમાણે તેનો ઈનસાફ ચાલતો હતો તે વખતે તે ગાંડો હતો અને તોહોમતનો જવાબ આપવાને તે અસમર્થ હતો સબબ તે ગાંડો છે કે નહીં? એ પ્રશ્નનો નિકાલ પેહેલાં કરવા વાસ્તે શેશન જડજે જ્યુરીને કહેવું જોઈતું હતું.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૨૫ આ ફેસલા ઉપર જે ફેસલો છે તે નિચે છે તે જુઓ.

---

### સસ્કાર વિરૂદ્ધ બસુ રામદાશ.

તા. ૧૮ ફેબ્રુઆરી ૧૮૭૩

વા. ૧૯ } કેદીને ૨૪ કલાક કરતાં વધારે મુદત સુધી અ-
પા. ૩૯ } ટકાવી મુક્યા બદલ એક પોલીસ સબ ઈન્સ્પેક-
ટર ઉપર આરોપ મુકવામાં આવ્યો હતો તે કામમાં એવો ઠરાવ થયો કે તેણે બદદયાનતથી કેદીને અટકાવી મુક્યો હતો એવી ફરીયાદી તરફે સાબિતી કરવાની જરૂર નથી કારણ કે વિશેષ હુકમ ન છતાં યોગ્ય મુદતથી અધિક વખત સુધી કોઈ પોલીસ અમલદારે આરોપિતને અટકાવી રાખવો નહીં એવું સને ૧૮૭૨ના આક્ટ ૧૦ ની કા. ૧૨૪ માં સાફ કહ્યું છે અને તેવો હુકમ આ કામમાં નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૧૨૪—મુકદ્દમાની સઘળી કેફીયત જોતાં યોગ્ય હોય તે કરતાં વધારે મુદતસુધી કોઈ તોહોમતવાળા સખ્શને કોઈ પોલીશ અમલદારે પોહોરામાં રાખવો નહિ; અને તે મુદત માજીસ્ત્રેટને તે મુકદ્દમાની ચોકશી અથવા ઇનસાફ કરવાનો અધિકાર હોય કે નહિ; તોપણ તે માજીસ્ત્રેટનો ખાસ હુકમ નહિ હોયતો ચોવીશ કલાકથી વધારે ન હોવી જોઇયે. જે ઠેકાણે તે સખ્શને પકડ્યો હોય ત્યાંહાંથી માજીસ્ત્રેટની કોર્ટસુધી જતાં જેટલી વાર લાગે તેટલી વાર તે મુદતમાં ગણવી નહિ.

અગર ચોવીશ કલાકમાં તપાસ પુરી થઈ નહિ હોય અને ઉપર કહ્યા પ્રમાણે ખાસ હુકમ થયો નહિ હોય, અને તોહોમત સારા આધારવાળુંછે, એમ માનવાના શબબ હોય, તો તે પોલીશની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે તે તોહોમતવાળા સખ્શને અધિકારવાળા માજીસ્ત્રેટ પાસે મોકલી દેવો, અને એમ લખી મોકલવું કે એ સખ્શને ફલાણા ગુન્હાને માટે પકડેલો છે.

જે માજીસ્ત્રેટ તોહોમતવાળા સખ્શને અટકાવી રાખવાનો આ કલમ પ્રમાણે હુકમ કરે તેણે તે પ્રમાણે કરવાના કારણો દફતરમાં લખી મુકવાં જોઇયે.

તે હુકમ ડિસ્ત્રિકટના અથવા ડિસ્ત્રિકટના ભાગના માજીસ્ત્રેટ શિવાય બીજા માજીસ્ત્રેટે કર્યો હોયતો તેણે પોતાના હુકમની નકલ તથા તે હુકમ કરવાનાં કારણો પોતે તે માજીસ્ત્રેના તાબામાં હોય તે માજીસ્ત્રેટને લખી મોકલવાં.

---

## સરકાર વિરૂદ્ધ રાજકુમાર બોસ

તા. ૪ મારચ ૧૮૭૩

વા. ૧૯ } પા. ૪૧ } આરોપિતને જાસ્તી શિક્ષા આપવા માટે તેનાપર અગાઉ શાબિત થયેલા અપરાધની શાબિતી કરવી હોયતો તેનાપર અગાઉ અપરાધ શાબિત થયો હતો એવું તે ચાર્જમાં લખવું જોઇયે

એમ ક્રી. પ્રો. કો. કા. ૪૩૯ ઉપરથી થાયછે. તેવું ચાર્જમાં લખ્યુ ન હોયતો શિક્ષા કહ્યા અગાઉ કોઇપણ વખતે તે મજકુર તોહોમતનામામાં સામેલ કરાશે પરંતુ શિક્ષા કરેયા પછી માત્ર તેવું કરાશે નહિ.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૩૯ તોહોમતવાળા સખશની ઉપર જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો તોહોમતનામામાં લખવો.

જે કાયદામાં કોઈ વાતને ગુન્હો ઠરાવ્યો હોય તે કાયદામાં તે ગુન્હાનું કાંઈ મુકરરર નામ લખ્યુ નહિ હોય તો જે વાતનું કેદીની ઉપર તોહોમત મુકયું હોય તે વાત તેના સમજવામાં આવે એટલી તે ગુન્હાની બ્યાખ્યા લખવી જોઇયે.

જે આકટ તથા જે આકટની જે કલમ અથવા કલમો વિરૂદ્ધ ગુન્હો કર્યાનું કહેતા હોય તે આકટ તથા તે આકટની તે કલમ અથવા કલમો તોહોમતનામામાં લખવી.

તોહોમત મુકયુંછે તે વાત, જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો થવાને કાયદાસર જે જે સરતની કાયદા પ્રમાણે જરૂર હોય તે તે સરત તે મુકરરર કામમાં પાર પાડીછે એવું કહ્યા સમાનછે.

તોહોમતનામું અંગરેજીમાં અથવા ડિસ્ત્રિકટની ભાષામાં લખવાનો અખ્તારછે. કેદી જે ભાષા સમજતો હોય તે ભાષામાં તોહોમતનામું લખ્યુ નહિ હોય તો તે જે ભાષા સમજતો હોય તે ભાષામાં તે તેને વાંચી સંભળાવવું.

તોહોમતવાળા સખશની ઉપર અગાઉ કાંઈ ગુન્હો ઠર્યો હોય અને જે શિક્ષા ઠરાવવી હોય તે ઠરાવવાસારૂ અગાઉનો ઠરાવ શાબિત કરવાનો ઈરાદો હોયતો શિક્ષાનો હુકમ કર્યા પેહેલાં કોઇપણ વખતે તે વાત દાખલ કરવાનો અધિકારછેપણ શિક્ષાનો હુકમ કર્યા પછી દાખલ કરવાનો

અધિકાર નથી.

---

## સરકાર વિરૂદ્ધ કુંજલાલીથ અને બીજા

તા. ૩૦ એપ્રીલ ૧૮૭૩

વા. ૨૦ }
પા. ૧ } બનેલી વાતના સંબંધે જ્યુરીએ જે ઠરાવ કર્યો હોય તે ઠરાવ જે કામમાં જડજને માન્ય નહિ હોય તો તે કામ અને કાયદાના સંબંધે જડજે જે હકીકત જ્યુરીને કહી હોય તે હકીકત પ્રમાણે જ્યુરીએ કામ કર્યું નથી એવી જે કામમાં જડજની તકરાર હોય તે કામ હાઇકોર્ટમાં મોકલવાનો ૧૮૭૨ ના ૧૦ની કા. ૨૬૩ ઉપરથી શેશનજડજને અધિકાર છે. અને સદરહુ કલમ પ્રમાણે જે કામ હાઇકોર્ટમાં આવ્યું હોય તે કામમાં બનેલી વાત ઉપરથી કેદી અપરાધીછે એવા જ્યુરીએ ઠરાવ કર્યો હોય તોપણ તેને દોષરહિત કરવો યોગ્યછે એવુ હાઇકોર્ટને દેખાય તો તેમ કરવાનો અધિકાર છે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ સરકારવિરૂદ્ધ બળવંત પેઢારકરનો ફેસલો પાને ૧૦૨ મેછે તે નિચે જુઓ.

---

## સોબિલદાસ વિરૂદ્ધ ચંદ્રદેબી અને બીજા

તા. ૯ મે સને ૧૮૭૩

વા. ૨૦ }
પા. ૧૫ } કેદીને વધારે શિક્ષા થવા માટે બીજા વર્ગના એક માજીસ્ત્રેટે એ કામ સને ૧૮૭૨ના ૧૦ ની કા. ૪૯ પ્રમાણે ડેપ્યુટી કમીશનર પાસે મોકલ્યું. તે કામ ડેપ્યુટી કમિશનરે હાઇકોર્ટમાં મોકલ્યું.

હાઇકોરટે તેમાં હાથ ઘાલવાને ના કબુલ કર્યું, કારણકે સદરહુ કલમ ઉપરથી જોતાં તે કામની ચોકશી ડેપ્યુટી કમિશનરે પોતે કરવી જોઇતી હતી અને કેદી વિરૂદ્ધ જે પુરાવો હતો તે પુરાવા ઉપરથી જે તોહોમતના શાબિતી કરવી બરોબરછે એવું તેને દેખાય તે અપરાધની શા-

બિતી તેનાપર કરવાની હતી અને તે કામ હાઇકોર્ટમાં મોકલવું નહતુ એવો હાઇકોર્ટનો અભિપ્રાય થયો.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૬ બેલગામના શેશનજડજેનો પત્ર નંબર૨૮૦ નો આગ્નાપરથી થયેલો ઠરાવ પાને ૨૬૨મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ સીધમ સરકાર

તા. ૯ મે સને ૧૮૭૩

વા. ૨૦ }
પા. ૧૬ } ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ પ્રમાણે હાઇકોરમાં આવેલા કામમાં આરોપિતને છોડદેવા વિશે જો કે જ્યુરીએ ઠરાવ કર્યો હતો તોપણ બનેલી વાત ઉપરથી હાઇકોરટે આરોપિતના ઉપર અપરાધ સ્થાપન કર્યો.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૬૩ સરકાર વિરૂદ્ધ બળવંત પેંઢારકરનો ફેસલો પાને ૧૦૨મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ અભિત પરીદ અને બીજા

તા. ૨૨ મે ૧૮૭૩

વા. ૨૦ }
પા. ૧૭ } ક્રી. પ્રો. કો. કા. ૨૨૨ પ્રમાણે સંક્ષિપ્ત રીતે કામ ચલાવવા વિશે જે મજકુરછે તે નિચે આવનારાં કામમાં અપરાધ સ્થાપન ઉપરથી એવું સ્પષ્ટપણે દેખાઇઆવવું જોઇયે કે તે કલમમાં જે કામ ચલેલુછે તે પૈકી આ એક કામછે. ચોરીબદલનું કામ હોય તો ચોરાએ ગયેલા માલની ખરી કિંમત શી છે તે ઠરાવવું જોઇયે.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૨૨ ચંદરશેખર થાકુર વિરૂદ્ધ નિતલુ અને બીજાનો ફેસલો પાને ૪૦૪ મે છે તે નિચે જુઓ.

---

## અબ્દુલ કાદરખાન વિરૂદ્ધ પરન્હીના માજીસ્ત્રેટ

તા. ૪ જુન ૧૮૭૩

પા. ૨૦ } ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ અને ૬૪ ઉપરથી
પા. ૨૩ } જોતાં ઇનસાફ થવા માટે દરમિયાન જે કામ ચાલવાનું તે ચાલતા છતાં કોઇપણ માજીસ્ત્રેટનું પ્રોસીડીંગ મંગાવી તે તપાસવાનો અને પોતાની રૂબરૂ કાગળો નહી છતાં તેવું પ્રોસીડીંગ તહકુબ કરવાનો અને તેજ પ્રમાણે આરોપિત માણસ પાસેથી જામીન લેવાનો હુકમ કરવાનો હાઇકોર્ટને અધિકાર છે.

વારંટથી એકાદ કેદીને પકડ્યો તો તેને અને તેટલો જલદી એકાદ માજીસ્ત્રેટની રૂબરૂ આણ્યા પછી કોઇએ સોગનપર જુબાની આપી ફરી તેને અટકાવી રાખવા જોગ કાંઇ કારણ બતાવ્યા શીવાય કીંવા તેને ફરી તુરંગમાં મોકલવાનો યોગ્ય સબબ છે એવું દફતરે લખ્યા શિવાય વધારે અટકાવી મુકવાના હુકમ કરવાને માજીસ્ત્રેટને અધિકાર નથી.

---

ક્રી. પ્રો. કો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો કા. ૬૪ ફલાણો ફોજદારી મુકદમો અથવા અપીલ અથવા ફલાણા વર્ગના મુકદમા અથવા અપીલો પોતાના તાબા માંહેની ફોજદારી કોર્ટમાંથી લઇ લઇને પોતાના જેટલી અથવા વત્તી હકુમતવાળી સદરહુ પ્રકારની બીજી કોઇ ફોજદારી કોર્ટમાં મોકલવાનો હુકમ કરશું તો ઇનસાફની મતલબ પાર પડશે અથવા પક્ષકારોને અથવા સાહેદોને ઠીક પડશે એવું હાઇકોર્ટની નજરમાં આવશે તો તેવો હુકમ કરવાનો અખત્યાર તે કોર્ટને છે.

અથવા જે ડિસ્ત્રિકટમાં અથવા ડિસ્ત્રિકટના ભાગમાં ગુન્હો થયો હોય તે ડિસ્ત્રિકટ શિવાય અથવા ડિસ્ત્રિકટના ભાગ શિવાય બીજી ડિસ્ત્રિકટમાં અથવા ડિસ્ત્રિકટના બીજા ભાગમાં તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ

કરવાનો હુકમ ફરમાવવાનો અખત્યાર હાઇકોર્ટને છે. હાઇકોર્ટ હરકોઈ મુકદમો બીજી કોર્ટમાંથી મંગાવીને ઈનસાફ કરવા સારૂ પોતે લે તો તે મુકદમો ઉપર કહ્યા પ્રમાણે મંગાવી લીધો નહી હોત તો તે કોર્ટ જે રીતે કામ ચલાવતે તે રીતે હાઇકોરટે કામ ચલાવવું.

---

**સરકાર વિરૂદ્ધ ગંગાસીંગ અને બીજા**

તા. ૧૯ જુન ૧૮૭૩

વા. ૨૦ } લોકોમાં સુલેહ રાખવા માટે મુચરકો આપ-
પા. ૩૯ } વાનો હુકમ તમને કેમ કરવો નહીં તેનું કારણ બતાવવા કોઈ લોકને સમન્સ કર્યા છતાં તે પ્રસંગે કામ ચલાવવું તે સન ૧૮૭૨ના ૧૦ની કા. ૪૯૧ અને ૪૯૨ ના ઠરાવને અનુસરીને ચલાવવું જોઇયે. અને તે સમનમાં મુચલકાની રકમ અને તેનું સ્વરૂપ અને કેટલી મુદતનો મુચલકો જોઇયે તે મુદત એટલું લખવું જોઇયે.

---

ક્રી. કા. ૪૯૧ સરકાર વિરૂદ્ધ પ્રોસનોચંદર ગોસાવી અને બીજાનો ફેસલો પાને ૪૧૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. કા. ૪૯૨. જે રીપોર્ટ ઉપરથી અથવા બાતમી ઉપરથી સમન કર્યો હોય તેની મતલબ તથા ખતની રકમ તથા કેટલી મુદત સુધી તે અમલમાં રહેવું જોઇયે તે લખવું અને અગર જામીન જોઇયે તો કેટલા જામીન જોઇયે તે તથા તે એક એક પાસે કેટલી કેટલી રકમનાં ખત લખાવી લેવાં છે તેપણ તે સમનમાં લખવું. અને જે સખસના ઉપર સમન કરવામાં આવ્યો હોય તેણે કહી જગાએ અને ક્યારે હાજર થવું તે પણ સમનમાં લખવું.

ખુલાસો—તે સખસો કોર્ટમાં હાજર હોય તો સમન કરવાની જરૂર નથી. પણ જે સખસને સમન કરવામાં આવ્યો હોય તેના પાસેથી ખતકાંન લખાવી લેવું તેનું કારણ દેખાડવાને તેને છુટ આપવી જોઇયે.

## સરકાર વિરૂદ્ધ ઝાપુ અને બીજા.

તા. ૧૯ જુન ૧૮૭૩

વા. ૨૦ } આરોપિત ઉપર સાપ્રાધ પ્રવેશ કર્યાની સા-
પા. ૩૭ } બિતી થયા ઉપરથી જોઇંટ માજીસ્ત્રેટે તેને
કેદની શિક્ષા આપી અને લોકોની સુલેહ રા-
રાખવાનો મુચલકો આપવો એવો હુકમ કર્યો. જે ગુન્હા બદલ મુચલકો લેવા વિશે ક્રી. પ્રો. કો. કા. ૪૮૯ માં કહ્યુંછે તે ગુન્હા પૈકી સાપ્રાધ પ્રવેશનો અપરાધ નથી એવું શેશન જડજને દેખાયા ઉપરથી મુચલકો લેવા વિશે જે માજીસ્ત્રેટે હુકમ કર્યો હતો તે હુકમ રદ કરવા વાસ્તે શેશનજડજે હાઇકોર્ટને લખી મોકલ્યાથી હાઇકોરટે ઠરાવ્યું કે-

આરોપિતની વર્તણુક લોકોની સુલેહ તોડવા સરખી હતી સબબ મુચલકો લેવા બદલ માજીસ્ત્રેટે જે હુકમ કર્યો છે તેમાં કાંઈ ગેરકાયદેસર નથી એવું ઠરાવી હાઇ-કોરટે શેશન જડજનું કહેવું ના કબુલ કર્યું.

---

ક્રી. કા. ૪૮૯ જ્યારે કોઈ સખસની ઉપર હંગામો, હુમલો કે બીજો સુલેહનો ભંગ કરવાનું અથવા તેમાં મદ-દગારી કરવાનું, અથવા હથીયારવાળાં માણસોને એકઠાં કરવાનું, અથવા તેમ કરવાના સાફ ઇરાદાથી કાયદા વિરૂદ્ધ બીજા ઉપાયો કરવાનું તોહોમત મુક્યું હોય તે તો-હોમત તેની ઉપર કોઈ શેશન કોર્ટની આગળ અથવા ડિસ્ત્રિકટના ભાગના માજીસ્ત્રેટની આગળ અથવા ૧ લા વર્ગના માજીસ્ત્રેટની આગળ સાબિત થાય,

અને જે કોરટે અથવા માજીસ્ત્રેટે તે સખસની ઉપર તે ગુન્હો ઠરાવ્યો હોય, અથવા જે કોર્ટ અથવા માજીસ્ત્રેટ તે કામમાં શિક્ષાનો છેલ્લો ઠરાવ અથવા હુકમ, કરે તે કોરટ અથવા માજીસ્ત્રેટના અભિપ્રાયમાં એમ આવે કે સુલેહ રાખવા સારૂ તે સખસની પાસે મુચલકો લખાવી લેવો બાજબી તથા જરૂર છે.

ત્યારે તે મુકદમ માં બીજો કાંઈ હુકમ થયો હોય તેની

સાથે તે કોર્ટ અથવા માજીસ્ત્રેટ એવું ફરમાવવાને મુખ્ત્યાર છે કે જે સખ્સની ઉપર ગુન્હો ઠર્યો છે તે સખ્સે આટલી રકમની તથા આટલી મુદત સુધી સુલેહ રાખવા સારૂ કાયદા મુજબ એક કબુલત લખી આપવી તે રકમ જે ઠરાવવી તે તે સખ્સની હાલત તથા મુકદ્દમાની કેફીયતપર નજર કરતાં યોગ્ય જણાય તેટલી ઠરાવવી, અને મુદત જે ઠરાવવી તે પ્રત્યેક કામમાં જેટલી યોગ્ય જણાય તેટલી ઠરાવવી; પણ અગર તે શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કોઈ માજીસ્ત્રેટે કર્યો હોય, તો તે મુદત એક વર્ષથી વધારે ન હોવી જોઇયે, અથવા તે શિક્ષાનો ઠરાવ અથવા હેલો હુકમ કોઈ શેશન કોર્ટે કર્યો હોય તો તે મુદત ત્રણ વર્ષથી વધારે ન હોવી જોઇયે. તે હુકમમાં એવો પણ ઠરાવ કરવો કે મુચલકો નહી આપે તો જે માણસને મુચલકો આપવાનો હુકમ કર્યો હોય તેને માજીસ્ત્રેટે તે હુકમ કર્યો હોય તો ઘણામાં ઘણાં એક વર્ષ સુધી આસાન કેદમાં રાખવો, અથવા હાઇકોર્ટ અથવા શેશન કોરટે હુકમ કર્યો હોય તો ઘણામાં ઘણાં ત્રણ વર્ષ સુધી આસાન કેદમાં રાખવો; પણ તે મુદતની અંદર તે ઉપર કહ્યા પ્રમાણે મુચલકો લખી આપે તો તેને તુરત છોડી મુકવો એવા ઠરાવ કરવો.

તોહોમતવાળા શખ્સને કેદની શિક્ષા કરી હોયતો જેટલી મુદતનો મુચલકો આપવાનું તેને ફરમાવ્યું હોય તે મુદત અને મુચલકો નહી લખી આપવા બાબતની કેદ તે શિક્ષાની મુદત પુરી થયાપછી તે માણસ કેદમાંથી છુટશે ત્યારથી ચાલુ થશે.

આ કલમમાં કહેલો કોઈ ગુન્હો કોઈ તોહોમતવાળા સખ્સની ઉપર ડિસ્ત્રિકટનો ભાગ જે માજીસ્ત્રેટના હવાલામાં નહી હોય તે માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ નહી હોય તે માજીસ્ત્રેટ ઠરાવે ત્યારે તે સખ્સની પાસેથી સુલેહ રાખવા સારૂ મુચલકો લખાવી લેવો વાજબી તથા જરૂર છે એમ તે માજીસ્ત્રેટના અભિપ્રાય-

માં આવે તો તે માજીસ્ટ્રેટ જે ડિસ્ટ્રિકટના માજીસ્ટ્રેટના અથવા ડિસ્ટ્રિકટના ભાગના માજીસ્ટ્રેટના અથવા ૧ લા વર્ગના માજીસ્ટ્રેટના તાબામાં હોય તે માજીસ્ટ્રેટને તે કામનો રિપોર્ટ કરી મોકલવો, અને જે માજીસ્ટ્રેટને તે કામનો રિપોર્ટ કરી મોકલ્યો હોય તેણે જાણે તે ગુન્હો પોતાની જ આગળ ર્ક્યો હોય એવી રીતે તે કામમાં હુકમ કરવો.

ફેસલા ઉપર સહી કરતી વખતે અથવા ફેસલા ઉપર જે કોરટે સહી કરી હોય તે કોરટે સદરહુ પ્રકારનો હુકમ ર્ક્યો નહી હોય ત્યારે જે માજીસ્ટ્રેટ તે મુચલકો આપવાનો હુકમ અસલ શિક્ષાના હુકમમાં વધારે તે માજીસ્ટ્રેટની આગળ ગુન્હેગારને હાજર કરવો જોઇયે.

---

**નોબા ફીસ્તો આચારજી વિરૂદ્ધ લાલચંદશેખ**

તા. ૧૯ જુન સન ૧૮૭૩

વા. ૨૦ } આરોપિતપર એક તટુ ચોર્યાનો આરોપ હતો,
પા. ૩૮ } તે આરોપ તેનાપર સાબિત થયાથી માજીસ્ટ્રેટે તેને કેદની અને ૩૨૫) ના દંડની શિક્ષા કરી, અને દંડની રકમ વસુલ થયે ફરિયાદીને આપવી એવો હુકમ ર્ક્યો. અને જે ત્રિજા માણસે તે ટટુ પ્રસિદ્ધરીતે થયેલા વેચાણમાં કીમત આપી વેચાણ લીધો હતો તેને તે પાછો આપવાનો હુકમ ર્ક્યો. આ કામમાં ફો. કા. ૪૧૮ ઉપર અને બજારમાં પ્રમાણીકપણે ખરીદ કરનારનું સંરક્ષણ થવું એવો જે અંગરેજી કાયદાનો નિયમ છે તેના ઉપર માજીસ્ટ્રેટનો ભરોસો હતો.

ફો. કા. ૪૧૮ એ સને ૧૮૭૨ ના કરારના આકટની કા. ૧૦૮ રદ કરવાના હેતુએ કરેલી નથી. અને સને ૧૮૭૨ ના કરારના આકટની કા. ૧૦૮ ઉપરથી જોતાં તટુની માલકી જે અરથે ખરીદદારને મળી શકતી નથી તે અરથે માજીસ્ટ્રેટે તે તટુ ફરિયાદીને પાછુ અપાવવું જોઇતુ હતુ એમ શેશનજડજે ઠરાવ્યું.

તે કામમાં એવો ઠરાવ થયો કે કેદીને જે ૩૨૫) નો

દંડ કર્યો હતો તે ક્રી. કા. ૪૧૮ ઉપરથી કીંવા બીજા કોઇપણ નિયમ ઉપરથી ફરિઆદીને આપી શકાતોનથી. અને તેવો હુકમ કરવો તે કા. ૩૦૮ ઉપરથી માત્ર થાય છે માટે દંડની રકમ ફરિયાદીને આપવાવિશે જે હુકમ માજીસ્રેટે કર્યો હતો તે હાઇકોર્ટે રદ કર્યો.

---

ક્રી. કા. ૪૧૮ ફોજદારી કોરટમાં રજુ થયલી જે મિલકત બાબત ગુન્હો થયાનું જણાતું હોય તે મિલકતની વ્યવસ્થા બાબત જે હુકમ કરવાનું પોતાને બરાબર વ્યાજબી જણાય તે હુકમ ફોજદારી કોરટમાં મુકદ્દમાનો ચોકશી અથવા ઇનસાફ થઈ રહ્યા પછી કરવાને તે કોરટ મુખત્યાર છે.

ખુલાસો. આ કલમમાંના "મિલકત" એ શબ્દમાં હરકોઈ સખ્શના કબજામાં અથવા નિર્બધમાં જે મિલકત અસલથી હોય તે મિલકતનો સમાસ થાય છે. એટલુંજ નહિપણ તાબડતોબ અથવા બીજી રીતે તે મિલકતની જે બીજી મિલકત કરી હશે અથવા તે મિલકત બદલીને જે બીજી મિલકત લીધી હશે તે મિલકતનો તથા સદરહુ પ્રમાણે રૂપાંતર કરીને અથવા બદલ કરીને જે કાંઈ સંપાદન કર્યું હશે તેનો સમાસ થાયછે એવું સમજવું.

ક્રી. પ્રો. કા. ૩૦૮ સરકાર વિરૂદ્ધ નાના પતલુના કામનો ફેસલો પાને મે છે તે નિચે જુઓ.

કરારના આકટની કા. ૧૦૮ નિચે લખેલા પ્રસંગો શિવાય બીજે પ્રસંગે કોઇપણ વેચનારનો પોતાનો માલ ઉપર જે હક હોય તેથી વધારે હક તે માલ ઉપર ખરીદદારને તે વેચનાર આપી શકતો નથી.

અપવાદ ૧ જ્યારે માલિકની સંમતીથી કાંઈ માલ, અથવા એકાદ બિલ આફલેડીંગ, ડોકવારંટ, વખારવાળાનું સરટિફિકેટ, ડકાવાળાનું સરટિફિકેટ, અથવા સ્વાધીન કરવાનું વારંટ કીંવા હુકમ, અથવા માલ ઉપર હક છે એવું દેખાડનારો, બીજો કાંઈ દસ્તાવેજ કોઈ સદરહુ

પ્રકારના દસ્તાવેજો જે માલ વિશે હોય તે માલનું, સ્વામિત્વ સદરહુ સખ્શ બીજા કોઈપણ સખ્શને આપી શકે છે. પછી માલિકની આજ્ઞા બીજી રીતે હોયતો ચિંતા નહિ પરંતુ ખરીદદારે શુદ્ધ બુદ્ધિથી ચાલવું જોઇયે, તથા પ્રસંગ એવો ન હોવો જોઇયે કે તે ઉપરથી એવું અનુમાન યોગ્ય રીતે થાય કે માલ અથવા દસ્તાવેજ મજકુર જે સખ્શના કબજામાંછે તેને તે માલ વેચવાનો અધિકાર નથી.

અપવાદ. ૨ માલના કેટલાક સમસ્ત માલિકોપૈકી કેવળ એકનીજ પાસે બાકીના માલિકોની પરવાનગીથી માલનો કબજો હોય, તો તે માલ સદરહુ એક સમસ્ત, માલિક પાસેથી જે સખ્શ શુદ્ધબુદ્ધિથી ખરીદ કર્યો હોય કે જેના કબજામાં માલ મજકુરછે તેને તે વેચવાનો અધિકાર નથી એવું પ્રસંગ મજકુર ઉપરથી યોગ્ય અનુમાન ન થાય તો, તે સખ્શને તે માલ ઉપરનું સ્વામિત્વ પ્રાપ્ત થાયછે.

અપવાદ. ૩ જ્યારે કોઈ કરાર ઉપરથી એકાદ સખ્સે પોતાના તાબામાં માલ લીધોહોય અને તે કરાર તેમાંના બીજા પક્ષકારની ઇછા ઉપરથી નિરર્થક થવા યોગ્યહોય ત્યારે, કરાર મજકુર રદ કર્યા પહેલાં જો કોઈ ત્રીજો સખ્શ તે માલિકના કબજામાં છે તેની પાસેથી શુદ્ધબુદ્ધિથી વેચાણ લે, તો તેનું સ્વામિત્વ તે ખરીદદારને પ્રાપ્ત થાય છે, પરંતુ જે કેફિયત ઉપરથી તે કરાર નિર્થક થવા યોગ્ય હોય તે કેફિયતનું સ્વરૂપ જેના કબજામાં માલ મજકુર હોય તેણે અથવા જેનો તે પ્રતિનિધિ હોય તેણે કરેલા કાંઈ ગુન્હાનું થતું હોયતો સદરહુ મુજબ સ્વામિત્વ ઉત્પન્ન થતું નથી.

એવા કામમાં મૂળ વેચનારને કરાર રદ કરવાનો અટકાવ થયાને લીધે તેને જે કાંઈ ટોટો થયો હોય તેનો બદલો મૂળ ખરીદદાર પાસેથી ભરી લેવાનો તેનો હકછે.

---

પર્થીરામ ચોધરી રાયબાહાદુર અરજદાર
તા. ૧૯ જુલાઈ ૧૮૭૩

વા. ૨૦ } જે જમીન બાબતના તંટાથી લોકોની સુલેહ
પા. ૫૧ } તુટવા સરખીછે તે જમીનના કબજા બાબત
ક્રી. કા. ૫૩૦છે તે મુજબ પક્ષકારને જે પુરાવા આપવાનો તે માજીસ્ત્રેટે જે વખતે તે સંબંધીનું કામ ચલાવ્યું હોય તે વખતના કબજાનો પુરાવો આપવો. અને માજીસ્ત્રેટ પોતાનો ફેસલો કહે તે વખતના કબજાનો પુરાવો આપવાંની જરૂર નથી.

---

ક્રી. કા. ૫૩૦ ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટની અથવા ડિસ્ત્રિકટના ભાગના માજીસ્ત્રેટની અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની જ્યારે એમ ખાત્રી થાય કે આપણી હકુમતની હદમાં કાંઈ જમીન, જમીનની હદો, ઘરે, પાણી, માછલી પકડવાની જગો, પાક અથવા જમીનની બીજી પેદાશની બાબતની એવી કાંઈ તકરાર છેકે તેથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે.

તે માજીસ્ત્રેટે દફતરમાં એક મીનીટ લખવી અને તેમાં પોતાની ઉપલી ખાતરીનાં કારણો લખવાં, અને તે માજીસ્ત્રેટે મુદત ઠરાવીને તે તકરારમાં જેઓનું લાગતુ વળગતું હોય તે સઘળા સખસોને ફરમાવવું કે આટલી મુદતમાં તમે જાતે અથવા મુખતીયારની મારફતે હમારી કોર્ટમાં હાજર થઈને, તે તકરારની વસ્તુ ખરેખર કોના કબજામાં છે તે વિશે તમે તમારા પોત પોતાના દાવાની બોના લખી આપો.

કબજાના હક બાબત કોઈ સખસના દાવાના ગુણદોષના વિચાર ન કરતાં તે માજીસ્ત્રેટે ચોકસી કરીને ઠરાવવું કે તકરારની વસ્તુ કયા સખસના કબજામાં છે.

તે બાબત પોતાની ખાતરી કરી લીધા પછી તેણે એક હુકમ લખવો, તેમાં એ પ્રમાણે લખવું કે ફલાણા સખસ અથવા સખસોના કબજામાં એ વસ્તુ છે તેના

કબજામાંથી કાયદાની રીતે તે લઈ લેવામાં આવે ત્યાં સુધી તે વસ્તુનો કબજો રાખવાનો તેનો હક છે, અને ત્યાં સુધી તે કબજામાં કોઈયે ગરબડ કરવી નહીં.

ખુલાસો—સુલેહનો ભંગ કરવા જેવી તકરાર છે એ બાબત રીપોર્ટ ઉપરથી અથવા બીજી ખબર ઉપરથી તે માજીસ્ત્રેટે પોતાની ખાત્રી કરવી, પણ તેનો કબજો છે તે વાતનો ઠરાવ પોતાની આગળ લીધેલા શાક્ષી પુરાવા ઉપરથી કરવો.

---

## ભોળાનાથ બોસ વિરૂદ્ધ કમરૂદીન.

વા. ૨૦ } તારે અમુક કૃત્ય કરવું નહીં એવો માજીસ્ત્રેટે
પા. ૫૩ } કોઇને ક્રી. કા. ૫૧૮ પ્રમાણે હુકમ કર્યો. પરંતુ તે કૃત્યથી લોકોની સુલેહ તુટવા સરખી નથી એવો શેશન જડજનો અભિપ્રાય હોવાથી માજીસ્ત્રેટનો તે હુકમ રદ થવા માટે તેણે હાઇકોર્ટમાં લખી મોકલ્યું તેથી તે કોરટે ઠરાવ્યું કે.

જે પ્રસંગે માજીસ્ત્રેટની ખાત્રી થવા સરખી બાતમી મળે તે પ્રસંગે તે બાતમી ઉપરથી તેને મનાઈ કરવાનો હુકમ કરવાને ક્રી. કા. ૫૧૮ ની વાખ્યા ૨ ઉપરથી માજીસ્ત્રેટને અધિકાર છે અને તેવો હુકમ કર્યા છતાં તે કાયદા વિરૂદ્ધ થતુ નથી એટલા માટે કા. ૨૯૭ ના આધારે તે હુકમ રદ કરવાનો હાઇકોર્ટને અધિકાર નથી. કા. ૫૧૮ પ્રમાણે થયેલો હુકમ એ ન્યાયનું કામ નથી એટલા માટે કા. ૨૯૭ નિચે આવતુ નથી.

---

ક્રી. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગનો ફૈસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

ક્રી. કા. ૫૧૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફૈસલો પાને ૬૬ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ નાનચંદ મુકરજી**

તા. ૨૭ જુન સન ૧૮૭૩

વા. ૨૦ } પી. કો. કા. ૧૯૪ પ્રમાણે ખોટી શાક્ષી આ-
પા. ૪૧ } પ્યા બદલનો આરોપ મુકવો તે ન્યાયની
કોર્ટમાં આપેલી શાક્ષીને માટેજ મુકવો એમ નથી. એવા પ્રકારનો મજકુર એકાદ પોલીસ અમલદાર આગળ કહ્યો હોય તોપણ તે પી. કો. કા. ૧૯૧ માં કહ્યા પ્રમાણે અને ક્રી. કા. ૧૧૮ નો વિચાર કરી જોતાં ખોટી શાક્ષી આપ્યા પ્રમાણે થાયછે.

---

પી. કો. કા. ૧૯૪ સરકાર વિરૂદ્ધ ગોકળ ભગવાંનદાસનો ફેસલો પાને ૨૨૯ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૯૧ સરકાર વિરૂદ્ધ ઈનમસાપાનો ફેસલો પાને ૩૬૯ મે છે તે નિચે જુઓ.

ક્રી. કા. ૧૧૮ સરકાર વિરૂદ્ધ શાકળચંદ જેઠાભાઈનો ફેસલો પાને ૨૬૬ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ લખીનારાયણદત**

તા. ૧૦ જુલાઈ ૧૮૭૩

વા. ૨૦ } જે ભાષામાં આરોપિતે જુબાની આપી હોય
પા. ૫૦ } તે ભાષાની જુબાની ક્રી. કા. ૩૪૬ પ્રમાણે
દફતરે દાખલ કરવાની તે માજીસ્ટ્રેટે પોતાને હાથે લખવી જોઈએ એમ નથી. તે જુબાની મારી રૂબરૂ આપી અને આરોપિતે જે મજકુર કહ્યો તે સર્વ બરોબર છે એવો પોતાની સહી શીકા સાથે ને શેરો માજીસ્ટ્રેટે તેનાપર લખ્યો હોય તો બસ છે.

---

ક્રી. કા. ૩૪૬ સરકાર વિરૂદ્ધ બાઈ રતનનો ફેસલો પાને ૫૩ મે છે તે નિચે જુઓ.

## સરકાર વિરૂદ્ધ અબદુલહક.

તા. ૧ અગષ્ટ ૧૮૭૩

વા. ૨૦ } લોકોમાં સુલેહનો ભંગ થવાનો ખરેખર સંભવ
પા. ૫૭ } છે એવું માનવાને યોગ્ય કારણ હોય તો
લોકોને સુલેહ રાખવાનો જામીન આપવામાટે
ક્રી. કા. ૪૯૧ પ્રમાણે કોઇને બોલાવવાનો હુકમ કર્યો તો
તે ન્યાય થશે પણ સુલેહનો ભંગ થવાનો સંભવ ન હોયતો
તેમ કરવું બાજબી નથી.

---

ક્રી. કા. ૪૯૧ સરકાર વિરૂદ્ધ પ્રોસનોચંદર ગોસાવી અને
બીજાનો ફેસલો પાને ૪૬૬ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ જે. આર. બેલીયાસ.

તા. ૨૯ અગષ્ટ ૧૮૭૩

વા. ૨૦ } કજીયામાંનો પુરાવ સ્પષ્ટરીતે જોઇને અને
પા. ૬૧ } તેનુ વજન કરેથી શેશનજડજનો અભિપ્રાય
આરોપિત વિરૂદ્ધ થયો હોય તો તે પુરાવાની
યોગ્યતા વિશે હાઇકોર્ટનો વિરૂદ્ધ અભિપ્રાય હોય તો પણ
ક્રી. પ્રો. કા. ૨૯૭ ઉપરથી તેમાં હાઇકોર્ટે હાથ ઘાલવો
એ ન્યાય થનાર નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગનો
ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

## સુંદરલકર વિરૂદ્ધ રામકુમાર અને બીજા.

તા. ૧૭ શપટેમ્બર ૧૮૭૩

વા. ૨૦ } ક્રી. પ્રો. કા. ૨૧૫ ની વાખ્યા ત્રીજી જોતાં
પા. ૬૭ } ફરીયાદી તરફના શાક્ષીદારનાં નામ લખ
આપ્યાં હોય તેટલા શાક્ષી લીધા શીવાય આ-
રોપિતને છોડી દેવાનો હુકમ કરી શકાતો નથી.

જે માણસને શાક્ષી આપવા માટે હાજર કર્યા નથી

તે માણસની શાક્ષીની જરૂર છે એમ માજીસ્ત્રેટને જણાય તો ક્રી. પ્રો. કા. ૩૫૧ પ્રમાણે તે માણસને સમન કરી બોલાવવો જોઇયે.

---

ક્રી. પ્રો કા. ૨૧૫ સરકાર વિરૂદ્ધ સંગાપા સંક્રોપાનો ફેસલો પાને મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૩૫૨. કાંઈ તજવીજ અથવા ચોકશી અથવા ઇનસાફનું કામ ચાલતાં કોઈપણ વખતે ૧૨ મા બાબમાં ઠરાવેલી રીતે હરકોઈ શાહેદને સમન કરવાને અથવા જે શખસને શાહેદ દાખલ સમન નહી કર્યા હોય તેવો કોઈ શખસ હાજર હોયતો તેની પણ જબાની લેવાને હરકોઈ કોર્ટ અથવા માજીસ્ત્રેટ મુખતીયાર છે. અને આ કામનો બાજબી ફેસલો થવાસારૂ તે સખસની સાહેદીની જરૂર છે એવું દેખાય તો ઉપર કહ્યા પ્રમાણે કરવું, એ કોર્ટનું અથવા માજીસ્ત્રેટનું કામ છે એમ સમજવું.

---

### સરકાર વિરૂદ્ધ નોબીનચંદર બાનરજી.

તા. ૨૪ અકટોમ્બર ૧૮૭૩

વા. ૨૦ | જ્યુરીનાં ઠરાવથી પોતાનો અભિપ્રાય જુદો
પા. ૭૦ | હોવાથી શેશન જડજે ક્રી. પ્રો. કા. કા. ૨૬૩ પ્રમાણે તે કામ હાઈકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યા છતાં તે ફરિયાદી તરફની અપીલ છે એમ સમજી હાઈકોરટે તેનો નિકાલ કરવો જોઇયે. અને બનેલી વાતથી તેનાપર ગુન્હો સાબિત ઠરાવી તેને શિક્ષા કરવાનો હાઈકોર્ટને અધિકાર છે. બનેલી વાતની કઈ સમજ ખરી છે તેનો વિચાર કરવા માટે કા. ૨૫૭ ઉપરથી હાઈકોર્ટને અખત્યાર છે.

પી. કો. કા. ૮૪ પ્રમાણે જ્યુરીએ ઠરાવ કહ્યા અગાઉ આરોપિતના ગાંડાપણાની વાત ૨૫૪ પ્રકારે સાબિત થવી જોઇયે.

---

ક્રી. પ્રો. કા. ૨૬૩ સરકાર વિરૂદ્ધ બળવંત પેઢારકરનો ફેસલો પાને ૧૦૨ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૫૭ જ્યુરીનું કામ નિચે લખ્યા પ્રમાણે છે એવું સમજવું.

(૧) બનેલી વાતની કઈ સમજ ખરી છે તેનો નિશ્ચય કરીને પછી તે સમજના આધારથી જડજનાં વાખ્યાન પ્રમાણે જ્યુરીએ જે ઠરાવ કહી સંભળાવવો જોઇયે તે ઠરાવ કહી સંભળાવવો.

(૨) જે પારિભાષિક સંજ્ઞાનો અને શબ્દોનો લોકોની રૂઢી પ્રમાણે અર્થ હોય તે અર્થ મુકીને બીજી રીતે તે સંજ્ઞા અને શબ્દો વાપર્યા હોય તેઓનો અર્થ ઠરાવવાની જરૂર હોય, પછી તે શબ્દો દસ્તાવેજમાં આવ્યા હોય કે નહીં હોય તે સઘળી પારિભાષિક સંજ્ઞાનો તથા શબ્દોનો અર્થ ઠરાવવો.

(૩) જે તકરારો બનેલી વાતો બાબતની તકરારો છે એવું પીનલકોડ પ્રમાણે યા બીજા કોઈ કાયદા પ્રમાણે ઠરાવ્યું હોય તે સઘળી તકરારોનો ફેસલો કરવો.

(૪) સામાન્ય મોઘમ વાક્યો હોય તે ફલાણા ફલાણા પ્રસંગને લાગુ છે કે નહીં તેનો ઠરાવ કરવો; પણ તે વાક્યોનો સબંધ કાયદા પ્રમાણે કામ ચલાવવાની રીત સાથે હોય અથવા તેઓનો અર્થ કાયદામાં કહ્યો હોય તો આ બેઉ પ્રસંગે તેઓનો અર્થ ઠરાવવો, એ જડજનું કામ છે.

પી. કો. કા. ૮૪ જે સખસ કાંઈ કામ કરતી વખતે, દીવાનગીના સબબથી, હું કેવી રીતનું કામ કરૂં છઉં એ, અથવા જે કામ હું કરૂં છઉં તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુનો છે એમ સમજવું નહીં.

---

**સરકાર વિરૂદ્ધ પ્રતાપચંદર બરૂઆ.**

તા. ૨૦ નવેમ્બર ૧૮૭૩

વા. ૨૧ } એકાદ જમીન સબંધી પોતાની અગાઉના અમલદારે બે વર્ષ અગાઉ કરેલો હુકમ અમલ-
પા. ૨ }

માં આવ્યો નથી એમ જોઇને એક માજીસ્ત્રેટે તે હુકમ અમલમાં આણ્યો અને તે હુકમ પ્રમાણે કબજામાં ફેરફાર કર્યો.

તે કામમાં એવો ઠરાવ થયો કે પોતાની અગાઉના માજીસ્ત્રેટના હુકમ વિરૂદ્ધ કોઈ માણસ પાસે કબજો છે એવું જો તે માજીસ્ત્રેટની નજરમાં આવ્યું હોય તોપણ તેજ માણસ પાસે તેણે કબજો રહેવા દેવો હતો. અને જેની પાસે ખરેખર કબજો હતો તેના કબજાને કોઇએ હરકત કરી કીંવા કાંઈ બીક બતાવી અને તેની પાસેથી કોઇયે જુલમે કાડી લીધો છે એવી કોઇની ફરિયાદી થયા શિવાય ક્રી. કા. ૪૯૧ પ્રમાણે માજીસ્ત્રેટે હુકમ કરવો વાજબી નથી.

---

ક્રી. પ્રો. ૪૯૧ સરકાર વિરૂદ્ધ પ્રોસનોચંદર ગોસાવી અને બીજાનો ફેસલો પાને ૪૩૮મે છે તે નિચે જુઓ.

---

### રાંમકીશોર આચાર્જી ચૌધરી વિરૂદ્ધ અરીદખાન.

તા. ૨૯ નવેમ્બર ૧૮૭૩

બા. ૨૧ }
પા. ૯ }

જે માણસપર ફરિયાદ થઈ છે તે માણસ સુલેહનો ભંગ કરશે કે નહીં એ બાબત માજીસ્ત્રેટે પોતાની રૂબરૂ આવેલા પુરાવાપરથી નિર્ણય કર્યાપછી ક્રી. પ્રો. કા. ૪૯૧ પ્રમાણે હુકમ કરવાનો હોય તે કરવો. જે માણસની વર્તણુક વિશે ફરિયાદ થઈ છે તે માણસને માજીસ્ત્રેટે નોટીસ કરી બોલાવવો જોઇયે.

એવા પ્રકારની નોટીસ કર્યા પછી જે કારણ ઉપરથી નોટીસ થઈ તે કારણ વાજબી નથી એવું માજીસ્ત્રેટને દેખાયતો તે કારણ શિવાય બીજા જુદા આરોપ ઉપરથી તે માણસ સુલેહનો ભંગ કરશે એવો સંભવછે એમ હોય તો તેની ચોકશી કરવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી.

---

ક્રી. પ્રો. કા. ૪૯૧ સરકાર વિરૂદ્ધ પ્રોસનોચંદર ગોસાવી

અને બીજાનો ફેસલો પાને ૪૭૧ મે છે તે નિચે જુઓ.

---

**કાશીચંદર ચક્રબતી વિરૂદ્ધ યારમહમદ**

**તા. ૧ ડીસેમ્બર ૧૮૭૩**

વા. ૨૧ } ક્રી. પ્રો. કા. ૫૨૧ માં માજીસ્ત્રેટે જે હુકમ
પા. ૧૦ } કરવો કહ્યોછે તે હુકમ શિવાય બીજા પ્રકારનો હુકમ કલમ ૨૫૯ ઉપરથી કરવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી. કા. ૫૨૧ ઉપરથી જે અડચણ ચાલુછે તેજ બદલ માત્ર હુકમ કરવાનો માજીસ્ત્રેટને અધિકાર છે પરંતુ આગળ અડચણ થાયતો તે બદલ હુકમ કરવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૫૯ સરકાર વિરૂદ્ધ અમૃતા ગોવિંદાનો ફેસલો પાને ૬૯ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૫૨૧ જ્યારે ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટના અથવા ડિસ્ત્રિકટના કોઈ ભાગના માજીસ્ત્રેટના અથવા પેહેલા વર્ગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારી આ બાબત અધિકાર આપ્યો હશે તે માજીસ્ત્રેટના વિચારમાં એમ આવે કે ફલાણા શરિયામ રસ્તા અથવા સરકારી જગાપરથી ફલાણી કાયદાવિરૂદ્ધ અડચણ અથવા અપકારક વસ્તુ ખસેડવી જોઇયે.

અથવા લોકની તંદુરસ્તી અથવા સુખને નુકશાન કરે એવો ફલાણો વેપાર અથવા ધંધોછે તે વેપાર કે ધંધાને બંધ કરી નાખવો, અથવા બીજી જગાપર લઈ જવો જોઇયે.

અથવા ફલાણી ઇમારત બાંધ્યાથી અથવા ફલાણા શિઘ્ર જ્વાળા ગ્રાહી પદાર્થની, બવસ્થા થયાથી આગ લાગે એવો સંભવછે માટે તે ઇમારત બંધાતી અટકાવવી જોઇયે, અથવા તે શિઘ્રજ્વાળા ગ્રાહી પદાર્થની બવસ્થા થતી અટકાવવી જોઇયે.

અથવા ફલાણી ઇમારત એવી નબળી હાલતમાંછે

કે તે પડશે અને આવનાર જનાર લોકોને તેથી નુકશાન થશે એવો સંભવ છે તથા તેટલા માટે તેને ખસેડવી જરૂર છે.

અથવા ફલાણા દરિયામ રસ્તા પાસેનું ફલાણું તળાવ કુવાની આસપાસ વાડ અથવા પાળ એવી રીતે બાંધી લેવી જોઇયે કે પછી તેથી લોકોને કાંઈ ભય ઉત્પન્ન થાયનહિ,

ત્યારે જે સખ્શ તે અડચણ અથવા અપકારક વસ્તુ કરતો હોય, તે વેપાર કે ધંધો ચલાવતો હોય, અથવા ઉપર લખેલી ઇમારત, પદાર્થ, તળાવ, અથવા કુવાનો માલીક અથવા કબજેદાર અથવા તે ઉપર અખતીયાર ચલાવનાર હોય, તે સખ્શની ઉપર હુકમ મોકલવાને તે માજીસ્રેટ મુખ્તિયાર છે. તે હુકમમાં તે સખ્શને એમ ફરમાવવું કે આ હુકમમાં ઠરાવેલી આટલી મુદતમાં તમે તે અડચણ અથવા અપકારક વસ્તુ ખસેડજો.

અથવા તે વેપાર અથવા ધંધો બંધ કરજો, અથવા બીજે ઠેકાણે લઈ જજો.

અથવા તે ઈમારત બાંધવી બંધ રાખજો, અથવા તેને ખસેડી લઈ જજો, અથવા તે પદાર્થની વ્યવસ્થામાં ફેરફાર કરજો,

અથવા તે તળાવ કે કુવાને વાડ અથવા પાળ બાંધીલેજો.

( આટલી બાબતમાંથી પ્રસંગ હોય તે બાબત તે હુકમમાં લખવી. )

અને તેમાં બીજુ એમ ફરમાવવું કે અગર તમે એ પ્રમાણે ન કરો, તો આ હુકમમાં લખેલી આટલી મુદતમાં એ હુકમ કેમ અમલમાં ન આવે તેનું કારણ દેખાડવાને તમે હમારી આગળ અથવા પેહેલા અથવા બીજા વર્ગના માજીસ્રેટની આગળ હાજર થજો.

આ કલમ પ્રમાણે હુકમ કરવો એ ઇનસાફનું ચાલેલું કામછે એવું સમજવું પછી તેમાં શાક્ષીપુરાવો લીધો હોય કે નહિ હોય તે વાતની ચીંતા નથી.

જે રીપોર્ટ અથવા બીજી ખબર માજીસ્રેટ ખરી મા-

નતો હોય તે રીપોર્ટ ઉપરથી અથવા ખબર ઉપરથી સદ-રહુ પ્રકારનો હુકમ કરવાનો અખત્યારછે; અને જે સખ્-શને તે હુકમ કરેલો હોય તેણે તે હુકમ માનવો, અથવા તે શા માટે માનવામાં નહિ આવે તેનું કારણ દેખાડવું, એવું તે હુકમમાં ફરમાવવું. જે સખ્શને તે હુકમ લાગુ હોય તેને કારણ દેખાડવાની તક મળે ત્યાંહાંસુધી આ આકટમાં આગળ ઠરાવ કર્યોછે તે શિવાય બીજે પ્રસંગે તે હુકમ નકી કરવો નહિ.

ખુલાસો—"સાર્વજનીકજગા" આ શબ્દોમાં સરકારની મિલકતનો તથા છાવણીની જગાનો અને લોકોની તંદુરસ્તી ઠીક રાખવા સારૂ અને તેઓની ગમતને સારૂ જે જગા છુટી રાખેલી હોય તે જગાનો સમાસ થાયછે એવું સમજવું.

---

### અરજનુલ્લા વિરૂદ્ધ નજીર મીલક અને બીજા

તા. ૨૨ ડીસેમ્બર ૧૮૭૩

વા. ૨૧ } ક્રી. પ્રો. કા. ૨૯૪, ૨૯૫, અને ૨૯૬ પ્રમાણે
પા. ૨૨ } જે કામ હાઇકોરટમાં આવેછે તે કામમાં કામ ચલાવવું તે કા. ૨૯૭ માં જે અધિકાર હાઇકોરટને છે તે પ્રમાણે ચલાવવું જોઇયે અને કા.૨૯૭ ઉપરથી જોતાં ઇનસાફના કામમાં મુદ્દાની ચુક થઈ હોય તો તેનો માત્ર હાઇકોરટને નિકાલ કરવાનો અધિકાર છે. કોઈ માજીસ્ટ્રેટે પોતાને ખબર મળ્યા ઉપરથી કાંઈ કાયદેસર ચોકશી ન કરતાં કીંવા પુરાવો ન લેતાં ક્રી. પ્રો. કા. ૫૧૮ પ્રમાણે તમારે બજાર ભરવો નહિ એવો કોઈ માણસને હુકમ કર્યા છતાં તે હુકમ ઇનસાફનું કામ થતું નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૯૪ } સરકાર વિરૂદ્ધ પદમનાભ રામચંદ્ર
ક્રી. પ્રો. કા. ૨૯૫ } વૈનો ફેસલો પાને મે છે તે નિ-ચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો

પાને ૪૧મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગનો ફેસલો પાને ૪૮મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૫૧૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો પાને ૬૬મે છે તે નિચે જુઓ.

---

### બીંદ્રાબનપંત અરજદાર

તા. ૭ જાનેવારી ૧૮૭૪

વા. ૨૧ } પા. ૨૪ } અડચણ દુર કરવા માટે એક બીજાવર્ગના માજીસ્ત્રેટે સને ૧૮૭૨ ના આક્ટ૧૦ની કા. ૫૧૮ પ્રમાણે એક એક માણસને હુકમ કર્યા તે ઉપર તે માણસે જીલ્લા માજીસ્ત્રેટને અપિલ કરી તે વખતે માજીસ્ત્રેટે કરેલો હુકમ તેને અધિકાર નહી છતાં કર્યાછે એવું માજીસ્ત્રેટે ઠરાવ્યું. પરંતુ તેવી અડચણ દુર કરવા વિશે હુકમ કરવાનો પોતાને અધિકારછે એવું માજીસ્ત્રેટને દેખાયા ઉપરથી તેણે તેવા હુકમ કર્યા.

તેમાં ઠરાવ કર્યો કે કલમ ૫૧૮ પ્રમાણે માજીસ્ત્રેટે હુકમ કર્યાછે તે ગેરકાયદેસરછે. કામ ચલાવવું હતું તો માજીસ્ત્રેટે કલમ ૫૨૧ અને તે પછીની કલમ પ્રમાણે ચલાવવું જોઇતું હતું.

ક્રી. પ્રો. કા. ૫૧૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો પાને ૬૬મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૫૨૧ કાશીચંદર ચક્રબતી વિરૂદ્ધ મારમહમદનો ફેસલો પાને ૧૮મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ અમીરૂદીન ફકીર

તા. ૧૪ જાન્યુઆરી ૧૮૭૪

વા. ૨૧ } પા. ૨૯ } ક્રી. પ્રો. કા. ૨૧૮ ઉપરથી જોતાં ફરિયાદી તરફના શાક્ષીદારને ઉલટ પ્રશ્ન કરવા વાસ્તે ફરી બોલાવવા વિશે આરોપિત માણસે અરજ કર્યા છતાં તેવું કરવાને ના કબુલ કરવાનો માજી-

એટને અધિકાર નથી અને તેવી અરજ કરવાને પોતાને વાજબી કારણ કે એવું બતાવવાની આરોપિત માણસને જરૂર નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૧૮ સરકાર વિરૂદ્ધ ઉત્તમચંદ કપુરચંદ વિગેરેનો ફેસલો પાને ૬૩ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ તારીણીચંદર ઘોસ.

તા. ૧૯ જાન્યુઆરી ૧૮૭૪

વા. ૨૧ | સોગન આપ્યા ન હોય કીંવા જે રીતે સોગન
પા. ૩૧ | આપવાના તે રીતમાં કાંઈ ગેરકાયદેસર થયું હોય તો તેટલા ઉપરથી તે કામ સને ૧૮૭૨ ના આક્ટ ૬ ની કલમ ૫ ઉપરથી નિરૂપયોગી થતુ નથી.

એક મ્યુનિસીપાલ કમિશનર એક વર્તમાનપત્રનો એડીટર હતો અને તેણે આ કામમાં મ્યુનિસીપાલ કમિશનર તરીકે હુકમ કરવા અગાઉ પોતાનો હુકમ તદન ગેરકાયદેસર નથી માટે કાંઈ મજકુર છાપી પ્રસિધ કર્યો તે હુકમ ઉપરથી કોઈ એક માણસને દશ રૂપિયા દંડ થયો હતો. માટે તે કામ શેશન જડજે હાઈકોર્ટના હુકમ માટે મોકલ્યું હતું. પણ ક્રી. કા. ૨૯૬ ઉપરથી તે મ્યુનીસીપાલ કમીશનરના હુકમમાં હાથ ઘાલવાને હાઈકોરટે નાકબુલ કર્યું. પરંતુ તે કામનો નિકાલ કરવાના કામમાં તે મ્યુનીસીપાલ કમિશનર બેઠો નહોત તો તેણે પોતાની મુખત્યારીનો સ્પષ્ટ પ્રકારે ઉપયોગ કર્યા પ્રમાણે થયું હોત એમ હાઈકોરટે ઠરાવ્યું.

---

ક્રી. પ્રો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

સને ૧૮૭૨ ના આક્ટ ૬ ની કા. ૫—સમ ખાવાની અથવા સત્ય સ્મરણ પૂર્વક પ્રતિજ્ઞા કરવાની અથવા અમથી પ્રતિજ્ઞા કરવાની કસુર કરી હોય તેથી અથવા

સમને બદલે પ્રતિજ્ઞા કર્યાથી અથવા પ્રતિજ્ઞાને બદલે સમ ખાધાથી અને હરકાંઈ સમ અથવા પ્રતિજ્ઞા જે તરેહથી કરાવી હોય તે તરેહમાં કાંઈ ગેરચાલ થઈ હોય તેથી હેઠળ લખ્યા પ્રમાણે સમજવું નહીં એટલે ચાલેલાં જે કામ બાબત અથવા જુબાની બાબત ઉપર કહ્યા પ્રમાણે કસુર થઈ હોય અથવા સમની અને પ્રતિજ્ઞાની અદલા બદલી અથવા ગેરચાલ થઈ હોય તે કામ વેહેવાર ઉપયોગી નથી અથવા તે જુબાની કબુલ કરવા લાયક નથી એવું સમજવું નહીં.

---

**રાજા સત્યાનંદ ઘોસલ     અરજદાર.**

તા. ૧૮ ફેબ્રુઆરી ૧૮૭૪

વા. ૨૧ } ક્રી. પ્રો. કા. ૫૨૩ પ્રમાણે કામ ચલાવવામાં
પા. ૪૩ } પંચના આશામી નિમવા તે માજીસ્રેટે પોતે પોતાની મરજી પ્રમાણેના નિમવા. અને માજીસ્રેટનો હુકમ કાયમ કરવામાં જે વિરૂદ્ધ પક્ષકારનું હીત છે તે પક્ષકારે પસંદ કરેલાને માજીસ્રેટે નિમવો નહીં.

વિરૂદ્ધ પક્ષકારે નિમેલા પંચ માજીસ્રેટે નિમ્યા હતા સબબ તે માજીસ્રેટનો પંચ નિમવા બદલનો હુકમ હાઈકોરટે ક્રી. પ્રો. કા. ૨૯૭ ના આધારે તપાસણી કોર્ટ તરીકે રદ કર્યો. કારણ તેણે કરીને કામમાંના ગુણદોષને બાધ આવ્યો છે. સબબ આ કામ ચલાવવાના કામમાં મોટી મુદ્દાની ચુક છે એવો હાઈકોર્ટનો અભિપ્રાય હતો.

---

ક્રી. પ્રો. કા. ૫૨૩ જે સખ્સની ઉપર એવો હુકમ મોકલવામાં આવે તે સખ્સની ફરજ છે કે તે હુકમમાં ઠરાવેલી મુદતમાં તે હુકમ માનવો; અથવા ઉપર લખ્યા પ્રમાણે કારણ દેખાડવા સારૂ જે માજીસ્રેટની આગળ હાજર થવાનું તે હુકમમાં ફરમાવ્યું હોય તે માજીસ્રેટની આગળ હાજર થવું; અથવા તે હુકમ બાજબી તથા યોગ્ય છે કે નહીં તેનો ઠરાવ કરવા સારૂ એક જ્યુરી મુકરર

કરવાનો હુકમ થવા સારૂ તે માજીસ્ત્રેટને અરજી કરવાને તે સખસ મુખતીયાર છે.

તેવી અરજી આવે એટલે તે માજીસ્ત્રેટે તુરત એક જ્યુરી ઠરાવવી. તેમાં પાંચ સખસો કરતાં ઓછા નહીં હોય તેવી વિષમ સંખ્યા હોવી જોઇયે, અને તેના પ્રમુખ તથા બાકીના સભાસદો માંહેના અડધા સભાસદો તે માજીસ્ત્રેટે મુકરર કરવા જોઇયે અને બીજા સભાસદો તે અરજદારે મુકરર કરવા.

તે ચોકસી ચાલતાં સુધી તે હુકમ બજાવવો બંધ રાખવો, અને જે માજીસ્ત્રેટે હુકમ કીધો હોય અથવા જેની આગળ અરજદાર હાજર થયો હોય તે માજીસ્ત્રેટે તે જ્યુરીનો બહુમતથી જે ફેસલો થાય તે પ્રમાણે ચાલવું.

ગફલતથી કે કોઈ બીજી રીતે અગર તે અરજદાર જ્યુરી મુકરર થતી અટકાવે અથવા જ્યુરી મુકરર કરવાની અરજી નહિ કરે અથવા તે ઠરાવેલી જ્યુરી કાંઈ પણ કારણને લીધે યોગ્ય મુદતમાં ફેસલો કરીને રીપોર્ટ ન કરે તો, માજીસ્ત્રેટની નજરમાં આવશે તેવો હુકમ કરવાને તે મુખત્યારછે, અને તે હુકમ આ આંકટમાં આગળ કહેલી રીતે અમલમાં લાવવો.

જેટલી મુદતમાં રીપોર્ટ કરવો હોય તે મુદત જ્યુરી મુકરર કરવાના હુકમમાં માજીસ્ત્રેટે ઠરાવવી, અને તે મુદત વખતે વખતે વધારવાને તે મુખત્યાર છે. જ્યુરી રીપોર્ટ કરે એટલે તે રિપોર્ટને આધારે માજીસ્ત્રેટનો હુકમ જોઇયે પણ જે પ્રસંગને કા. ૫૨૮ લાગુ હોય તે પ્રસંગે તે રિપોર્ટને આધારે હુકમ કરવો નહિ.

ક્રી. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

## શામકાંત સરકાર વિરૂદ્ધ જદબચંદરદાસ બેસ

તા. ૧૮ ફેબ્રુઆરી ૧૮૭૪

વા. ૨૧ } ફરિયાદ લીધા અગાઉ આગાઉની તપાસ
પા. ૪૪ } કરવા વિશે જે ક્રી. પ્રો. કા. ૧૪૬માં ઠરાવછે
તે ઠરાવ પ્રમાણે તપાસ કરવો તે વારંટથી
આરોપિતને કોર્ટ રૂબરૂ આણ્યા પછી કરવો નહિ.

---

ક્રી. પ્રો. કા. ૧૪૬ ફરિયાદીનાં ખરાપણા બાબત શક આવવાનું કારણ માજીસ્ત્રેટને દેખાયતો જે માણસની ઉપર ફરિયાદ હોય તે માણસને હાજર થવું પડે તેમ કરવા બાબતનું પ્રોસેશ કરવાનું મુલત્વી રાખવાને તે મુખત્યારછે; અને ફરિયાદીનું ખરાપણું સમજવાસારૂ પોતાના તાબા માંહેના કોઈ અમલદારની મારફતે અથવા તે ઠેકાણાના પોલીશ અમલદારની મારફતે અથવા પોતાની નજરમાં આવે તેવી બીજી યોગ્ય રીતે તે ફરિયાદનાં ખરાપણાં બાબત પ્રથમ ચોકશી અથવા તપાસ કરવાનો હુકમ ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

માજીસ્ત્રેટના અથવા પોલીશ અમલદારના અધિકાર માંહિનો કાંઈ અધિકાર ચલાવનાર અમલદાર શિવાય બીજા કોઈ સખશની મારફતે ઉપર કહેલી ચોકશી અથવા તપાસ કરાવી હોયતો તે સખશ, આ આકટ પ્રમાણે જે અધિકાર પોલીશની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને આપ્યોછે તે અધિકાર ચલાવવાને મુખતીયારછે, પણ પકડવાનોજ તેને અધિકાર નથી.

---

## શ્રીસચંદરરાય અને બીજા અરજદાર

તા. ૭ મારચ ૧૮૭૪

વા. ૨૧ } જે જમીનનો પ્રવેશ આ કામમાં થયો હતો
પા. ૪૬ } તે જમીન જે જીલ્લામાં હતી તે જીલ્લા કરતાં
જુદા જીલ્લામાં આ કામની ચોકશી થઈ હતી.
સબબ આ કામમાં માજીસ્ત્રેટે કરેલો હુકમ રદ કરવાસારૂ

આ અરજી હાઇકોર્ટમાં થઈ હતી તે કામમાં હાઇકોરટે ઠરાવ્યું કે

ક્રી. પ્રો. કા. ૭૦ પ્રમાણે જોતાં કોઇપણ ફોજદારીકોરટે કરેલો શિક્ષાનો હુકમ જે જીલ્લામાં કીંવા શેશન ટુકડીમાં તપાસ કીંવા ચોકશી કીંવા ઇનસાફ થવો જોઇયે તે જીલ્લામાં કીંવા શેશન ટુકડીમાં તપાસ, ચોકશી, કીંવા ઇનસાફ થયો ન હોય તેટલાજ માત્ર કારણ ઉપરથી રદ થવાને પાત્ર નથી. પરંતુ સદરહુ પ્રકારની ભુલથી આરોપિત માણસે જવાબ આપવામાં કીંવા કામ ચલાવનારને કામ ચલાવવામાં ખરેખર નુકશાન થયું એવું શાબિત થાય અથવા એવું નજરે આવે તો ઇનસાફ નવો કરવા વિશે હુકમ કરવો, નહિતો કરવો નહિ એમ છે. આ કામમાં આરોપિતને ખરેખર નુકશાન થવાનું દેખાઈ આવતુ નથી સબબ આ કામના હુકમમાં હાથ કોરટે ઘાલ્યો નહિ.

---

ક્રી. પ્રો. કા. ૭૦ કોઈ ફોજદારી કોરટે શીક્ષાનો હુકમ કર્યો હોય તે હુકમ, જે ડિસ્ત્રિકટમાં અથવા શેશન તુકડીમાં તપાસ અથવા ચોકશી અથવા ઇનસાફ થવો જોઇયે તે ડિસ્ત્રિકટમાં અથવા શેશન તુકડીમાં થયો નહિ એટલાજ શબબથી રદ થઈ શકશે નહિ; પણ તે ચુકથી તોહોમતવાળાં માણસને જવાબ દેવામાં અથવા મુકદમાનું કામ ચલાવનારાં માણસને મુકદમાનું કામ ચલાવવામાં ખરેખાત (હરકત થઇને) નુકશાન પોહોંચ્યુંછે એવું સાબિત થાય અથવા એવું નજરમાં આવે તો નવેસરથી ઈનસાફ કરવાનો હુકમ કરવો.

---

**સખન જોતડી અરજદાર.**

**હજીમખાન શામે વાળો.**

તા. ૨૪ મારચ ૧૮૭૪

વા. ૨૧ } ક્રી. પ્રો. કા. ૫૨૩ પ્રમાણે માજીસ્ટ્રેટે નિમેલા
પા. ૫૪ } પંચે તેની પાસે મોકલવાનો વિષયનો પૂર્ણરીતે

વિચાર કરી તેણે પોતાનો અભિપ્રાય સરપંચ પાસે મોકલ્યો. પરંતુ સરપંચે પોતાનો રીપોર્ટ કરવાને વાર લગાડી તે કામમાં હાઇકોરટે એમ ઠરાવ્યું કે સરપંચનો રિપોર્ટ જે અરથે માજીસ્ત્રેટે તે કામનો આખર નિકાલ કર્યા અગાઉ આવી પહોંચ્યો હતો તે અરથે માજીસ્ત્રેટે તે રિપોર્ટ ઉપરથી કામ ચલાવવાનું હતું અને તે વિષયની નવી ચોકશી કરવા વાસ્તે બીજા પંચ માજીસ્ત્રેટથી નિમવામાં આવતા નથી.

---

ફો. પ્રો. કા ૫૨૩ રાજ સત્યાનંદ ઘોશલનો ફેશલો પાને ૪૪૪ મે છે તે નિચે જુઓ

---

**મધુસુદન શાહા અને બીજા — અરજદાર**
**વિજયગોવિંદ ચોધરી અને બીજા — સામાવાળા**

તા. ૨૪ મારચ ૧૮૭૪

વા. ૨૧ } એક જમીનને માટે બેઉ પક્ષકારને કબજાની
પા. ૫૫ } તકરાર પડી તેમાં બેઉની એવી તકરાર છેકે એ જમીન અમારા કબજામાં છે અને તેનો વહીવટ અમારા ખેડુત કરેછે. દીવાની કોરટથી ફેસલો થતાં સુધી તે જમીનનો કબજો અમુક એક પક્ષકાર પાસેછે એવો માજીસ્ત્રેટે ફો. પ્રો. કા. ૫૩૦ પ્રમાણે હુકમ કર્યો. તે કામમાં હાઇકોરટે એવો ઠરાવ કર્યો કે સર્વ જમીન એક પક્ષકાર પાસે રહેવાદેવા વિશે હુકમ ન કરતાં પ્રત્યેક પક્ષકાર પાસે કેટલી કેટલી જમીન અને કોના કોના કુળ પાસેછે એનો નિર્ણય કરી તેટલી જમીનનો ભાગ એક પક્ષકારના કબજામાં રહેવા દેવાનો માજીસ્ત્રેટે હુકમ કરવો જોઇતો હતો.

---

ફો. પ્રો. કા. ૫૩૦ પર્થીરામ ચોધરી રાયબાહાદુર અરજદારનો ફેશલો પાને ૪૩૨ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ કાશીશીંગ

તા. ૩૦ મારચ ૧૮૭૪

વા. ૨૧ } વારંટના કામમાં આરોપિત હાજર નહી છતાં
પા. ૬૧ } ફરિયાદી તરફની ફરિયાદીની અને કેટલાક શાક્ષીદારની શાક્ષી ડેપ્યુટી માજીસ્ત્રેટે લીધી તો તેમાં ગેરકાયદેશર પ્રકાર થતો નથી. આરોપિત પર તોહોમત ફરમાવ્યા પછી ફરિયાદીને અને તોહોમત મુક્યા અગાઉ આરોપિતની સમક્ષજ શાક્ષિદારની શાક્ષી થઇ હોય તેની ઉલટ તપાસણી કરવા વાસ્તે બોલાવવાનો આરોપિતને હકછે.

વારંટના કેશને ૧૮૭૨ના આકટ ૧૦ની કા. ૧૯૨ લાગુ હોવાથી ચાલેલા કામના કોઈ પણ કૃત્ય બાબત બેઉમાંના કોઈ પણ પુરાવો આપેતો તે લેવાની સર્વ મુખ્તારી માજીસ્ત્રેટનીછે. પરંતુ આરોપિત તરફનો પુરાવો આપતા છતાં વચમાં ફરિયાદી તરફના શાક્ષિદાર લેવાને ખાસ અને યોગ્ય કારણ હોયતો માજીસ્ત્રેટે તેમ કરવું.

---

ક્રી. પ્રો. કા. ૧૯૨ ફલાણા સખસની સાહેદી આ ચોકશીમાં જરૂર છે એમ માજીસ્ત્રેટની નજરમાં આવેતો કામ ચાલતાં કોઇ પણ વખતે તે સખસને સમન કરીને તેની જબાની લેવાને, અને જે સખસની સાહેદી લીધી હોય તેને પાછો બોલાવીને તેની ફરીથી જબાની લેવાને તે મુખત્યારછે.

---

## રાયઉમેશ ચંદરશેન અરજદાર
## બૈચનાથ મજમુદાર સામવાળા

તા. ૩૦ મારચ ૧૮૭૪

વા. ૨૧ } અમુક રસ્તે જવાના માર્ગપરની અડચણ
પા. ૬૪ } દુર કરવી અને એવો હુકમ કેમ ન કરવો તેનું કારણ બતાવવું એવો માજીસ્ત્રેટે આ કામમાં હુકમ કર્યો હતો જે માણસપર આરોપ હતો તે

માણસે અરજી કર્યા ઉપરથી તે માજીસ્ત્રેટે ક્રી. પ્રો. કા. ૫૨૩ પ્રમાણે પંચ નિમ્યા.

તેમાં ઠરાવ કરચો કે માજીસ્ત્રેટે પેહેલાં જે હુકમ કર્યો હતો તે બરાબર અને યોગ્ય હતો કીંવા નહિ? અને તેનો નિર્ણય કરવા માટે ખરેખર રીતે અમુક જમીનમાંથી જવા આવવાના રસ્તાનો ટંટો ખરેખર છે કીંવા નહિ? એ વાતની ચોકશી કરવા વિશે માજીસ્ત્રેટે તે પંચને કહેવું જોઈતું હતું.

ક્રી. પ્રો. કા. ૫૨૩ રાજ સત્યાનંદ ઘોસલ અરજદારનો ફેસલો પાને ૪૮૪મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ બાજેંદ્રોલાલ અને બીજા

તા. ૧૫ અપરેલ ૧૮૭૪

વા. ૨૧ } ક્રી. પ્રો. કા. ૫૨૧ પ્રમાણે અડચણ દુર
પા. ૮૯ } કરવાના માજીસ્ત્રેટે જે હુકમ કર્યો હોય તે જે માણસને લાગુ છે તે માણસને આ હુકમ અમલમાં કેમ આણવો નહિ એ બાબતનું કારણ બતાવવાનો વખત મળતાસુધી તે હુકમ આખરનો છે એમ સમજવામાં આવશે નહિ.

લોકોને તાબડતોબ મોટું નુકશાન થનાર છે એમ હોવા શિવાય ક્રી. પ્રો. કા. ૫૨૮ પ્રમાણે હુકમ કરી શકાતો નથી અને તેવો હુકમ કર્યા પછી જો માજીસ્ત્રેટે અગાઉ ચોકશી કરવા વિશે કા. ૫૨૫ પ્રમાણે હુકમ કર્યો હોય તો કા. ૫૨૮ પ્રમાણે ચલાવેલું કામ માજીસ્ત્રેટે બંધ કર્યું એમ સમજવું જોઇયે અને કા. ૫૨૫ પ્રમાણે કામ શરૂ કર્યું એટલે પી. કો. કા. ૧૮૮ પ્રમાણે જે માણસપર આરોપ મુકવામાં આવ્યો છે તે માણસને દંડ ન કરતાં કા. ૫૨૧ પ્રમાણેજ માજીસ્ત્રેટે કામ ચલાવવું જોઇયે.

ક્રી. કા. ૫૨૧ કાશીચંદર ચક્રબતી વિરૂદ્ધ યારમહમદનો ફેસલો પાને ૪૩૯મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૮૮ સરકાર વિરૂદ્ધ રણછોડલાલ દયાળનો

ફેસલો પાને ૬૬ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૫૨૫ જે સખશની ઉપર કા. ૫૨૧ માં લખેલો હુકમ મોકલ્યો હોય તે સખશ આ આકટમાં આગળ ઠરાવેલી રીતે તે હુકમની વિરૂદ્ધ કાંઈ કારણ દેખાડવાને હાજર થાય તો માજીસ્ત્રેટે તે કામમાં શાહેદી પુરાવો લેવો; પણ તે સખશ હાજર ન થાય અથવા હુકમ ન માને, અથવા તે હુકમમાં લખેલી મુદતસુધીમાં જ્યુરી માગવાની અરજી કરે નહિ; તો તે બાબત પી.કો. કા. ૧૮૮માં ફરમાવેલી શિક્ષાને લાયક થશે.

અને તે સખશને ખરચે તે હુકમ અમલમાં લાવવાને તે હુકમ કરનાર માજીસ્ત્રેટ મુખત્યારછે, અને તે ખરચ જે છે તે જે કોઈ ઇમારત યા માલ યા બીજી મિલકત તેના હુકમથી ખસેડવામાં આવે તેનું વેચાણ કરીને.યા ઉપર લખેલા સખશની જંગમ મિલકત પોતાની હકુમતમાં અથવા હકુમત બહાર હોય તે જપત કરીને તથા વેચીને વસુલ કરવાને તે માજીસ્ત્રેટ મુખતીયારછે. જો તે મીલકત તે માજીસ્ત્રટની હકુમત બહાર હશે તો જપતી કરવાની જે મિલકત જે માજીસ્ત્રેટની હકુમતમાં હશે તે માજીસ્ત્રેટ તે હુકમ પાછળ સહી કરશે એટલે તે હુકમ ઉપરથી તે માલમિલકત જપત કરીને વેચવાનો અધિકારછે એમ સમજવું.

આ કલમના ઠરાવ અમલમાં લાવવા સારૂ જરૂરિયાત થી અથવા સકારણ કાંઈ વસ્તુ કરી હોય તે વસ્તુ સબંધી દીવાનીમાં ફરિયાદી ચાલશે નહિ.

ક્રી. પ્રો. કા. ૫૨૮ અગર જ્યુરીથી ચોકશી થતાં દરમિયાનમાં તે હુકમ કરનારા માજીસ્ત્રેટના વિચારમાં એમ આવે કે તે લોકને તુરત થતુ જોખમ યા ભારે નુકશાન અટકાવવા સારૂ તાબડતોબ કાંઈ ઇલાજ કરવો જરૂરછે. તો તે જોખમ યા નુકશાન દુર કરવા યા અટકાવવાને, જ્યુરી ઠરાવવાની હોય યા નહોય યા જ્યુરી ઠરાવી

હોય યા નહોય તો પણ ૫૨૧મી કલમ મુજબ જે સખ્સની ઉપર હુકમ મોકલ્યો હોય તે સખ્સને જરૂર જણાય તેવી તાકીદ મોકલવાને તે માજીસ્રેટ મુખ્ત્યારછે.

તે તાકીદમાં ફરમાવેલા સઘળા જરૂરના ઇલાજો તુરત કરવામાં અગર તે સખ્સ કસુર કરે, તો તે જોખમ અથવા નુકશાન દુર કરવા યા અટકાવવાને વાસ્તે જરૂર જણાય તેવા ઈલાજો પોતે કરવાને અથવા કરાવવાને તે માજીસ્રેટ મુખ્તીયારછે.

તે કારણસાર જરૂરિયાતથી અથવા સકારણ કાંઈ વસ્તુ કરી હોય તે વસ્તુ સંબંધી કાંઈપણ દાવો અથવા ફરિયાદી ચાલશે નહીં.

---

સનાતનદાસ અને બીજા — અરજદાર.
ગુરૂચરણદીવાણ — શામેવાળા.

તા. ૧૭ એપ્રીલ ૧૮૭૪

વા. ૨૧ | ક્રી. પ્રો. કા. ૫૩૦ પ્રમાણે ચાલેલા કામમાં
પા. ૮૮ | કનિષ્ટ કોરટે જે હુકમ કર્યો હતો તે હુકમમાં હાથ ઘાલવાને એજ આકટની કા. ૭૦ ના આધારે હાઇકોરટે ના કબુલ કર્યું કારણ કે અધિકાર બાબતની તકરાર અરજદારે નિચેની કોરટમાં કરી નહતી અને પોતાને કયા એક પ્રકારનું નુકશાન થયુંછે એવું તેણે હાઇકોરટને કરેલી અરજીમાં બતાવ્યું નથી.

ચાલેલા કામમાં ગેરકાયદેસર પ્રકારની ચોકસી કર્યાનો અને જે કામ ગેરકાયદેસર છે તે રદ કર્યાનો ક્રી. પ્રો. કા. ૨૯૪ અને ૨૯૭ ઉપરથી હાઇકોર્ટને જે અધિકાર મળ્યોછે તે નિયમિત છે અને તેવા પ્રકારના ન્યાયના કામમાં મોટી મુદાની ચુક થઇછે એવું જે કામમાં દેખાઈ આવે તે કામમાં માત્ર તે અધિકાર ચલાવવાનો અને મુદાની ચુક એટલે શું તેનો નિર્ણય કરવો તે કા. ૭૦, ૨૯૭ અને અનુસરીને કરવો હાઇકોર્ટને જરૂર છે.

---

ક્રી. પ્રો. કા. ૫૩૦ પર્થીરામ ચૌધરીરાય બાહાદુર અ-રજદારનો ફેસલો પાને ૪૩૨મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૭૦ ગ્રીસચંદરરાય અને બીજાનો ફેસલો પાને ૪૪૬મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૪ સરકાર વિરૂદ્ધ પદમનાભ રામચંદ્ર પૈનો ફેસલો પાને ૨૬૦ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગ-નો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

**દવારકાંનાથ મજમુદાર — અરજદાર.**
**નાલુદાસ — સામેવાળો.**

તા. ૨૦ એપ્રીલ ૧૮૭૪

વા. ૨૧ } આરોપિતપર પહેલાં પી. કો. કા. ૩૯૫ પ્રમાણે
પા. ૮૯ } તોહોમત મુક્યું હતું. અને તે પ્રમાણે ક્રી. પ્રો. ના બાબ ૧૮ પ્રમાણે પેહેલા કામ શરૂ થયું. પણ કા. ૩૯૫ પ્રમાણે માજીસ્ત્રેટની રૂબરૂ કામ ચાલ્યું હતું તે એક બાજુએ રહી આરોપિતે ગેરકાયદેસર મંડળીમાંનો એક માણસ છે એવા આરોપ ઉપરથી પી. કો. કા. ૧૪૩ પ્રમાણે તેનો જવાબ લીધો ' અને ક્રી. પ્રો. ના બાબ ૧૭ પ્રમાણે સંક્ષીપ્ત, પ્રકારની ચોકસી શરૂ કરી.

આ પ્રકરણ હાઇકોર્ટમાં ગયુ તે વખતે હાઇકોરટે ઠરાવ્યું કે પી. કો. કા. ૧૪૩ પ્રમાણે જો આ ફરિયાદ થઈ હોતતો બાબ ૧૭ પ્રમાણે સંક્ષીપ્તરીતે માજીસ્ત્રેટથી ચોકશી કરાત પરંતુ પી. કો. કા. ૩૯૫ પ્રમાણે ફરિયાદ થઈ હતી એટલા માટે સંક્ષીપ્તરીતે એની ચોકસી કરવાનો માજીસ્ત્રેટને અધિકાર નહોતો પણ બાબ ૧૮ ના આધારે માજીસ્ત્રેટને યોગ્યરીતે ચોકશી કરવી જોઈતી હતી.

---

પી. કો. કા. ૩૯૫ સરકાર વિરૂદ્ધ કાળુપાટીલ અને બીજાનો ફેસલો પાને ૧૦૬ઠે છે તે જુઓ.

ક્રી. કોડ. બાબ ૧૮ સંક્ષેપરીતે ઈનસાફ કરવા બાબત છે.

ક્રી. કોડ. બાબ ૧૭ વારંટના મુકદમાઓનો માજીસ્ત્રેટે ઇનસાફ કરવા બાબત છે.

પી. કો. કા. ૧૪૩ જે માણસ કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત હોય તેને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

બીદંસરીપ્રસાદ અને બીજા — અરજદાર

ગજધરપ્રસાદ — સામાવાળા.

તા. ૧૮ શપટેમ્બર ૧૮૭૪

વા. ૨૩ }
પા. ૧ } ક્રી. પ્રો. કા. ૪૯૩ પરીશિષ્ટ ૨ નમુના "ઈ" પ્રમાણે લોકોમાં સુલેહ રાખવાનો મુચલકો આપવાનો માજીસ્ત્રેટે કોઈને હુકમ કર્યો હોય તે છતાં તેણે તેવો મુચલકો ન આપતાં કા. ૫૦૯ પ્રમાણે બીજા પરિશિષ્ટમાં જે "ગ" નમુનો છે તે નમુના પ્રમાણે સારી ચાલનો મુચલકો લખી આપી તેપર સહી કર્યા છતાં તે મુચલકાપરથી તે માણસ જવાબદાર થતો નથી એમ ઠરાવ થયો.

---

ક્રી. પ્રો. કો. કા. ૪૯૩ હરીરામ બીરભાનની બાબતમાં થયેલો ફેસલો પાને ૧૧૨ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૫૦૯ જે જે કામમાં શેશનકોર્ટ અથવા માજીસ્ત્રેઠ કોઈ સખશ પાસે ફેલ જામીન માગે તે તે કામમાં કેટલી રકમનો જામીન જોઇયે છીએ; તથા કેટલા અને કેવા પ્રકારના જામીન જોઇયે છીએ તથા જે સખશની પાસે જામીન માગવામાં આવેછે તે સખશની સારી ચાલ બાબત કેટલી મુદતસુધી તે જામીનો જવાબદાર રહેશે, એ સઘળી વિગત તે હુકમમાં લખવી.

જામીનખત જે લખવું તે બીજા પરીશિષ્ટમાં આપેલા (ગ) નમુના મુજબ અથવા તે મતલબનું લખવું.

---

**જલધરીસીંગ અને બીજા — અરજદાર**
**શંકરદયાળ અને બીજા — સામેવાળા**

તા. ૧૧ ડીસેમ્બર ૧૮૭૪

વા. ૨૩ } ફરિયાદીએ જેટલા શાક્ષિદાર આપ્યા હોય
પા. ૯ } તેટલા સર્વે શાક્ષીદારને માજીસ્ત્રેટે સમન
કરવો જોઇયે એમ નથી. ક્રી. પ્રો. કા. ૨૧૫ ની વ્યાખ્યા ૩ એ કા. ૩૯૨ સાથે વાંચી જોઇયે અને તેમ કર્યું એટલે શાક્ષીદારને સમન કરેવા કીંવા નહિ એ બાબત માજીસ્ત્રેટની મુખત્યારીછે એમ દેખાયછે.

---

ક્રી. પ્રો. કા. ૨૧૫ સરકાર વિરૂદ્ધ સંગાપા સંક્રોપાનો ફૈસલો પાને ૨૧૪ મે છે તે નિચે મુજબ.

ક્રી. પ્રો. કા. ૩૯૨ જે. આર. બેલીલોયાશ અરજદાર અને કાળીદાસ બાનરજીનો ફૈસલો પાને ૩૯૫મે છે તે નિચે જુઓ.

---

**ચક્રનતેવારી વિરૂદ્ધ સુકદાદખાન અને બીજા**

તા. ૧૧ ડીસેમ્બર ૧૮૭૪

વા. ૨૩ } લોકોની સુલેહનો ભંગ કર્યાથી જામીન આ-
પા. ૯ } પવા બદલ ક્રી. પ્રો. કા. ૪૯૨, ૪૯૬ અને
૪૯૭ છે તે ઉપરથી જોતાં પોતા પાસેથી જામીન કેમ લેવા નહિ તેનું કારણ બતાવવા વાસ્તે, અને પોતાના શાક્ષીદાર હાજર કરાય માટે આરોપિતને પૂરણ રીતે ફુરસદ આપ્યા પછી પોતાના શાક્ષીદાર હાજર કરવા વાસ્તે વધારે મુદત સુધી કામ તહકુબ કરવાનો હુકમ થઈ વધારે મુદત મળવાનો આરોપિતને હક નથી એવે પ્રસંગે આરોપિતે પોતાના શાક્ષીદાર પોતા સાથે હાજર કરવા જોઇયે કીંવા નિમેલે દિવસે તે હાજર થાય એવા યોગ્ય મુદતના સમન કરવા વિશે અરજ કરવી. બીજો માર્ગ નથી.

---

ક્રી. પ્રો. કા. ૪૯૧ સરકાર વિરૂદ્ધ પ્રોસનોચંદર ગોસાવી અને બીજાનો ફેસલો પાને મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. ૪૯૬ જે સખ્શની વિરૂદ્ધ ખબર આપવામાં આવી હોય તે સખ્શ જાતે હાજર થાય ત્યારે અથવા તેને મુખત્યારની મારફતે હાજર થવાની પરવાનગી આપી હોય તો તેનો મુખત્યાર હાજર થાય ત્યારે સુલેહ રાખવા સારૂ તે સખ્શની પાસે ખત લખાવી લેવાની જરૂરછે એ પ્રમાણે અગર તે માજીસ્ત્રેટની ખાતરી ન થાય તો તેને છોડી મુકવાનો તેણે હુકમ કરવો.

ક્રી. પ્રો. કા. ૪૯૭ અગર તે માજીસ્ત્રેટની ખાત્રી થાય, કે સુલેહ રાખવા સારૂ તે સખ્શ પાસે જામીન સાથે અથવા વગર જામીને એક ખત લખાવી લેવાની જરૂર છે તો તેણે તે મુજબ હુકમ કરવો. અને અગર તે સખ્શ તે હુકમ મુજબ કરવામાં કસુર કરે તો તે પ્રમાણે ખત લખી આપે ત્યાંહાંસુધી તેને આશન કેદમાં રાખવા બાબત હુકમ કરવાને માજીસ્ત્રેટ મુખત્યારછે.

---

## સરકાર વિરૂદ્ધ મલીકજીઅુ

તા. ૪ જાનેવારી ૧૮૭૫

વા. ૨૩ } ખુન કર્યાનો કેટલાક માણસપર આરોપ હતો
પા. ૧૨ } તે પકી એકને ડેપુટી માજીસ્ત્રેટે માફીનું સરટિફિકેટ આપ્યું. તેથી તેણે તે માજીસ્ત્રેટની રૂબરૂ સર્વ હકીકત કહી. તેથી તે માજીસ્ત્રેટે તે કામ શેશન કમિટ કર્યું. શેશનમાં કામ આવ્યું તે વખતે તે માફી મળેલા માણસે ડેપુટી માજીસ્ત્રેટની રૂબરૂ જે મજકુર કહ્યો હતો તે સર્વ ના કબુલ કર્યો. શેશનજડજે તે માણસને ડેપુટી માજીસ્ત્રેટની રૂબરૂ પાછો મોકલ્યો. તેથી તે માજીસ્ત્રેટે તેનાપર ખોટી શાક્ષી આપ્યાનો આરોપ મુકી તેને શેશન કમિટ કર્યો. ક્રી. કા. ૩૪૯ પ્રમાણે આરોપિતને ખુન કર્યાના મૂળના આરોપ ઉપરથી શેશનકમિટ

કરવા હતો અને ખોટી શાક્ષી આપ્યા ઉપરથી કરવા નહતો એવું શેશનજડજને દેખાયા ઉપરથી ડેપ્યુટી માજીસ્ત્રેટે ખોટી શાક્ષી આપ્યા બદલ કમિટ કરવાનો કરેલો હુકમ રદ કરી ખુનના તોહોમત બાબત આરોપિતને કમિટ કરી મોકલવો એવા ડેપ્યુટી માજીસ્ત્રેટને હુકમ કરવા માટે શેશનકોરટે હાઇકોરટને લખી મોકલ્યું.

ખોટી શાક્ષી આપ્યા બદલ આરોપિતપર જે ચાર્જ રાખવામાં આવ્યુંછે તેને મજબુતી મળે એવા દફતરમાં પુરાવોછે. અને એવા ચાર્જની ચોકશી કરવાની માજીસ્ત્રેટની સત્તા ક્રી. પ્રો. કા. ૩૪૯ થી કમી થઇ નથી તો આ કામમાં હાથ ઘાલવાને અમે ના કબુલ કરીએછીએ એમ હાઇકોરટે ઠરાવ્યું.

ક્રી. પ્રો. કા. ૩૪૯ સરકાર વિરૂદ્ધ વિઠલભાટ વિગેરેનો ફેસલો પાને ૨૫૭ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ જેઠુ અને બીજા

તા. ૭ જાનેવારી ૧૮૭૫.

વા. ૨૩ } આરોપિતે આપેલી કબુલત નિચે "મને
પા. ૧૮ } જણાયછે કે આ ગુહો, પોતાની ખુશીથી

કબુલ કર્યા" એ પ્રમાણે માજીસ્ત્રેટે લખવું એમ ક્રી. પ્રો. કા. ૧૨૨ માં કહ્યુંછે. પરંતુ તે કલમ જે કામમાં માજીસ્ત્રેટ શેશનમાં ઇનસાફ થવા મોકલવા સારૂ જે કામની ચોકશી કરતો હોય અને શાક્ષીની જુબાની લેતો હોય તે માજીસ્ત્રેટે લખી લીધેલી કબુલતને - લાગુ પડતી નથી પણ જે વખતે બીજો કોઇ માજીસ્ત્રેટ કબુલત લખી લે અને જે માજીસ્ત્રેટ તે કામની ચોકશી કીંવા ઇનસાફ કરતો હોય તેની પાસે મોકલે તે વખતે આ કલમ લાગુ પડેછે.

ક્રી. પ્રો. કા. ૧૨૨ સરકાર વિરૂદ્ધ બાઇ રતનનો ફેસલો પાને ૫૩ મે છે તે નિચે જુઓ.

---

### કાલીચરન લહીરી વિરૂદ્ધ શોશીભુસન શાનીયલ

તા. ૧૩ જાન્યુઆરી ૧૮૭૫

વા. ૨૩ } એક ચોરીના કામમાં ડેપ્યુટી માજીસ્ટ્રેટે ક્રી.
પા. ૧૭ } પ્રો. કા. ૨૦૯ના આધારે તે ફરિયાદ પોકળ અને ત્રાશદાયક હતી માટે તે કહાડી નાખી અને ફરિયાદીને દંડ કર્યો તે કામમાં હાથ ઘાલવાને હાઇકોરટે ના પાડી.

ક્રી. પ્રો. કા. ૨૦૯ સરકાર વિરૂદ્ધ જેકીશન નરશુનો ફેસલો પાને ૨૩૬ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ મંગળદાસ

તા. ૨૮ જાન્યુઆરી ૧૮૭૫

વા. ૨૩ } ખોટી શાક્ષી આપ્યાના એક કામમાં માજી-
પા. ૨૮ } સ્ટ્રેટે લખેલું અંગ્રેજી દફતર, માજીસ્ટ્રેટની રૂબરૂ આરોપિતે શો મજકુર કહ્યો હતો તે શાબિત કરવા વાસ્તે પુરાવામાં આપ્યું. માજીસ્ટ્રેટે અંગરેજીમાં મજકુર લખી લીધો હતો પણ જે ભાષામાં તે મજકુર કહેવામાં આવ્યો હતો તે ભાષામાં તેનો તરજુમો કરી તે શાક્ષિદારને કહ્યો નહીં હતો કીંવા જે ભાષા તે સમજે તેવી ભાષામાંપણ કહ્યો નહિ હતો કીંવા તે વખતે જે આરોપિત હતો તેની રૂબરૂ ક્રી. પ્રો. કા. ૩૩૯ પ્રમાણે વાંચવામાં આવ્યો નહતો.

તેમાં હાઇકોરટે એવો ઠરાવ કર્યો કે માજીસ્ટ્રેટનું અંગરેજી દફતર, એ કેદીએ માજીસ્ટ્રેટની રૂબરૂ કહેલા મજકુરનો પુરાવાના આકટની કા. ૯૧ પ્રમાણે કાયદેસર પુરાવો નથી.

ખોટા સોગન કર્યા બદલ જે માણસપર આરોપ મુક્યો હોય તે માણસે જે કાંઇ શબ્દ કહ્યો હોય તેજ શબ્દ ઉપરથી ખોટા સોગનનો આરોપ મુકવો જોઇયે. અને જે ઉપરથી તે શબ્દ કયા તેનો બરોબર નિકાલ થતો નથી તો બીજા કાગળો ઉપરથી અપરાધ શાબિત કરવો બરોબર નથી.

---

ક્રી. પ્રો. કા. ૩૩૯ કલમ ૩૩૪ પ્રમાણે લખી લીધેલી દરેક શાહેદીની શાહેદી પુરી થાય ત્યારે અગર તોહોમત વાળો સખશ હાજર હોયતો તેના દેખતાં, અથવા તેને જાતે હાજર ન કરતાં કામ ચલાવ્યું હોય અને તે કોઈ મુખત્યારની મારફતે હાજર થયો હોયતો તેના તે મુખ-ત્યારના દેખતાં તે શાહેદી શાહેદને વાંચી સંભળાવવી અને જરૂર હોયતો સુધારવી.

સાહેદી જ્યારે શાહેદને વાંચી સંભળાવવામાં આવે ત્યારે અગર તે શાહેદ તે શાહેદીના કોઈ ભાગના ખરાપણાની ના કહે, તો તે શાહેદી સુધારવાને બદલે તે ભાગપર તે શાહેદ જે હરકત લીધી હોય તેની તે ઉપર યાદ દાસ્ત કરી લેવાને તે માજીસ્ત્રેટ અથવા શેશનજડજ મુખત્યાર છે. અને પોતાને જરૂર જણાય તેવો અભિપ્રાય તે મા-જીસ્ત્રેટ અથવા શેશનજડજે લખવો.

જે ભાષામાં શાહેદી આપી હોય તેથી જુદી ભાષામાં જો તે લખી લીધી હોય, અને જે ભાષામાં તે લખી લીધી હોય, તે ભાષા જો તે શાહેદ સમજતો ન હોય તો, લખી લીધેલી શાહેદી જે ભાષામાં અસલ આપી હોય તે ભા-ષામાં અથવા જે ભાષા શાહેદ સમજતો હોય તે ભા-ષામાં તે સમજાવવાનું કહેવાને તે શાહેદ મુખત્યારછે.

પુરાવાના આકટની કા.૯૧ સરકાર વિરૂદ્ધ બઈ રતનનો ફેસલો પાને ૫૩ મે છે તે નિચે જુઓ.

---

### શ્રીનાથદત વિરૂદ્ધ આનંદચરનદત

તા. ૧૮ ફેબ્રુઆરી ૧૮૭૫

વા. ૨૩ } અડચણ દુર કરવા વિશે હુકમ કરવાનો
પા. ૩૪ } ક્રી પ્રો. કા. ૫૧૮ ઉપરથી જે માજીસ્ત્રેટને અધિકારછે તે જે વખતે કાયદેશર રીતે કામ કરનારા માણસને હરકત અથવા ઉપદ્રવ અથવા નુક-શાન અથવા હરકત કીંવા ઉપદ્રવ કીંવા નુકશાન થવાનો જોખમ અથવા માણસના જીવને કીંવા આરોગ્ય યા સુરક્ષિતપણાને ધોકો યા ગરદી કીંવા મારામારી થવાનો

સંભવ હોય તે વખતે માત્ર ચાલાવવો જોઈએ.

---

ક્રી. પ્રો. કા. ૫૧૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો પાને ૬૬ મે છે તે નિચે જુઓ.

---

**કાલીપ્રસોબ્યાગચ્છી અલ્દજદાર**

તા. ૨૦ ફેબ્રુઆરી ૧૮૭૫

વા. ૨૩ } ક્રી. પ્રો. કા. ૪૭૧માં જે કલમ દાખલ કરી
પા. ૩૯ } છે તેમાં કહેલું કોઈપણ તોહોમત આરોપિત પર મુકવું બાજબી છે કીંવા નહિ એ બદલ પોતાની ખાત્રી કરવા માટે કોરટે પ્રથમ ચોકશી કરવી જોઈયે, અને તેવી ખાત્રી થાય એટલે તે કામ તે કોરટે ઇનસાફ માટે મોકલવું જોઈયે કીંવા માજીસ્ટ્રેટ પાસે ચોકશી વાસ્તે મોકલવું જોઈયે.

---

ક્રી. પ્રો. કા.૪૭૧ થાણાના શેશન જડજના પત્ર નંબર ૪૪૧૪ થી થયેલો ઠરાવ પાને૨૩૭મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ પુરનમલ**

તા. ૧૯ મારચ ૧૮૭૫

વા. ૨૩ } આ કામની શેશન જડજે જ્યુરીથી તજવીજ
પા. ૪૯ } કરી. આરોપિતને દશ વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા આપી. અને આરોપિતે અગાઉ તેજ અપરાધ કર્યો હતો અને તે અપરાધની તેનાપર શાબિતી થઈ હતી માટે સને ૧૮૬૪ના આકટ ૬ની કા. ૭ ના આધારે કેદીને ૩૦ ફટકા મારવાની શિક્ષા આપી પરંતુ જે કામમાં પાંચ વર્ષથી અધિક મુદતની કેદની શિક્ષા આપી હોય તે કામમાં ફટકાની શિક્ષા કરાતી નથી એવું કા.૭માં છે એ વાત શેશનજડજના જાણવામાં, શિક્ષાના ઠરાવપર સહી કર્યા પછી આવી પણ પોતે કરેલા ઠરાવપર આખરની સહી થઈ તેથી તેમાં ફેરફાર કરવાને ક્રી. પ્રો. કા. ૪૬૪ ઉપરથી પોતાને અધિકાર નથી એવું તે જડજને દેખાયાથી તેણે તે કામ હાઈકોરટના અભિપ્રાય માટે મોકલ્યું.

શેશન જડજનો અભિપ્રાય હાઇકોરટે માન્ય કર્યો અને પછા ફટકા બદલનો શેશન જડજે કરેલો હુકમ રદ કર્યો.

---

ક્રી. પ્રો. કા. ૪૬૪ સરકાર વિરૂદ્ધ ઉત્તમચંદ કપુરચંદનો ફેસલો પાને ૯૩ મે છે તે નિચે જુઓ.

સને ૧૮૬૪ ના આકટ ૬ની કા. ૭ બઝરાંને ફટકા મારવાની શિક્ષા કરવી નહિ કીંવા જે માણસને મોતની શિક્ષા કીંવા કાળાપાણીની શિક્ષા કીંવા સાસનીક દાસત્વની શિક્ષા કીંવા પાંચવર્ષથી અધિક કેદની શિક્ષા ઠરાવી હોય તેને ફટકા મારવાની શિક્ષા કરવી નહિ.

---

**બંગાલ સરકાર વિરૂદ્ધ હતીફફકીર**

તા. ૧૯ મારચ ૧૮૭૫

વા. ૨૩ | પા ૫૦ | કેદીપર શિક્ષણીય મનુષ્યવધ કર્યાનો આરોપ મુકવામાં આવ્યો હતો તેનો ઇનસાફ આસેસરની મદદથી શેશન જડજે કર્યો. શેશન જડજે કેદીપર અપરાધ શાબિત નથી માટે કેદીને છોડી દીધો. આસેશર પૈકી એક આસેશરનો અભિપ્રાય શેશન જડજના પ્રમાણે હતો અને બીજા આસેશરોનો અભિપ્રાય કેદીપર તોહોમત શાબિત થાયછે એવો હતો.

તેપર ક્રી. પ્રો. કો. કા. ૨૭૨ ના આધારે બંગાલ સરકારે હાઇકોર્ટમાં અપીલ કરી તેમાં હાઇકોરટે કામના પુરાવાપર વિચાર કરીને કેદીને છોડી દેવા વિશે શેશન જડજે કરેલો હુકમ રદ કરી કેદીપર મુકેલા ચાર્જની શાબિતી કરી.

---

ક્રી. પ્રો. કા. ૨૭૨ સરકાર વિરૂદ્ધ રઆમા અને બીજાનો ફેસલો પાને ૬૧ મે છે તે નિચે જુઓ.

---

**મહંત લછમીદાસ અરજદાર**

**પલતલાલ શામેવાળા**

તા. ૨૦ મારચ ૧૮૭૫

વા. ૨૩ | પા. ૫૪ | ક્રી. પ્રો. કા. ૫૩૪ પ્રમાણે જે માણસની તરફ હુકમ કરવાનો, તે માણસનો અન્યાયે

બળજોરીએ અમુક વિશેષ સ્થાવર મિલકતનો કબજો કોઈ બીજા માણસે કાઢી લીધો હતો એમ સાબિત થયું હોય તો કરવો અને જે માણસનો તેવો કબજો ગયો હોય તે માણસને તે મિલકતનો કબજો આપવો એવો સ્પષ્ટ તે હુકમ હોવો જોઈયે.

---

ફી. પ્રો. કા. ૫૩૪ સાપ્રાધ બળ સુધાં કાંઈ ગુન્હો કોઈ ફોજદારી કોર્ટમાં કોઈ સખસની ઉપર ઠરે અને સાપરાધ બળથી કોઈ સખસનો કાંઈ સ્થાવર મિલકતનો કબજો તુટયોછે એવું તે કોર્ટને દેખાય ત્યારે તે કબજો તે સખસને પાછો આપવાનો હુકમ કરવાને તે કોર્ટને અખત્યાર છે.

કોઈ સખસ દિવાનીમાં ફરિયાદ કરીને તે સ્થાવર મિલકત ઉપર કાંઈ હક સાબિત કરી શકતો હશે તો તે હકને ઉપર કહેલા હકથી હરકત થાયછે એવું સમજવું નહીં.

---

## સરકાર વિરૂદ્ધ પ્રશ્નોકુમાર

તા. ૩૧ મારચ ૧૮૭૫

વા. ૨૩ }
પા. ૫૬ } કેદી શાક્ષીદારની જે યાદ માજીસ્ટ્રેટને આપે છે તે યાદીમાંના કોઈ પણ શાક્ષિદારને સમન કરી જબાની લેવાને ફી. પ્રો. કા. ૬૬૩ ઉપરથી કેદીને હકછે.

---

ફી. પ્રો. કા. ૬૬૩ જે સાહેદનું નામ તોહોમતવાળા સખસે અગાઉ નહી કહ્યું હોય તે સાહેદ હાજર હોય તો તેની સાહેદી તોહોમતવાળા સખસને લેવા દેવી. પણ જે માજીસ્ટ્રેટે તેનો ઇનસાફ થવાસારૂ તેને કમિટ કર્યો હોય યા જામીન લઈને તેને છોડયો હોય તે માજીસ્ટ્રેટને આપેલી ટીપમાં જે સાહેદોનાં નામો લખ્યાં હોય તે સિવાય બીજા કોઈ શાહેદને સમન કરીને બોલાવવાનો હક ૪૪૮ મી કલમમાં કહેલા પ્રસંગ શિવાય બીજે પ્રસંગે નથી.

---

### સરકાર વિરૂદ્ધ સુખનસીંગ અને બીજા

તા. ૫ અપરેલ ૧૮૭૫

વા. ૨૩ } પી. કો. કા. ૧૮૮ ના આધારે તોહોમતની
પા. ૫૭ } શાબિતી થવાને હુકમ પ્રસિદ્ધ કરવાનો અખત્યાર કાયદાથી જે સરકારી નોકરને હતો એવા નોકરે પ્રસિદ્ધ કરેલો હુકમ આરોપિતે અમાન્ય કર્યોછે એમ શાબિત થનારો પુરાવો જોઇયે.

ક્રી. પ્રો. કા. ૫૧૮ એ વિશેષ ઠેકાણેની પીડાને લાગુછે શબબ તે કલમ જે વખતે આરોપિતે બજારમાંના લોક પાસેથી ભાડે લીધા બદલનું કામ હોય તે કામને લાગુ નથી.

---

ક્રી. પ્રો. કા. ૫૧૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો પાને ૯૬ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૮૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો પાને ૯૬મે છે તે નિચે જુઓ.

### કાલીપ્રશ્નોરાય અરજદાર

તા. ૬ એપ્રીલ ૧૮૭૫

વા. ૨૩ } ક્રી. પ્રો. ના બાબ ૪૦ પ્રમાણે ચોકશી
પા. ૫૮ } કરવી અગર નકરવી એ વાત જીલ્લાના કીંવા જીલ્લાના ભાગના માજીસ્ટ્રેટની મુખત્યારીમાં છે એટલા માટે તે બાબ પ્રમાણે તમે ચોકશી કરો એમ માજીસ્ટ્રેટને કહેવાનો હાઇકોર્ટને અધિકાર નથી. તેજ પ્રમાણે સુલેહ રાખવા બદલનો જામીન લેવો એ વાતપણ માજીસ્ટ્રેટની મુખત્યારીનીછે એટલુંજ કે તેમ કરવાને તેની આગળ સામગ્રી માત્ર હોવી જોઇયે.

---

ક્રી. પ્રો. કો. બાબ ૪૦ કબજા બાબતનોછે.

---

### સરકાર વિરૂદ્ધ સલામત અલી.

તા. ૩૧ મારચ ૧૮૭૫

વા. ૨૩ } કેદી ઉપર ડાકાઇટીનો અને ગદી કર્યાનો
પા. ૫૯ } આરોપ હતો તે આરોપમાંથી સેશન જડજે

અને આશેશરે તેને છોડી દીધો. પરંતુ થયેલા પુરાવા ઉપરથી ગ્રહ પ્રવેશના ગુન્હાની તેનાપર શાબિતી થઈ અને શેશન જડજને જણાયા ઉપરથી તેણે કેદીને તે ગુન્હા બદલ શિક્ષા આપી.

તેમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે ગૃહ પ્રવેશના ગુન્હાનો આરોપ તમારાપરછે એવું ક્રી. પ્રો. કા. ૪૪૫ ઉપરથી શેશન જડજે કેદીને સમજાવવું જોઈતુ હતું પરંતુ તેમ કર્યાનું આ કામમાં દેખાતુ નથી અને પ્રવેશનો ગુન્હો એ ડાકાઇટીના કીંવા ગર્દીના ગુન્હાનો ભાગ નથી માટે શેશન જડજે આપેલી શિક્ષા અમે રદ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કા. ૪૪૫ તોહોમતવાળા સખસે અરજ કરી હોય તો અથવા કોરટે પોતેજ કાંઈ તોહોમતનામુ ઠરા ઉપર સહી કરવાની અગાઉ ચાલતા કામમાં કોઇપણ વખતે સુધારવાનો અથવા ફેરફાર કરવાનો અખતાર કોઈપણ કોર્ટનેછે; અથવા શેશન કોર્ટમાં ઇનસાફ થતો હશે તે મુકદ્દમામાં જ્યુરીએ પોતાનો ઠરાવ કહેવાની અગાઉ અથવા આસેશરોએ પોતાનો અભિપ્રાય જાહેર કરવાની અગાઉ સુધારવાનો અથવા ફેરફાર કરવાનો અખત્યાર છે; સદરહુ પ્રમાણે તોહોમતનામુ સુધાર્યું હોય તે તોહોમત વાળા સખશને વાંચીને સમજાવવુ જોઈયે

---

### મધુસુદનચક્રબતીની બાબતમાં

તા. ૮ એપ્રીલ ૧૮૭૫

વા. ૨૩ } કોઈ માણસ અકસ્માત મરણ પામ્યાની બા-
પા. ૫૯ } તમી પ્રત્યેક ગામના મુખીએ (અને ગામના ભગલાએ) અને જમીનના માલિકે કીંવા ઉપભોગ કરનારાએ વિગરેએ આપવી જોઇયે એવા ક્રી. પ્રો. કા ૯૦ માં ઠરાવછે. તો તે કૃત્ય જે જગે થયું તે ઠેકાણે તે ગામનો મુખી રહેતો હોય તે વખતે કીંવા તે જે ગામમાં રહેછે તેનો પાડોશી હોય તે વખતે કીંવા જે જગે

તેની જમીનછે ફીંવા જે ઠેકાણે તે જમીનનો ઉપભોગ કરતો હોય તેની જોડે તે કામ થયું હોય તે વખતે લાગુ પડે છે.

બીજાના ઘરમાં તેની રહેવાની જગો હોયતો સદરહુ કલમના ભાવાર્થ પ્રમાણે તે જમીનનો તે ઉપભોગ કરેછે એમ થતું નથી.

જે વાતની બાતમી આપવાની તે વાતની માહીતી માલિકને ન હોય અને માલિક પોતાને રહેવાને ઠેકાણે ન હોય તો માત્ર સદરહુ કલમ ઉપરથી તે માલિકના મુખ્તારપર બાતમી આપવાની જવાબદારી આવેછે પણ તે મુખ્તાર તે વખતે ત્યાંહાં રહેતો હોવો જોઈયે. અને તે કસની માહિતી માલિકને હોયતો તેની બાતમી આપવાની જવાબદારી માલિકપરછે.

---

ક્રી. પ્રો. કા. ૯૦ સરકાર વિરૂદ્ધ અહમદઅલી અને બીજાનો ફેસલો પાને ૪૧૫ મે છે તે નિચે જુઓ.

---

## ગુરૂચરણશેન વિરૂદ્ધ કાલીનાથદાસ વિસવાસ

તા. ૮ એપ્રીલ ૧૮૭૫

વા. ૨૩ } અગાઉના ડેપ્યુટી માજીસ્ત્રેટે આ કામમાંનો
પા. ૬૨ } પુરાવો લીધો હતો. અને શાક્ષિદારની જુબાની લીધી હતી. પરંતુ કબજા બદલનો ફેસલો કર્યો નહોતો. પછી તેની જગે બીજો ડેપ્યુટી માજીસ્ત્રેટ આવ્યો. તેણે સાક્ષિદારની ફરી જુબાની ના લેતાં પ્રથમના ડેપ્યુટી માજીસ્ત્રેટે લીધેલા પુરાવા ઉપરથી કબજા બાબતના મુદાનો ફેસલો કર્યો તે ફેસલો હાઈકોરટે ક્રી. પ્રો. કા. ૫૩૦ ઉપરથી રદ કર્યો.

---

ક્રી. પ્રો. કા. ૫૩૦ પર્થીરામ ચૈધરીરાય બહાદુર અરજદારનો ફેસલો પાને ૪૩૨ મે છે તે નિચે જુઓ.

---

# ઇંડીયનલો રિપોર્ટમાંથી કલકતા હાઇકોર્ટના ફોજદારી ફેસલા.



**સરકાર વિરૂદ્ધ હરીબોલીચંદર ઘોશ.**

તા. ૨૧ મારચ અને

તા. ૧૦ અપ્રેલ ૧૮૭૯

વા. ૧ પા. ૨૦૭ } કેદીને પકડ્યા પછી જે પોલીસ અમલદારના તાબામાં આપ્યો હતો તે પૈકી એક પોલીસ ઇન્સ્પેકટર પાસે ગુન્હો કર્યાનું કેદીએ કબુલ કર્યું અને પોતાની હકીકત કહી. તે ઇન્સ્પેકટરે તેની તે કબુલત લખી લીધી અને પછી તે કેદીને પોલીસ કચેરીમાં ડેપ્યુટી પોલીસ કમિશનરે આગળ હાજર કર્યો. તે વખતે કેદીએ તે મજકુર કબુલ કર્યો અને તેપર સહી કરી. ડેપ્યુટી કમિશનરે તે કાગળ લીધો હતો અને માજીસ્ટ્રેટ તથા જસ્ટીસ ઓફ ધી પીશ અધિકારીની રીતે તે ઉપર પોતાની સહી કરી. હાઇકોર્ટમાં ફોજદારી શેશન આગળ તે કેદીની ચોકસી થઈ તે વખતે તે કેદીની તે જુબાની પુરાવામાં આપવામાં આવી અને તે ચોકસી કરનારે જડજે પુરાવામાં લીધી અને પુરાવાના આકટની કા. ૨૫ પ્રમાણે આ જુબાની પુરાવામાં લેવામાં આવતી નથી એવી કેદી તરફથી તકરાર કરવામાં આવેલી તે જડજે નાકબુલ કરી.

આ કામમાં કાયદાના મુદાનો વધારે વિચાર કરવા માટે આડવોકેટ જનરલે લેટર્સપેટંટની કા. ૨૬ પ્રમાણે દાખલો આપ્યો તે વખતે તે કામમાં હાઇકોર્ટે નિચે પ્રમાણે ઠરાવ કર્યો.

આ કેદીની કબુલત પુરાવાના આકટની કા. ૨૫ પ્રમાણે પુરાવામાં લેવામાં આવતી નથી.

પુરાવાના આકટની કા. ૨૬ એ કા. ૨૫ માં જે સ્પષ્ટ

અર્થ છે તેમાં કમી જાસ્તી કરવા માટે ઘાલેલી છે. એમ સમજવામાં આવતું નથી. કલમ ૨૫ માં પોલીસ અમલદાર એવો જે શબ્દ છે તે લાક્ષણિક અરથે ઘાલેલો નહી છતાં તે શબ્દનો વ્યાપક સર્વ માન્ય એવો જે અર્થ થાયછે તે અરથે લીધો છે.

પુરાવાના આકટની કા. ૧૬૭ એ દીવાની કજીયાને જેવી લાગુછે તેવીજ ફોજદારી કામને એક સરખી લાગુછે.

આડવોકેટજનરલ પાસેથી લેટસપેટંટની કા. ૨૬ પ્રમાણે જે કામ હાઈકોર્ટની રૂબરૂ આવેછે તે કામમાં કેદી ઉપર અપરાધ સ્થાપન કરવાને ભરપુર પુરાવો છે કીંવા નહીં? એનો નિર્ણય કરવો તે તપાસણી કરનારી કોરટ એ રીતે તે કોરટે કરવો જોઇયે અને કનિષ્ટ કોરટ તરીકે કરવો એ ઉપયોગનું નથી.

પુરાવાના આકટની કા. ૧૬૭ એક બાજુએ મુકતા છતાં લેટર્સપેટંટની કલમ ૨૬ પ્રમાણે એકાદ કામ હાઈકોર્ટની રૂબરૂ આવ્યા છતાં તે કામના સર્વ ગુણદોષની તપાસણી કરવાનો અને થયેલો અપરાધ કાયમ કીંવા રદ કરવાનો અધિકાર હાઈકોર્ટને છે.

---

પુરાવાના આકટની કા. ૨૫ તથા ૨૬ સરકાર વિરૂદ્ધ રામાબીરાપાનો ફેસલો પાને ૩૪૨ મે છે તે નિચે જુઓ.

પુરાવાના આકટની કા. ૧૬૭ જ્યારે નહી લેવા યોગ્ય પુરાવો લીધો હોય, અથવા લેવા યોગ્ય પુરાવો નહી લીધો હોય ત્યારે જે કોરટની રૂબરૂ એ બાબત હરકત ઉઠાવવામાં આવી હોય, તે કોર્ટની નજરમાં જો એમ આવે કે હરકતવાળા લીધેલા પુરાવા શિવાય ઠરાવ મજકુરને જેટલો પુરાવો જોઇયે તેટલો પુરાવો હતો, અથવા નહી લીધેલો પુરાવો લીધો હોતતો તે ઉપરથી ઠરાવમાં ફેર પડત નહીં; તો સદરહુ મુજબ પુરાવો લીધો અથવા નહી લીધો એટલાજ માત્ર સબબ ઉપરથી ફરી તજવીજ કરાવવી નહીં કીંવા હરકોઈ કામનો હરકોઈ ઠરાવ રદ્દ કરવો નહીં.

## સરકાર વિરૂદ્ધ જોહીરૂદીન અને બીજા.

તા. ૨૩ મારચ ૧૮૭૬

વા. ૧ } પા. ૨૧૯ } કેદીએ ખુન કર્યુંછે એવો તેનાપર આરોપ મુકી પટનાના આસીસ્ટંટ માજીસ્ત્રેટે તેને પટનાની શેશન કોર્ટમાં કમિટ કરી મોકલ્યો પણ એ શેશન કોર્ટથી તેની ચોકસી થયા છતાં ન્યાય બરોબર થશે નહીં એવા કારણથી આ કામ બીજી શેશન કોર્ટમાં મોકલવા માટે તે આસીસ્ટંટ માજીસ્ત્રેટે જીલ્લા માજીસ્ત્રેટની મારફત ક્રી. પ્રો. કા. ૬૪ પ્રમાણે હાઇકોર્ટને અરજ કરી. તે અરજ જીલ્લા માજીસ્ત્રેટે હાઇકોર્ટના રજીસ્ટરને પત્ર સાથે મોકલી. તેણે તે અરજ જડજ જાકસન કે જે અંગરેજી ખાતાનું કામ જોતો હતો તેને મોકલી તે વખતે જડજ જાકસને તે કામ શાહાબાદની શેશન કોર્ટમાં મોકલવા હુકમ કર્યો પટનાના શેશન જડજની રૂબરૂ આરોપિતનો ઇનસાફ જ્યુરીની મારફત થવાનો હતો અને શાહાબાદના શેશન જડજની રૂબરૂ આસેસરની મદતે થવાનો હતો.

સદરહુ હુકમ થયો તે આરોપિતને નોટિસ થયા નહી છતાં થયો છે અને હાઇકોર્ટને યોગ્ય રીતે અરજ થયા નહી છતાં થયોછે માટે તે રદ કરવા આરોપિતે હાઇકોર્ટને અરજ કરી.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે ક્રી. પ્રો. કા. ૬૪ પ્રમાણે એકાદકામ એક કોર્ટથી બીજી કોર્ટમાં મોકલવા વિશે અરજ કરવાની તે હાઇકોર્ટના અગરેજી ખાતા પાસે પત્ર મોકલી કરવી બરોબર નથી. હાઇકોરટે પોતાના ન્યાયાધીકારની રીતે કામ કરતાં છતાં તેની પાસે અરજ થવી જોઇયે અને તેની સાથે હમેશના વહીવટ પ્રમાણે આફીડેવીટ આપવી જોઇયે તેમ આ કામમાં થયું નથી સબબ આસીસ્ટંટ જડજનો હુકમ રદ કરવો જોઇયે.

---

ક્રી. પ્રો. કો. કા. ૬૪ અબદુલકાદરખાન વિરૂદ્ધ પર-ન્હીના માજીસ્ટ્રેટનો ફેસલો પાને ૪૨૫ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ ગોવિંદ તેવારી અને બીજા**

તા. ૭ એપ્રીલ ૧૮૭૬

વા. ૧ / પા. ૨૮૧ } આરોપિત ગોવિંદ તેવારી અને બીજા ઉપર ખુન કર્યાનો આરોપ છતાં તેનો ઇનસાફ ભાગલપુરના શેશન જડજે કરી તેને છોડી દીધો તે ઉપર સરકારી પ્રોસીક્યુટરે હાઇકોરટને અપીલ કરી. અપીલ મંજુર થયાપર આરોપીતને ફરી પકડવા માટે લીગલરીમેમબ્રનસરે હાઇકોરટને અરજ કરી.

લીગલ રીમેમબ્રનસરનું કહેવું એ હતું કે આ અપીલ મંજુર થઈ તે વખતે આરોપિત ઉપર ચાર્જ ફરી કાયમ રહ્યું અને જે માણસપર ખુન કર્યાનો ચાર્જછે તે માણસને અપીલમાં રેસ્પોંડેંટ તરીકે લખવો એ બીલકુલ બરોબર નથી. અપીલની ચોકસી થવા અગાઉ તે કાયદા પ્રમાણે અટકાવમાં હોવો જોઇયે એવા પ્રકારે આરોપિતને પકડવાનો ક્રી. પ્રો. કા. ૨૭૨ ઉપરથી જોકે સ્પષ્ટ અધિકાર આ કોર્ટને નથી તો પણ એવો અધિકાર આ કોરટને ગર્ભીત રીતે પહોંચેછે.

હાઇકોરટે એવો ઠરાવ કર્યો કે અપીલ ચાલુછતાં આરોપિતને પકડવાનો હાઇકોરટને કા. ૨૭૨ ઉપરથી અધિકાર છે.

---

ક્રી. પ્રો. કા. ૨૭૨ રજબમા અને બીજાનો ફેસલો પાને ૬૧ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ મોહેસ મિસ્તરી અને બીજા એઓની અરજીની બાબતમાં,**

તા. ૨૮ મારચ ૧૮૭૬

વા. ૧ / પા. ૨૮૨ } એક સબોરડીનેટ માજીસ્ટ્રેટે પુરાવો લીધા પછી અરજદારને ક્રી. પ્રો. કા. ૨૧૫ પ્રમાણે છોડી દીધો તેનાપર ફરી કામ ચલાવવા

માટે જીલ્લા માજીસ્ત્રેટે હુકમ કર્યો તે હુકમ ખરોબર નથી સબબ રદ કરવો એવી અરજ અરજદારે હાઇકોરટને કરી.

તે કામમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે સબોરડીનેટ માજીસ્ત્રેટે અરજદારને છોડી દેવા વિશે કરેલો હુકમ અયોગ્ય હતો એવા કારણ ઉપરથી તે કામ જીલ્લા માજીસ્ત્રેટની રૂબરૂ કા. ૨૯૫ પ્રમાણે આવ્યું હતું. એવા પ્રસંગે જીલ્લા માજીસ્ત્રેટે તે કામ હાઇકોરટના અભિપ્રાય માટે મોકલવું હતું અને હાઇકોરટને સબોરડીનેટ માજીસ્ત્રેટનો હુકમ અયોગ્ય લાગત તો ફરી ચોકસી કરવાનો હુકમ તે કોરટ કરત પણ આ કામમાં તેમ થયું નથી માટે જીલ્લા માજીસ્ત્રેટે કામ ફરી ચલાવવા કરેલો હુકમ રદ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કા. ૨૧૫ સરકાર વિરૂદ્ધ સંબાપા સક્રોપાનો ફેસલો પાને ૨૧૪મે છે તે નિચે જુઓ.

---

ક્રી. પ્રો. કા. ૨૯૫ સરકાર વિરૂદ્ધ પદમનાભ રામચંદ્ર પૈનો ફેસલો પાને ૨૬૦ મે છે તે નિચે જુઓ.

**સરકાર વિરૂદ્ધ ઉપેંદ્રોનાથ દોશ અને બીજા**

તા. ૨૦ મારચ ૧૮૭૬

વા. ૧ } કેદી ઉપર પી. કો. કા. ૨૯૨ અને ૨૯૪
પા. ૩૫૬ } પ્રમાણે આરોપ મુકવામાં આવ્યા હતા. આરોપ શાબિત થયાથી કલકત્તાના માજીસ્ત્રેટે તે

પૈકિ પ્રત્યેકને એક એક માસની આશાન કેદની શિક્ષા કરી. તેથી તેમણે હાઇકોર્ટને અરજ કરી ત્યારે તે કામ હાઇકોર્ટમાં આણવા વિશે જડજ ફીયરે એક તરફી હુકમ કર્યો. અને કેદીને જામીન પર છુટા કરવાની પરવાનગી આપી તે કામની ચોકશી થઈ તે વખતે હાઈકોરટે ઠરાવ કર્યો કે—

આ કામમાં કેદીને શિક્ષા થઇછે અને તે શિક્ષા ભોગવેછે તે કામમાં કેદીએ હાઇકોર્ટમાં તે કામ આણવા માટે અરજ કર્યાથી કેદીએ વાજબી કારણ બતાવ્યું તો સરકારી પ્રોશીક્યુટરનું નોટીશ ના આપતાં કામ હાઇકોર્ટમાં મંગાવવાનો હાઇકોર્ટને અધિકારછે.

પી. કો. કા. ૨૯૨ અને ૨૯૪ પ્રમાણે જે તોહોમત તયાર કરવાના તે અમુક વસ્તુ બતાવી અને અમુક શબ્દ બોલવામાં આવ્યા તે બીભત્સ છે એમ ખુલ્લી રીતે લખી તૈયાર કરવાં જોઇએ; અને તે કલમ પ્રમાણે તોહોમત સાબિત કરતી વખતે કેદીએ કઈ વસ્તુ બતાવી અને તે કયા શબ્દ બોલ્યો એ માજીસ્ત્રેટે ખુલ્લી રીતે પોતાના ફેસલામાં લખવું જોઇએ. તેવું માજીસ્ત્રેટે પોતાના ફેસલામાં લખ્યું ન હોય તો તે કામ પોતાની પાસે મંગાવવાનો હાઇકોર્ટને અધિકારછે. અને તે કામની નવેશરથી ચોકશી કરવાના કિંવા માજીસ્ત્રેટે મુકેલા તોહોમતને યોગ્ય કારણ નહોતું એમ દેખાય તો કેશ કાડી નાખવાનો હાઇકોર્ટને અધિકારછે.

---

પી. કો. કા. ૨૯૨ કાંઈ બિભત્સ પુસ્તક, ચોપાનીયું, કાગળ, ચીત્ર, તસ્વીર, પ્રતિમા અથવા આકાર જે માણસ વેચે અથવા વેંહેચે અથવા વેચવાને કે ભાડાને સારૂ પરદેશથી આ દેશમાં આણે અથવા છાપે અથવા સરવે લોક જુવે એવી રીતે જાણી જોઇને દેખાડે અથવા તેમ કરવાની કોશીશ કરે અથવા તેમ કરવાનું કહે, તે માણસને ત્રણ મહિનાની મુદત સુધી એમાના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અપવાદ. કોઈ દેવસ્થાન મધ્યે અથવા ઉપર અથવા મુર્તીઓને બેસાડવા સારૂ વપરાતા કાંઈ રથ ઉપર કોરેલી અથવા નકશી પાડેલી અથવા ચીતરેલી અથવા બીજી રીતે કાડેલી અથવા ધર્મ સંબંધી કાંઈ કારણ સર રાખેલી કે વપરાતી કાંઈ પણ પ્રતિમાને આ કલમ લાગુ પડતી નથી.

પી. કો. કા. ૨૯૪ કોઈ જાહેર જગામાં અથવા જાહેર જગાની પાસે જે માણસ કાંઈ બિભત્સ ગીત, અથવા લાવણી, અથવા શબ્દો ગાઈ, બોલી, અથવા ઉચ્ચારીને,

બીજાઓને દુઃખ આપે, તે માણુસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

"૨૯૪ અ સરકારે હુકમ આપ્યો નહીં હોય તેવી શોરતી કાહાડવા સારૂ કાંઇ આફીશર ( એટલે કચેરી ) અથવા જગા જે માણુસ રાખશે તેને ઘણામાં ઘણા ૭ મહિના સુધી બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા અથવા દંડ એ બેઉ શિક્ષા કરવી.

" અને સદરહૂ પ્રકારની હરકોઈ શોરતીમાં હરકાંઇ ટીકીટ અથવા લાટ અથવા નંબર અથવા અંક કાહાડવા બાબત અથવા તેને લગતી વળગતી ફલાણી વાત બનશે તો ફલાણા માણસના ફાયદા સારૂ ફલાણી રકમ અથવા માલ આપવામાં આવશે અથવા ફલાણી વાત કરવામાં આવશે અથવા કરવામાં આવશે નહિ; એવો હરકાંઇ ઠરાવ જે માણસ પ્રશિદ્ધ કરશે તેને એક હજાર રૂપિયા સુધી દંડ કરવો." (સને ૧૮૭૦ના આકટ ૨૭ પ્રમાણે આ સુધારો દાખલ થયેલોછે)

---

**બે જુલાલ અને બીજા એઓની અરજીની બાબતમાં**

તા. ૨૩ અગષ્ટ ૧૮૭૬

વા. ૧ પા. ૪૫૦ } કોઈ મિલકતનો કબજો લેવા માટે એક દાવો થયો હતો વાદા પાસે તે મિલકતનો કદી કબજો હતો કિંવા નહોતો એવો તેમાં એક મુદો કાઢેલો હતો તેમાં વાદીની શાક્ષિ શાહેદ તરીકે લીધી નહોતી, પરંતુ કબજાના સબંધે બે સાક્ષી વાદીએ આપ્યા હતા. જડજે તેઓના કહેવા પર ભરોંસા રાખ્યો નહીં. વાદીએ પોતાનો દાવો સાબિત કર્યો નહી એમ ઠરાવી જડજે તેની વિરૂદ્ધ ફેંસલો કર્યો. અને તે બેઉ સાક્ષીઓની જુબાની અને તેઓની જુબાનીનું ઈંગ્રેજી લખેલું ટીપણ એ માજીસ્રેટ પાસે મોકલવાનો હુકમ કર્યો તે સાક્ષીઓએ ન્યાયના કામમાં ખોટી સાક્ષી આપીછે કીંવા નહીં.

(અને એ સાક્ષીઓ વાદીના નોકર હોવાથી તેમણે વાદી-ના કહેવા ઉપરથી આ સાક્ષી આપી હોય તો તેને આ ગુન્હો કરવાના કામમાં વાદીએ સાહ્ય કરી કે નહીં? અને વાદીએ પોતાની ફરિયાદીમાં જે મજકુર લખ્યોછે તે ખોટોછે એમ વાદીને માહીત છતાં તેણે તે લખ્યોછે કે નહીં એની ચોકશી કરવા વાસ્તે જડજે તે કાગળ માજીસ્ટ્રેટ પાસે મોકલ્યા. તે જડજનો હુકમ રદ કરવા માટે તે સાક્ષીદારે અને વાદીએ હાઈકોર્ટને અરજ કરી તેમાં હાઈ કોર્ટે ઠરાવ્યું કે—

એકાદ અરજીની ચોકસી કરવાને પુરતુ કારણછે એવું કોઈ દીવાની કે ફોજદારી કોર્ટને દેખાય તે વખતે જે ચોકસી અગાઊ કરવી જરૂર હોય તે કર્યા શીવાય તે કામ માજીસ્ટ્રેટ પાસે ઈનસાફ સારૂ મોકલવાનો તેવા પ્રકારની કોઈ કોરટને અધિકાર નથી એમ ક્રી. પ્રો. કા. ૪૭૧ ઉપરથી થાયછે. અને જે તોહોમત બદલ ચોકસી કરવાની તે તોહોમત કયું અને તેણે જે ખોટો મજકુર ખોટો કહો છે તે મજકુર એમ તે કોરટે ખુલ્લી રીતે લખી મોકલવું જોઇયે તેમ આ કામમાં કાંઈ થયુ નથી અને જડજે પ્રથમની ચોકસી કરી નથી. તેજ પ્રમાણે સન ૧૮૬૧ ના આકટ ૨૩ ની કા. ૧૬ ઉપરથી એ પ્રમાણે માજીસ્ટ્રેટ પાસે મોઘમરીતે મોકલવાનો જડજને અધિકાર નથી માટે અમે જડજનો હુકમ રદ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કા. ૪૭૧ થાણાના શેશન જડજના પત્ર નંબર ૪૪૧૪થી થયેલો ઠરાવ પાને ૨૩૭મે છે તે નિચે જુઓ. સને ૧૮૬૧ ના આકટ ૨૩ ની કા. ૧૬. પીનલકોડની કા. ૧૯૩, ૧૯૪, ૧૯૫, ૧૯૬, ૧૯૯, ૨૦૦, ૨૦૫, ૨૦૬, ૨૦૭, ૨૦૮, ૨૦૯, ૨૧૦ એ કલમોમાં કહેલો ગુન્હો પોતાની આગળ કોઈ મુકદમો ચાલુ હોય તેમાં સાહેદે અથવા બીજા માણસે કર્યો છે એવું કોર્ટની નજરમાં આવે ત્યારે તે કોર્ટ તે માણસના તે ગુન્હા બાબત શેશનકોર્ટમાં

ઇનસાફ થવા સારૂ તેને મોકલવાને મુખત્યાર છે, અથવા જરૂર હોય તે પ્રમાણે કાચી ચોકસી કરીને જે ગુન્હાનું તોહોમત મુક્યું હોય તે ગુન્હા બાબત તોહોમતવાળાનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ મોકલવાનો અખત્યાર જે માજીસ્ટ્રેટને હોય તે માજીસ્ટ્રેટ પાસે ચોકસી થવા સારૂ તે મુકદમો મોકલવાને મુખત્યાર છે પછી તે માજીસ્ટ્રેટે કાયદા પ્રમાણે કામ ચલાવવું.

---

## સરકાર વિરૂદ્ધ ભોળાનાથ સેન.

તા. ૧૫ જુન સન ૧૮૭૬

વા. ૨ } એક જીલ્લાની તુરંગના જેલરે ખોટો હિસાબ
પા. ૨૩ } તૈયાર કરીને સરકારને ઠગ્યા એમ તે તુરંગના એક કારકુને તે જેલરપર આરોપ આણ્યો.

જીલ્લા માજીસ્ટ્રેટે તેની ચોકસી કરી અને માજીસ્ટ્રેટની એક બેંચ પાસે ઇનસાફ થવા એ જેલરને મોકલ્યો તે બેંચ જીલ્લા માજીસ્ટ્રેટે પોતે તે તુરંગના ઉપરી આફીસર એક્ટીંગ સુપરીનટેન્ડંટ મીસ્તર એલ અને બીજા ત્રણ આનરેરી માજીસ્ટ્રેટ હતા. ઇનસાફની શરૂવાત કરવાને આરંભે આ બેંચ વિશે તમારી કાંઈ હરકત છે કે કેમ એ વિશે કેદી અને તેના વકીલને પુછ્યું હતું અને એ વિશે અમારી કાંઈ હરકત નથી એમ તેઓએ કહ્યું હતું. પરંતુ કેદીપર તોહોમતનામુ તૈયાર થયા પછી એ વિશે અમારી હરકતછે એમ કેદીના વકીલે કહ્યું હતુ તે કામમાંનું કામ ચલાવવા વિશે તે જીલ્લા માજીસ્ટ્રેટે સરકારી વકીલને હુકમ આપ્યો. તે જીલ્લા માજીસ્ટ્રેટે અને મીસ્તર એલ એઓએ તે કામમાં સરકાર તરફ શાક્ષી આપી. સરકાર તરફના શાક્ષી પુરાવા વિગરે થયા પછી કેદીપર બે તોહોમત મુકવામાં આવ્યાં તે એકે

(૧) કેદીએ બરેબર જેટલાં બી ખરીદ્યાં હતાં તેથી જ્યાદે બીયાંની રકમ સરકારના નામે લખીછે, અને

(૨) કેટલુંક તેલ જ્યાદે દરે વેચ્યા છતાં તેણે કમી દરે વેચ્યાનો આકાર બતાવી તે રકમ સરકારખાતે જમેકરીછે.

આ બીલ ખરાંછે એમ મીસ્તર એલને કહી તે બીલ પર તેની સહી લીધી અને તેણે તે બીલમાં બદલની રકમ તે બીલ પ્રમાણે મેં સરકારમાંથી મંગાવી અને જે દરે તેણે તેલ વેચ્યું હતું તે દર મીસ્તર એલે મંજુર કર્યાથી તે દરે મેં તેલ વેચ્યું અને તેટલા પૈસા સરકાર ખાતે જમાં કર્યા છે એમ કેદીની તકરાર હતી કેદીને જે શાક્ષી આપવાના હતા તેનાં નામ તેણે લખી આપ્યાં તે પૈકી જે શાક્ષીનો તે તુરંગ સાથે સબંધ હતો તે શાક્ષીઓ પોતાનો મજકુર આગળ ઉપર બદલે નહિ તેથી તેઓના તેજ વખતે જુબાની લેવા વાસ્તે તે બેંચે મીસ્તર એલને મોકલ્યો હતો અને તેણે તેઓની જુબાની બેઉ પક્ષકારના મુખત્યારની રૂબરૂ લીધી તે જુબાની જો કે પુરાવા માટે નહોતી તોપણ તે બેઉ પક્ષકારને ઉપયોગી પડવા માટે કામમાં દાખલ કરી મુકી હતી તે બેંચ પૈકી સરવે માજીસ્ત્રેટે પોતપોતાનો જુદો જુદો ફેસલો આપ્યો. પરંતુ તે કોરટના ફાયન્ડીંગપર, અને કેદીપર પી. કો. કા. ૪૦૯ પ્રમાણે બદ દયાનતથી વિશ્વાસઘાત કર્યા બદલ તોહોમત શાબિત કર્યાનો અને તે બેઉ તોહોમત બદલ એકંદર કેદીને બે વર્ષની સખત મજુરીની કેદ, અને એક હજાર રૂપિયા દંડ અને દંડ ન આપેતો બીજી છ માસની સખત મજુરીની કેદ એવી શિક્ષા આપ્યાના હુકમપર તે પાંચ આસામીએ સહી કરીછે.

તે ઉપર કેદીએ શેશન જડજને અપીલ કરી હતી તે અપીલ રદ થઈ માટે કેદીએ તે તોહોમત રદ કરવા હાઇકોરટને અરજ કરી તેમાં ઠરાવ્યું કે—

જે માજીસ્ત્રેટને પોતાના કર્તવ્ય કર્મ પ્રમાણે એકાદ કામમાં પોતે શાખ઼ને કામ કરવું જરૂરછે તેણે તેવું કામ ચલાવ્યાથી તેને ન્યાયાધીકારની રીતે તેનો ફેસલો કરવાને હરકત આવેછે એમ નથી એવી જોકે વાત છે તો પણ જે કામમાં તેવા ન્યાયાધીકારની રીતે તેને જે કામ કરવાની જરૂર ન હોય અને તે અપરાધનો પતો લાવવાનું

અને ફોજદારીમાં આરોપિતને શાબવાનું તેણેજ કામ કર્યું હોય અને સરકાર તરફે જે વખતે તે પોતેજ મુખ્ય શાક્ષીદાર હોય તે વખતે તેણે તે કામનો ન્યાયાધીકારની રીતે ઇનસાફ કરવો વ્યાજબી નથી. મીસ્તર એલનો તે કામમાં પ્રત્યક્ષ સબંધ હતો સબબ ન્યાયાધીકારનું કામ કરવાને તે નાલાયક હતો.

કેદીના શાક્ષીદારે કહેલો મજકુર દફતરે દાખલ કરી મુકવો એ કૃત્ય ગેરકાયદેસર પ્રકારનું છે.

કાયદામાં કહેલી રીત પ્રમાણે જે ફોજદારી કામ ચાલેલુ નથી તે નીરૂપયોગી છે અને ખરેખર રીતે જો તે ગેરકાયદેસર હોય તો તેવું કામ ચલાવવાની કેદીની સમંતી હોય તો પણ તે ઉપયોગી થનાર નથી.

તે પ્રમાણે જોતાં આ કામના પ્રોસીડીંગમાં મેહોટા મહત્વની અને મુદાની ભુલ થયેલી છે એમ દેખાય છે અને તે ભુલથી કેદીને ઘણું નુકશાન થયુંછે માટે તોહોમત અને શીક્ષા રદ કરી કેદીને છોડી દેવાનો તથા ભરેલો દંડ તેને પાછો આપવાનો હુકમ કરીએ છીએ.

---

પી. કો. કા. ૪૨૯ સરકાર વિરૂદ્ધ રામાજીરાવજીવ બાજીરાવનો ફેશલો પાને ૨૨૪મે છે તે નિચે જુઓ

---

## જગતચંદ્ર ચકરબતી અરજદારની બાબતમાં

તા. ૧૧ સપટેમ્બર ૧૮૭૯

વા. ૨ પા. ૧૧૦ | બાકરગંજના જોઇંટ માજીસ્ત્રેટે લોકોની સુલેહ તોડવાનો સંભવછે એમ દેખાયા ઉપરથી અરજદાર પાસેથી પાંચપાંચ હજારનો એક એવા બે જામીન લેઈ મુચરકા લખી લીધા હતા અરજદાર અને બીજો એક ઇશમ બરોદા ચકરબતી એ બેઉ અને સબીર મીયન એઓની વચે જમીનનો કાંઈ તંટો હતો પાછલા મહીના સુધી તે જમીનમાંના સર્વ કુલ સબીર મીયનને ધારાનાં પૈસા આપતા આવ્યા તેણે જુલમ ચલાવ્યો

માટે તે પૈકી કેટલાક કુલ ચક્યતી પાસે ગયા ત્યાંહાં સુધી તે પક્ષકારોની દર્મ્યાન પુષ્કળ વાદ ચાલ્યો હતો પરંતુ લોકોની સુલેહ તોડવાનો કોઇયે યત્ન કર્યો નહોતો. પછી લોકોની સુલેહ તોડવાની બીતી દેખાયા ઉપરથી તકરારી જમીનપર પોલીસનો પેરો રાખવામાં આવ્યો તો પણ બાજી વધારે તજવીજ કરવી જોઇયે એમ માજીસ્ત્રેટને જણાયું તેથી અરજદાર બરોદા, સમીર અને તે બેઉના નોકર પૈકી બે નોકર એઓને માજીસ્ત્રેટે સમન કર્યા અને ચોકસી કરીને મુખ્ય માલીક પાસેથી પ્રત્યેકના દસ હજારના જામીન લીધા અને નોકરો પાસેથી કમી રકમના જામીન લીધા.

આ જામીનની રકમ ભારેછે એ અને બીજા કેટલાક કારણથી તેઓએ શેશન જડજને અરજ કરી તે રકમ સબંધે નિકાલ કરતાં શેશન જડજે નિચે લખ્યા પ્રમાણે પોતાના ફેસલામાં મજકુર લખ્યો છે.

જામીનની રકમ ઘણીછે એમ જે અરજદારનું કહેવુંછે તે નક્કી ખરેખર છે અને તે મુદ્દાનો નિકાલ થવા વાસ્તે મેં હાઇકોરટના અભિપ્રાય માટે આ કામ મોકલ્યું હતું પરંતુ એટલાજ કારણ ઉપરથી કોઇ કામમાં અમે હાથ ઘાલનાર નથી એમ હાઇકોરટે ઠરાવ કર્યોછે.

આ ઉપરથી અરજદારે હાઇકોરટને અરજ કર્યાથી ઠરાવ્યું કે—જામીનની રકમ ઠરાવવાના કામમાં માજીસ્ત્રેટે પોતાની મુખત્યારી બીલકુલ ચલાવી નથી કીંવા તેણે જે મુખત્યારી ચલાવી છે તે અયોગ્ય છે એમ આ કામના કાગળોથી દેખાયછે. અને તેમ કરવાનું કારણ માજીસ્ત્રેટે બતાવ્યું નથી. તેમજ કોઇપણ તાબાની કોરટે જે ફેસલો કર્યો હોય કીંવા શિક્ષાનો હુકમ કર્યો હોય તેમાં મુદ્દાની ચુક થઇછે એમ હાઇકોરટને દેખાય તો તેમાં હાથ ઘાલવાનો હાઇકોરટને ક્રી. પ્રો. કો. ૨૯૭ ઉપરથી અખ્તિયાર છે. તેવી મુદ્દાની ચુક આ કામમાં થયેલી છે માટે જોઇંટ માજીસ્ત્રેટનો હુકમ રદ કરીએ છીએ.

ક્રી. પ્રો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

## પર્શરામ બરૂઆ અરજદારની બાબતમાં

તા. ૧૦ જુન ૧૮૭૬

પા. ૨ } પ્રાંત આશામ જીલ્લા કામરૂપના આસીસ્ટંટ
પા. ૧૧૭ } કર્મીશનર મીસ્તર કારેંગીએ અરજદાર ઉપર ક્રી. પ્રો. કા. ૨૨૨ ના આધારે સંક્ષીપ્ત રીતે ચોકશી કરવાનો અધિકાર ચલાવી ખોટી ખબર આપ્યાના ગુન્હાનો અપરાધ શાબિત કર્યો હતો. આ કામ સને ૧૮૭૫ ની સાલમાં થયુંછે. સને ૧૮૭૨ની સાલે સીબસાગર જીલ્લા પૈકી જોરહતડીવીજન મીસ્તર કારેંગીના તાબામાં હતો અને તેને પેહેલા વર્ગના માજીસ્ત્રેટનો અને ક્રી. પ્રો. કા. ૨૨૨માં કેહેલી સંક્ષીપ્ત રીતે ચોકશી કરવાનો અધિકાર હતો તે સને ૧૮૭૪ ની સાલે રજા લેઈ ઈંગ્લાંડ પાછો ગયો અને સને ૧૮૭૫ની સાલે હિંદુસ્તાનમાં પાછો આવ્યો ત્યારે તેને કામરૂપ જીલ્લામાં નિમ્યો. અને પેહેલા વર્ગના માજીસ્ત્રેટનો અધિકાર આપ્યો પણ સંક્ષીપ્ત રીતે ચોકશી કરવાનો અધિકાર કા. ૨૨૨ પ્રમાણે ફરી મળ્યો નોહોતો એમ છતાં તેણે અરજદારપર સંક્ષીપ્ત રીતે ચોકશી કરીને તોહોમત શાબિત કર્યું. તે કામમાં માજીસ્ત્રેટ તરફ એવી તકરાર કરવામાં આવી કે આ માજીસ્ત્રેટને તેવો અધિકાર સને૧૮૭૨ ની સાલમાં શીબસાગર જીલ્લામાં મળ્યો હતો અને તે કામ ઉપરથીજ તેની બદલી કામરૂપ જીલ્લામાં થઇછે એમ સમજવું જોઇયે. અને એટલા માટે ક્રી. પ્રો. કા. ૫૨ ઉપરથી કામરૂપ જીલ્લામાં સંક્ષીપ્ત રીતે ચોકશી કરવાનો તેને અધિકાર હતો અને તે અધિકાર પ્રમાણેજ તેણે અરજદાર ઉપર તોહોમત શાબિત કર્યું હતું. અરજદાર તરફ એવી તકરાર કરવામાં આવી છે કે સને ૧૮૭૨ ની સાલે ક્રી. પ્રો. કા. ૨૨૨ પ્રમાણે તેને અધિકાર મળેલો હતો અને બીજા જીલ્લામાં તે અધિકાર

ચલાવવાને તેને અધિકાર મળ્યો નહોતો. તે રજાઉપર લેઈ જે વખતે ઇંગ્લાંડ પાછો ગયો તે વખતે તેણે પોતાનો પેહેલો હોદ્દો છોડી દીધો હતો. એમ સમજવું જોઇયે. સન ૧૮૭૨ની સાલે તેને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર મળેલો હતો પછી ફરી જે વખતે ઇંગ્લાંડથી પાછો આવ્યો તે વખતે સરકારના જાહેરનામા ઉપરથી ફરી તેને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર કામરૂપ જીલ્લામાં કેમ આપ્યો ? શબબ કામરૂપ જીલ્લામાં સંક્ષીપ્ત રીતે ચોકશી કરી ઇનસાફ કરવાનો તેને અધિકાર નહોતો અને એટલા માટે અરજદારપર તેણે કરાવેલું તોહોમત રદ કરવું જોઇયે તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે—

મિસ્તર કારેંગીને સીબસાગરમાં જે અધિકાર મળ્યો હતો તે કેવળ તે જીલ્લામાં માત્ર ચલાવવા પુતો મળ્યો હતો સબબ તેને કામ રૂપમાં તે અધિકાર ચલાવવાનો હક નહોતો એટલા માટે આ કામમાં ક્રી. પ્રો. કા. ૫૬ લાગુ પડતી નથી. તેમજ મીસ્તર કારેંગીને સીબસાગરમાં જે અધિકાર હતો તેટલો કામ રૂપમાં નહોતો કીંવા તેથી જાસ્તી પણ નહોતો. કામરૂપમાં સંક્ષીપ્ત રીતે ચોકસી કરવાનો અધિકાર તેને મળ્યો નહોતો કીંવા અગાઉના કામ ઉપરથી બદલી થયેલી હોવાથી તેણે એ અગાઉનો અધિકાર કામરૂપમાં ચલાવો છે એમ કહેવાય નહિ કોઈ અમલદાર પોતાનો હોદ્દો છોડી રજાપર ઇગ્લાંડ ગયો એટલે તેનો અગાઉનો સર્વ અધિકાર જાય છે. અને ફરી પાછો આવ્યો એટલે ફરી મુદ્દામજે તેને તે અધિકાર આપવામાં આવે તો માત્ર તેને તે અધિકાર મળેછે, નહીં તો મળતો નથી તે પ્રમાણે મિસ્તર કારેંગીએ પાછો આવ્યાથી સરકારે તેને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર માત્ર આપ્યો હતો પરંતુ સંક્ષીપ્ત રીતે ઇનસાફ કરવાનો અધિકાર સરકારે તેને આપ્યો નહોતો સબબ આ કામને કલમ ૫૬ લાગુ પડતી નથી.

એવા કારણથી અરજદારપર મુકેલું તોહોમત કોરટ રદ કરેછે.

ફી. પ્રો. કા. ૨૨૨ ચંદરશેખર થાકુર વિરૂદ્ધ નિતલુ અને બીજાનો ફેસલો પાને ૪૦૪ મે છે તે નિચે જુઓ.

ફી. પ્રો. કા. ૫૬ સરકારી નોકરીમાં કોઈ માણસ કાંઈ હુદા ઉપર હોય તે માણસને કોઈ ડિસ્ત્રિકટમાં આ આકટ પ્રમાણે અથવા આ આકટ ઉપરથી થયેલા કોઈ આકટ પ્રમાણે કાંઈ અધિકાર આપ્યો હોય તેવી બીજી ડિસ્ત્રિકટમાં તેવાજ પ્રકારના સરખા હુદાપર અથવા તે કરતાં ઊંચા હુદા ઉપર બદલી થાય ત્યારે સ્થાનીક સરકારે બીજી રીતનો હુકમ કર્યો નહી હોય તો જે ડિસ્ત્રિકટમાં પોતાની બદલી થઈ હોય તે ડિસ્ત્રીકટમાં તેણે તે અધિકાર ચલાવ્યાં કરવો.

### સરકાર વિરૂદ્ધ દીલજોર મીસર

વા. ૨ } પીનલકોડ અમલમાં આવ્યા અગાઊ
પા. ૨૨૫ } એટલે સને ૧૮૬૧ ની સાલે કરેલા ગુન્હા બદલ કેદીને સને ૧૭૯૭ ના કાયદા ૪ પ્રમાણે અપરાધી ઠરાવી તેને જન્મ સુધી કાળા પાણીની શિક્ષા આપી હતી. અને એ શિક્ષા કાયમ થવા માટે તે કામ હાઈકોરટમાં મોકલ્યું.

સને ૧૮૬૨ ના આકટ ૧૦ ઉપરથી સને ૧૭૯૭ નો કાયદો ૪ રદ થયો હતો અને તે આકટ સને ૧૮૬૮ ના આકટ ૧ અને ૧૮૭૨ ના આકટ ૧૦ ઉપરથી તદન રદ થયો હતો. તેથી આ કામમાં ઠરાવ થયો કે—

આ કામમાંનું તોહોમત ગેરકાયદેસર છે. આ કામને સને ૧૮૬૮ ના આકટ ૧ ની કલમ ૬ લાગુ પડતી નથી કારણ કોઈ પણ આકટ કીંવા કાયદો રદ થયો એટલે તે ઉપરથી રદ થનારો આકટ અમલમાં આવ્યા અગાઉ ગુન્હો કર્યો હોય તેને બાધ આવેછે એમ સમજવું નહી એવો તે કલમનો મજકુર છે.

---

સને ૧૮૬૮ ના આકટ ૧ ની કા. ૬ કોઈ પણ સ્ટાટયુટ કીંવાં આકટ કીંવા કાયદો રદ થયો એટલે તે ઉપરથી નિચે

બનેલી વાતને બાધ આવેછે એમ સમજવું નહીં એટલે રદ કરનારો આકટ અમલમાં આવ્યા અગાઉ કોઈ કૃત્ય બન્યું હોય કીંવા ગુન્હો કર્યો હોય તેને અથવા કોઈ દંડનો કીંવા ગુન્હેગારીનો પેચ આવ્યો હોય તેને અથવા કોઈ પણ કામ ચાલ્યું હોય તેને બાધ આવેછે એમ સમજવું નહીં.

---

## સરકાર વિરૂદ્ધ જદુનાથ ગાંગુલી

તા. ૧૮ જાન્યુઆરી ૧૮૭૭

વા. ૨ / પા. ૨૭૩ — એક માણસપર ખુનનું તોહોમત મુક્યું હતું તેનો ઈનસાફ જ્યુરીથી કર્યો તેમાં સદરહુ આરોપિત ખુનનનો ગુન્હેગાર નથી એમ તેમની નજરમાં આવ્યાથી તેઓએ તેનાપર શિક્ષિણીય મનુષ્ય વધનું તોહોમત સાબિત કર્યું. જ્યુરીના ઠરાવથી શેશન જડજનો અભીપ્રાય જુદો હતો તો પણ તે કામ ક્રી. પ્રો. કા. ૨૬૩ પ્રમાણે હાઈકોર્ટમાં મોકલવાનું શેસન જડજે ના કબુલ કર્યું. પછી સ્થાનિક સરકારે લીગલરી મેમ્બર નસરને ક્રી. પ્રો. કા. ૨૭૨ પ્રમાણે અપીલ કરવા હુકમ કર્યો. તે હુકમ પ્રમાણે જુનીપર, સરકારી વકીલે અપીલ કરી તેમાં ઠરાવ્યું કે સદરહુ અપિલ યોગ્ય રીતે થઈ છે. કેદીને ખુનના આરોપ ઉપરથી દોષ મુકત કર્યાથી તેનાપર અપીલ ચાલેછે.

---

ક્રી. પ્રો. કા. ૨૬૩ સરકાર વિરૂદ્ધ બળવંત પેદારકરનો ફેસલો પાને ૧૦૨મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૭૨ સરકાર વિરૂદ્ધ રખમા અને બીજાનો ફેસલો પાને ૬૨મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ગ્વાસપર અને બીજા

તા. ૨૨ મારચ ૧૮૭૭

વા. ૨ / પા. ૨૭૮ — આરોપિતપર સાપ્રાધ બળ કર્યા બદલનો આરોપ પીનલકોડ પ્રમાણે મુકવામાં આવ્યો

હતો. પોલીશ માજીસ્ત્રેટે ફરીયાદી તરફનો પુરાવો સાંભળ્યો અને તેનાપર ભરોસો ન રાખતાં તે પુરાવાથી મુકેલો આરોપ લાગુ પડતો નથી એવો ઠરાવ થયો તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે—

કાયદા સંબંધી ચુક થઈ છે. એમ જો માનીએ તોપણ આરોપિતને કમિટ કરવા માટે માજીસ્ત્રેટને માન્ડામસનો હુકમ આપવાને હાઇકોરટને અધિકાર નથી. માજીસ્ત્રેટે આ કામમાં પોતાનો અધિકાર ચલાવવાનું ના કબુલ કર્યું એમ નથી. તેણે પોતાનો અધિકાર ચલાવી કામની ચોકશી કરીછે. હાઇકોરટના પ્રોસીજર પ્રમાણે હાઇકોરટને આ કામ માજીસ્ત્રેટની કોર્ટમાંથી કાડી પોતાપાસે મંગાવવાનો હુકમ કરવા જોગ આ કામ નથી.

---

**કલકત્તાની કારપોરેસન વિરૂદ્ધ ભીકનરામ નાપીત ઉરફે ભીકન નાપીત**

તા. ૨૩ અપરેલ ૧૮૭૭

વા. ૨ } પા. ૨૯૦ } હાઇકોર્ટના ક્રીમીનલ પ્રોસીજર પ્રમાણે જે અધિકાર હાઇકોર્ટને આપ્યોછે તે તેણે માજીસ્ત્રેટે જે કામમાં આરોપિતને દોષ મુકત કર્યો હોય તે કામમાં ચલાવવો એવા હેતુએ આપેલો નહિ છતાં માજીસ્ત્રેટે મુકેલા તોહોમતથી કીંવા બીજા હુકમ ઉપરથી જે કામમાં પ્રા. ને દુઃખ થયું હોય કીંવા નુકશાન થયું હોય તે કામમાં તે અધિકાર ચલાવવા માટે આપ્યોછે.

---

**ચંદરનાથસેન અને બીજાઓની બાબતમાં**

તા. ૨૦ ફેબ્રુઆરી ૧૮૭૭

વા. ૨ } પા. ૨૯૩ } ક્રી. પ્રો. કા. ૫૧૮ પ્રમાણે માજીસ્ત્રેટે જે યોગ્ય રીતે હુકમ કર્યો હોય તેમાં ચારટર આકટ પ્રમાણે હાઇકોર્ટથી હાથ ઘાલી શકાતોનથી.

---

ક્રી: પ્રો. કા. ૫૧૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો પાને ૬૬ મે છે તે નિચે જુઓ.

### સરકાર વિરૂદ્ધ ચારૂલનાયા

તા. ૪ મે સને ૧૮૭૭

વા. ૨ }
પા. ૩૫૪ } સાર્વજનીક નદીના કોઈ ભાગમાં માછલી મારવાનો સર્વથા હકનો એ કાયદેસર રીતે તોડ ન કરવું એ ગુન્હો પીનલકોડમાંના સાપ્રાધ પ્રવેશના વર્ણન નિચે આવવાના ગુન્હા સરખો નથી.

---

### સરકાર વિરૂદ્ધ જયહરીકોર

તા. ૩ મે સને ૧૮૭૭

વા. ૨ }
પા. ૩૫૬ } જે આરોપિત ક્રી. પ્રો. કા. ૪૨૬ પ્રમાણે ગાંડો થયો હોય એવા માણસને સ્થાનીક સરકારે નિમેલી રખવાળીની જગામાં રાખવા વાસ્તે મોકલ્યા પછી તે આરોપિત માણસપરનો ફોજદારી કોર્ટનો અધિકાર બંધ થાયછે અને કલમ ૪૩૨ માં જે હકીકત કહીછે તેવી હકીકત બની આવી તોજ માત્ર તે આરોપિત માણસપરનો ફોજદારી કોર્ટનો અધિકાર ફરી ઉત્પન્ન થાયછે.

---

ક્રી. પ્રો. કા. ૪૨૬ તોહોમતવાળો સખશ ગાંડો તથા પોતાનો જવાબ કરવાને અશક્ત ઠરે ત્યારે જે ગુન્હાનું તેની પર તોહોમત મુક્યું હોય તે ગુન્હો અગર જામીન લઈ શકાય એવો હોય તો તે સખશની બરાબર સંભાળ કરવામાં આવશે, તથા પોતાને અથવા બીજા કોઈ સખશને નુકશાન કરશે તો તે સખશને અટકાવવામાં આવશે, તથા હુકમ થાય ત્યારે તેને હાજર કરવામાં આવશે એવી તરેહનો તેનો પાકો જામીન આપવામાં આવે કે જેવી હકીકત હોય તે પ્રમાણે તે માજીસ્ટ્રેટ અથવા શેશન કોર્ટ તે સખશને છોડવાને મુખત્યાર છે

અગર તે ગુન્હો જામીન લઈ શકાય એવો નહિ હોય, અથવા ફરમાવેલો જામીન આપવામાં નહિ આવે, તો તે કામનો સ્થાનીક સરકારને રિપોર્ટ કરી મોકલવો, અને

તે ફરમાવે તેવે ઠેકાણે તે સખશને કેદ રાખવો.

ક્રી. પ્રો. કા. ૪૩૨ અગર તે સખશને કા. ૪૨૬ પ્રમાણે કેદ કર્યો હોય, અને ઉપર લખેલો ઇન્સ્પેક્ટર જનરલ અથવા વિજીટરો એવું સરટીફીકિટ આપે કે મારા અથવા હમારા અભિપ્રાય પ્રમાણે એ સખશ પોતાનો જવાબ કરવાને શક્તીમાન છે, તો, જેવી હકીકત હોય તે પ્રમાણે, તે માજીસ્ટ્રેટ અથવા શેશનકોર્ટ ઠરાવે તે વખતે તે માજીસ્ટ્રેટ અથવા શેશનકોર્ટની પાસે તે સખશને લઈ જવો; અને તે માજીસ્ટ્રેટે અથવા કોરટે તે સખશની ઉપર કા. ૪૨૮ના ઠરાવો મુજબ અમલ કરવો, અને ઉપર લખેલા ઇન્સ્પેક્ટર જનરલનું અથવા વીજીટરોનું સરટિફીકિટ પુરાવામાં લેવું.

---

### સરકાર વિરૂદ્ધ હલધરપોરે અને બીજા

તા. ૭ માહે મે ૧૮૭૭

વા. ૨ } અરજદારે માછલાં પકડવા માટે કાંઇક
પા. ૩૮૩ } ઝાડનાં પાંદડાં ખક નદીમાં નાખ્યાં હતાં

તે ઉપરથી માજીસ્ટ્રેટે ક્રી. પ્રો. કા. ૨૨૭પ્રમાણે સંક્ષિપ્ત રીતે ચોકશી કરી. અને તેને શિક્ષા આપી. આ અપરાધ પી. કો. કા. ૨૭૭ પ્રમાણે થયોછે એમ માજીસ્ટ્રેટે ઠરાવ્યું તેપર તેણે હાઇકોર્ટને અરજ કરી તેમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે—

પી. કો. કા. ૨૭૭ માં "સાધારણ સર્વ લોકનો ઝરો કીંવા હોદ" એવા જે શબ્દછે તેમાં "નદી"નો સમાવેશ થતો નથી. અને એટલા માટે માછલાં પકડવા માટે નદીમાં ઝાડનાં પાંદડાં નાખવાં એ કામ કલમ ૨૭૭ પ્રમાણે અપરાધ થતો નથી. સબબ અરજદારપર થયેલો અપરાધ રદ કર્યોછે.

---

પી. કો. કા. ૨૭૭ કોઇપણ સાર્વજનીક ઝરા અથવા જળાશયનું પાણી જે માણસ બુધીપુર્વક બિગાડે અથવા

મેલું કરે, એવી રીતે કે તેથી તે પાણી રોજ જે કામમાં વપરાતું હોય તે કામને સારૂ તે ઓછું લાયક થાય તો તે માણસને ત્રણમહીનાની મુદતસુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની અથવા પાંચસે રૂપિયાસુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ક્રી. પ્રો. કા. ૨૨૭ જે મુકદ્દમામાં અપીલ ચાલતી નહિ હોય તે મુકદ્દમામાં માજીસ્ત્રેટને અથવા માજીસ્ત્રેટના બેંચને સાહેદોની જબાની અથવા ફેસલો કરવાનાં કારણો દફતરમાં દાખલ કરવાની અથવા પદ્ધતી પ્રમાણે તોહોમતનામુ તૈયાર કરવાની જરૂર નથી પણ હેઠળ લખેલી વિગત દાખલ કરવા સારૂ એક રજીષ્ટર રાખીને તેમાં તે વિગત માજીસ્ત્રેટે અથવા માજીસ્ત્રેટોના બેંચે દાખલ કરવી.

(અ) અનુક્રમે ચડતો નંબર, તથા

(બ) ગુન્હો થયાની તારીખ, તથા

(ક) રીપોર્ટની અથવા ફરિયાદીની તારીખ, તથા

(ડ) ફરિયાદ કરનારનું નામ, તથા

(ઈ) તોહોમતવાળા સખસનું નામ તથા જાત અને રહેવાનું ઠેકાણું, તથા

(ફ) જે ગુન્હાની ફરિયાદ થઈ અથવા સાબિત થઈ તે ગુન્હો. તથા

(ગ) કેદીનો જવાબ.

(હ) ગુન્હા બાબત ઠરાવ તથા ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય ત્યારે તેનાં કારણનો મુખ્તેસર માં મજકુર, તથા

(ઐ) શિક્ષાનો હુકમ, અને

(જ) ચાલેલું કામ જે તારીખે પૂરું થયું તે તારીખ.

---

## સરકાર વિરૂદ્ધ દીદર સરકાર

તા. ૧૯ જુન સન ૧૮૭૭

વા. ૨ પા. ૩૮૪ } આ કામમાંના અરજદાર પાસેથી સારી ચાલ ચલાવવા બદલ રકમ રૂપીયા પાંચ હજારના જામીન લેવા વિશે, માજીસ્ત્રેટે હુકમ કર્યો

હતો. તે વખતે તેણે તે હુકમપર હાઇકોર્ટને અરજ કરી. એટલી રકમનો જામીન માગવાનું કારણ શુંછે તે લખી મોકલવા વિશે હાઇકોરટે માજીસ્ત્રેટને પુછ્યું. તે ઉપરથી તે માજીસ્ત્રેટે માગેલી માહેતી હાઇકોર્ટને આપી. પણ એવા વિચાર કરવાનો હાઇકોર્ટને અધિકાર નથી એમ તેણે હાઇકોર્ટને લખ્યું. તે વખતે તે કામમાં એવા ઠરાવ થયો. કે જામીનની રકમ ઠરાવવાનું કારણ શુંછે એવું હાઇકોરટે વિચાર્યા છતાં તે કારણ લખી મોકલવું એ માજીસ્ત્રેટની ફરજ છે. કોઇના સારી ચાલના જામીન લેવા હોયતો જામીન બદલની જે રકમ ઠરાવવી તે તે માણસથી સાધારણરીતે આપી શકાય એવી હોવી જોઇયે.

---

### સરકાર વિરૂદ્ધ દ્વારકાનાથ ચૌધરી અને બીજા.

તા. ૨૨ જાનેવારી ૧૮૭૭

વા. ૨ } આરોપિતે દરભંગની કોર્ટમાંના મુખત્યારને
પા. ૩૯૯ } એક દસ્તાવેજ કરવાને કહ્યું. તે દસ્તાવેજ દરભંગના સબ રજીષ્ટારની કચેરીમાં નોંધાવાનો હતો. તે પ્રમાણે મુખત્યાર છોટેલાલે તે દસ્તાવેજ તૈયાર કર્યો. અને આરોપિતે તેપર સહી કરી. અને નોંધાવવા માટે સબરજીષ્ટરની કચેરીમાં આપ્યો. તેપર આઠ આનાનો સ્ટાંપ હતો. તે દસ્તાવેજમાં એવું લખ્યું હતું કે "ઇંદ્રમન ચૌધરી અને માનચોધરી એઓએ ૩૬૯) માટે મને કેટલીક મિલકત વેચાણ આપી છે. તે પૈકી ૩૨૫) ની જમીન તેને પાછી આપ્યાથી તેણે મને તેટલીજ જીરાઇત જમીન બદલી આપી છે એ મોબદલાના સંબંધે મને કીંવા મારા વારસોને હરકત થાય નહીં. જરૂર પડે તે વખતે ચીઠીનો ઉપયોગ કરવા માટે મેં આ ચીઠી લખી આપીછે." આ દસ્તાવેજપર માત્ર આરોપિતે સહી કરી છે. આ દસ્તાવેજ અપુરતા સ્ટાંપપર છે એમ સબરજીષ્ટરની નજરમાં આવ્યાથી તેણે તે દસ્તાવેજ અટકાવી રાખી કલેકટરને મોકલ્યો. કલેકટરે સને ૧૮૬૯ના ૧૮ ની

કા. ૨૯ ના આધારે આરોપિતપર કેસ ઉભો કર્યો. દસ્તાવેજના લખનાર છોટેલાલે એવો જવાબ આપ્યો કે મેં એક ખર્ડા ઉપરથી આ દસ્તાવેજની માત્ર નકલ કરીછે. અને એને અપુરતો સ્ટાંપ છે એ વાત તે વખતે મારા સમજ્યામાં નહોતી. સબબ સન ૧૮૬૯ના ૧૮ની કા. ૨૯ પ્રમાણે મારાપર તોહોમત રહી શકતુ નથી. આરોપિતે એમ કહ્યું કે આ દસ્તાવેજને કેટલો સ્ટાંપ જોઇએ તે મને માહીતી નથી અને સરકારને ઠગવાનો મારો ઇરાદો નહોતો.

સદરહુ કલમ પ્રમાણે છોટેલાલપર કાયદા પ્રમાણે તોહોમત રહી શકતું નથી માટે ડેપ્યુટી માજીસ્ટ્રેટે તેને છોડી દીધો. આરોપિતના સંબંધે તેણે એવો ઠરાવ કર્યો કે સ્ટાંપનો કર નહિ આપવાનો આરોપિતનો ઇરાદોછે કીંવા નહિ એ જોવાની જરૂર નથી, અને કલમ ૨૯ પ્રમાણે કૃત્ય થયું એટલે ગુન્હો પુરણ થાય છે; પછી આરોપિતનો કપટ કરવાનો ઇરાદો હો અગર ન હો. તે પરથી ડેપ્યુટી માજીસ્ટ્રેટે આરોપિતપર તોહોમત શાબિત ઠરાવી તેના ૨૦ રૂપિયા દંડ કર્યા. છોટેલાલને છોડી દેવા બદલ ડેપ્યુટી માજીસ્ટ્રેટે કરેલો હુકમ ગેરકાયદેશર છે; અને તેનાપર પણ કા. ૨૯ પ્રમાણે તોહોમત ઠરાવવું વાજબીછે એમ ઓફીસીએટીંગ માજીસ્ટ્રેટને જણાયાથી તેણે તે કામ હાઇકોરટના અભિપ્રાય માટે મોકલ્યું.

તેમાં ઠરાવ્યું કે આ દસ્તાવેજ સન ૧૮૬૯ના આકટ ૧૮ પરિશિષ્ટ ૨ આર્ટિકલ ૩૮ માંના અર્થ પ્રમાણે મો બદલાનો દસ્તાવેજ છે. અને તેજ આકટની કા. ૨૯ પ્રમાણે તોહોમત ઠરેલું હોય તે માણસ દંડને પાત્રછે કીંવા નહિ અને હોય તો કેટલા દંડને પાત્ર છે તેનો નીર્ણય કરવા માટે સ્ટાંપનો કર કપટે નહી આપવા માટે તે આરોપિતનો ઇરાદો હતો કીંવા નહોતો? એ વાતનો માજીસ્ટ્રેટે વિચાર કરવો જરૂર છે.

---

સને ૧૮૬૯ ના આકટ ૧૮ ની કા. ૨૯—આ આકટ

પ્રમાણે બેસાડેલા કર માંહેનો હરકોઈ કર લાગુ હોય તેવું કાંઈ બીલ આફ એકસચેંજ (એટલે હુંડી પત્રી) અથવા પ્રામીસરી નોટ (એટલે વાયદા ચીઠી) અથવા ચેક અથવા તેવોજ બીજો દસ્તાવેજ યોગ્ય સ્ટાંપ માર્યા વગર કોઈ માણસ અથવા પેઢી કરશે. અથવા તે ઉપર સહી કરશે અથવા આપશે અથવા છવીસમી કલમમાં ઠરાવ કરેલો છે તે સિવાય સદરહુ પ્રકારનું બીલ આફ એકસચેંજ અથવા પ્રામીસરી નોટ અથવા ચેક અથવા તેવો બીજો દસ્તાવેજ સીકારશે અથવા તેની પાછળ શેરો લખશે અથવા તેનો અવેજ આપશે અથવા લેશે.

અને જે બીજા દસ્તાવેજને સદરહુ પ્રકારનો કાંઈ કર લાગુ હોય તે દસ્તાવેજ કોઈ માણસ યોગ્ય સ્ટાંપ માર્યા વગર સાહેદની પેઠે સાહેદી કર્યા વગર બીજી રીતે કરશે અથવા કરી આપશે અથવા તે ઉપર સહી કરશે.

તે એવા દરેક ગુન્હા બાબત સો રૂપીયા સુધી દંડને લાયક થશે.

અથવા યોગ્ય સ્ટાંપની કીમતની દસગણી રકમ સો રૂપીયા કર્તાં વત્તી થતી હશે તો તે કીમતથી ઘણામાંઘણા દસગણા દંડને લાયક થશે.

અથવા ઓછી કીમ્મતનો સ્ટાંપ વાપર્યો હશે ત્યારે જેટલા રૂપીઆ ઘટતા હશે તેથી દસગણા રૂપિયા સો રૂપિયા કરતાં વત્તા થતા હશે તો જેટલા રૂપિયા ઘટતા હશે તેથી ઘણામાં ઘણા દસગણા રૂપીયા સુધી દંડને લાયક થશે.

એજ આકટનું પરીશિષ્ટ ૨ આર્ટીકલ ૩૮—સ્થાવર મિલકતની અદલાબદલીનું ખત અદલાબદલી બરાબર થવા સારૂ નાણું આપ્યું નહી હોય અથવા આપવાને કબુલ કર્યું નહી હોય ત્યારે સોળ રૂપિયાનો સ્ટાંપ જોઇયે.

---

### સરકાર વિરૂદ્ધ ડોનેલી

તા. ૧૬, ૧૮ અને ૨૧ જુન ૧૮૭૭

વા. ૨ } જે આરોપિતને ક્રી. પ્રો. કા. ૨૧૫ પ્રમાણે
પા. ૪૭૫ } છોડી દીધો હોય તે આરોપિતપર જાસ્તી

પુરાવો મળ્યા નહીં છતાં પહેલાજ પુરાવા ઉપરથી જો માજીસ્ત્રેટે ફરી કામ ચલાવ્યું હોય તો તે કરવું ગેરકાયદેસર અને અધીકાર બાહાર છે એમ સમજવું.

આરોપિતને જે વખતે અયોગ્ય રીતે છોડી દીધો હોય તે વખતે તે કામ હાઇકોર્ટમાં મોકલવું એટલોજ માજી- સ્ત્રેટને યોગ્ય માર્ગ રહેછે. અને તે છોડવું અયોગ્ય હતું એમ હાઇકોરટને દેખાય તો હાઇકોરટે નવી ચોકશી કરવાનો હુકમ આપવો.

જે કામમાં માજીસ્ત્રેટને કાયદાનો અને થયેલી વાતનો ઇનિસાફ કરવાનો પૂર્ણ અધિકાર હોયછે, તે કામમાં માજીસ્ત્રેટને પોતાની શાક્ષી દાખલ કરવાનો અધિકાર નથી.

માજીસ્ત્રેટે પોતાની શાક્ષી આપી હોય અને તે ઉપર- થી આરોપિતપર તોહોમત સાબિત કર્યું હોય તો તેના એમ કરવાથી તે તોહોમત રદ થશે.

---

ક્રી. પ્રો. કા. ૨૧૫ સરકાર વિરૂદ્ધ સંગાપા સંકોપાનો ફેસલો પાને ૨૧૪ મે છે તે નિચે જુઓ.

---

જદુનાથઘોસ વિરૂદ્ધ ઓબ્જેનાથદે

તા. ૨૧ જુન ૧૮૭૭

વા. ૨
પા. ૪૨૫

સને ૧૮૬૪ ના આકટ ૩ (બંગાલ) ઉપ- રથી તેજ આકટના કારણ વાસ્તે સર્વ રાહદારીના રસ્તા જોકે મ્યુનિસીપાલ કમિ- શનરોના તાબામાં આપાછે તો પણ તે રસ્તા તેના તાબામાં આપ્યાથી તેવો એકાદો રાહદારનો રસ્તો બંધ કરવાનો કીંવા તે રસ્તો બીજી તરફ ફેરવવાનો મ્યુનીસીપાલ કમિશનરને કીંવા તેના વાઇસ પ્રેસીડેંટને અધિકાર છે એમ થતું નથી.

---

## સરકાર વિરૂદ્ધ જદુલા

તા. ૨૬ મારચ ૧૮૭૭

વા. ૨ } આરોપિતે અપરાધ કર્યો નથી એવો એક
પા. ૪૩૬ } ઠરાવ થયો હતો, તેનાપર કલકત્તા સરકારે

ક્રી. પ્રો. કા. ૨૭૨ પ્રમાણે હાઇકોર્ટને અપીલ કરી. આરોપિતે અપરાધ કર્યો નથી એવો ઠરાવ તા. ૨૯ અગષ્ટ ૧૮૭૬ ને રોજ થયો હતો અને તા. ૬ ફેબ્રુઆરી સને ૧૮૭૭ ને રોજ સરકારે આ અપીલ કરી એટલે તે ઠરાવ થયા પછી સુમારે પાંચ મહીના અને સાત દિવસ થયા પછી આ અપીલ થઇછે. તેથી આરોપિત તરફથી એવી તકરાર કરવામાં આવી કે સને ૧૮૭૧ના આકટ ૯ પરિશીષ્ટ ૨ આર્ટીકલ ૧૫૩ માંના ઠરાવ ઉપરથી જોતાં ક્રી. કોડ પ્રમાણે હાઇકોરટને અપીલ કરવાની મુદત સાઠ દિવસની છે અને તે મુદત ગણવી તે જે શિક્ષાપર કીંવા હુકમપર અપીલ હોય તે શિક્ષાના કીંવા હુકમની તારીખથી ગણવી. અને એટલા માટે સરકારે આ કરેલી અપીલ મુદત બાહાર ગઇછે.

ક્રી. પ્રો. કોડ કલમ ૨૭૨માં સરકારે હાઇકોકટમાં અપીલ કરવાની તેને ૭ મહીનાની મુદત કરેલી છે. સને ૧૮૭૧ના આકટ ૯ ની કલમ ૬માં એવો ઠરાવ છેકે બીજા આકાટમાં બીજા પ્રકારની મુદત કહી હોય તો તેને આ આકટમાંના કોઇ પણ ઠરાવ ઉપરથી બાધ આવેછે અમ સમજવું નહીં કા. ૨૭૨ એ નીરાળી સ્વતંત્ર રીતે વાંચવી જોઇએ. એમ મુંબાઈ હાઇકોરટે (૧૧ મુ. હારી. પૃષ્ટ ૧૧૭) ઠરાવ કર્યોછે સબબ સરકારે આ અપીલ છ મહીનામાં કરેલી હોવાથી એ મુદત બાહાર ગઇ નથી. સને ૧૮૭૧ના આકટ ૯ પરિશિષ્ટ ૨ આર્ટિકલ ૧૫૩માની ૬૦ દિવસની મુદત આ અપીલને લાગતી નથી એમ ઠરાવ થયો.

---

ક્રી. પ્રો. કા. ૨૭૬ સરકાર વિરૂધ રખમા અને બી.

જાનો ફેશલો પાને ૬૧મે છે તે નિચે જુઓ. સને ૧૮૭૧ ના મુદતના આકટ ૯ના પરીશીષ્ટ ૨ નો આર્ટિકલ ૧૫૩ ફોજદારી ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે હાઈકોર્ટમાં અપીલ કરવી હોય તે અપીલ સાઠ દીવસમાં કરવી અને તે મુદત જે શિક્ષાના ઠરાવ ઉપર અથવા હુકમ ઉપર અપીલ કરી હોય તે શિક્ષાના ઠરાવની અથવા હુકમની તારીખથી શરૂ થાયછે.

સને ૧૮૭૧ના આકટ ૯ની કા. ૬ આ આકટને જોડેલો પરીશિષ્ટમાં જે કાયદો કહેલો નથી અને બ્રિટીશ ઈંડીયાના કોઈ ભાગમાં હમણાં અમલમાં હોય. અથવા હવે પછી અમલમાં આવવાનો હોય તે કાયદામાં હરકોઈ ફરિયાદની અથવા અપીલની અથવા અરજીની મુદત ખશુચ કરીને કહી હોય તે આ આકટમાં કહેલી મુદતથી જુદી હોય તો પણ આ આકટના કોઇ ઠરાવથી તે કાયદાને હરકત થાયછે એમ સમજવું નહી.

અને હાઈકોરટે પોતાની અસલ ફરિયાદ લેવાની હકુમત ચલાવીને જે હુકમનામુ અથવા હુકમ અથવા ફેશલો કીધો હોય તે ઉપર અપીલ કરવાની અથવા તે હુકમનામૂ અથવા હુકમ અથવા ફેસલો ફરી તપાસવાને અરજી કરવાની જે મુદત ઠરાવેલી હોય તે મુદતને આ આકટના કોઈ ઠરાવથી હરકત થાયછે એવું સમજવું નહીં.

મુંબાઈ હાઈકોર્ટ રીપોર્ટ વાલ્યુમ ૧૧ ને પાને ૧૧૭મે સરકાર વિરૂદ્ધ દોરાબજી બાલાભાઈ અને બીજાનાનો ફેશલો આ ચોપડીને પાને ૯૨મે છપાયલો છે તેમાં કા. ૨૭૨ને માટે વિવેચન કરેલું છે તે જુઓ.

---

### જાનકીનાથ રાયની બાબતમાં

તા. ૧૫ જુલાઈ ૧૮૭૭

વા. ૨ } ઈલાકાના શેહેરના માજીસ્ત્રેટના આકટની
પા. ૪૬૬ } કા. ૪૨ પ્રમાણે ફોજદારીમાં કામ ચલાવ-

...વા વિશે જેજે હુકમ કર્યા હોય તે પર અ-
પીલ ચાલતી નથી.

---

**સરકાર વિરૂદ્ધ ઈશાઈમિર્ધા અને ઉમેદ સરદાર**

તા. ૨૮ નવેમ્બર ૧૮૭૭

વા. ૩ ⎫ કેદીપર મુકેલું તહોમત શાબિત ન થયાથી
પા. ૧૮૯ ⎭ જ્યુરીએ કેદીને છોડી દીધો; પરંતુ કામમાં
જે વાત શાબિત થઇ હતી તે ઉપરથી કેદી-
એ એક બીજો જુદોજ અપરાધ કર્યો છે એવું જો કે
દેખાઈ આવતું હતુ તો પણ તે બીજા ગુન્હા બદલ ક્રી.
પ્રો. કા. ૪૫૭ પ્રમાણે જ્યુરીએ કેદી પર તોહોમત સાબિત
કર્યું નહી. પછી તે કામ કા. ૨૪૩ના આધારે હાઇકોર્ટની
રૂબરૂ આવ્યું તે વખતે તે બીજો અપરાધ ઠરાવવાનો
હાઇકોર્ટને અધિકાર છે એમ સમજી હાઇકોરટે તે તોહોમત
ઠરાવ્યું.

---

ક્રી. પ્રો. કા. ૪૫૭ સરકાર વિરૂદ્ધ ચાંદનુર અને પીર-
ભાઇનો ફેસલો પાને ૧૨૦મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૪૩ જ્યુરર પસંદ થતો જાય તેમ તે દરેક
નું નામ મોડેથી બોલાવવું, અને તે હાજર થાયકે તોહોમ-
ત વાળાને પુછવું કે એ જ્યુરરથી તારો ઇનસાફ થવામાં
તને કાંઈ હરકતછે?

તે વખતે તે જ્યુરર બાબત તે તોહોમત વાળો સખસ
અથવા પબ્લિક પ્રાશીક્યુટર, અથવા સરકારી વકીલ
અથવા તે ફરિયાદનું કામ ચલાવવાને ઠરાવેલો બીજો
સખસ હરકત કરવાને મુખત્યાર છે, અને જે હરકત
કરવામાં આવે તેનું કારણ જાહેર કરવું જોઇએ.

કોઈ જ્યુરર બાબત જે કાંઈ હરકત લેવામાં આવે તે
વિષે કોરટે ઠરાવ કરવો, અને તે કોર્ટ જે ઠરાવ કરે તે
છેલ્લો સમજવો.

અગર કાંઇ હરકત મંજુર કરવામાં આવે તો તે જ્યુ-

૨૨ને ઠેકાણે સમન મુજબ હાજર થયલા કોઈ બીજા જ્યુ-
૨૨ને ઠરાવવો, અથવા અગર તેવા કોઈ જ્યુરર હાજર નહી હોય તો જેનું નામ જ્યુરરોની ટીપમાં હોય એવો જે સખસ, અથવા કોર્ટની નજરમાં તે જ્યુરીમાં કામ કરવાને યોગ્ય જણાય એવો જે સખસ, કોર્ટમાં હાજર હોય તે સખસને ઠરાવવો, પણ તે જ્યુરર અથવા બીજા સખસ બાબત કાંઈ હરકત થઇ ને મંજુર કરવામાં ન આવેતો.

---

## સરકાર વિરૂદ્ધ ઠાકુર દયાળશીંગ અને બીજા.

તા. ૯ જાન્યુઆરી ૧૮૭૮

વા. ૩ } બેઉ પાડોશી જમીનદારોની દરમીયાન કબ-
પા. ૩૨૦ } જા બદલ તંટો હોય અને તે જમીન તેણે કોઇ માણસને સાંથે આપ્યાથી તે જમીનના કુળને તથા મકતેદારને ધારો આપજોહોય તો તે જમીનદારનો કબજો ક્રી. પ્રો. કો. કા. ૫૩૦માં કહ્યા પ્રમાણે છે એમ થતું નથી.

---

ક્રી. પ્રો કા. ૫૩૦ પર્થીરામ ચૌધરી રાયબહાદુર અર-
જદારનો ફેસલો પાને ૪૩૨ મેછે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ બૈદનાથદાસ

તા. ૧૮ ફેબ્રુઆરી ૧૮૭૮

વા. ૩ } સને ૧૮૫૯ના આકટ ૨૧ની કા.૪૯ પ્રમાણે
પા. ૩૯૯ } થયલા તોહોમતનો ઇનસાફ ક્રી. પ્રો. કા. ૨૨૨ પ્રમાણે સંક્ષીપ્ત રીતે કરી શકાયછે.

---

ક્રી. પ્રો. કા. ૨૨૨ અંદર શીબર થાકુર વિરૂદ્ધ નિતલુ અને બીજાનો ફેશલો પાને ૪૦૪ મેછે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ મિથલ

તા. ૨૪ જાનેવારી ૧૮૭૮

વા. ૩ } ક એ અની એક નોટ ચોરી તે નોટના પૈસા
પા. ૩૭૯ } ખ એ કને ઇમાનથી અને પ્રમાણીક પણે

આપ્યા. ક પર ચોરીની શાબિતી થઈ તે વખતે તે નોટ અ ને ન આપતાં માજીસ્ટ્રેટે બ ને આપી. એ નોટ મુળ માલેકને મળે કે બ ને મળે એ વિશ્રેશન જડજને સંશય આવ્યો તેથી તેણે આ કામ હાઈ કોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું. શેશન જડજનું કહેવું એ હતું કે સને. ૧૮૭૨ના આક્ટ ૯ની કા. ૧૦૮ ઉદાહરણ (અ) ઉપરથી જોતાં તે નોટનું સ્વામિત્વ બ પાસે ગયું એમ થતું નથી સબબ તે નોટ અ નેમળવી જોઈએ.

તેમાં હાઈકોર્ટે ઠરાવ કર્યો કે સને ૧૮૭૨ના આક્ટ ૯ ની કા. ૭૬ અને ૧૦૮ એ આ કામને લાગુ પડતી નથી કારણ આ કામમાં બ એ જે નોટ લીધી તે ખરીદી લીધા નહી છતાં ક પાસેથી નોટ લીધી અને તે નોટનું નાણું તેને આપ્યું એટલે એક તરેહના પૈસા લઈને બીજી તરેહના પૈસા આપ્યાં અને તે કૃત્ય તેણે તદ્દન પ્રમાણીક પણે કર્યુંછે સબબ બને તે નોટ પાછી આપવી બાજબીછે.

---

સને ૧૮૭૨ ના કરારના આકટની કા. ૭૬ આક્ટ ૯ મોછે. આ બાબ (બાબ ૭ મો) માં "માલ" એ શબ્દનો અર્થ પ્રત્યેક જાતની જંગમ મિલકત સમજવો, તથા તેમાં પ્રત્યેક જાતની જંગમ મિલકતનો સમાવેશ થાયછે.

એજ આકટની કા. ૧૦૮ નિચે લખેલા પ્રસંગો શિવાય બિજે પ્રસંગે કોઈપણ વેચનારનો પોતાનો માલ ઉપર જે હક હોય તેથી વધારે હક તે માલ ઉપર ખરીદદારને તે વેચનાર આપી શકતો નથી.

અપવાદ૧. જ્યારે માલિકની સમંતિથી કાંઈ માલ, અથવા એકાદ બીલ ઓફ્લેડિંગ, ડોકવારંટ, વખારવાળાનું સરટીફીકેટ, ડક્કાવાળાનું સરટીફીકેટ અથવા સ્વાધીન કરવાનું વારંટ કીંવા હુકમ, અથવા માલ ઉપર હકછે એવું દેખાડનારો બીજો કોઈ દસ્તાવેજ કોઈ સખસના કબજામાં હોય, ત્યારે જે માલ સદરહુ પ્રમાણે તેના કબજામાં હોય તે માલનું, અથવા સદરહુ પ્રકારના દસ્તાવેજો જે માલ

વિશે હોય તે માલનું, સ્વામીત્વ સદરહુ સખ્સ બીજા કોઈ પણ સખ્સને આપી શકેછે, અને સખ્સ મજકુર સદરેહુ બીજા સખ્સને તે માલ ઉપર પાકો હક આપી શકેછે, પછી માલીકની આગ્ના બીજી રીતે હોયતો ચીંતા નહીં પરંતુ ખરીદદારે શુદ્ધબુદ્ધિથી ચાલવું જોઇયે, તથા પ્રસંગ એવો ન હોવો જોઈયે કે તે ઉપરથી એવું અનુમાન યોગ્યરીતે થાય કે માલ અથવા દસ્તાવેજ મજકુર જે સખ્સના કબજામાં છે તેને તે માલ વેચવાનો અધિકાર નથી.

અપવાદ ૨. માલના કેટલાક સમસ્ત માલીકો પૈકી કેવળ એકનીજ પાસે બાકીના માલીકોની પરવાનગીથી માલનો કબજો હોય, તો તે માલ સદરહુ એક સમસ્ત માલિક પાસેથી જે સખ્સે શુદ્ધબુદ્ધિથી ખરીદ કર્યો હોય અને તે એવે પ્રસંગે ખરીદ કર્યો હોય કે જેના કબજામાં માલ મજકુર છે તેને તે વેચવાનો અધિકાર નથી એવું પ્રસંગ મજકુર ઉપરથી યોગ્ય અનુમાન ન થાય તો તે સખ્સને તે માલ ઉપરનું સ્વામિત્વ પ્રાપ્ત થાયછે.

અપવાદ ૩. જ્યારે કોઈ કરાર ઉપરથી એકાદ સખ્સે પોતાના તાબામાં માલ લીધો હોય અને તે કરાર તેમાંના બીજા પક્ષકારની ઇછા ઉપરથી નિરર્થક થવા યોગ્ય હોય ત્યારે, કરાર મજકુર રદ કર્યા પહેલાં જો કોઈ ત્રીજો સખ્સ તે માલ જેના કબજામાં છે તેની પાસેથી સુદ્ધ બુદ્ધિથી વેચાણ લે, તો તેનું સ્વામિત્વ તે ખરીદદારને પ્રાપ્ત થાયછે, પરંતુ જે કેફિયત ઉપરથી તે કરાર નિરર્થક થવા યોગ્ય હોય તે કેફીયતનું સ્વરૂપ જેના કબજામાં માલ મજકુર હોય તેણે અથવા જેનો તે પ્રતિનિધિ હોય તેણે કરેલા કાંઈ ગુન્હાનું થતું હોય તો સદરહુ મુજબ સ્વામિત્વ ઉત્પન્ન થતું નથી. એવા કામમાં મૂળ વેચનારને કરાર રદ કરવાનો અટકાવ થયાને લીધે તેને જે કાંઈ ટોટો થયો હોય તેનો બદલો મૂળ ખરીદદાર પાસેથી ભરી લેવાનો તેનો હક છે.

---

**સરકાર વિરૂદ્ધ જોહર્ડીશેખ**

તા. ૧૨ ફેબ્રુઆરી ૧૮૭૮

વા. ૩ } ક્રી. પ્રો. કા. ૨૧૫ પ્રમાણે આરોપિતને
પા. ૩૮૯ } છોડી દીધા અગાઉ સરકાર તર્ફના જે-
ટલા શાક્ષીદાર હોય તેટલા સર્વે શાક્ષીદારની
શાક્ષી લેવી માજીસ્ટ્રેટને જરૂરછે. સરકાર તરફના જે
શાક્ષીદારની શાક્ષી લીધીછે તે પ્રમાણે જે બાકીના શા-
ક્ષીદાર મજકુર કહેશે એવા કારણથી બાકીના શાક્ષીદારની
શાક્ષી લેવાનું માજીસ્ટ્રેટે ના કબુલ કરવું નહિ.

---

ક્રી. પ્રો. કા. ૨૧૫ સરકારવિરૂદ્ધ. સંભાપા સંક્રોપાનો
ફેસલો પાને ૨૧૪ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ અમિરૂદ્દિન**

તા. ૧૨ ફેબ્રુઆરી ૧૮૭૮

વા. ૩ } પી કો. કા. ૨૧૭ પ્રમાણે કોઇના ઉપર
પા. ૪૧૨ } ગુન્હો શાબિત થવાને આરોપિત એ સર-
કારી નોકર છતાં તેણે જે કામ કરવા વિશે કાયદામાં ક-
હેલુંછે તે કામ તેણે કર્યું નહિ અને બીજા કોઇને કાયદા
પ્રમાણે જે શિક્ષા થવાની તે ન થાય એવા ઉદેશે તેણે
તે કામ કર્યું નથી એટલું શાબિત થયું એટલે બસ છે.
જે માણસનો શિક્ષાથી બચાવ કરવાનો આરોપિતનો
ઈરાદો હતો તે માણસે કાયદા પ્રમાણે શિક્ષા થવા જોગ
ગુન્હો કર્યો ન હોય તોપણ હરકત નથી.

---

પી. કો. કા. ૨૧૭ સરકાર વિરૂદ્ધ બાગન ખાન મહ-
સંગીજીનો ફેસલો પાને ૩૨૧ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ કદરતુલ્લા અને બીજા**

તા. ૨૨ મારચ ૧૮૭૮

વા. ૩ } આરોપિતપર ચાર્જ મુક્યા પછી આગળ
પા. ૪૬૫ } કામ ચલાવવાનું બંધ કરવાનો અને આ-

રોપિતને ઇનસાફ માટે શેશન કોર્ટમાં મોકલવાનો માજીસ્ત્રેટને ક્રી. પ્રો. કા. ૨૨૧ ઉપરથી અધિકારછે.

ચાર્જ તૈયાર કર્યા પછી કેદીએ અપરાધ કર્યો નથી કીંવા તેનાપર અપરાધ શાબિત થયો, એ બેમાંથી કોઈ પણ ઠરાવ કરવોજ જોઇયે. એવો જે ઠરાવ કા. ૨૨૦ની વ્યાખ્યામાંછે તે ઉપરથી જોતાં જે માજીસ્ત્રેટે ચાર્જ તૈયાર કર્યો તેણેજ તે ઠરાવ કરવો જોઇએ એમ નથી. એવો ઠરાવ શેશન કોરટે કર્યો તો હરકત નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૨૦. અગર તોહોમતવાળાને માજીસ્ત્રેટ બે ગુન્હા ઠરાવે, તો તેણે છોડી મુકવાનો હુકમ દફતરમાં લખવો.

અગર તોહોમતવાળાની ઉપર ગુન્હો સાબિત થાય, તો તે માજીસ્ત્રેટે તેની ઉપર કાયદા મુજબ શિક્ષાનો હુકમ કરવો.

ખુલાસો. તોહોમતનામુ તૈયાર કરવામાં આવે તો કેદીએ ગુન્હો કર્યો નથી અથવા તેની ઉપર ગુન્હો સાબિત થયો, એ બેમાંથી ગમેતે એક ઠરાવ કરવો જોઇયે તોહોમતનામુ તૈયાર કરવામાં નહીં આવે તો, ૨૧૯ મી કલમના ૧લા ખુલાસામાં કહેલા પ્રસંગ સિવાય બીજે કોઈ પ્રસંગે, ગુન્હો કર્યો નથી અથવા ગુન્હો સાબિત થયો એવો ઠરાવ કરી શકાશે નહીં.

ક્રી. પ્રો. કા. ૨૨૧. કોઈપણ કામમાં કોઈ માજીસ્ત્રેટની આગળ ઇનસાફનું કામ ચાલતાં કોઈપણ વખતે અગર તે માજીસ્ત્રેટની નજરમાં એમ જણાય કે અમુક કારણસર એ કામનો ઇનસાફ કરવાનો મહને અખત્યાર નથી, અથવા તે માજીસ્ત્રેટનો અભિપ્રાય એવો હોય કે એ કામનો ઇનસાફ શેશનકોર્ટથી અથવા હાઇકોર્ટથી થવો જોઇયે, તો આ ભાગ મુજબ આગળ કામ ચલાવવું તેણે બંધ રાખવું. અને ૩૬ મી કલમ પ્રમાણે જે અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદારને સ્વાધીન તોહોમતવાળો સખસ માજીસ્ત્રેટથી કરી શકાતો નહી હોય

અથવા માજીસ્ત્રેટે સ્વાધીન કરવો નહી હોય ત્યારે આ આકટમાં પાછળ કહેલા ઠરાવ પ્રમાણે કેદીને તેનો ઈનસાફ થવા સારૂ તેણે કમિટ કરવો. ઈનસાફ થવા સારૂ કમિટ કરવાનો તે માજીસ્ત્રેટને અધિકાર આપેલો નહી હોય તો તેણે ૪૫ મી કલમ પ્રમાણે કામ ચલાવવું.

---

**સરકાર વિરૂદ્ધ બતો ફિસ્તો દોસ.**

તા. ૪ મારચ ૧૮૭૮

વા. ૩ }
પા. ૪૯૭ } ગવરમેંટ સોલીસટરે સરકારની મન્જુરી લઈને ગવરનર જનરલ ઈનકૌંસીલે કરેલી વ્યવસ્થા પ્રમાણે કોઈપણ માણસને કલકત્તા પોલીસ કોર્ટમાં પ્રોસીક્યુટરનું કામ કરવા નિમ્યો હોય તો તે માણસ પી. કો. કા. ૨૧ના અર્થ પ્રમાણે સરકારી નોકર છે.

---

પી. કો. કા. ૨૧ "સરકારી નોકર" એ શબ્દોવડે નિચે લખેલા બ્યાનો માંહેના કોઈપણ બ્યાનમાં દાખલ થાય એવા સખસ સમજવો તેની વિગત.

પહેલું. રાણીનો હરેક કવેનાંટેડ સર્વંટ.

બીજું. રાણીની જમીનપરની અથવા દરીયાઈ ફોજમાંનો હરેક કમિશંડ ઓફીસર, તે હિંદુસ્તાનની સરકાર અથવા કોઈપણ સરકારના હુકમ તળે નોકરી કરતો હોય ત્યાં સુધી.

ત્રીજું હરેક જડજ.

ચોથું. કોઈ પણ ઇનસાફની કોરટનો હરેક અમલદાર જેનું કામ, પોતાના હોદાને લીધે, કાયદાની અથવા હકીકતની કોઈ બાબતની તજવીજ કરવાનું, અથવા તે વિષે રિપોર્ટ કરવાનું, અથવા કોઈ લેખ કરવાનું, તેહેના ખરાપણા વિશે સહી કરવાનું, કે તે લેખ પોતાના હવાલામાં રાખવાનું, અથવા કાંઈ મિલકત પોતાના હવાલામાં લેવાનું, કે તેની વ્યવસ્થા કરવાનું, અથવા ઈનસાફી બાબતના કાંઈ હુકમો બજાવવાનું, અથવા કાંઈ સોગંદ અપાવાનું, કે સમજાવવાનું, કે કોરટમાં બંદોબસ્ત રાખ-

વાનું હોય તે, તથા તે કામો માંહેના કોઈ પણ કામો કર-વાને કોઇ ઇનસાફની કોરટે ખશુસ ન અખ્તિયાર આ-પેલો હરેક સખસ.

પાંચમું. હરેક જ્યુરીનો માણસ, આસેશર, અથવા કોઇ ઇનસાફની કોરટને કે સરકારી નોકરને મદદ કરનારી પંચાયતમાંનો માણસ.

છઠ્ઠું. હરેક લવાદ અથવા બીજો સખસ જેને કોઈ ઇનસાફની કોરટે કે કોઈ બીજા મુખ્તિયાર સરકારી અધિ-કારીએ કોઈ મુકદમો અથવા બાબત ફેશલો, અથવા રિ-પોર્ટ કરવા સારૂ સોંપી હોય તે.

સાતમું. હરેક સખસ જેહેને પોતાના હોદાના જોરથી કોઇ સખસને કેદ કરવાનો અથવા કેદમાં રાખવાનો અ-ખ્તિયાર હોય તે.

આઠમું. સરકારનો હરેક અમલદાર જેનું કામ પોતાના હોદાને લીધે, ગુન્હા અટકાવવાનું, ગુન્હાની ખબર આ-પવાનું, ગુન્હેગારોને તેઓનો ઇનસાફ થવા સારૂ કોર્ટમાં હાજર કરવાનું, અથવા લોકની તનદુરસ્તી, સલામતી, કે અનુકુળતા, સંભાળવાનું હોય તે.

નવમું. (આ રકમ સરકાર વિરૂદ્ધ રામાજી રાવજી વ-બાજીરાવ વિગેરેના ફેશલો પાને ૧૨૪મે છે તે નિચે જુઓ.

દશમું. હરેક અમલદાર જેનું કામ, પોતાના હોદાને લીધે, કોઇ ગામ, શેહેર, કે જીલ્લાના કોઈ સામાન્ય લ-ઉકીક કારણ માટે કાંઈ મિલકત લેવાનું, કબુલ કરવાનું, રાખવાનું, કે ખરચ કરવાનું, અથવા કાંઇ તપાસ કે માપણી કે રકમ બંધી કરવાનું, અથવા કાંઈ વેરો કે ખરચ કરવાનું, અથવા કાંઈ તપાશ કે માપણી કે રકમ બંધી કરવાનું, અથવા કાંઇ વેરો કે કર વશુલ કરવાનું અથવા કોઇ ગામ, શેહેર, કે જીલ્લાના લોકોના હક મુકરર કરવા સારૂ કાંઇ લેખ કરવાનું, તેના ખરાપણા વિશે સહી કરવાનું, અથવા તે લેખ પોતાના હવાલામાં રા-ખવાનું હોય તે.

### દ્રષ્ટાંત.

મ્યુનીશીપાલ કમિશનર સરકારી નોકરછે.

ખુલાસો ૧લો. ઉપર લખેલા બ્યાનો માંહેના કોઈ પણ બ્યાનમાં દાખલ થાય તે સખસો સરકારી નોકરછે એમ સમજવું. પછી તેઓને સરકારે મુકરર કર્યા હોય કે નહી, તો પણ,

ખુલાસો ૨જો. જેજે ઠેકાણે "સરકારી નોકર" એ શબ્દો આવે, તેતે ઠેકાણે તે શબ્દો જે માણસ સરકારી નોકર માફક હોદો ચલાવતો હોય તેને વિષે સમજવા; પછી તે માણસના તે હોદા ચલાવવા બાબતના અખ્તિયારમાં કાયદા સંબંધી ગમેતે ખામી હોય તોપણ.

---

### સરકાર વિરૂદ્ધ રામનાઈકય્યા

તા. ૧૭ જાનેવારી ૧૮૭૮.

વા. ૩ } એક વખતે જુદા જુદા ત્રણ તોહોમત
પા. ૫૪૦ } કરતાં જાસ્તી તોહોમતનો ઈનસાફ કરવો નહીં એટલુંજ ફી. કા. ૪૫૩માં કહેલું છે પરંતુ એક વર્ષમાં કેદીએ જુદા જુદા પુષ્કળ ગુન્હા કર્યા હોય તો તે ગુન્હા બદલ જુદાં જુદાં તોહોમત મુકીને તેનો એકજ દિવસે જુદો જુદો ઈનસાફ કરવાને તે કલમ ઉપરથી પ્રતિબંધ આવતો નથી.

---

ફી. પ્રો. કા. ૪૫૩ સરકાર વિરૂદ્ધ તુક્યા બીનતમણાનો કેસતો પાને ૨૯૨મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ દીનોનાથ કટક.

તા. ૨૭ મારચ ૧૮૭૮

વા. ૩ } **અ** અને **બ** એ એક જમીનના કડકાના
પા. ૫૭૩ } એકઠા માલીક હતા **અ** એ **બ** ની સમતીશીવાય અને **બ** ની મરજી વિરૂદ્ધ તે જમીનપર એક ઈમારત બાંધી તેથી **અ** અને **બ** વચ્ચે

તરો થયો. તે વખતે તે ટંટાની ચોકશી માજીસ્ટ્રેટે કરી. અને જે ભાગ ઉપર ઇમારત હતી તે જમીનનો ભાગ એકલા **અ** ના કબજામાં રહેવા દેવાનો ક્રી. પ્રો. કા. ૫૩૦ પ્રમાણે હુકમ કર્યો. તે કામમાં જડજ લોકશને એવો ઠરાવ કર્યો કે એવી બાબતને કા. ૫૩૦ લાગુ પડતી નથી. અને તેથી કરીને માજીસ્ટ્રેટનો હુકમ ભુલનો છે.

પછી **બ** એ તે સર્વ જમીન સમાઇક કબજામાં રાખવાનો પોતાનો હક ઠરાવવા, જમીનપર ઈમારત બાંધવાનો **અ** ને હક નથી એમ ઠરાવવા, અને **અ** એ બાંધેલી ઈમારત કાડી નાખવા દીવાની કોર્ટમાં દાવો કર્યો. તે પ્રમાણે **બ** એ એક હુકમનામુ મેળવ્યું તે ઉપરથી **બ**ના નોકર તે જમીનપર ગયા અને તેઓએ તે ઇમારત પાડી નાખી. બીગાડના ગુન્હા બદલ તેનાપર તોહોમત મુક્યુ અને અપરાધ સાબિત થયાથી ડેપ્યુટી માજીસ્ટ્રેટે તેનો દંડ કર્યો. તેમાં જડજ લોકસને એવો ઠરાવ કર્યો કે આરોપિતે બદદયાનતે નુકશાન કર્યું નથી સબબ તે બીગાડના ગુન્હાનો અપરાધી નથી.

**અ** ના નોકરે ફરી તે જગોપર નોબતખાનું બાંધવાનો પ્રારંભ કર્યોછે એમ **બ** ના નોકરેને માલમ પડ્યું ત્યારે તે ત્યાંહાં ગયો અને ઈમારત બાંધવી નહી એમ તેમને કહ્યું અને ત્યાંહાંના વાંસ ફેંકી દીધા અને **અ** ના નોકરોને ત્યાંથી કાડી મુક્યા અને એક આશામી વાંસપર ચડ્યો તેને નિચે પાડ્યો. આ કૃત્ય તેણે તા. ૮ અકટોમ્બર ૧૮૭૭ ને રોજ કર્યું. તે બદલ **બ** ના નોકરપર તા. ૯ અકટોમ્બરે સને ૧૮૭૭ને રોજ માજીસ્ટ્રેટની આગળ બખેડા (હુંઆમો) નું તોહોમત મુક્યું તે વખતે તમારો જવાબ શોછે અને તમારા શાક્ષી કોણ છે એમ તેઓને માજીસ્ટ્રેટે પુછ્યું. બીજે દિવસે હાજર થવાના તે શાક્ષીઓને સમન કર્યાં. પરંતુ તે શાક્ષીઓ મળ્યા નહીં શાક્ષીઆરને હાજર થવા વિશે જ્યાદે મુદત મળવા માટે આરોપિતે માજીસ્ટ્રેટને અરજી કરી. પણ માજીસ્ટ્રેટે તે અરજી નાકબુલ કરી.

તે કામમાં જડજ જાકસને એવો ઠરાવ કર્યો કે આ ગુન્હો વારંટનો હતો માટે આરોપિતે જે શાક્ષીદાર આપ્યા હતા તેઓને સમન્સ કરવાની માજીસ્ત્રેટની ફરજ હતી. અને એટલા માટે તેણે કામ તહકુબ રાખ્યું હતું.

જડજ જાકસને વધારે એવો ઠરાવ કર્યો કે ક્રી. પ્રો. કો. ૩૫૯ નો અર્થ એવો છે કે આરોપિતે જે શાક્ષીદારનું નામ કહ્યું હોય તે પૈકી એકાદ શાક્ષીદાર ત્રાસ આપવા કીંવા ઢીલ કરવાના ઈરાદે આપ્યોછે એમ માજીસ્ત્રેટને જણાય તો તે શાક્ષીદાર મુદ્દાનો છે કીંવા નહીં એની ચોકશી કરવાનો અધિકાર માજીસ્ત્રેટને છે; પરંતુ આરોપિત એ જવાબ શા આપનાર છે તેની ચોકશી કરીને માહીતી થયા પછી આરોપિતે શાક્ષીદાર આપવા નહી એમ આરોપિતને કહેવાનો માજીસ્ત્રેટને અધિકાર આપવાના ઉદ્દેશે આ કલમ ઘાલી નથી.

અને હાલના કજીયામાં તો ત્રાસ આપવા કીંવા ઢીલ લગાડવાના હેતુએ આરોપિતે શાક્ષીદાર આપ્યા છે, એમ દેખાતું નથી. સબબ આરોપિતને તેના શાક્ષીદાર હાજર કરવાને માજીસ્ત્રેટે જાસ્તી મુદત ન આપ્યાથી આરોપિતને જવાબ આપવાના કામમાં નુકશાન થયુંછે.

આરોપિત એ ગેરકાયદેસર મંડળીમાંના આશામી તરફે જમીનપર ગયો નહોતો કીંવા એકાદ ગેરકાયદેસર કામ વાસ્તે તે જમીનપર ગયો નહોતો એટલા માટે તેનાપર મુકેલું તોહોમત અને તેજ પ્રમાણે આ કામમાંની કામ ચલાવવાની રીત એ બેઉ ગેરકાયદેસર છે.

જડજ કનીંગ હામે ઠરાવ કર્યો કે. ખાનગી પીડા દૂર કરવાના હેતુએ આરોપિતે આ કામ કર્યુંછે અને આ કામમાં તેણે પોતાનો કાયદેસર રીતે બચાવ કરવાનો હક ચલાવ્યોછે.

ફરિયાદીએ નોબતખાનું બાંધવાને શરવાત કરીછે, આ તેનું કૃત્ય બીગાડના સ્વરૂપનું થાયછે અને તેટલા માટે તે પી. કો. કો. ૪૨૫ નિચે આવેછે.

જડજ એન્ડ્રુની અને મેકડો નેલ બીજીરીતની જે કાંઈ બીજી તજવીજ કરવાની હોય તે સર્વ તજવીજ અગાઉ થયા સીવાય કોઈ પણ ફોજદારી કામમાં હાઇકોરટે પોતાના સાધારણ અધિકાર ઉપરથી હાથ ઘાલનાર નથી. સબબ જે લોકપર હંગામા બદલ માજીસ્ત્રેટે તોહોમત મુક્યુંછે અને જેને તે તોહોમતપર શેશન જડજને અપીલ કરવાનો અધિકાર છે એવા લોક તે અપીલ ન કરતાં લોર્સપેરેંટની કા. ૧૫ પ્રમાણે હાઇકોરટને અરજ કરી તો બાકીની સર્વ તજવીજ તે કર્યા સુધી હાઇકોરટ તેમાં હાથ ઘાલનાર નથી.

---

ફો. પ્રો. કા. ૫૩૦ પર્થીરામ ચોધરીરાયબાહાદુર અરજદારની બાબતનો ફેસલો પાને૪૩૨ મેછે તે નિચેજુઓ.

પી. કો. કા. ૪૨૫ સરકાર વિરૂદ્ધ લીંગુકોમ સોમાનો ફેસલો પાને ૧૯૬ મે છે તે નિચે જુઓ.

ફો. પ્રો. કા. ૩૫૯ અગર તે માજીસ્ત્રેટના અભિપ્રાયમાં એમ આવે કે તે ટીપ મધ્યે કોઈ શાહેદનું નામ લખી તસ્દી આપવા અથવા ઢીલ કરવા અથવા ઈનસાફની મતલબ પાર ન પડવા દેવાના હેતુથી દાખલ કરેલું છે તો તે શાહેદની શાહેદી જરૂરની છે એવું માનવાનાં યોગ્ય કારણો છે, એ વાતની મારી ખાતરી કરી આપ એમ તે તોહોમતવાળા સખસને ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખતિયાર છે.

અગર તે માજીસ્ત્રેટની તેવી ખાતરી ન થાય, તો તે શાહેદને સમન કરવાની તે માજીસ્ત્રેટની ફરજ નથી, પણ સંશયને પ્રસંગે તે સાહેદને હાજર કરવામાં જે ખરચ થાય તે ખરચને સારૂ તે માજીસ્ત્રેટને જરૂર જણાય તેટલી રકમ અગર તે સખસ તે માજીસ્ત્રેટની પાસે અનામત મુકે તો તે સાહેદને સમન કરવો જોઈયે.

---

## સરકાર વિરૂદ્ધ ગંગાધર ભંજો અને બીજા

તા. ૧૬ એપ્રીલ ૧૮૭૮

વા. ૩ } સ્ટાંપના કાયદા વિરૂદ્ધ અપરાધ કરનારા
પા. ૬૨૩ } લોકને ફોજદારીમાં મોકલવાનો કલેકટરે સ-
દરહુ આકટ ઉપરથી જે માજીસ્ટ્રેટને અધિકાર આપ્યો હોય તેનેજ તેનો ઇનસાફ કરવાને કલેકટરે નિમવો નહીં. તેનો ઇનસાફ કરવા માટે બીજા માજીસ્ટ્રેટની નિમણુક કરવી જોઇયે.

---

## સરકાર વિરૂદ્ધ સહીરહી

તા. ૧૮ એપ્રીલ ૧૮૭૮

વા. ૩ } કોઇ સ્ત્રી પોતાના નાહાના છોકરાને અને
પા. ૬૨૨ } લઈ જતા છતાં આરોપિતે તેને તેના ડોકા
અને ખભા ઉપર જોરથી માર્યો. તેમાં એક ઠુમ્સો તે છોકરાના ડોકા ઉપર વાગો; તેથી તે છોકરો મયત થયો, તેમાં એવો ઠરાવ થયો કે આરોપિતે તે છોકરાને જે બ્યથા કરીછે તે મહા બ્યથાના વર્ણન નિચે આવે છે.

જો ઠરાવ જ્યુરીમાંના સર્વ લોકના મતથી થયો નહીં અને જેઓની સાથે શેશન જડજનો અભિપ્રાગ મળતો નથી, એવા ઠરાવ બદલ ક્રી. પ્રો. કા. ૨૬૩ પ્રમાણે હાઇકોર્ટને શેશન જડજે રિપોર્ટ કર્યો હોય તો જ્યુરીએ કેદીને જ્યારે મતે છોડી દેવાનો ઠરાવ કર્યો હોય તો પણ કેદીએ અપરાધીછે એમ ઠરાવ કરવાનો હાઇકોર્ટને અધીકારછે.

જ્યુરીએ કેદીને છોડી દેવા બદલ કરેલો ઠરાવ શેશન જડજને માન્ય નહી હોવાથી તે કામ ક્રી. પ્રો. કા. ૨૬૩ અને ૨૬૪ પ્રમાણે તેણે હાઇકોર્ટમાં મોકલ્યું હોય તો તે કામ મોકલતાં કેદીએ કયો ગુન્હો કર્યોછે એ બદલ શેશન જડજનો જે અભિપ્રાય હોય તે હાઇકોર્ટને લખી મોકલવો જોઇએ.

---

ક્રી પ્રો. કા. ૨૬૩ સરકાર વિરૂદ્ધ બળવંત પેઢાર ક- રનો કેસનો પાને ૧૦૨ મેકે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૬૪ કોર્ટની નજરમાં આવશે નો તે કા- મની તજવીજનું કામ મુલતવી રાખવાને મુખત્યાર છે અને ઇનસાફનું કામ મુલતવી રાખવું યોગ્યછે તથા તેમ કરેથી ઇનસાફની મતલબ પાર પડશે તો ઇનસાફનું કા- મ વખતે વખતે મુલતવી રાખવાને તે કોર્ટ મુખિયારછે.

---

## સરકાર વિરૂદ્ધ ભુવનેશ્વર.

તા. ૧૪ ડીસેમ્બર ૧૮૭૭

વા. ૩
પા. ૬૨૧ } સમન્સ પેઢ્યા બદલનો શેરો આપવાને ના કબુલ કરવું એ કસથી પી. કો. કા. ૧૭૩ માં કહેલો ગુન્હો થતો નથી.

---

પી. કો. કા. ૧૭૩ સરકાર વિરૂદ્ધ ખુસાલ પરભુદાસનો કેસનો પાને ૧૫૩ મેકે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ત્રૈલોકનાથ બિશ્વાસ અને રામચરણ.

તા ૩૦ અપરેલ ૧૮૭૮.

વા. ૩
પા. ૭૪૨ } કોઇ માણસ મરી ગયો છે એમ દેખાયા થી તે શાથી મુઓ એની ચોકશી કરવા- વાસ્તે એક માજીસ્ત્રેટે ક્રી. પ્રો. કા. ૧૩૫ પ્રમાણે તજવીજ કરી અને કોઇના ઉપર કોઇપણ પ્રકા- રનો આરોપ ન મુકતાં તે ચોકશીમાં જે કાંઈ ફળ જણાયું તે બદલ તેણે જીલ્લા માજીસ્ત્રેટને એક રીપોર્ટ મોકલ્યો. અને પછી એક સાક્ષીદારપર કાંઈ કામ ચલાવી તેને છોડી દીધો.

તે વખતે તે માજીસ્ત્રેટે કરેલું કામ રદ કરવામાં હાઈ કોર્ટને અરજ થઈ તે વખતે હાઇકોર્ટે તે કામમાં એવો ઠરાવ કર્યો કે ક્રી. પ્રો. કા. ૧૩૫ પ્રમાણે જે વખતે એ- કાદ માજીસ્ત્રેટ ચોકશી કરે તે વખતે તેને એકાદ 'રીપોર્ટ કરવાની જરૂર નથી કીંવા એકાદ ઠરાવ પણ કરવાની

જરૂર નથી અને તેથી તેણે તેવે પ્રસંગે કરેલો રીપોર્ટ એ ન્યાયનું કામ નથી માટે ક્રી. પ્રો. કા. ૨૯૬ પ્રમાણે તે રીપોર્ટ જોવા મંગાવવાને હાઇકોર્ટને અધિકાર નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૧૩૫ યોગ્ય અધિકાર પામેલો જે માજીસ્ટ્રેટ પાસેમાં પાસે હોય તેને, પોલીસ અમલદારે તપાસ કરી હોય તેને બદલે અથવા તે તપાસ સિવાય સદરહુ પ્રકારનાં કોઇ મોતના કારણની વળી બીજી ચોકસી કરવાનો અખત્યારછે. અને તે તે પ્રમાણે ચોકસી કરે, તો કોઈ માણસની ઉપર કાંઈ મુકરર તોહોમત મુકેલું નહીં હોય તો પણ ગુન્હાની ચોકસી કરવા બાબત તે માજીસ્ટ્રેટને જે અધિકાર હોય તેજ અધિકાર તેને સદરહુ પ્રકારની ચોકસી કરવા બાબત છે એવું સમજવું ચોકસી કરતી વખતે સાહેદી પુરાવો લીધો હોય તે સદરહુ ચોકસી કરનારા માજીસ્ટ્રેટે આ આકટમાં આગળ કહેલી રીતમાહેની ગમે તે રીતે કામની હકીકત પ્રમાણે દફતરમાં દાખલ કરવો.

---

## સફરૂદિન વિરૂદ્ધ ઈબ્રાહીમ.

તા. ૩૦ એપ્રીલ ૧૮૭૮

વા. ૩
પા. ૭૫૪

એક જીલ્લા માજીસ્ટ્રેટે ક્રી. પ્રો. કો. કા. ૫૩૦ નિચે આવનાર એ કામનો ઇનસાફ કરવા વિશે માજીસ્ટ્રેટની એક બેંચને હુકમ કર્યો હતો. તેમાં હાઇકોરટે એમ ઠરાવ્યું કે કા. ૫૩૦ માં જે બાબત કહેલીછે તે બાબત નિચે આવનારા કામનો ઈનસાફ કરવાનો કોઈપણ માજીસ્ટ્રેટની બેંચને અધિકાર નથી ક્રી. કા. ૫૦ ઉપરથી જોતાં કોઈ પણ માજીસ્ટ્રેટની બેંચને પોતાને યોગ્ય દેખાય તેજ માત્ર કામનોં કીંવા તે વર્ગના કામનો પોતાને યોગ્ય દેખાય તે તે હદમાં ઇનસાફ કરવા વિશે હુકમ કરવાનો માત્ર ઇ-

લાકાની સરકારને અધિકાર છે. અને "ઇનસાફ" એ શબ્દની જે વાખ્યા તેજ આકટની કા. ૩ માં આપી છે તે ઉપરથી જોતાં તે શબ્દ ગુન્હાના ઇનસાફને લાગુ છે અને કા. ૫૩૦ માં જે બાબત કહી છે તેને લાગુ નથી સબબ માજીસ્ત્રેટના બેંચે કરેલો ઇનસાફ ગેર કાયદેસર છે.

---

ક્રી. પ્રો. કા. ૫૩૦ પર્થીરામ ચૌધરીરાય બાહાદુર અરજદારનો ફેસલો પાને ૪૩૨ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૫૦ બે અથવા વત્તા માજીસ્ત્રેટોને એકઠા બેસાને બેંચ ( સભા ) ભરવાનો હુકમ કરવાનો અને તે સભાને ૧ લા અથવા ૨ જા વર્ગના માજીસ્ત્રેટનો અધિકાર આપવાનો અને પોતાની નજરમાં આવે તેજ મુકદ્દમાનો અથવા તેજ વર્ગના મુકદ્દમાનો પોતાની નજરમાં આવે તે હદમાં ઇનિસાફ કરવાનો હુકમ કરવાનો અખત્યાર સ્થાનિક સરકારને છે.

ક્રી. પ્રો. કા. ૩ માંથી "ઇનિસાફ" ની વાખ્યાઃ "ઇનિસાફ" એટલે તોહોમતનામુ તૈયાર કર્યા પછી કોર્ટમાં જે કામ ચાલ્યું હોય તે કામ સમજવું, અને તે શબ્દમાં ગુન્હેગારની શિક્ષાનો સમાસ થાયછે એમ સમજવું.

---

### ચુમનશા અને બીજાની બાબતમાં.

તા. ૩૦ એપ્રીલ ૧૮૭૮

વા. ૩ }
પા. ૭૫૬ } કેદીપર એક ડેપ્યુટી માજીસ્ત્રેટે તેની આગળ તેજ કોર્ટમાં કરેલી કબુલતપરથી અપરાધ સાબિત કર્યો હતો. પરંતુ તે કબુલતપર ક્રી. પ્રો. કા. ૩૪૬ માં કહેલી રીતે સહી કરી નહોતી. માટે તે કબુલત રદ કરવી જોઇયે કે નહી એટલોજ આકામમાંપ્રશ્નછે.

તે ડેપ્યુટી માજીસ્ત્રેટે કેદીપર પી. કો. કા. ૪૧૧ પ્રમાણે તોહોમત સાબિત કરીને તેને એક વર્ષની સખત મજુરીની કેદની શીક્ષા કરી.

સદરહુ તોહોમત કાયમ રાખવું કે નહી એ વિશે પ્રશ્ન

જડજને સંસય આવ્યાથી તેણે આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું.

તેથી ઠરાવ કર્યો કે—કેદીની કબુલતથી તેને શિક્ષા આપવાનો તે માજીસ્ત્રેટને અધિકાર હતો, સબબ તેની કબુલત દફતરે દાખલ કરવાની તેને જરૂર નહોતી. ક્રી. પ્રો. કા. ૩૨૪ જુઓ.

---

પી. કો. કા. ૪૧૧ સરકાર વિરુદ્ધ રંભા અને બીજાનો ફેસલો પાને ૬૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૩૪૬ સરકાર વિરુદ્ધ બાઈ રતનનો ફેસલો પાને ૫૩ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૩૨૪ મેં ગુન્હો કર્યોછે એવું તે ગુન્હા બાબત પોતાનો ઈનસાફ કરવાનો જે કોર્ટને અખત્યાર હોય તે કોર્ટની આગળ તોહોમત વાળો સખસ કબુલ કરે, તો તેની પોતાની કબુલત ઉપરથીજ તેની ઉપર તે કોર્ટ ગુન્હો ઠરાવવાને મુખત્યાર છે.

---

## સરકાર વિરૂદ્ધ નુરૂલહક અને બીજા

તા. ૨૪ જુન ૧૮૭૭

વા. ૩ } પા. ૭૫૭ } મુચલકા પ્રમાણે ન ચાલવાથી જે મુચલકો અમલમાં આણવા જોગ થયોછે તે મુચલકાની રકમ કમી કરવાનો હાઇકોર્ટને અધિકાર નથી. પરંતુ એકાદ બાબતમાં ઘણો જુલમ થયો હોય તો તે બદલ જીલ્લા માજીસ્ત્રેટે સરકારમાં રિપોર્ટ કરવો જોઇયે.

---

## સરકાર વિરૂદ્ધ મોહીમચંદરરાય અને બીજા

તા. ૧૭ મે સને ૧૮૭૮

વા. ૩ } પા. ૭૬૫ } અરજદારપર સને ૧૮૭૧ ના નોંધવાના આકટ ૮ ની કા. ૮૦ પ્રમાણે તહોમત રાખ્યો. તેનો ઇનસાફ સેશન જડજે જ્યુરીની મદદે કરી તેનાપર તે તહોમત સાબિત કર્યું.

અરજદારે હાઈકોરટમાં અપીલ કરી તકરાર કરી કે સદરહુ તોહોમતનો ઇનસાફ જ્યુરીથી કરવાને સરકારે ઠરાવ કર્યો નથી. તો આ કામમાં જ્યુરીથી ઇનસાફ કર્યો તે બરાબર નથી અરજદારનો ઇનસાફ આસેસરથી થવો જોઈતો હતો તેમ થયો નથી માટે તે રદ કરવો જોઈયે.

તેમાં હાઈકોરટે ઠરાવ કર્યો કે. જે કામનો ઈનસાફ આસેસરથી થવાનો તે કામનો ઇનસાફ જ્યુરીથી થયો હોય તો તેટલાજ કારણ ઉપરથી તે ઈનસાફ કાયદેસર નથી એમ થતું નથી. પરંતુ આસેસરોએ જો તે કામનો ઇનસાફ કર્યો હોત તો તે કામમાંની થયેલી વાત ઉપરથી અપીલ કરવાનો જે કેદીને હક મળત તે હક નાબુદ થતો નથી.

---

સને ૧૮૭૧ ના નોંધવાના આક્ટ ૮ ની કા. ૮૦ કોઈ માણસ હેઠળ લખેલા ગુન્હામાંનો કાંઈ ગુન્હો કરશે તો તેને ઘણામાંઘણા સાત વરસની કેદની શિક્ષા થશે, અથવા દંડ થશે, અથવા એ બેઉ શિક્ષા થશે.

(અ) આ આક્ટ પ્રમાણે કોઈ અમલદાર કામ ચલાવતો હશે, ત્યારે તેની આગળ આ આક્ટના ઠરાવ પ્રમાણે હરકાંઈ કામ ચાલશે અથવા ચોકશી થશે તેમાં કોઈ માણસ સમ ખાઇને કે બીજી રીતે જાણી જોઇને ખોટો મજકુર કહેશે અને તે મજકુર દફતરમાં દાખલ કરેલો હોય કે નહીં હોય તો પણ તે માણસને (ઘણામાં ઘણા સાત વરસની કેદની શિક્ષા થશે, અથવા દંડ થશે અથવા એ બેઉ શિક્ષા થશે)

(બ) ૧૯ મી અથવા ૨૧ મી કલમ પ્રમાણે હરકાંઈ કામ ચાલશે તેમાં જે માણસ દસ્તાવેજની ખોટી નકલ અથવા દસ્તાવેજનો ખોટો તરજુમો અથવા નકશાની ખોટી નકલ નોંધનારા અમલદારને જાણી જોઇને આપશે તેને (ઘણામાં ઘણા સાત વરસની કેદની શિક્ષા થશે, અથવા દંડ થશે, અથવા એ બેઉ શિક્ષા થશે)

(૬) હું ફલાણું માણસ છોં એ રીતે કોઈ માણસ ખોટું કહેશે અને તે ન કરીને કાંઈ દસ્તાવેજ આણી આપશે અથવા કાંઈ વાત કબુલ કરશે, અથવા મજકુર કહેશે, અથવા કાંઈ સમન અથવા કમિશન કહડાવશે, અથવા આ આકટ પ્રમાણે ચાલેલાં કામમાં બીજું કાંઈ કામ કરશે તો તેને (ઘણામાં ઘણા સાત વરસની કેદની શિક્ષા થશે, અથવા દંડ થશે અથવા એ બેઉ શિક્ષા થશે.)

(૭) જે વાત બાબત આ આકટમાં શિક્ષા ઠરાવીછે તેવી કાંઈ વાતમાં કોઈ માણસ પીનલકોડના અર્થ પ્રમાણે મદદ કરશે તો તેને (ઘણામાં ઘણા સાત વરસની કેદની શિક્ષા થશે, અથવા દંડ થશે, અથવા એ બેઉ શિક્ષા થશે.

---

**સરકાર વિરૂદ્ધ કલકતાની મ્યુનિસિપાલ કમિટી**

તા. ૫ જુન સને ૧૮૭૮

વા. ૩ પા. ૭૬૮ } કલકત્તાની મ્યુનિસિપાલ કમિટિપર પી. કો. કા. ૨૭૦ પ્રમાણે એક ફરિયાદ થઈ હતી. તે ફર્યાદ સરકારની મંજુરી શિવાય લેવાનો પોતાને અધિકાર છે કીંવા નહીં એવો કલકત્તાના માજીસ્ટ્રેટને શક આવ્યાથી તેણે આ કામ હાઇકોરટના અભિપ્રાય માટે મોકલ્યું.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે પીનલકોડમાં કહ્યા પ્રમાણે મ્યુનિસિપાલ કમિશનર એ જોકે સરકારી નોકર છે તો પણ જે લોકપર સરકારની મંજુરી શિવાય ફરિયાદ ઈલાકાના માજીસ્ત્રેટે લેવાને મનાઇછે તેમાં મ્યુનિસિપાલ કમિશનરનો સમાવેશ થતો નથી. સબબ કલકત્તા મ્યુનિસિપાલ કમિટી પરની ફર્યાદ સરકારની મંજુરી લીધા શિવાય ચલાવવાનો ઇલાકાના માજીસ્ત્રેટને અધિકારછે.

---

પી. કો. કા. ૨૭૦ જે માણસ દ્વેષ બુધિથી એવું કાંઈ કામ કરે કે, જેથી જીંદગીને જોખમ વાળા કોઈ રોગનો ચેપ પસરસે એવો સંભવ હોય, અને એવો સંભવ છે

એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, તે માણસને બે વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બં-નેની શિક્ષા કરવામાં આવશે.

પી. કો. કા. ૨૯૦ જે બાબતને સારૂ બીજી રીતે શિક્ષા કરવાનું આ કાયદામાં ઠરાવ્યું નથી એવી બાબતમાં જે માણસ કાંઈ લોકાપકારક કૃત્ય કરે તેને બસેં રૂપિયાસુ-ધીના દંડની શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ અબ્દુલકરીમ

તા. ૧૯ જુલાઈ ૧૮૭૮

વા. ૪
પા. ૧૦

નૂરૂ નિસાબેગમ નામની એક મુસલમાન જાતની છોકરી ૭ વર્ષની હતી ત્યારે તેની મા અને બે કાકા એવી રીતે તેના સગા હતા. તેની માએ તે છોકરીનો વિવાહ અબદુલહુશેન નામના માણસ સાથે કર્યો. મુસલમાની શાસ્ત્ર ઉપરથી તેનો વિવાહ કરવાનો તેના કાકાને માત્ર અધિકાર હતો અને માને અધિકાર નથી માટે તે વિવાહ રદ થયો. તેથી તે છોકરીના નાના કાકા અબદુલ સુભને તેજ છોકરીનો ફરી વિવાહ તેજ માણસ સાથે કર્યો. પછી થોડેજ દિવસે તે છોકરીના મોટા કાકા અબદુલ કરીમ અને નાના કાકા અબદુલ શુભન એઓએ મળીને તેનો વિવાહ દિબરૂદીન સાથે કર્યો. તે વખતે તેનાપર પી. કો. કા. ૪૯૪ અને ૧૦૯ પ્રમાણે તોહોમત મુકવામાં આવ્યું.

ફરિયાદીનું કહેવું એ છે કે તે છોકરીની માએ, તેના નાના કાકા અબદુલ સુભનની સમંતીએ અબદુલ હુશેન સાથે તે છોકરીનો વિવાહ કર્યો હતો તે મુસલમાની શરે પ્રમાણે વ્યવહારોપયોગી અને કાયદેશીર હતો. સબબ આરોપિતે ફરીથી તે છોકરીનો વિવાહ દિબરૂદીન સાથે કરવાની સંમતી આપ્યાથી તે, જે વિવાહ સબંધ નિરર્થક છે એવું

તેને માહીત હતું તે વિવાહ સબંધ કરવાના ગુન્હાને મદદ કર્યાનો અપરાધી છે.

બીજા વિવાહની વખતે અબદુલ શુભન હાજર નહોતો સબબ તેને શેશન જડજે છોડી દીધો અને અબદુલ કરીમને ૧૮ મહીનાની સખત મજુરીની કેદની શિક્ષા આપી.

તેપર હાઈકોર્ટમાં અપીલ થઈ તેમાં હાઈકોરટે ઠરાવ કર્યો કે—

કામમાંની હકીકતથી એમ દેખાય છેકે આરોપિતે જે વખતે પોતાની ભત્રીજીનો વિવાહ કર્યો તે વખતે તેણે તેના નામનો માત્ર વિવાહ કર્યો. પરંતુ છોકરી લગ્નની વખતે નહોતી સબબ પી. કો. કા. ૧૦૯ અને ૪૯૪ માં કહ્યા પ્રમાણેની મદદ કર્યાનો ગુન્હો કર્યો નથી. એવા કારણથી કેદીપરનો અપરાધ રદ કરી તેને છોડી દેવામાં આવેછે.

---

પી. કો. કા. ૪૯૪ સરકાર વિરૂદ્ધ રામા શેના વિગરેનો ફેસલો પાને ૨૨૧ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૦૯ સરકાર વિરૂદ્ધ સખારામ ગોવિંદનો ફેસલો પાને ૧૯૬ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ હરિદયાળ કરમોકર.

તા. ૩ જુલાઈ ૧૮૭૮

વા. ૪ } પી. કો. કા. ૩૮૦ પ્રમાણે ચાલેલા કામમાં જે
મા. ૧૬ } પુરાવો મહત્વનો નથી તે ન લેતાં એક ડેપ્યુટી માજીસ્ત્રેટે તે કામ કાડી નાખ્યું. તે પર ફરિયાદીએ જીલા માજીસ્ત્રેટને અરજ કર્યા ઉપરથી જીલા માજીસ્ત્રેટે તે પુરાવો લીધો અને આરોપિતને ઈનસાફ માટે શેશન જડજ પાસે મોકલ્યો. શેશન જડજે તે કામ હાઈકોર્ટમાં મોકલ્યાથી તે કોરટે ઠરાવ કર્યો કે—

ક્રી. પ્રો. કા. ૨૯૬માં "શેશનનો કજીયો" એવા જે શબ્દછે તે જે કામનો ઇનસાફ કરવાનો અધિકાર ફકત શેસન કોર્ટને પાત્રછે તે કામને માત્ર લાગુછે અને એટ-

વા માટે જીલ્લા માજીસ્ત્રેટે કરેલું કામ તે કલમ ઉપરથી જોતાં બરાબર નથી, એમછે. પરંતુ ડેપ્યુટી માજીસ્ત્રેટે લીધેલા પુરાવા શિવાય બીજો પુરાવો મળવા સરખો હતો સબબ, સરકાર વિરૂદ્ધ ડોનેલી (ઈં. લા. રી. ક. સી. વા ૨. પા. ૪૧૨) આ કામના મુળતત્વ પ્રમાણે જીલ્લા માજીસ્ત્રેટે કરેલું કામ કાયમ રાખવાને હરકત નથી.

---

પી. કો. કા. ૩૮૦ સરકાર વિરૂદ્ધ અનવરખાં વલદે ગુલખાંન વગેરેનો ફેસલો પાને ૨૭મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૮ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ગુલામ મહમદ.

તા. ૬ જુન સન ૧૮૭૮.

વા. ૪ } આ કામમાંના કેદી પર ગેરકાયદાસર મંડ-
પા. ૧૮ } ળીમાંના આશામીહોવા બદલ ડેપ્યુટી મા-
જીસ્ત્રેટની રૂબરૂ આરોપ મુકવામાં આવ્યો હતો એમ પુરાવા ઉપરથી દેખાઈ આવ્યું હતું તેથી પી. કો. કા. ૧૪૪ પ્રમાણે શિક્ષા આપવાને પાત્ર તે ગુન્હો હતો જે પુરાવથી કેદીપર એ કલમ પ્રમાણે ગુન્હો સાબિત થનાર હતો તે પુરાવો અમાન્ય કર્યો. અને પી. કો. કા. ૧૪૩ પ્રમાણે આ તોહોમત છે એમ ગણી તેનો ઈનસાફ સંક્ષિપ્ત રીતે કર્યો. અને પ્રત્યેક કેદીને ત્રણ મહિનાથી કમી મુદતની કેદની શિક્ષા કરી.

ડેપ્યુટી માજીસ્ત્રેટની રૂબરૂ ચાલેલા કામની ખબર શેશન જડજને થયાથી તેણે આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું તેથી ઠરાવ્યું કે—

ક્રી. પ્રો. કા. ૨૭૪માં કોઇ માજીસ્ત્રેટે સંક્ષિપ્ત રીતે ચોકશી કરીને ઘણામાં ઘણી ત્રણ મહિનાની કેદની શિક્ષા કરી હોય તો તેમાં અપીલ ચાલતી નથી એમ કહેલું છે, સબબ હાલના આ કામમાં કેદીને ત્રણ મહિનાની

કેદની શિક્ષા આપી હોવાથી તેનો અપીલ કરવાનો હક નહીં જેવો થયોછે.

તે ગેરકાયદેસર મંડળીમાં જે બે મુખ્ય આશામી હતા, તેઓ પાસે તલવાર હતી એમ ફરીયાદિ તરફના પહેલા સાક્ષીદારે પોતાની જુબાનીમાં સ્પષ્ટ પણે કહેલુંછે. કેવળ પોલીસ ઇન્સ્પેક્ટરના મુખ જુબાન કહેવા પર તે માજીસ્ટ્રેટે ભરોંસો રાખીને કામ ચલાવવાનું નહોતું. અને ફરિયાદીએ કેદીપર જે તોહોમત મુક્યું હતું તે સંક્ષિપ્ત રીતે ઇનાસફ કરવા જોગ નહોતું. તેથી પી. કો. કા. ૧૪૩ પ્રમાણે તોહોમત સાબિત ન કરતાં કા. ૧૪૪ પ્રમાણે જો તોહોમત સાબિત કર્યું હોત તો કેદીને અપીલ કરવાને હક મળત.

સંક્ષિપ્ત રીતે ઇનસાફ કરવાનો પોતાનો અધિકાર મળવા માટે એકાદ અપરાધનો ભાગ પાડવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી એમ આ કોરટે વારંવાર ઠરાવ્યુંછે. જે તોહોમતનો ઇનસાફ સંક્ષિપ્ત રીતે કરાતો નથી એવું તોહોમત એકવાર મુકીને તેજ બદલ સાક્ષીદારને સોગન આપ્યા એટલે તેજ તોહોમત પરથી કેદીનો ઇનસાફ કરવાની માજીસ્ત્રેટની ફરજ છે. પરંતુ ફરિયાદીએ મુકેલું તોહોમત જબરછે અને તે પર ભરોંસો રખાય તેમ નથી એવું જો ફરિયાદીની જુબાનીથી બરાબર દેખાય તો તે વાત જુદીછે.

પી. કો. કા. ૧૪૪ પ્રમાણે આ આરોપછે એમ ગણી ડેપ્યુટી માજીસ્ત્રેટે કામનો ઇનસાફ કરવો હતો પણ તેમ કર્યું નથી માટે આ કામ નિરર્થકછે એમ અમારે ઠરાવવું જોઇએ. ડેપ્યુટી માજીસ્ત્રેટે આ કામનો ફરી નવો ઇનસાફ કરવો.

---

પી. કો. કા. ૧૪૩ દ્વારકાંનાથ મજમુંદાર વિરૂદ્ધ નાજુદાસનો ફેસલો પાને ૪૫૭મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૪૪ જીવ લેનારૂ કાંઈ હથીયાર, અથવા

જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવો સંભવ હોય એવી કાંઈ વસ્તુ, પાસે છતાં જે માણસ કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભૂત તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ક્રી. પ્રો કા. ૨૭૪ સંક્ષિપ્ત રીતે જે મુકદ્દમાનો ઈનસાફ કર્યો હોય તે મુકદ્દમામાં ડિસ્ત્રિકટ માજીસ્ત્રેટે, અથવા ૧લા વર્ગના માજીસ્ત્રેટના અધિકાર વાળા જે માજીસ્ત્રેટને અથવા જે માજીસ્ત્રેટોની બેંચને ૨૨૨ અથવા ૨૨૩ મી અથવા ૨૨૪મી કલમ પ્રમાણે કામ ચલાવવાનો અખ્તિયાર મળ્યો હોય તે માજીસ્ત્રેટે અથવા તે માજીસ્ત્રેટોની બેંચે ઘણામાં ઘણા ત્રણ મહિના સુધીનીજ કેદની શિક્ષાનો અથવા ઘણામાં ઘણા બસે રૂપિયા સુધીની દંડનીજ શિક્ષાનો હુકમ કર્યો હશે તે ઉપર અપિલ ચાલશે નહીં.

કા. ૨૭૩ અથવા ૨૭૪ માં કહેલી શિક્ષાના જે હુકમમાં, તે કલમમાં કહેલી કોઈપણ બે અથવા વધારે શિક્ષા એકઠી કરી હોય તે હુકમ ઉપર અપીલ કરવાનો અખ્તિયાર છે. પણ દંડ નહી આપે તો કેદ, અને દંડ તથા કેદ એ રીતે શિક્ષાનો જે હુકમ કર્યો હશે તે ઉપર અપીલ કરવાનો અખત્યાર નથી.

શિક્ષાના જે હુકમ ઉપર બીજી રીતે અપીલ થઈ શકતી નહી હોય તે હુકમ ઉપર, અથવા જે સખસની ઉપર ગુન્હો ર્યો હોય તે માણસને સુલેહ રાખવા સારૂ જામીન આપવાનો હુકમ થયો હોય તેટલાજ સબબથી અપીલ કરવાનો અખત્યાર નથી.

રાણીની વિલાયતી રૈયત ઉપર ૭૪ અથવા ૭૬ મી કલમ પ્રમાણે હુકમ કર્યો હશે તે હુકમો બાબતની અપીલોને આ કાલમના અથવા ઉપરની છેલ્લી કલમના ઠરાવ લાગુ નથી એમ સમજવું.

ખુલાશો દંડ ન આપેથી કેદ એવી શિક્ષાનો હુકમ કર્યો

હોય તે હેઠળ લખેલા પ્રકારની શિક્ષાનો હુકમ નથી એટલે આ કલમની બીજી રકમના અર્થ પ્રમાણે જે શિક્ષાના હુકમમાં બે અથવા વધારે શિક્ષા એકઠી કરીછે તેવા તે શિક્ષાનો હુકમ નથી.

---

## હરો સુંદરી ચૌધ્રેનની અરજીની બાબતમાં.

તા. ૨૪ જુન સન ૧૮૭૮

ધા. ૪ } પડદે નસીન ઓરતને એકાદ કામમાં ફોજ-
પા. ૨૦ } દારીમાં શાક્ષી વાસ્તે બોલાવ્યા છતાં તેને
પોતાને કોર્ટમાં હાજર રહેવાની માફી મળવી જોઇએ અને કમિશન મોકલીને તેની સાક્ષી લેવી જોઇયે એમ કહેવાનો તેને હક છે.

---

## શિબપ્રસાદ પાંડેની અરજીની બાબતમાં.

તા. ૧૩ જુન સન ૧૮૭૮

વા. ૪ } અરજદારે બલસોરના માજીસ્ત્રેટને અરજ
પા. ૧૨૪ } કરી હતી. તે અરજીમાં હરનારાયણ નામ-
ના એક માણસની આબ્રુ જવા જેવો મજકુર હતો. માટે તે માજીસ્ત્રેટે સીબપ્રસાદ પાંડેપર પી. કો. કા. ૫૦૦ પ્રમાણે તોહોમત સાબીત કરીને તેને બે માસની આસાન કેદની શિક્ષા કરી. હરનારાયણ મારે માથે ખોટો આરોપ આણવાની તૈયારી કરેછે એમ અરજદારે તે અરજીમાં લખ્યું હતું. અરજદારપર હું એક ખોટો કેસ તૈયાર કરનારછુ એમ હરનારાયણે બીજાને મોએ કેહેતાં અમે સાંભળ્યું છે એવો મજકુર જે સાહેદોએ કહ્યો તે ખોટો છે અને તેટલા માટે અરજદારે જે વખતે આ અરજી કરી તે વખતે તે પ્રમાણીકપણે બોલ્યો નથી માટે પી. કો. કા. ૪૯૯ માંના અપવાદ નિચે તે આવતો નથી એમ તે માજીસ્ત્રેટનો અભિપ્રાય હતો.

સદરહુ શિક્ષા અપિલમાં શેશન જડજે કાયમ રાખી તેથી શેશન જડજનો તે હુકમ રદ કરવા અરજદારે હાઇકોર્ટને અરજ કરી. તેમાં હાઇકોર્ટે ઠરાવ કર્યો કે—

ઈલા મધીના સર્વ ફોજદારી કામમાં સને ૧૮૭૨ના પુરાવાનો આક્ટ ૧ થયાથી અમુક એક કામ પી.કો.ના સાધારણ કીંવા વિશેષ અપવાદ નિચે કીંવા ખુલાસા નિચે આવેછે એમ સાબિતકરવાનો બોજો પુરાવાના આક્ટની કા. ૧૦૫ પ્રમાણે આરોપિત પરછે. અને તે અપરાધ બીજા કોઈ કાયદા પ્રમાણે થયો હોયતો તે કાયદામાંના અપવાદ નિચે તે કામ આવેછે એમ સાબિત કરવાનો બોજો પણ આરોપિત પરજ રહેછે.

આરોપિતે તે કામ સાફ દીલથી કર્યુંછે કીંવા નહીં? એ વાતનો વિચાર કરતી વખતે આબરૂ લેવાના કામની મજબુતીમાં આરોપિતે જે દ્રઢ કથન કર્યુંછે તે ખરૂંછે કીંવા નહીં? એ મુદાનો નિર્ણય કરવાનો નહીંછતાં યોગ્ય ખબરદારી રાખી સાફ દીલ પોચાડી તે દ્રઢ કથન કર્યુંછે એમ કહેવાને સાફ કારણ છે કીંવા નહીં તે જોવું જોઇયે.

ક્રી. પ્રો. કા. ૪૩૯ના ઉદાહરણ (અ) ઉપર વિચાર કરતાં એમ દેખાયછે કે કોઈ પણ કામમાં તોહોમતનામું કરતાં પી. કો. ના સર્વ સાધારણ અપવાદ લાગુ નથી અને તેમાં જે બીજા અપવાદ કહ્યાછે તે પૈકી પણ કોઇ અપવાદ લાગુ નથી એવું તેમાં લખવાની જરૂર નથી. આરોપિત માણસપર જે આરોપ મુક્યો હોય તે આરોપની હકીકત તે તોહોમતનામામાં લખ્યા છતાં બસછે.

આરોપિતે અરજીમાં લખેલી વાત તેના માનવા પ્રમાણે બરોબર હતી એમ કામની હકીકતથી અમોને જણાય છે માટે આરોપિત પરનો અપરાધ રદ કરી તેને છોડી દેવાનો અમે હુકમ કરીએછીએ.

---

પી. કો. કા. ૫૦૦ સરકાર વિરૂદ્ધ બંડુ નરસાનો ફેસલો પાને ૨૪ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૪૯૯ અને અપવાદ ૧, ૨, ૪, ૮, ૧૦ એ સરકાર વિરૂદ્ધ કાશીનાથ બચાજીનો ફેસલો પાને ૯ મે અને ડીકાભાઈ પરભુદાસનો ફેસલો પાને ૩૭ મે છે તે

નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૪૩૯ સરકાર વિરૂદ્ધ રઘમા અને બીજા-નો ફેસલો પાને ૬૧ મે છે તે નિચે જુઓ અને તેનુ અ ઉદાહરણ નિચે પ્રમાણે છે.

બનું ખુન કર્યાનું અ ઉપર તોહોમત મુકયું છે. એ વાત પી. કો. ની કા. ૨૯૯ અને ૩૦૦માં ખુનની વાખ્યા લખી છે તે વાખ્યામાં અનું કામ આવેછે; અને ફોજ-દારી કાયદામાંના સાધારણ અપવાદમાંના કોઈ અપવા-દમાં તે કામ આવતું નથી; અને ૩૦૦મી કલમમાં પાંચ અપવાદ છે તેમાંના કોઈ અપવાદમાં તે કામ આવતું નથી; અથવા પેહેલા અપવાદમાં તે કામ આવ્યું હોયતો તે અપવાદમાં ત્રણ વિશેષ ઠરાવો છે તેમાંનો એક નહીં તો બીજો વિશેષ ઠરાવ તેને લાગુ થાત એવું કહ્યા સમાનછે.

પુરાવાના આકટની કા. ૧૦૫ જ્યારે કોઈ સખસના ઉપર કાંઈ ગુન્હાનું તોહોમત મુકયું હોય, ત્યારે જે કેફીયત ઉપરથી તે કામનો સમાવેશ પી. કો. માંના સાધારણ અ-પવાદમાં, અથવા સદરહુ કાયદાના હરકોઈ બીજા ભા-ગમાં લખેલા કીંવા ગુન્હા મજકુરનું લક્ષણ જે કાયદામાં લખ્યું હોય તે કાયદામાં લખેલા કોઈ વિશેષ અપવાદ કીંવા શરતમાં થતો હોય, તો તે કેફીયત છે એવું સાબિત કરવાનો બોજો સદરહુ તોહોમતવાળા સખસના ઉપર છે, અને કોરટે તો એવું અનુમાન કરવું કે સદરહુ કેફીયત નથી.

---

## સરકાર વિરૂદ્ધ ત્રૈલોખનાથ ચોધરી અને બીજા

તા. ૧૨ નવેમ્બર ૧૮૭૮

વા. ૪ } માસ્તર મ્યાકીનનની કંપનીની વખારમાંથી કી-
પા. ૩૬૬ } મક લોખંડ અને કાંઇક પીતલના સ્ક્રુ ચોર્યાંના

દલ આ કામમાંના કેદીપર પી. કો. કા. ૩૮૦ પ્રમાણે આરોપ મુકવામાં આવ્યો હતો. આ કામમાં જે વાત સાબિત થઈછે તે આગળ લખ્યા પ્રમાણે છે. સદરહુ કંપની પોતાનો માલ જાહેર લીલામમાં વેચેછે. તેમાં આખરનું

લીલામ તા. ૧૬ અગષ્ટને રોજ થયું. તેમાં નંબર ૧ના કે- દીએ કેટલોક માલ વેચાણ લીધો. તા. ૧૯મીને રોજ ફરી તેણે તે માલ કંપનીની વખારમાં આણ્યો. અને ત્યાં જે વખારદાર મી. કમીંગ્સ નામનો માણસ હતો, તેને તેણે એવું કહ્યું કે આ માલ લે અને બીજો જાસ્તી માલ મને આપ એટલે તેમાં મને જે ફાયદો રહેશે તેમાંનો છ આ- નાનો હિસ્સો હું લઈશ અને દશ આંનાનો હીસ્સો તને આપીશ. કમિંગ્સે તે હકીકત તે કંપનીના એજંટ માનક્રો- ફને કહી. અને તેની પરવાનગીથી મી. કમિંગ્સે કેદીના કહેવાને સંમ્મતી આપી. પછી તા. ૨૪ અગષ્ટને રોજ ક- મિંગ્સને ઘેર તે બેઊનો ઠરાવ થયો. અને તા. ૪ સપટેમ્બર ને રોજ પેહેલા નંબરનો કેદી બીજા અને ત્રીજા નંબરના કેદીને સાથે લેઈ આવ્યો. અને કમિંગ્સની સંમતીથી તે વખારમાંનો ઘણો ફાજલ માલ લીધો. પરંતુ તે ખબર પોલીસને અગાઉથી કહ્યાથી કેદીને તેણે લાગલાજ પક- ડ્યા. કેદીએ લીધેલો માલ માલીકની ગર્ભીત કીંવા સ્પષ્ટ સંમ્મતીથી લીધેલો હોવાથી કેદીએ ચોરીનો ગુન્હો કર્યો નથી માટે હું તેને છોડી દઉછું અને હું એમ ઠરાવુંછું કે પી.કો. કા. ૧૦૮ ની વાખ્યા ૪ ઉપરથી જોતાં ચોરીનો અપરાધ થયોછે એવું જો કે દેખાઇ આવતું નથી તોપણ કા. ૧૧૬ પ્રમાણે કેદીપર અપરાધ સાબિત કરવાને હરકત છે, એમ મને દેખાતું નથી કારણ કે ચોરીનો ગુન્હો કરવાને કમિં- ગ્સને ઉત્તેજન આપીકેદીએ તેને મદદ કરી છે તોપણ મને સંશય આવ્યાથી હું આ કામ બે પ્રશ્નપર અભિપ્રાય લેવા માટે હાઇકોર્ટમાં મોકલુંછું. એમ કલકત્તાના ચીફમાજીસ્ટ્રેટે ઠરાવ કરી પ્રશ્ન લખી મોકલ્યા તે એકે.

૧. માલીકની સંમ્મતીએ કેદીએ તે માલ લીધોછે તો એ તેનું કહેવું ચોરી છે કે નહીં?

૨. કામની હકીકત ઉપરથી કેદીએ પી. કો. કા. ૧૧૬ પ્રમાણે ગુન્હેગાર થાયછે કે નહીં?

હાઇકોર્ટે ઠરાવ કર્યો કે. પી. કો. કા. ૧૦૮ ની વાખ્યા

૪ ઉપરથી જોતાં અપરાધ કરવા વિષેની મદદને મદદ કરવી એ એક ગુન્હોછે અને જે કૃત્ય કર્યું તે ગુન્હો થાત એવું કૃત્ય કરવા વિષે કેદીએ કમિંગ્સને ઉત્તેજન આપ્યું તેથી તેણે પોતેજ તે ગુન્હો કર્યોછે, અને તેજ કલમની વાખ્યા ૨ ઉપરથી જોતાં જે કૃત્ય કરવા વિષે સાહાય કરી તે કૃત્ય થયું તોજ ગુન્હો થાયછે એમ નથી. સબબ તેમિલકત માલિકની સંમ્મતીથી અપેડી તો તે કૃત્ય જોકે ચોરી નથી તોપણ ચોરીને મદદ કર્યાના ગુન્હાથી કેદીનો છુટકો થઈ શકતો નથી અને તેથી ઠરીને તેનાપર મુકેલું તોહોમત બરોબર છે. કેદીને શિક્ષા આપવા માટે તે માજીસ્ટ્રેટ આગળ હાજર કરવો.

---

પી. કો. કા. ૩૮૦ સરકાર વિરૂધ અનવરખાં વલદ ગુલખાંનો ફેસલો પાને ૨૭મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૦૮ સરકાર વિરૂદ્ધ મુરગા ચેટીનો ફેસલો પાને મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૧૬ કેદની શિક્ષા થઈ શકે એવા કાંઈ ગુન્હામાં કોઈ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે ગુન્હો કરવામાં આવે નહીં, તથા તે મદદગારીને માટે શિક્ષા સંબંધી આ કાયદામાં કાંઈ સાફ ઠરાવ નહી કરેલો હોય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને અગર તે મદદગારી કરી હોય તે સખસ સરકારી નોકર હોય, અને તેહેની ફરજ તે ગુન્હો હોય તો અટકાવવાની હોય, તો તે મદદગારને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલાં દંડની, અથવા એ બંનેની શિક્ષા

કરવામાં આવશે.

---

## લાલદાસ વિરૂદ્ધ નેકુંજીભાઈ શિવાની.

તા. ૪ ડીસેમ્બર ૧૮૭૮

વા. ૪ પા. ૩૭૪ } કોઈ કામમાં ઓરતોને અને કુટુંબનાં બીજા માણસોને અનવસ્ત્ર બદલ નિમનોક કરી આપવી કે નહિ એ વિશે ક્રી. પ્રો. ના બાબ ૪૧ પ્રમાણે નિર્ણય કરવાની વખતે છોકરાનું પાલણ કોણે કરવું એ બાતનો વિચાર કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર નથી.

અનૌરસ છોકરૂં જોકે મોટું હોય તો પણ તે નું તેના બાપના તાબામાં આપ એવો હુકમ તે છોકરાની માને કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર નથી. અને કદાચ માજીસ્ટ્રેટે તેવો હુકમ કર્યો હોય અને તે હુકમ જો તે ઓરત અમાન્ય કરે તો તે વાત તેને અનવસ્ત્ર બદલ અગાઉ કરી આપેલી નિમનોક બંધ કરવાને યોગ્ય સબબ થનાર નથી

---

## મદનમોહનની અરજીની બાબતાં

તા. ૧૦ ડીસેંબર ૧૮૭૮

વા. ૪ પા. ૩૭૬ } કોર્ટ આફ વાર્ડસના એક મેનેજરે કેટલાક રૂપિયા સરકાર તરફથી એક બેંકમાં અનામત મુક્યા. તે બેંક સરકારના ખજાનાનું કામ જુએછે. તે બેંકમાંના એક નોકરે, તમે મને કાંઇ બક્ષીસ આપો તો હું આ તમારી રકમ અનામત મુકુ એમ તે મેનેજરને કહ્યું. તેથી તે મેનેજરે તેના પર પી. કો. કા. ૧૬૧ પ્રમાણે કામ ચલાવ્યું.

તેમાં એમ ઠરાવ થયો કે મેનજરે જો કે સરકાર તરફથી તે રૂપિયા અમાનત મુકવાના હતા તો પણ આરોપિતે તે પૈસા જે બેંકમાં લીધા તે સરકાર તરફથી લીધા નહી છતાં બેંકના નોકર એ રીતે તેણે લીધા હતા.

અને આરોપિત એ સરકારી નોકર નહીં છતાં કેવળ બેંકનો નોકર હતો અને તેથી પી. કો. કા. ૨૧ની રકમમાં ના અર્થ પ્રમાણે તે સરકારી નોકર નથી.

માટે આરોપિત પરનું તોહોમત અને શિક્ષા રદ કરી દંડ લીધો હોય તો પાછો આપવાનો હુકમ કરીએછીએ.

---

પી. કો. કા. ૧૬૧ સરકાર વિરૂદ્ધ સખારામ મનોહરનો ફેસલો પાને ૧૦૦મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૨૧ રકમ ૯ સરકાર વિરૂદ્ધ રામાજીરાવજી વ બાજીરાવ વગેરેનો ફેસલો પાને ૧૨૪મે છે તે નિચે જુઓ.

---

### આપાજી વિરૂદ્ધ સેર બહાદુરશાહા.

તા. ૨૮ નવેમ્બર ૧૮૭૮

વા. ૪ } પા. ૩૭૮ } સમાઇક અને અવિભક્ત જમીનના એ કડકા અરજદારે તે જમીનના માલીકો પાસેથી કાંઇક મુદતને માટે પટે લીધા. પછી તે જમીનના માલીકોની વચમાં વેંચણી થઇ. તે વેંચણમાં તે જમીન એક હિસ્સેદારના ભાગમાં આવી તેથી તેણે કોર્ટના અમીન પાસેથી પદ્ધતિ પ્રમાણે તે જમીનનો કબજો લીધો. તે માલીક અને અરજદાર એઓની વચમાં તંટો પેદા થયાથી તે કબજો પોતાની પાસે રહેવા દેવા માટે અરજદારે માજીસ્ટ્રેટને ક્રી. કા. ૫૩૦ પ્રમાણે અરજ કરી. કોરટના અમીને તે જમીનનો કબજો માલીકને આપ્યોછે એવા કારણથી માજીસ્ટ્રેટે તે અરજના કબુલ કરી.

તે પર હાઇકોર્ટમાં ક્રી. પ્રો. કા. ૨૯૭ પ્રમાણે અરજ થયાથી તે કોરટે ઠરાવ કર્યો કે માજીસ્ટ્રેટનો હુકમ ભુલ ભરેલોછે એમ અમને દેખાયછે અમીને અપાવેલા કબજા ઉપરથી માલીક પોતાના પટેદાર પાસેથી કબજો કાડી લઇ શકેછે એમ માજીસ્ટ્રેટની નજરમાં આવ્યુંછે પણ તેમ

નથી કારણકે અરજદાર પાસે જે કબજો છે તે સર્વ માલિકની સમ્મતીથી છે તો એ પ્રમાણે કરવાથી મોટો અન્યાય થાય.

અમીને રેસ્પોંડંટને જે કબજો અપાવ્યો હતો તે કેવળ માલીકના મુદ્દા ઉપરથી અપાવેલો હતો અને તે જમીનના વહીવટદાર એ રીતે અપાવેલો નહોતો, સબબ માજીસ્ટ્રેટનો હુકમ રદ કરવો જોઈયે. અરજદાર પાસે જે કબજો હતો તે પટા ઉપરથી હતો કે નહી એ વાતનો માજીસ્ટ્રેટે વિચાર કરવો જોઈએ અને જો તેની પાસે કબજો હતો એમ દેખાઈ આવે તો તેની પાસે તે માજીસ્ટ્રેટે કબજો રાખવો જોઈએ.

---

ક્રી. પ્રો. કા. ૫૩૦ પર્થીરામ ચૌધરીરાય બાહાદુર અરજદારનો ફેસલો પાને ૪૩૨ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

**મોહોશચંદર ખાનની અરજીની બાબતમાં.**

તા૦ ૭ અગષ્ટ ૧૮૭૮.

વા. ૪ }
પા. ૪૧૭ } જે માણસ પાસે કાયદેસર કબજો હોય તે કબજો કોઈ માણસ કારણ વગર કાડી લેતો તે કાડી લેનારનો કબજો ક્રી. પ્રો. કા. ૫૩૦ પ્રમાણે ચાલેલા કામમાં માન્ય કરવામાં આવનાર નથી. તેઓની દર્મ્યાન તંટો ઉત્પન્ન થયાની અગાઉ એમાંના કયા પક્ષકાર પાસે સ્વસ્થ પણે કબજો હતો તે કોરટે જોવું જોઇયે.

---

ક્રી. પ્રો. કા. ૫૩૦ પર્થીરામ ચૌધરીરાય બાહાદુર અરજદારનો ફેસલો પાને ૪૩૨ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ આશુતોશ ચકરબતી અને બીજા.

તા૦ ૧૦ જુલાઈ ૧૮૭૮.

વા. ૪ } સને ૧૮૭૨ ના આક્ટ ૧ ની કા. ૩૦ ઉ-
પા. ૪૮૩ } પરથી એમ થાયછે કે એકુથી અધિક મા-
ણસ પર એકજ અપરાધ કર્યા બદલ તો-
હોમત મુક્યા છતાં તેમાંના એકે ખુદ પોતાના અંગપર
આવનારી અને તે પૈકી બીજા કોઈના અંગપર આવ-
નારી એકાદ કબુલત સાબિત થયા છતાં તે કબુલત તે
બેઉ વિરૂદ્ધ પુરાવામાં લેવી; પરંતુ તે કબુલતને બીજા
પુરાવાથી પુષ્ટી ન હોય તો તે કબુલતથી કબુલત કરનાર
શિવાય બીજા માણસ પર કાયદેસર રીતે તોહોમત સા
બિત કરવામાં આવશે નહી.

એવા પ્રકારની કબુલતનો વિચાર કરવો તે બીજા પુ-
રાવાનો જે રીતે વિચાર કરવાનો તે રીતે કોરટે કરવો
જોઈયે, તોપણ એવી કબુલતને વજન કેટલુ આપવું અને
કાયદા સબંધે કેવળ તે કબુલત પરથીજ તોહોમત ઠરાવ-
વાને તે કબુલત બસછે કે નહીં ? તેનો નિર્ણય કરવો
તે જડજેજ કરવો. તે કબુલતનેજો બીજા પુરાવાથી પુષ્ટી
નહોય તો તે કબુલત એકાદ માહીત માણસે વગર સોગને
કહેલા મજકુરના સ્વરૂપની છે એમ સમજી તેનો ઉપયોગ
કરવાનો તે કરવો. બીજા પુરાવાથી જો કબુલતને પુષ્ટી
થયેલી હોય તો ઇનસાફની વખતે તે કબુલત પ્રથમ સા-
બિત કરીને પછી બીજો પુરાવ આપ્યો કીંવા પેહેલા બીજા
પુરાવ આપી પછી કબુલત સાબિત કરી તો તેથી કાંઈ
હરકત નથી.

પુરાવાના આકટની કા. ૩૦ માં "કોર્ટ" એવો જે
શબ્દ છે તેમાં જડજનોજ સમાવેશ થાય છે એમ નથી
પણ જે કામમાં જડજ અને જ્યુરી એ બેથી જે ઇન-
સાફ થાય તે કામમાં જડજ અને જ્યુરીએ બેઉનો સ-
માવેશ થાય છે.

પુરાવાના આકટની કા. ૩૦ સરકાર વિરૂદ્ધ અમરતા ગોવિંદાનો ફેસલો પાને ૬૯ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ફતેજગખાન અને બીજા.

તા૦ ૩૧ જાન્યુઆરી ૧૮૭૯.

ગા૦ ૪ } ખરેદવાનના સેશન જડજની રૂબરૂ ચાલેલ.
ના. ૫૭૦ } એક ન્યાયના કામમાં આરોપિતે બુદ્ધિપૂર્વક ખોટી શાક્ષી આપ્યા ઉપરથી પી. કો. કા. ૧૯૩ પ્રમાણે તેના પર તે જડજે આરોપ મુક્યો. અને જે જડજની રૂબરૂ તે અપરાધ થયો તેજ જડજે તેની સંક્ષીપ્ત રીતે ચોકસી કરી અને આરોપિતને તેની પોતાની રૂબરૂ ચોકસી થવા તેને કમિટ કર્યો.

તેમાં ઠરાવ કર્યો કે ફકત સેશન કોરટેજ ઈનસાફ કરવા જોગ જે કામ નથી તે પોતાની કોરટમાં ઈનસાફ માટે મોકલવાનો સેશન કોર્ટને અધિકાર નથી.

ક્રી. પ્રો. કા. ૪૭૧ માં "તે કામ ઈનસાફ માટે પોતે મોકલવું" એવા જે શબ્દછે તે તેજ આકટની કા. ૨૩૧માંના ઠરાવ સાથે મેળવીને વાંચતાં સદરહુ લખ્યા પ્રમાણેનું કામ પોતાનીજ કોર્ટમાં ઈનસાફ માટે મોકલવાનો શેશન કોર્ટને અધિકાર નથી.

માટે શેશન જડજનો હુકમ રદ કરી આ કામની ચોકસી કરવા વાસ્તે માજીસ્ટ્રેટને કામ મોકલવાનો શેશનકોર્ટને હુકમ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કા. ૪૭૧ થાણાના શેશન જડજનો પત્ર નંબર ૪૪૧૮થી થયેલો ઠરાવ પાને ૨૩૭ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૩૧ તોહોમતવાળાને તેનો ઈનસાફ થવા માટે કમિટ કરીને મોકલવાનો અધિકાર જે માજીસ્ટ્રેટને યોગ્યરીતે આપ્યો હોય તે માજીસ્ટ્રેટે તોહોમતવાળાને મોકલ્યા વગર અસલ ફોજદારી કામોના અધિકારવાળી કોર્ટ દાખલ કોઈ શેશન કોર્ટે કોઈ ગુન્હાની તજવીજ કરવી નહીં.

ાણ ૪૭૨, ૪૭૪, ૩૩, ૪૩૫ એ કલમોમાં કહેલા કામોને આ ઠરાવ લાગુ નથી.

---

**સરકાર વિરૂદ્ધ અચીરાજલાલ અને બીજા.**

તા. ૧૩ અગષ્ટ ૧૮૭૮

વા. ૪ પા. ૬૦૩ } એક જમીનદારના ગામમાં એક ચોરી થઈ હતી. તે ચોરીની ખબર તે જમીનદારના અજાનચીએ અને દીવાને પોલીસને આપી નહી માટે તેનાપર ક્રી. પ્રો. કા. ૯૦ પ્રમાણે તોહોમત મુક્યું. તેમાં નિચે પ્રમાણે ઠરાવ થયો.

અજાનચીએ ક્રી. પ્રો. કા. ૯૦ ના ભાવાર્થ પ્રમાણે મુખત્યાર નથી, માલીક જો ગામમાં હાજર ન હોય તો દીવાન તેનો મુખત્યાર ગણાય. પણ માલીક હાજર છતાં તેના હુકમ પ્રમાણે જો દીવાન આ કામ કરતો હોયતો તે પ્રસંગે દીવાન, એ મજકુર કલમ પ્રમાણે મુખત્યાર છે એમ સમજવામાં આવતું નથી; અને જે ગુન્હાની ખબર દીવાને આપી નહી એમ કહેવામાં આવેછે તે ગુન્હો થયો તે વખતે તે ગામના જમીદાર પણ ત્યાં હતા માટે આ કામમાં આરોપિતપર મુકેલું તોહોમત રદ કરી આરોપિતને છોડી દેવાનો હુકમ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કા. ૯૦ સરકાર વિરૂદ્ધ અહમદ અલી અને બીજાનો ફેસલો પાને ૪૧૫ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ શશીભુષન ચકરબતી.**

તા. ૧૭ ડીશેમ્બર ૧૮૭૮

વા ૪ પા. ૬૨૩ } એક ગામના ગુમાસ્તાએ ક્રી. પ્રો. કા. ૯૦ પ્રમાણે ગુન્હો ગામમાં થયા છતાં તેની ખબર પોલીસને આપવી જરૂર હતી છતાં તેણે ખબર આપી નહીં માટે ડેપ્યુટી માજીસ્ટ્રેટે પી. કો. કા. ૧૭૬ પ્રમાણે શિક્ષા આપી તેપર તેણે હાઈકોર્ટને અપીલ કરી

તેમાં ઠરાવ થયો કે—

તે ગામમાં જે ચોરી થઈ તે ચોરીની ખબર લાગલીજ ગામમાંના એક બીજા માણસે અને તે ગામના ગુમાશ્તા પૈકી એક ગુમાશ્તાએ (નોકરે) પોલીસને આપી. આ આરોપિતને તે ચોરીની ખબર ચાર દીવસ સુધી થઈ નહીં તેથી તેણે પોલીસને ખબર આપી નહીં. સબબ જે ચોરીની ખબર પોલીસને બીજી રીતે લાગેલી છે તે ચોરીની ખબર આરોપિતે આપી ન હોવાથી કાંઈ અન્યાય થયો છે એમ નથી એવા પ્રકારનો ગુન્હો છુપાય નહીં તેથી ખબર આપવાનું કામ કાયદા ઉપરથી કેટલાક લોકને શીરે નાખ્યુંછે અને તેવી ખબર બીજા લોક પાસેથી મળેલી હોવાથી તે કાયદાનો હેતુ સીધ્ધ થયોછે. એમ છે તેથી આરોપિતપરનું તોહોમત રદ કરી તેને છોડી દેવાનો હુકમ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કા. ૯૦ સરકાર વિરૂદ્ધ અહમદઅલી અને બીજાનો ફેસલો પાને ૪૧૫ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૭૬ સરકાર વિરૂદ્ધ મહમદયાસીનનો ફેસલો પાને ૩૫૩ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ દિનહરદત્ત અને બીજા.**

તા. ૨૧ જાનેવારી ૧૮૭૯

વા. ૪ }
પા. ૬૪૭ } તાબામાંના માજીસ્ત્રેટે એકાદ કામની ચોકસી કરી તે કામ કાડી નાખ્યા પછી તેજ કામ ફરી તેની પાસે ચોકસી કરવા વાસ્તે મોકલવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી. જે પુરાવા પેહેલી ચોકસીની વખતે તાબામાંના માજીસ્ત્રેટની રૂબરૂ નહોતો એવો નવીન પુરાવો હોય તો માજીસ્ત્રેટે નવી ફરિયાદ લેવી, કીંવા નવો પુરાવો ન હોયતો તે કામ ક્રી. પ્રો. કા. ૨૯૭ પ્રમાણે માજીસ્ત્રેટે હાઇકોર્ટને મોકલવું એટલીજ તજવીજ કરવાનો માજીસ્ત્રેટને અધિકાર છે.

ફી. પ્રો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનજોગ ફુલાભાઈનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ કુનુંદનારાયણ ભુપ.

તા. ૧૮ ડીસેમ્બર ૧૮૭૮

વા. ૪ પા. ૬૫૦ { અમુક એકાદી મીલકતનો કબજો કોનાપાસે છે એનો ઠરાવ કરવાનો માજીસ્ત્રેટને ફી. પ્રો. કા. ૫૩૦ માં જે અધિકાર છે તેજ કામમાં લોકોની સુલેહનો ભંગ થવાનો છે એવી માજીસ્ત્રેટની ખાત્રી થાય અને જલદી તજવીજ નહી થાય તો લોકોની સુલેહનો ખાસ ભંગ થશે એમ માજીસ્ત્રેટને દેખાય તે કામમાં માજીસ્ત્રેટે માત્ર તે અધિકાર ચલાવવો. નહીંતો ચલાવવો નહીં. લોકોની સુલેહનો ભંગ થવાનો છે એ બદલ જે કાંઈ પોતાનાં કારણ હોય તે માજીસ્ત્રેટે દાખલ કરવાં જોઇયે.

આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટની રૂબરૂ હાજર થવાને જે પક્ષકારને નોટીસ આપવાની તેનો જોકે કોઇપણ રીતનો નકી નમુનો નથી તોપણ તે નોટીસ જાહેરાત સ્વરૂપની નહીછતાં કાંઈ એકાદ અગર અનેક માણસના નામની હોવી જોઈએ.

આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટે કામ ચલાવ્યા છતાં દરમ્યાન કોઈ માણસને વચ્ચે આવવાની પરવાનગી આપવા વિશે ફી. પ્રો. માં કોઈ ઠેકાણે ઠરાવ નથી.

---

ફી. પ્રો. ૫૩૦ પર્થીરામ ચૌધરી રાયબહાદુરનો ફેસલો પાને ૪૩૨ મેછે તે નિચે જુઓ.

---

### નજીરખાંન વિરૂદ્ધ પ્રલ્હાદદત અને બીજા.

તા. ૨૯ નવેમ્બર ૧૮૭૮

વા. ૪ પા. ૬૫૯ } જે પોલીસ અમલદારને માજીસ્ત્રેટ પાસેથી કીંવા પોલીસ સુપ્રીટેન્ડેન્ટ પાસેથી અધિકાર મળ્યો નથી એવા એકાદ પોલીસ અ-

મલદાર એકાદ જુગાર ખેલવાના ઘરમાં જાય અને ત્યાં જે લોક હોય તેને પકડે અને તેઓને માજીસ્ત્રેટની રૂબરૂ લાવ્યાથી માજીસ્ત્રેટ તેઓપર તોહોમત સાબિત કરે તો તેવું કરવાને પોલીસને અધિકાર મળ્યો નહોતો એવા કારણથી તે તોહોમત રદ કરવામાં આવનાર નથી જે ઘરમાં પોલીસનો અમલદાર ગયો તે ઘર જુગાર ખેલવા વાસ્તે મુકેલુંછે એમ માત્ર સાબેત થવું જોઈયે.

---

## સરકાર વિરૂદ્ધ મનુ તામોલી.

તા. ૧૯ ફેબ્રુઆરી ૧૮૭૫

વા. ૪ પા. ૬૯૬ } ક્રી. પ્રો. કા. ૧૨૨ પ્રમાણે કેદીએ કરેલી કબુલાત કા. ૩૪૬ માં કહેલી રીતે જો લખી લીધી ન હોય તો તે કસુર જે અમલદારે તે કબુલાત પ્રત્યક્ષ લખી લીધી હોય તેની સાક્ષી આપવાને નહીંજેવી થતી નથી એવો ઠરાવ (સરકાર વિરૂદ્ધ બાઈ રતનના કામમાં મુંબાઈ હાઈકોરટે વા. ૧૦ને પાને ૧૬૬ માં થએલા ઠરાવ પ્રમાણે) થયો.

---

ક્રી. પ્રો. કા. ૧૨૨ ક્રી. પ્રો. કા. ૩૪૬ } સરકાર વિરૂદ્ધ બાઈ રતનનો ફેસલો પાને ૫૩૬મેછે તે નિચેજુઓ.

---

## સરકાર વિરૂદ્ધ નિપચ્છા.

તા. ૨ ડીસેમ્બર ૧૮૭૮

વા. ૪ પા. ૭૧૨ } હનીફ નામના માણસપર ચોરી કર્યાનો આરોપ હતો. તે કામમાં બે ચોકીદારોની શાક્ષી લેવાઈ હતી. ડેપ્યુટી માજીસ્ત્રેટે હનીફને છોડી દીધો, અને તે બેઉ ચોકીદારપર ખોટો આરોપ આણ્યા બદલ ફરીયાદ કરવાની તેને મંજુરી આપી, અને બીજે દિવસે માજીસ્ત્રેટની પાસે હાજર થવાના તે ચોકીદાર પાસેથી જામીન લીધા. હનીફે તે મંજુરી પ્રમાણે માજીસ્ત્રેટને ફરીયાદ કરી નહીં પરંતુ માજીસ્ત્રેટે પો-

લીસના રીપોર્ટ ઉપરથી તે કેદીપર પી. કો. કા. ૧૯૨ પ્રમાણે ખોટી સાક્ષી આપ્યાનો આરોપ રાખ્યો અને તેને શેશન જડજને ત્યાં ઇનસાફ માટે મોકલ્યો. ફરિયાદ થયા શિવાય આ કામની ચોકશી કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર નથી એમ શેશન જડજને દેખાયાથી તેણે તે કામ હાઈકોર્ટના અભિપ્રાય વાસ્તે મોકલ્યું તેમા હાઈકોરટે ઠરાવ કર્યો કે.

ખોટો આરોપ મુક્યા બદલ કોઈ માણસને કામ ચલાવવા વિશે ડેપ્યુટી માજીસ્ટ્રેટે ક્રી. પ્રો. કા. ૪૬૮ પ્રમાણે મંજુરી આપ્યા પછી તેણે જો તેવી ફરીયાદ કરી નહીં તો ફરિયાદ શિવાય કા. ૧૪૨ ઉપરથી તે કામ લેવાનો જીલ્લા માજીસ્ટ્રેટને અધિકાર છે.

---

પી. કો. કા. ૧૯૨ જે માણસ કાંઈ ખીના બનાવે, અથવા કાંઈ ચોપડી કે દફતર મધ્યે કાંઈ ખોટી રકમ લખે, અથવા કાંઈ લેખ કરે, અને તેમાં કાંઇ ખોટી વાત લખે, એવા ઇરાદાથી કે કોઇ ઇનસાફી મુકદમામાં, અથવા કોઇ સરકારી નોકરની આગળ તેના સરકારી ઓહદાથી કાયદા મુજબ ચાલતા મુકદમામાં, અથવા કોઈ લવાદની આગળ, તે ખીના ખોટી રકમ અથવા ખોટી વાત પુરાવામાં રજુ થાય, તથા તે રજુ થનારી ખીના, અથવા ખોટી રકમ, અથવા ખોટી વાતથી, તે મુકદમામાં પુરાવા ઉપરથી જે સખસ કાંઈ અભિપ્રાય બાંધનાર હોય તે સખસના મનમાં, તે મુકદમામાંના ફેશલાને લગતી કાંઈ જરૂરની બાબત સંબંધી ખોટો અભિપ્રાય આવે, તો તે માણસે ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

ક્રી. પ્રો. કા. ૪૬૮ સરકાર વિરૂદ્ધ પરસાપા માહાદેવ આપાનો ફેસલો પાને ૩૦૧મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ખેતબંદી મંદલ.

તા. ૨૬ ફેબ્રુઆરી ૧૮૭૫

વા. ૪ } ફો. પ્રો. કા. ૨૮૭ પ્રમાણે આ કામ હા-
પા. ૭૬૪ } ઇકોર્ટના અભિપ્રાય માટે આવ્યું હતું આ
કામમાંની હકીકત નિચે લખેલીછે.

એક આઠ,નવ વરસની છોકરી હતી તેને દામ્તાન(અ-ટકાવ) આવ્યું નહોતું.તે આરોપિતની બઇરી હતી. ધણીને ઘેર મુકવાના હેતુએ તેને તેનો બાપ એક દિવસ લઇ ગયો. પરંતુ તેને બીક લાગ્યાથી તેનો બાપ તે રાત્રે ત્યાંજ રહ્યો. રાત્રે તે છોકરી અને આરોપિત (ધણી) એ એજ ઘરમાં સુવા ગયાં તેનો બાપ અને આરોપિતનો બાપ એ બા-હાર ઓટલાપર સુતા. મધ્ય રાત્ર થયા પછી પોતાના બાપને ઘેર જવાના હેતુથી તે છોકરી તે ઘરમાંથી બાહાર નિકળી અને એક હોડીમાં જઇ બેઠી તે હોડી પાણી-માં ડુબી. તે તેમાં તરવા લાગી તેથી તેણીનો સસરો તેની પાછળ તરવા પડ્યો અને તેણે તેને બાહાર કાડી અને પછી આરોપિત તેના ઘરમાં તેણીને લઇ ગયો. અને પછી ઉઘાડા પગે તેની પીઠમાં એક લાત મારી; તેથી કરીને જમીનપર પડી અને તરતજ મરી ગઇ.

ડાક્તરની સાક્ષીથી એવું દેખાઇ આવ્યું કે તે છોકરી સારી શક્તી વાળી હતી પણ લાત માર્યાથી તેણીના પેટ-નાં આંતરડાં તુટ્યાં અને તેથી તે મુઇછે અને આ સર્વ કૃત્ય ઉઘાડા પગે જોરથી લાત માર્યાથી થયું. તેના ડોકે નાહાનો જખમ પડ્યો હતો. તેનો પુરૂષ સાથે બરો-બર સબંધ થયો નહોતો એમ પણ ડાકતરે કહ્યુંછે. કેદીપર શિક્ષિણીય મનુષ્યવધનું તોહોમત મુકી માજીસ્ત્રેટે શેશન જડજને ત્યાં ઇનસાફ માટે મોકલ્યો. શેશન જડજનું ક-હેવું કે પોતાના કૃત્યથી કોઇ મરણ પામે એ ઇરાદે કીંવા પોતાના એ કૃત્યથી મરણ થવાનો સંભવછે એમ તેને માહીત છતાં કેદીએ તે કૃત્ય કર્યું નથી. તેથી આ ગુન્હો શિક્ષિણીય મનુષ્ય વધનો નથી. માટે શેશન જડજે કેદીપર

કા. ૩૦૪ અ પ્રમાણે અપરાધ સાબિત કરી આરોપિરોત ને એક વર્ષની સખ્ત મજુરીની કેદની શિક્ષા કરી.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે શેથન જડજનો અભિપ્રાય અમને પસંદ પડતો નથી. કોઇ માણસના શરીર વિરૂદ્ધ જાણીબુજીને કરેલા ગુન્હાને કા. ૩૦૪ અ લાગુ પડતી નથી. એવો આ કોરટે તા. ૩ સપ્ટેમ્બર ૧૮૭૫ ને રોજ એક ઠરાવ કર્યો કોઇ માણસ જાણી બુજીને તેવો એકાદ ગુન્હો કરે અને તેનો જેટલો પરિણામ થવાનો દેખાયો હોય તેથી જાસ્તી ભયંકર પરીણામ થયો હોય તો પોતાના એ કૃત્યનો કેટલો પરીણામ થવાનો સંભવછે એવું તેને દેખાયું હતું તેનો નિર્ણય કરવો તે કોરટે કરવો જોઇએ. તેવો પરીણામ થવાનો સંભવ હતો એમ તેને માહીત હતું એવું દેખાય તો તેણે તે કૃત્ય અવિચારથી કર્યું એમ કહેવું બરોબર નથી; અને તેમ જોકે દેખાય નહી તો જે અપરાધ જાણી બુજીને કર્યોછે તેનો પરીણામ ભયંકર થયોછે સબબ તે અવિચારનું કૃત્યછે એમ થઇ શકતું નથી. પરંતુ જે કરવાથી બીજાના જીવને ભય થવાનો સંભવછે તે તેનો ભયંકર પરીણામ વ્યાજબી ખબરદારી લીધા શીવાય કર્યા તો જે અપરાધ થાયછે તે કા. ૩૩૬, ૩૩૭, ૩૩૮ અને ૩૦૪ અ માં કહ્યા પ્રમાણેછે. પરંતુ જે કૃત્ય પોતેજ અપરાધ છે તે કૃત્ય કરવાનો હેતુ જોઇને તેનેજ તે ગુન્હામાં દાખલ કરવું જોઇયે.

શશક્ત સગીર છોકરીના પેટમાંનાં આંતરડાં તુટીજશે એવા પ્રકારે તેને લાત મારવી એ કૃત્ય, તે માણસને પોતાના કૃત્યથી બીજાનો જીવ જવાનો સંભવછે એમ માહીત છતાં તેણે કર્યુંછે એમ સમજવું જોઇયે.

સબબ કેદીને કરેલી શિક્ષા રદકરી કા. ૩૦૪ અ ના આધારે કેદીની શિક્ષા વધારી તેને પાંચ વર્ષની સકત મજુરીની કેદની શિક્ષા આપીછે.

---

પી. કો. કા. ૩૦૪ અ. સરકાર વિરૂદ્ધ બાવાજી બીન-

સંભાનો ફેસલો પાને ૧૯૯ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૩૩૬—જે માણસ કાંઈ કામ એવી બે ફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસ-ની જીંદગી અથવા બીજા સખસોના શરીરની સલામતી જોખમમાં આવે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બસેં પચાસ રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

પી. કો. કા. ૩૩૭—જેથી માણસની જીંદગી અથવા બીજા સખસોના શરીરની સલામતી જોખમમાં આવે એવી બે ફીકરાઈ અથવા ગફલતી ભરેલી રીતે કાંઈ કામ કરીને જે માણસ કોઈ સખસને બ્યથા કરે તે મા-ણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકા-રની કેદની અથવા પાંચસે રૂપિયાઁ સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

૩૩૮ પી. કો. ની. જેથી માણસની જીંદગી અથવા બીજા સખસોના શરીરની સલામતી જોખમમાં આવે એવી બે ફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કાંઈ કામ કરીને જે માણસ કોઈ સખસને માહાબ્યથા કરે, તે મા-ણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ સફાનુલા અને બીજા.

તા૦ ૩૧ મારચ ૧૮૭૯.

વા. ૪ } આ કામના કેદીને શાક્ષિણય મનુષ્ય વધ-
પા. ૮૧૫ } ના ગુન્હામાંથી જ્યુરીએ દોષ મુક્ત કરી તે-
નાપર પી. કો. કા. ૩૦૪ અ મુજબનો ગુ-
ન્હો સાબિત કર્યો.

પુરાવાથી એમ દખાય છે કે મરનારને પુષ્કળ વર્ષથી પાણુથરીનો રોગ હતો તેની તે માણુથરી કુટ્યાંથી તે

મરણ પામ્યો અને તેના શરીરપર આરોપિતે હાથનો ગડદો માર્યાથી તે પાણથરી ફુટી.

પી. કો. કા. ૩૦૪ **અ** ના સબંધે જડજે જ્યુરીને એમ કહ્યું કે, "આ કૃત્યથી શિક્ષાણીય મનુષ્ય વધનો ગુન્હો થતો નથી એમ તમને દેખાય અને આ જીલ્લામાં પાણથરી વાદવાનો રોગ ચાલુ હોવાથી કોઈના શરીર પર કોઈપણ જાતનો પ્રહાર કર્યો તો તે કૃત્ય અવિચારે થયું એમ તમારી ખાત્રી થાય તો આરોપિતપર પી. કો. કા. ૩૦૪ **અ** મુજબ અવિચારના કૃત્યનો અપરાધ ઠરાવવાને હરેકત નથી."

જેટલી હકીકત કામમાંની બરોબર રીતે જડજે જ્યુરીને કહેવી જોઈતી હતી તેટલી બરોબર રીતે જડજે જ્યુરીને હકીકત કહી નહી એમ દેખાયછે જે જીલ્લામાં મરનાર રહેતો તે જીલ્લામાં પાણથરીનો રોગ ચાલુ છે એટલી વાતની સાબિતી થયા છતાં તેટલાજ કારણથી આ કલમ પ્રમાણે તોહોમત ઠરાવવું બાજબી નથી. તે જીલ્લામાં સદરહુ રોગ પસરેલો હતો એ, તથા એવા રોગવાળા માણસના શરીરપર પ્રહાર કર્યાથી જીવ જવાનો સંભવ છે એ પણ તેને માહીત હતું તે બદલ જ્યુરીએ પોતાની ખાત્રી કરી લેવી જોઈયે એમ જડજે જ્યુરીને કહેવું જોઈતુ હતું.

પુરાવા ઉપરથી જોતાં આરોપિત એ બુદ્ધિ પુર્વક બથા કરવાના ગુન્હાનો અપરાધીછે એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. અને તે ગુન્હાને જે શિક્ષા ઠરાવી છે તે શિક્ષા તેને થયેલી છે સબબ આ તોહોમતમાં હાથ ઘાલવાની જરૂર નથી.

---

પી. કો. કા. ૩૦૪ **અ**. સરકાર વિરૂદ્ધ બાવાજી બીન સંભાનો ફેસલો પાને ૧૯૯ મે છે તે નિચે જુઓ.

---

ચંદર નારાયણ — અરજદાર
જે. જી. ફરકહરસન — વિરૂદ્ધ પક્ષકાર

તા૦ ૨૮ મારચ ૧૮૭૯.

વા. ૪ } આ કામમાંનો ફરિયાદીએ એક ચાહાના
પા. ૮૩૭ } બાગનો મ્યાનેજર હતો અને તેણે અરજદારને એવી નોટીસ આપી કે મારી પરવાનગી શિવાય તમારે અમારા બાગમાં શિકાર કરવો નહી. આ નોટીસ પોંચ્યા પછી થોડા દીવસે અરજદારે ફરિયાદીના બાગની પાડોશના એક બાગમાં એક હરણને ગોળી મારી પણ તે હરણ ફરિયાદીના બાગમાંથી નાસતાં અરજદાર તેના મારવાના ઉદ્દેશે ફરિયાદીની જમીનમાંથી તે હરણની પાછળ ગયો તેથી ફરીયાદીએ અરજદારપર પી. કો. કા. ૪૪૭ પ્રમાણે સાપ્રાધ પ્રવેશ કર્યાનો આરોપ મુક્યો તેથી કામ રૂપના આસીસ્ટંટ કમિશ્નરે તેનો રૂ૫૦ દંડ કર્યો.

પછી ક્રી. પ્રો. કા. ૨૯૭ ના આધારે આ કામ હાઈકોર્ટની રૂબરૂ આવતાં ઠરાવ્યું કે અમારી રૂબરૂ આ અરજ કા. ૨૯૭ પ્રમાણે થઈ છે. કામની હકીકત જોતાં આ ગુન્હો સાપ્રાધ પ્રવેશનો થતો નથી.

---

પી. કો. કા. ૪૪૭ સરકાર વિરૂદ્ધ ગુલામ મહમદ અને બીજાનો ફેસલો પાને ૪૦૩ મેછે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરન બેગ દુલા બેગનો ફેસલો પાને ૪૮ મેછે તે નિચે જુઓ.

---

સરકાર વિરૂદ્ધ રહીમુદીન, નાજીરમહમદ અને સમીરૂદીન

તા. ૨૨ એપ્રીલ ૧૮૭૯

વા. ૫ } અબદુલ લશ્કર અને અબદુલ પુદંકરની દ-
પા. ૩૧ } રમ્યાન એક જમીનના કડકા બદલ તંટો ઉત્પન્ન થયો. અબદુલ લશ્કર એ તારીખ ૧૬ એપ્રીલ ૧૮૭૮ને રોજ સુમારે ૫૦ અગર ૬૦ ભાલાવાળા અને વાંસની લાકડીઓવાળા લઈ આવ્યો અને તકરારી

જમીન ખેડવા લાગ્યો. તે વખતે ખુદંકરપણ હથીયારબંધ માણસ લાવ્યો અને તેમને પ્રતિબંધ કરવા લાગ્યો. તે વખતે મારામારી શરૂ થઈ. તોપણ કેટલાક સારા લોક વચે પડ્યાથી અબ્દુલ લશ્કરને ત્યાંથી પોતાનાં માણસ લઈ જવાને કહ્યું તેથી તે લોક પાછા ગયા. પણ તેને પછી ગુસ્સો ચઢ્યાના કારણથી તે પાછા ફરયા, અને ફરી ફીસાદ કરવા લાગ્યા. તેમાં અબદુલ ખુદંકરની ટોળી પૈકી અક્ષરૂદીનને જખ્મ લાગ્યો તેથી તે મરણ પામ્યો.

તે ઉપરથી અબદુલ લશ્કરની ટોળી પકી રહીમુદીન, નાજીરમહમદ, અને સોમીરૂદીન એઓને પકડ્યા અને તેપર પી. કો. કા. ૪૦૨, ૧૪૮, અને ૧૪૯ પ્રમાણે ચાર્જ મુક્યું.

કામની હકીકતથી કેદીએ ખુનનો અપરાધી નથી, પણ ખુન નહી એવા શિક્ષિણીય મનુષ્યવધનો માત્ર અપરાધી થાયછે એમ શેશનજડજે ઠરાવ્યું કારણ પુરાવા ઉપરથી એમ સાફ દેખાયછે કે તે મારા મારીની વખતે અસરૂદીન એ હાજર હતો અને તે લાટીનો ધંધો કરનાર છતાં તે કામમાં તે હુશીયાર હતો. અને તેની સાથે જે બીજા લોક હતા તેઓપણ ધંધો કરનારા ભાલાવાળા હતા. તે સર્વેએ મળીને મુદામ આ મારામારી કરી અને મારા મારીનો પરીણામ શો થશે એ તેમને માહીતછતાં તેઓએ આ કામ કર્યું સબબ આ કામ પી. કો. કા. ૩૦૦ના અપવાદ ૪ તથા ૫ નિચે આવેછે એવા કારણથી શેશન જડજે કેદીને કેટલીક મુદતની સખ્ત મજુરીની કેદની શિક્ષા કરી. તેથી કેદીએ હાઈકોર્ટને અપીલ કર્યાથી ઠરાવ્યું કે—

આ કામને પી. કો. કા. ૩૦૦નો અપવાદ ૪ તથા ૫ લાગુ પડતો નથી કલમ ૩૦૨ અને ૧૪૯ મળીને આ ગુન્હો થયોછે સબબ કેદીને જન્મ પર્યંત સમુદ્રપારની શિક્ષા કરી આ અપીલ અમે રદ કરીએ છીએ.

---

પી. કો. કા. ૩૦૦ અપવાદ ૪ આગળ વિચાર કર્યા વિના એકાએક ઝગડો થઇને ઘણો ક્રોધ ચડ્યો હોય તેવામાં, એકાએક મારી થઇને, શિક્ષિણીય મનુષ્યવધ થાય અને ગુન્હો કરનારે કાંઈ ગેરવ્યાજબી ફાયદો લીધો નહોય અને ઘાતકી રીતે અથવા નવાઈની રીતે ચાલ્યો ન હોય તો, તે શિક્ષિણીય મનુષ્યવધ ખુન નથી.

ખુલાસો. એવી બાબતમાં ક્રોધ ઉત્પન્ન કરનાર કોણ અથવા પેહેલો હુમલો કરનાર કોણ એવાત કાંઈ જરૂરનીનથી.

અપવાદ ૫ મો. જે સખ્સનું મોત થયું હોય, તે સખ્સ અરાડ વર્ષથી વધારે ઉમરનો છતાં તેણે પોતાની રજામંદીથી પોતાનું મોત થવા દીધું હોય, અથવા મોતનું જોખમ માથે લીધું હોય તો તે ઠેકાણે શિક્ષીણીય મનુષ્ય વધ ખુન નથી.

પી. કો. કા. ૩૦૨ જે માણસ ખુન કરે તેને મોતની, અને જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

પી. કો. કા. ૧૪૮ જીવ લેનારૂ કાંઇ હથીયાર અથવા જે મારથી સામા માણસનો પ્રાણ જાય એવો સંભવ હોય એવી કાંઈ વસ્તુ, પાસે છતાં જે માણસ હંગામો કરે તેને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની અથવા, દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

પી. કો. કા. ૧૪૯ કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુપાર પાડવામાં તે મંડળીના કોઇ અંગ ભુતથી કાંઈ ગુન્હો થાય, અથવા એવો કાંઇ ગુન્હો થાય કે તે હેતુ પાર પાડવામાં તે ગુન્હો થશે એવો સંભવ તે મંડળીના અંગભુતોના જાણ્યામાં હોય, તો તે ગુન્હો યતી વખતે જેજે સખસ તેજ મંડળીના અંગભુત હોય તે દરેક સખસે તે ગુન્હો કર્યો એમ સમજવું.

## સરકાર વિરૂદ્ધ ચદરનાથ દત્ત.

તા. ૧૪ મે સને ૧૮૭૯.

વા. ૫ } પા. ૧૨૧ } સને ૧૮૭૭ ના આકટ ૪ની કા. ૭૮ની વાખ્યા ૨ માં "ફોજદારીમાં કામ ચલાવવાને ફરી શરૂ કરવું." એવા જે શબ્દછે તેનો અર્થ, આરોપિતને જે ફોજદારી કામમાંથી છોડી દીધા તેજ કામ ફરી શરૂ કરવું એમ નથી. ફરી કામ શરૂ કરવું એટલે જે સાક્ષીદારપર ફરીયાદીનો ભરોસોછે તે સર્વ સાક્ષીદારની ફરી માજીસ્ટ્રેટની રૂબરૂ જબાની થવી જોઇયે અને તે પૈકી પેહેલી ફરિયાદીની વખતે જો કોઇની જબાની લેવાઈ હોય તો તે સુધાંતની નવેશરથી ફરી જુબાની લેવી જોઇએ.

---

સને ૧૮૭૭ નો આકટ ૪ એ પ્રેસીડેનસી માજીસ્ટ્રેટ આકટછે. તે આકટની કા. ૭૮ની વાખ્યા ૨ જેછે તે સને ૧૮૭૨ ના ૧૦ મા આકટની કા. ૧૯૫ ની નીચે જે બીજી વાખ્યાછે તેજ પ્રમાણેછે અને તે ખુલાસો નિચે પ્રમાણે છે.

ખુલાસો ૨જો. છોડી મુકવાની વાત ગુન્હો સાબિત નહીં થયાથી છોડી મુકવાની સમાન નથી; અને છોડી મુકવાના સબબથી તેજ ગુન્હા બાબત પાછું ફરીથી ફરિયાદનું કામ ચાલવાને હરકત છે એમ સમજવું નહીં.

---

## સરકાર વિરૂદ્ધ માગુરી.

તા. ૧૪ મે. ૧૮૭૯.

વા. ૫ } પા. ૧૨૪ } લશ્કરમાંના એક સોલજરે ચોરી કરી તેને ફર્સ આસીસ્ટંટ સુપરીટેડંટે આનડામાન બેટના જ્યુડીશીયાલ કમિશનરે અને શેશન જડજની રૂબરૂ ઇનસાફ માટે મોકલ્યો. સને ૧૮૭૮ ના લશ્કરી આકટની કા. ૧૦૧ માંના ઠરાવ લક્ષમાં ન આણતાં અને એ બદલનો ખબર કમાંડર ઇનચીફને ન

આપતાં સુપ્રીટેંડેંટે આરોપિતને ઈનસાફ માટે મોકલ્યોછે એમ શેશન જડજને દેખાયાથી આ કામનો ઈનસાફ થયો તે કોર્ટ માર્સલ બરીને થવો જોઈએ અને પોતાને ઈનસાફ કરવાનો અધિકાર નથી એમ શેશન જડજે ઠરાવ્યું અને તે કામ હાઈકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું.

તેથી ઠરાવ્યું કે—લશ્કરી આકટની કા. ૧૦૧ ઉપરથી જોતાં જે કોર્ટના અધિકારના સ્થળસીમમાં બ્રિટિશ સરકારના કોઈ યુરોપિયન સોલજરે ગુન્હો કર્યા છતાં તે કોર્ટનો તે સોલજરનો ઈનસાફ કરવાનો અધિકાર નહીં જેવો થાય છે એમ નથી. કીંવા તે કોર્ટને પોતાનો તે અધિકાર ચલાવવા માટે કમાંડર ઈનચીફની મંજુરી લેવાની જરૂર નથી. સબબ આ કામનો ઈનસાફ આન્ડામનની શેશન કોર્ટને કરવાનો અધીકારછે. તે પ્રમાણે તેણે કામનો ઈનસાફ કરવો એમ અમે હુકમ કરીએછીએ.

---

**અબદુલ્લ અને બીજા — અરજદાર.**

**લખી નારાયણ મંદલ અને બીજા — સામેવાળા.**

તા. ૨૧ અપ્રીલ ૧૮૭૯

વા. ૫ } હીંદુના ગામમાં રેહેનાર ચાર મુસલમાનો
પા. ૧૩૨ } એ મીદનાપુરના ડેપ્યુટી માજીસ્રેટને એવી અરજ કરી કે ગામમાં ઢોર મારવાને અમને હીંદુ લોક હરકત કરેછે તે તેઓએ કરવી નહીં. એવી શાંતતા રાખવી એવો હીંદુને હુકમ કર્યો.

એ અરજી વિશે રીપોર્ટ કરવાને માજીસ્રેટે પોલીસને હુકમ કર્યો તે વખતે મુસલમાનોએ ગામ બાહાર ચાર માઈલ પર ઢોર મારવા એવી પોલીસે સીફારસ કરી તે ઉપરથી માજીસ્રેટે તા૦ ૧૦ જુન ૧૮૭૭ ને રોજ તે ગામમાં ઢોર મારવા બદલ મુસલમાને જે અરજ કરી હતી તે નાકબુલ કરવાનો હુકમ કર્યો.

તે વખતે તે મુસલમાનોએ ક્રી. પ્રો. કા. ૨૯૫ પ્રમાણે શેશન જડજને અપીલ કરી તેમાં શેશન જડજે તા.

૨૦ સપટેમ્બર ૧૮૭૭ ને રોજ એવા હુકમ કર્યો કે હીંદુ-ઓ તરફથી પ્રત્યક્ષ રીતે કાંઈ હરકત થતાં સુધી મુસલમાનોની બાબતમાં પોલીસને હાથ ઘાલવાનો અધિકાર નથી.

પછી મુસલમાનોએ ઢોર મારવાનું કામ શરૂ કર્યું તે વખતે તે ગામમાં ઢોરે મારવાનો પ્રતિબંધ કરવા બદલ ડેપ્યુટી માજીસ્ત્રેટે જે હુકમ કર્યો હતો તે હુકમ તોડ્યા બદલ તે પૈકી એકપર પી. કો. કા. ૧૮૮ પ્રમાણે આરોપ મુકી તેને એક મહીનાની સખ્ત મજુરીની કેદની અને ૨૦ રૂપીયા સુધીના દંડની શિક્ષા કરી.

તે ઠરાવપર શેશન જડજને અપીલ થઈ. તે વખતે ઢોરાં ન મારવા બદલ ડેપ્યુટી માજીસ્ત્રેટે કાયદેસર રીતે હુકમ કર્યો નહોતો અને તેથી હુકમ તોડ્યા બદલ આરોપિતપર મુકેલું તોહોમત ગેર કાયદેસર છે એવા કારણથી શેશન જડજે તે શિક્ષાનો હુકમ તા. ૧૯ મારચ ૧૮૭૮ ને રોજ રદ કર્યો.

તે વખત પછીથી તે મુસલમાન લોક ફરી તા. ૧૧ નવેમ્બર ૧૮૭૮ સુધી તે ગામમાં ઢોર મારતા હતા. તા. ૧૧ નવેમ્બર ૧૮૭૮ ને, રોજ એક હીંદુ પોલીસ ઈનસ્પેકટરે માજીસ્ત્રેટને એવા રીપોર્ટ કર્યો કે, હીંદુ અને મુસલમાન લોક એઓએ સમજુતી કરી એક કરારનામુ લખીને ગામથી ચાર માઈલપર ઢોર મારવા વાસ્તે એક જગા કાયમ કરીછે. તે રીપોર્ટ ઉપરથી માજીસ્ત્રેટે નિચે પ્રમાણે હુકમ એકતર્ફી કર્યો.

"કરારનામામાં લખેલ ઠેકાણે ઢોર મારવાં બીજે ઠેકાણે મારવાં નહીં અને તે બદલ જાહેર નોટીસ કરવી"

ડેપ્યુટી માજીસ્ત્રેટના તે હુકમપર મુસલમાન લોકોએ જોઈંટ માજીસ્ત્રેટને અપીલ કરી જોઈંટમાજીસ્ત્રેટ અને હુકમ કરનાર માજીસ્ત્રેટની દરમીયાન જોઈંટમાજીસ્ત્રેટના અધિકાર વિષે કાંઈ પત્ર વ્યવહાર થયા પછી તે અપીલ રદ થઈ.

તે અપીલ રદ કરવા બદલ થયેલો હુકમ રદ કરવા માટે તે મુશલમાન લોકોએ ક્રી. પ્રો. કા. ૨૯૬ પ્રમાણે હાઇકોર્ટને અરજ કરી. તેથી ઠરાવ થયો કે—

આ હુકમ કલમ ૫૧૮ પ્રમાણે થયોછે એમ પ્રથમ દર્શને દેખાતુ નથી અને તે કલમમાંનો ઠરાવ લાગુ કરવાની તે માજીસ્ટ્રેટને જરૂર પડી હતી એમ તે હુકમ પરથી દેખાતું નથી તે હુકમ તે કલમ પરમાણે કર્યા હોય કીંવા નહીંતો એ પણ તે હુકમ તે કલમ પ્રમાણે નથી એમ ગણીએ તો તેવા હુકમ કરવાને તેને બીજા કોઈ કાયદાથી અધિકાર નથી. અને તેથી તે હુકમ તોડ્યા બદલ પી. કો. કા. ૧૮૮ પ્રમાણે ફોજદારીમાં કામ ચલાવવામાં આવનાર નથી. તે હુકમ કા. ૫૧૮ પ્રમાણે જો કર્યા હોયતો તે લોકોના દીવાની હકના સંબંધનો છતાં તેમાં મુદત લખેલી નહોવાથી તે ગેરકાયદેસીર છે.

લોકની સુલેહ તોડવા વીગરેનો જે વખતે પ્રસંગ હોય તે વખતે માજીસ્ટ્રેટે તરતજ ઈલાજ કરવા માટે કા. ૫૧૮ કરીછે. પરંતુ લોકની સુલેહ તુટવાની છે એમ જે વાત ઉપરથી તેને દેખાય તે વાતની ચોકશી કરવી તેને જરૂર નથી એમજ તે કલમનો હેતુ નથી. એટલા માટે તે વાતની ચોકશી પુર્ણપણે કરી શકાય તેટલી વાજબી મુદતનોજ તેણે તે મનાઈ હુકમ આપવો જોઇયે; અને જરૂર દેખાય તો લોકની સુલેહ તુટવાનો સંભવ હોય તે વખતે કામ ચલાવવાની જે રીત તેજ કાયદામાં બીજે ઠેકાણે કહીછે તે રીતે તેણે ચોકસી કરવી. લોકના કાયદેસર હકમાં હાથ ઘાલવામાં આવેછે એટલાજ કારણથી કા. ૫૧૮ પ્રમાણે કરેલો હુકમ ગેરકાયદેસર થતો નથી પણ જે પ્રસંગે એવી રીતે હાથ નાખવો અવશ્ય હોય તે વખતે કાંઈ યોગ્ય મુદતની મનાઈનો હુકમ માજીસ્ટ્રેટે કરવો જોઇયે અને પછી તે વાતની ચોકસી કરી તેઓથી લોકની સુલેહ તુટવાનો સંભવછે કીંવા નહી તેનો નિર્ણય કરવો

જોઈયે અને પોતે કરેલો મનાઈનો હુકમ તે માણસના હક્કની મર્યાદામાં છે કીંવા મર્યાદા બાહાર છે તે ઠરાવવું જોઈયે. અને જે માણસ એકાદ કૃત્ય કરેછે તે તેને કરવાનો કાયદેસર હક છે અને તેનો પાડોશી નકામો બખેડો કરવાની ઈચ્છા ધરાવે છે એમ જો દેખાઈ આવે તો તે માણસના કાયદેસર હકને હરકત ન કરતાં તેના હકને તેના પાડોશીએ ગેરકાયદેસર રીતે હરકત કરવી નહીં એમ તેને મનાઈ કરવાની માજીસ્ત્રેટની ફરજ છે.

સબબ આ કામમાં તા. ૨૧ નવેમ્બર ૧૮૭૮ ને રોજ માજીસ્ત્રેટે કરેલો હુકમ કલમ ૫૧૮ પ્રમાણે તે મળેલા અધિકારમાંનો નથી તેમજ તેણેતે પોતાના અધિકાર બાહાર કર્યો છે એવા કારણથી તે રદ કરવો જોઈયે.

---

ક્રી. પ્રો. કા. ૫૧૮ } સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળનો ફેસલો
પી. કો. કા. ૧૮૮ } પાને ૬૬ મે છે તે નિચે જુઓ.

---

**બાકતીરામ ફર્યાદી.**
**હીરાકોશીત આરોપિત.**

તા. ૨૬ એપ્રીલ ૧૮૭૯

વા. ૫ }
પા. ૧૮૪ } પી. કો. કા. ૨૧૧ માં કહેલા અપરાધમાં કલમ ૧૮૨ માં કહેલા અપરાધનો સમાવેશ થાયછે અને એટલા વાસ્તે તેવા કામમાં જોઈયે તે કલમ પ્રમાણે કામ ચલાવવાનો માજીસ્ત્રેટને અધિકાર છે. પરંતુ ગુન્હાનો સ્વરૂપ જાસ્તી ભયંકર છે એમ દેખાય તો કા. ૨૧૧ પ્રમાણે કામ ચલાવવું યોગ્યછે.

---

પી. કો. કા. ૨૧૧ } સરકારવિરૂદ્ધ ગોપાળ બાંકાજીનો ફેસલો
પી. કો. કા. ૧૮૨ } પાને ૨૧૨ મે છે તે નિચે જુઓ.

---

બરદ્વાનના મહારાજ  અરજદાર.

દારજીલીંગની મ્યુનીસીપાલ કમીટીના ચેરમેન.

વિરૂદ્ધ પક્ષકાર

તા. ૧૭ એપ્રીલ ૧૮૭૫

વા. ૫ } દારજીલીંગના માજીસ્ત્રેટે ક્રી. પ્રો. કા. ૫૩૨
પા. ૧૫૪ } પ્રમાણે કરેલા હુકમપર આ અરજ થઈ હતી.

સુર્યાસ્તથી સુર્યોદયસુધી પોતાના ખાનગી રસ્તેથી લોક જાય આવે નહીં તેથી તે ખાનગી રસ્તાના માલીકે તે રસ્તાની એક બાજુએ દરવાજો મુક્યો. તેપર માજીસ્ત્રેટના હુકમથી ત્યાંહાંના ડેપ્યુટી કમિશનરે ક્રી. કા. ૫૩૨ પ્રમાણે તે રસ્તાના માલીકને એવો હુકમ કર્યો કે "તે ખાનગી રસ્તાનો સ્વતંત્ર રીતે તે માલીકને કબજો લેવાનો હકછે એમ તે યોગ્ય દીવાની કોર્ટમાં ઠરાવી લેતા સુધી તે માલીકને તે ખાનગીરસ્તાનો સ્વતંત્ર રીતે કબજો લેવા દેવો નહીં."

તે હુકમ પર માલીકે હાઇકોર્ટને અરજ કરી તેથી તે કોરટે ઠરાવ્યું કે—

સુર્યાતથી સુર્યોદયસુધી તે રસ્તે પોતાને જવાનો હક છે કીંવા પોતે તેવો હક ચલાવેછે એમ કોઈપણ કહેતું નથી સબબ ક્રી. પ્રો. કા. ૫૩૨ પ્રમાણે તે કામમાં મુળમાં તંટો ઉત્પન્ન થતો નથી અને તેથી એવો હુકમ કરવાને માજીસ્ત્રેટને બીલકુલ અધિકાર નથી. સબબ માજીસ્ત્રેટનો આ હુકમ રદ કરવો જોઇયે.

અમુક માણસે અમુકજ રીતે ચાલવું એવોજ માત્ર હુકમ કરવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી. ( કા. ૫૩૨ પ્રમાણે) તે તંટામાંના વિષયનો ભોગવટો સાધારણ સર્વ લોકનો છે અગર અમુક માણસનો અગર માણસના અમુક વર્ગનો છે અને તેને કોઈ માણસ હરકત કરતા હોય તો તે માણસને તેમ ન કરવા વિશે હુકમ કરવાનો માજીસ્ત્રેટને અધિકાર પહોંચે છે.

ક્રી. પ્રો. કા. ૫૩૨ કાંઈ જમીન અથવા પાણી અ-
થવાં અવવા જવાના રસ્તાના હક બાબત અગર કાંઈ
તકરાર ઉઠે તો જે માજીસ્ત્રેટની હકુમતમાં તે તકરારની વ-
સ્તુ હોય તે માજીસ્ત્રેટ તે બાબત ચોકસી કરવાને મુખ-
તીયાર છે અને તે તકરારની વસ્તુ સર્વ લોકના વાપ-
રમાં, અથવા ફલાણા સખસના વાપરમાં, અથવા ફ-
લાણા વર્ગના સખસોના વાપરમાંછે એમ તેને જણાય
તો કબજાનો દાવો કરનાર સખસનો એકલાનોજ તે વસ્તુ
કબજામાં રાખવાનો હક છે એવી રીતનો તે સખસ કોઈ
મુખત્યાર દીવાની કોર્ટનો ફેસલો ઠરાવે ત્યાંહાં સુધી, પ્રસંગ
પ્રમાણે, સર્વ લોક, અથવા સખસ અથવા તે વર્ગના
સખસો તે વસ્તુ વાપરવાથી બાતલ થાય એવી રીતે કોઈ
પણ સખસે તે વસ્તુનો કબજો લેવો અથવા રાખવો
નહીં એવો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખતીયારછે.

પરંતુ તે વસ્તુ એવી હોય કે તે વાપરવાનો હક વર્ષમાં
સઘળી વખતે અમલમાં આવી શકતો હોય, અને તે
ચોકસીના આરંભની તારીખથી ગણતાં ત્રણ મહિના મુ-
ધીમાં હમેશની રીતે તે હક અમલમાં આવ્યો ન હોય,
અથવા મુકરર કરેલી મોસમેજ જે કામોમાં વાપરનો હક
થતો હોય તેવાં કામોમાં અગર ફરિયાદની પુર્વે તેવી
છેલ્લી મોસમે તે હક અમલમાં આવ્યો ન હોય, તો તે
માજીસ્ત્રેટે તેવો કાંઈ હુકમ કરવો નહી.

---

### સરકાર વિરૂદ્ધ અસરફઅલ્લી અને બીજા.

તા. ૨૪ જુન ૧૮૭૯.

વા. ૫ } બટી નામના માણસે મારી પેટીમાંથી
પા. ૨૮૧ } પૈસા ચોર્યા એવું અશરફઅલીએ બટી
પર તા. ૧૬ નવેમ્બર ૧૮૭૮ ને રોજ
પોલીસની રૂબરૂ તોહોમત મુકયું. તે પેટી જે ઓરડીમાં
ગુલજારખાંન હતો તેમાં હતી. અશરફઅલી સાથે ગુલ-

જારખાંન પણ પોલીસ ચોકીપર ગયો અને ગુલજાર-ખાંને કહેલા મજકુરથી અસરફઅલીએ બટીના પર તોહોમત મુક્યું. પોલીસે તે વાતની ચોકસી કરી અને જોઈંટ માજીસ્ત્રેટને રિપોર્ટ કર્યો. બટીના પર આવેલું તોહોમત ખોટું છે એમ તે રીપોર્ટ પરથી માજીસ્ત્રેટની નજરમાં આવ્યું. તેથી તેણે અશરફઅલી અને ગુલજા-રખાંનપર તેઓએ બટીપર ખોટું તોહોમત આણ્યા બદલ કામ ચલાવવાનો હુકમ કર્યો. અને તેઓને ઇનસાફ માટે શેશન કમિટ કર્યા. અશરફઅલીપર પી. કો. કા. ૨૧૧ પ્રમાણે અને ગુલજારખાંન પર કા. ૧૦૯ પ્રમાણે તોહોમત મુકવામાં આવ્યું હતું. આરોપિતપર અપરાધની સાબિતી થયાપરથી શેશન જડજે તેને ત્રણ વર્ષની સકત મજુ-રીની કેદની શિક્ષા કરી.

તે પર કેદીએ હાઇકોર્ટને અપીલ કરી તેમાં ઠરાવ થયોકે અપેલેંટ તરફથી એવી તકરાર કાયદાની કરવામાં આવી છે કે અપેલેંટે બટીપર જે તોહોમત મુકયું હતું તેની સાબિતી એકાદ ફોજદારી કોર્ટમાં કરવાની તેને તક આપી નહોતી સબબ આ કામમાંનું સર્વ પ્રોસીડીંગ ગેર કાયદે-સીરછે એવી તકરાર કરવામાં આવીછે. અને તે તકરારની મજબુતીમાં આ કોર્ટના કેટલાક ફેસલાનો આધાર બતા-વવામાં આવ્યોછે. તે સર્વ ફેસલા અને હાલના આ ફે-સલામાં ભેદ રાખવા જેવુંછે. તે સર્વ કેશમાંના આરોપિતે કોર્ટમાં કામ ચલાવેલું હતું અને તે ચાર્જની પુણ રીતે સાબિતી કરવાનો તેઓને વખત આપ્યા શિવાય તેઓ પર પી. કો. કા. ૨૧૧ પ્રમાણે કામ ચલાવવાની પરવાનગી આપવી વાજબી નથી એમ ઠરાવ થયો હતો. આ કા-મમાંના આરોપિતે એકાદ ફોજદારી કામમાં પદ્ધતી પ્રમાણે ફરિયાદ કરી નહોતી. ચોરી થયા બદલ તેણે પોલીસ અ-મલદારને ખબર કરી અને તે ખબર ખોટીછે એવો તે પોલીસ અમલદારે રિપોર્ટ કર્યો. તે ચોરી બદલ અપેલેંટે

ફોજદારી કોર્ટમાં પછી ફરિયાદ કરી નહીં સબબ અમારી રૂબરૂ કરેલી તકરારમાં કાંઈ જીવછે એમ અમને દેખાતુ નથી. અને જે કામનો આધાર બતાવ્યોછે તે કામ ઉપરથી તે તકરારને મજબુતી મળતી નથી.

એકાદ ન્યાયની કોર્ટમાં ખોટુ તોહોમત સાબિત કરવાનો યત્ન કરે તો માત્ર કા. ૨૧૧ માં કહેલો ગુન્હો થાયછે એવા પ્રકારની હદ ઠરાવવા માટે તે કલમમાં કાંઈ નથી. પોલીસની રૂબરૂ ખોટુ તોહોમત મુક્યું હોય અને એકાદ કોરટમાં આગળ કામ ચલાવવાનો બીલકુલ ઇરાદો ન હોય તો જેનાપર તે ખોટું તોહોમત મુક્યું તેને કા. ૪૪ માં કહ્યા પ્રમાણે ખાસ નુકશાન થાયછે.

સબબ આ કામમાંનું તોહોમત અમે કાયમ રાખીએછીએ. પરંતુ કામની હકીકત જોતા અપેલંટને આપેલી શિક્ષા જ્યાદે છે માટે તે કમી કરી ૧૮ મહીનાની શિક્ષા કાયમ રાખીએછીએ.

---

પી. કો. કા. ૨૧૧ સરકાર વિરૂદ્ધ ગોપાળ બોકાજીનો ફેસલો ૨૧૨ મેછે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૦૯ સરકાર વિરૂદ્ધ સખારામ ગોવીંદનો ફેસલો પાને ૧૬૬ મેછે તે નિચે જુઓ.

પી. કો. કા. ૪૪ "નુકશાન" એ શબ્દવડે કોઈ પણ સખસના શરીરને, મનને, આબરૂને, અથવા મિલકતને કાયદા વિરૂદ્ધ રીતે કરેલી કાંઈપણ હાની સમજવી.

---

## સરકાર વિરૂદ્ધ ગણેશ અને ગોપીદુલે.

તા. ૨૮ જુલાઈ ૧૮૭૯

વા. ૫ }
પા. ૩૫૧ } આરોપિત એ સાપ પકડનારા હતા. તેઓએ એક દિવસે એક મોટો ઝેરી નાગ પકડ્યો. પછી કેટલેક દિવસે તેઓએ પોતાની કુશળતા બતાવવા માટે તે નાગને પુષ્કળ લોકના જથામાં આણ્યો. તે નાગના ઝેરી દાંત તેઓએ પાડી

નાખ્યા નહોતા. તે નાગને લોકના ટોળામાં બતાવતાં ગણે-શે તે નાગ એક છોકરાના ગળાપર મુક્યો.તે નાગ તે છો-કરાના ખભાપર પડ્યો. તેથી તે છોકરો તેને પોતાના ખભાપરથી કાઢી નાખવા મંડ્યો તે વખતે તે છોકરાના હાથને ડશ્યો અને તેથી તે છોકરો લાગલોજ મરણ પામ્યો. તેથી એઉ આરોપિતપર પી. કો. કા. ૩૦૪ પ્રમાણે ખુન નહી એવા શિક્ષિણીય મનુશ્ય વધ કર્યા બદલ અને કા. ૩૦૪ અ પ્રમાણે કસુરને લીધે મરણ થયા બદલ તોહો-મત મુકવામાં આવ્યું.

એવા પ્રકારે નાગ લોકોને બતાવવાનો જાદુગરોનો વહી-વટ છે અને તે છોકરાનો જીવ લેવાનો આરોપિત કીવા તે પૈકી કોઈનો ઈરાદો નહોતો. અને તે છોકરો કેવળ આપઘાતે મરણ પામ્યોછે એમ જ્યુરીનો અભિપ્રાય થ-યાથી આરોપિતને દોષ મુક્ત કરવાનો જ્યુરીએ પોતાનો ઠરાવ કર્યો.

પરંતુ આરોપિત એ હંમેશ તેજ ધંધો કરનાર છે સ-બબ તેને આ નાગ કઈ જાતનોછે એ પૂર્ણરીતે માહીત હતું. તેથી તેણે તે નાગ છોકરાના ગળાપર મુકવાને મોટું અવિચારનું કામ કર્યુંછે. એમ સેશન જડજનો અભિપ્રાય હોવાથી તેણે આ કામ હાઈકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું.

તે કામમાં હાઈકોરટે ઠરાવ કર્યો કે—તે છોકરાને નાગ કરડાવવો એમ ગણેશનો ઈરાદો નહોય પરંતુ જે ક્રતથી તેનો જીવ ગયો તે ક્રત જીવજવા સરખુ હતું એમ તેને માહિત હતુ ખરૂં તોપણ તેનો જીવ લેવો એમ ગણેશનો ઇરાદો નહોતો. સબબ ગણેશ એ પી. કો. કા. ૩૦૪ પ્ર-માણે ખુન નથી એવા શિક્ષિણીય મનુશ્ય વધ કર્યાના ગુન્હાનો ગુન્હેગાર છે. અને કા. ૩૦૪ અ પ્રમાણે કસુ-રથી જીવ લીધા બદલના ગુન્હાનો તે અપરાધી નથી. સબબ ગણેશને ત્રણ વર્ષની સખત મજુરીની કેદની શિ-ક્ષા કરવી જોઈયે. ગોપીએ તેમાં કશો ભાગ નહી લેવાથી

તેને ફક્ત એક વર્ષની શિક્ષા આપ્યા છતાં બસ છે.

---

પી. કો. કા. ૩૦૪ ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષિણીય મનુશ્ય વધ જે માણસ કરે, તે માણસને, અગર જે કામથી મોત થયું હોય તે કામ તેણે મોત આણવાના ઈરાદાથી, અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી, કર્યું હોય તો, જીવતા સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદના શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે. અને અગર તે કામથી મોત થવાનો સંભવછે એમ જાણીને, પણ મોત આણવાના અથવા જેથી મોત થવાનો સંભવ છે એમ જાણીને, પણ મોત આણવાના ઈરાદા વગર અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઈરાદા વગર, તે કામ તેણે કર્યું હોય, તો તે માણસને દસ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કા. ૩૦૪ એ સરંકાર વિરૂદ્ધ બાવાજીબીન સંબાનો ફેસલો પાને ૧૯૯ મેછે તે નિચે જુઓ.

---

**તોકીબીબી વિરૂદ્ધ અબદુલખાન.**

તા. ૧૮ ડીશેમ્બર ૧૮૭૯

વા. ૫ } સને ૧૮૭૭ના આકટ ૪ (ખલાકાના શેહે-
પા. ૫૩૬ } રોમાંના માજીસ્ત્રેટનો આકટ) પ્રમાણે તોકી
બીબીએ પોતાના ધણી અબદુલખાનપર

અનવસ્ત્ર લેવા માટે સને ૧૮૭૮ની સાલે કામ ચલાવ્યું. અને ધણીએ દરમહીને રૂ૧૫) આપતા જવા એવો માજીસ્ત્રેટે તા. ૫ જુન સન ૧૮૭૮ ને રોજ હુકમ કર્યો. તા. ૧૦ મે સને ૧૮૭૯ને રોજ તેના ધણીએ પોતાને નાદાર ઠરાવવા માટે ઈન્સાલવંટ કોર્ટમાં અરજી દાખલ કરી.

અને પોતાની મીલકતની તથા પોતાના દેવાની યાદ તા. ૧૦ જુન ૧૮૭૯ ને રોજ કોર્ટમાં આપી. તે વખતે માહે એપ્રીલ અને મે મહીના બદલની અનવસ્ત્રની બાકી તેને પોતાની ઓરતને દેવી હતી અને તે પોતાને દેવાછે એમ તેણે પોતાની યાદીમાં લખ્યુંછે. સર્વ દેવું આપવામાંથી પોતાનો છુટકારો કરવા માટે તા. ૧ જુલાઇને રોજ તેણે તે કોર્ટને અરજ કરી. તે અરજીની ચોકસીનું કામ તા. ૧૨ મી અગષ્ટ સુધી તહકુબ રહ્યું પરંતુ તે તારીખ સુધી તેને કોઇપણ કર્જ બદલ કેદમાં મોકલવો નહી તેમ બીજું કાંઇ તેને કરવું નહીં એમ કોરટે નાદારના આંકટની કા. ૧૩ પ્રમાણે હુકમ કર્યો. તા. ૧૨ અગષ્ટને રોજ તેણે પોતાની મુક્તતા કરવા માટે ફરી અરજ કરી. અને તે અરજીના ચોકસી કરવાનું કામ છ માસ સુધી તહકુબ રહ્યું અને તે છ મહિના પછી તેને કર્જ બદલ કોઇએ પકડવો નહીં એમ તે કોરટે હુકમ કર્યો.

એપ્રીલ અને મે ૧૮૭૯ ના અનવસ્ત્રની બાકી બદલ તેની ઓરતે ઢલાકાના શેહેરમાંના માજીસ્ત્રેટના આકટ પ્રમાણે કામ ચલાવ્યું. ઇન્સાલવટ (નાદાર થવાને અરજ કરવાની) કોર્ટમાં ચાલેલું કામ માજીસ્ત્રેટે મંગાવી તે જોઇ તે કામ ઉપરથી સદરહુ બેઉ મહીનાના અનવસ્ત્રની બાકી બદલ હુકમ કરવાને પ્રતિબંધ આવતો નથી; એમ તે માજીસ્ત્રેટને દેખાયાથી તે અનવસ્ત્રની રકમ તેણે કોર્ટમાં ભરવી કીંવા ન ભરેતો પંદર દિવસ સખ્ત મજુરીની કેદની શિક્ષા ભોગવવી એવો માજીસ્ત્રેટે હુકમ કર્યો તે હુકમની આ તપાસણીછે.

તે કામમાં એવો ઠરાવ થયોકે નાદારે પોતાની યાદીમાં જે અનવસ્ત્રની રકમ દેવા માટે દાખલ કરીછે તે રકમ નાદારના આકટની કા. ૧૩ માં કહ્યા પ્રમાણે ઠરેજ કીંવા જવાબદારી છે અને તે નાદારે, તેને કોઇએ કેદ કરવો નહીં એમ તે કોરટનો હુકમ મેળવેલો હોવાથી તે રકમ બદલ પકડવાને કીંવા કેદ કરી લેવાને તે પાત્ર નથી.

તેથી આ કામમાં માજીસ્ત્રેટે કરેલો હુકમ પાછલી

બાકી બદલ હોવાથી તે અમે રદ કરીએ છીએ.

---

## અબદુલ રહીમાન અને બીજા વિરૂદ્ધ સખીના અને બીજા.

તા. ૧૩ અગસ્ટ ૧૮૭૯

વા. ૫ | ઈલાકાના શહેરોમાંના માજીસ્ત્રેટના આ-
પા. ૫૫૮ | કટ પ્રમાણે અનવસ્ત્ર આપવા બદલ
માજીસ્ત્રેટે કરેલો હુકમ બંધ કરવાની, તેજ આકટ પ્રમાણે વારંટ આપવાનું નાકબુલ કરવાના, અને અનવસ્ત્ર લેવાના તે સ્ત્રીના હકને બાધ આવવાની ચોકસી કરવાનો ઈલાકાના માજીસ્ત્રેટને અધિકારછે.

હીંદુસ્થાનના કાડી મુકવાના આકટ પ્રમાણે કાડી મુકવી અને મુસલમાની શરે પ્રમાણે કાડી મુકવી એમાં કાંઈ પણ ભેદ કરવામાં આવતો નથી. ઓરતોને અનવસ્ત્ર અપાવવા માટે જે હુકમ કરવાનો તે, તે અને તેના ધણીની દરમિયાન ધણી ધણીયાણીનો સંબંધ કાયમછે એમ સાબિત થયુ તોજ કરવો, પણ તેમનો તેવો સંબંધ રહ્યો નથી એમ જો સાબિત થાય તો તે કાયદા પ્રમાણે કરેલો હુકમ બંધ કરવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી.

---

## સરકાર વિરૂદ્ધ પીતાબરસીંગ.

તા. ૮ ડીસેમ્બર ૧૮૭૯

વા. ૫ | આ કામમાં આરોપિતપર જારકર્મ કર્યા
પા. ૫૬૬ | બદલ પી. કો. કા. ૪૯૭ પ્રમાણે તોહોમત
સાબિત થયું હતું. જે સ્ત્રી સાથે જારકર્મ કર્યું તે સ્ત્રી મારી લગનની સ્ત્રી છે એમ ફરિયાદી કહે છે અને ફરિયાદી એ મારો લગ્નનો ધણી છે એમ તે સ્ત્રી કહેછે. એટલોજ માત્ર લગ્નનો પુરાવોછે તે વખતે એટલા પુરાવાથી આરોપિતપર કા. ૪૯૭ પ્રમાણે તોહોમત સાબિત કરવું કે નહી? એમ પ્રશ્ન કાડી તે સવાલ ફુલ બેંચના અભિપ્રાય વાસ્તે મોકલ્યો તેથી તે બેંચે ઠરાવકર્યો કે-

આ કામમાં લગ્ન બદલનો જે પુરાવો થયો તે જાર કર્મનો અપરાધ ઠરાવવાને બસ નથી જારકર્મના ગુન્હામાં મુખ્ય મુળતત્ત્વ લગ્ન છે એટલા માટે પુરાવાના આકટની કા. ૫૦ પ્રમાણે લગ્નની સાબિતી બરોબર રીતે થવી જોઇયે. અને તેવી સાબિતી થઈ નહી હોય તો જાર કર્મનો ગુન્હો સાબિત કરાય નહીં. સબબ આ કામમાંનો આરોપિત જારકર્મનો ગુન્હેગાર થતો નથી.

---

પી. કો. કા. ૪૯૭ આ સખસ બીજા પુરૂષની સ્ત્રી છે, એવું જે જાણેછે અથવા એવું માનવાનું જેને કારણ છે તે માણસ તે સખસની સાથે પેલા બીજા પુરૂષની રજામંદી શિવાય અથવા તે બીજા પુરૂષે જાણ્યું અજાણ્યું ન કરતાં સંભોગ કરે અને તે સંભોગ બળાત્કાર સંભોગનો ગુન્હો ન થતો હોય, તો તે માણસે છીનાળાનો ગુન્હો કર્યો એમ સમજવું, અને તેને પાંચ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે. એવી બાબતમાં તે સ્ત્રીને મદદગારીની માફક શિક્ષા કરવામાં આવશે નહીં.

પુરાવાના આકટની કા. ૫૦ એક સખસનું બીજા સખસ જોડે શું સગપણ છે, એ બાબત કોર્ટને અભિપ્રાય બાંધવાનો હોય, તો જે સખસને તે કુટુંબનું માણસ હોવાને લીધે, કીંવા બીજા કારણને લીધે, સગપણ મજકુર વિશેની માહિતી થવાને વિશેષ રીતના સાધનો હોય, તે સખસની વર્તણુક ઉપરથી જે અભિપ્રાય દેખાઈ આવે તે લગતો છે, પરંતુ "ઈંડીયાના ડાઇવોર્સ (એટલે છેડો આપવાના,) આકટ" મુજબ જે કામ ચાલતું હશે તે કામમાં કીંવા પીનલકોડની કા. ૪૯૪-૪૯૫ ૪૯૭ કીંવા ૪૯૮ મુજબ ચાલતા કામમાં, સદરહુ અભિપ્રાય લગ્ન સાબિત કરવા જેટલો પુરતો ગણવો નહી.

---

## સરકાર વિરૂદ્ધ શીરાચંદર તાલુકદાર.

તા૦ ૨૮ નવેમ્બર ૧૮૭૯.

વા. ૫ } આ કામની માજીસ્રેટે ચોકસી કરી તે વ-
પા. ૬૧૪ }ખતે એક સાક્ષીદારની સાક્ષી લીધી તેણ

તે કામ ઈનસાફ માટે શેશન કોર્ટમાં મોકલ્યું. શેશનમાં ઇનસાફ થયો તે વખતે શેશન કોરટે તે સાક્ષી-દારને બોલાવ્યો નહી અને તેને ઉલટ તપાસણી વાસ્તે હાજર કર્યો નહી. કેદી તરફનો પુરાવો થયા પછી જડજે પોતેજ તે સાક્ષીદારને બોલાવ્યો અને તેની જબાની લીધી. પરંતુ તેની ઉલટ તપાસણી કરવાની કેદીને પર-વાનગી આપી નહીં કારણ કે કોરટે પ્રશ્ન કર્યા તે ઉપર સાક્ષીદારની ઉલટ તપાસણી કરવાનો કેદીને ૧૮૭૨ ના આકટ ૧ ની કા. ૧૬૫ ઉપરથી અધિકાર નથી એમ જડજનો અભિપ્રાય હતો.

કેદીએ તેપર હાઇકોર્ટને અપિલ કરી તેમાં ઠરાવ્યું કે-શેશન કોરટે બોલાવેલા સાક્ષીદારની ઉલટ તપાસણી કરવાની પરવાનગી આપવાને તે કોરટે ના કબુલ કરવા-માં ચુક કરીછે એમાં સંશય નથી. ફરિયાદી તરફે સાક્ષી-દારને સમન્સ થયા છતાં તેઓની સાક્ષી ફરીયાદીએ ના લેવડાવી તોપણ તેઓની ઉલટ તપાસણી વાસ્તે કે-દીને તક મળવા સારૂ તે સાક્ષીદારોને પાંજરામાં હાજર કરવા જોઇયે. અને પુરાવાના આકટની કા. ૧૬૫ પ્રમા-ણે કોરટે પોતેજ તે સાક્ષીદારને બોલાવી તેની સાક્ષી લી-ધી હોય તો તેની ઉલટ તપાસણી કરવાની પરવાનગી કેદીને આપવી આજબીછે.

---

પુરાવાના આકટની કા. ૧૬૫ લગતી હકીકતોની સા-બિતી ખોળી કાડવા સારૂ કીંવા તે મેળવવા સારૂ લગતી હોય કીંવા ન હોય તેવી હરકોઈ હકીકત વિશે જડજની મર-જીમાં આવે તેવો હરકોઈ સવાલ હરકોઈ રૂપે હરકોઈ વખતે હરકોઈ શાહેદને કીંવા તે કામના પક્ષકારને પુછવાને જડજ

મુખત્યાર છે; તથા હરકોઈ દસ્તાવેજ અથવા પદાર્થ રજુ કરવાનો હુકમ કરવાને જડજ મુખત્યાર છે; અને એવા હરકોઈ સવાલ કીંવા હુકમ ઉપર કાંઈ પણ હરકત લેવાનો, અથવા તેવા હરકોઈ સવાલનો જવાબ આપ્યો હોય તે જવાબ બાબત હરકોઈ શાહેદની કોરટની રજા શિવાય ઉલટ તપાસણી કરવાનો, પક્ષકારોનો કીંવા, મુખત્યારોનો હક નથી.

પરંતુ એવું ઠરાવ્યું છે કે આ આકટમાં લગતી ઠરાવી છે તેવી હકીકતો યોગ્યરીતે સાબિત થઈ હોય તેના ઉપર આધાર રાખીને ફેસલો કરવો જોઇયે.

અને વળી એવું પણ ઠરાવ્યું છે કે, સામા પક્ષકારે સવાલ પુછ્યો હોય, અથવા દસ્તાવેજ મંગાવ્યો હોય, તો એકસો એકવીસથી એકસો એકત્રીસ સુધીની સદરહુ બેઉ કલમો સુધાંતની કલમો મુજબ, જે સવાલનો જવાબ દેવાની અથવા જે દસ્તાવેજ રજુ કરવાની ના કહેવાનો કોઈ સાહેદનો હક હોય, તેવા હરકોઈ સવાલનો જવાબ દેવાની અથવા તેવો હરકોઈ દસ્તાવેજ રજુ કરવાની સાહેદ મજકુરને ફરજ પાડવાનો આ કલમ ઉપરથી જડજને અખત્યાર મળ્યો એમ સમજવું નહીં. તેમજ જે સવાલ કા. ૧૪૮, ૧૪૯ મુજબ બીજા કોઈ સખસે પુછવો ગેર મુનાસીબ છે તેવો કોઈપણ સવાલ જડજે પુછવો નહીં; તથા આ આકટમાં ઉપર અપવાદ આપ્યોછે તે શિવાય બીજા કામોમાં હરકોઈ દસ્તાવેજનો અવલ પુરાવો ગુજરવાની તેણે માફી આપવી નહીં.

---

**સરકાર વિરૂદ્ધ ખીરોદચંદ્દર મુજમુદાર**

તા. ૨ મારચ ૧૮૮૦

વા. ૫ }
પા. ૭૧૭ } જે દસ્તાવેજ બનાવટનો છે એમ આરોપિતને માહિત હતું તે છતાં તેણે તે દસ્તાવેજનો દીવાની દાવામાં ઉપયોગ કર્યો, તેથી જે અપરાધ થયો તે પી. કો. કા. ૪૭૧માં કહ્યા પ્રમાણેનો

છે અને તેનો ઈનસાફ કરવાનો માત્ર સેશન કોર્ટને અ-ધિકાર છે. એ અપરાધનું સ્વરૂપ કમી કરી આરોપિત પર પી. કો. કા. ૧૯૬ પ્રમાણે આરોપ મુકવાનો માજી-સ્ત્રેટને અધિકાર નથી. તેથી માજીસ્ત્રેટે આરોપિતપર પી. કો. કા. ૪૭૧ મુજબ તોહોમત મુકી આરોપિતને સેશન કોર્ટમાં ઈનસાફ માટે મોકલવો એમ અમે હુકમ કરીએ છીએ.

---

પી. કો. કા. ૪૭૧ સરકાર વિરૂદ્ધ પોપટ નથુનો ફેસલો પાને ૩૫૯ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૯૬ કાંઈ સાહેદી ખોટી છે, અથવા પુરાવો બનાવટનો છે એવું જાણીને જે માણસ દુષ્ટભા-વથી તે સાહેદી અથવા પુરાવાને ખરી સાહેદી અથવા ખરા પુરાવાની માફક વાપરે અથવા વાપરવાની કોશીશ કરે, તે માણસને જાણે તેણે ખોટી સાહેદી આપી હોય અથવા ખોટો પુરાવો બનાવ્યો હોય એવી રીતે શિક્ષા ક-રવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ રોશાન દુસાધ અને બીજા બે.

તા. ૧૦ ફેબ્રુઆરી ૧૮૮૦

વા. ૫ પા. ૭૬૮ } ચોરીનો માલ બદદ્યાનતથી કબજામાં રાખ્યા બદલ તોહોમત રાખી આરોપિતનો ઈન-સાફ જડજે જ્યુરીની મદદે કર્યો. કામની હકીકત જ્યુરીને કહેતાં તેણે તેમને એમ કહ્યું કે આરો-પિતની વર્તણુક કેવીછે એના સંબંધે અનુમાન કરવામાટે સદરહુ આરોપિતપર અગાઊ ચોરીનો ગુન્હો સાબિત થયો છે એ વાત વિચારમાં લેવાને હરકત નથી. તે કામમાં ઠરાવ કર્યો કે—

એમ જ્યુરીને કહેવામાં જડજે ચુક કરીછે કારણ કે "આરોપિતપર અગાઊ કોઈપણ ગુન્હાની સાબિતી થઈ હતી એ વાત લાગુછે" એવા પુરાવાના આકટની કા.૫૪

માં ઠરાવછે તોપણ તેજ કલમમાં "તેની વર્તણુક સારી નથી એ વાત લાગુ નથી" એમ લખેલું છે અને તેથી તે બદલનો પુરાવો લાગુ નથી માટે લેવા લાયક નથી.

આરોપિતે અગાઉ જે અપરાધ કર્યા હતો તેજ અપરાધ હાલ ફરી તેણે કર્યા હોય તો તેને શિક્ષા કેટલી આપવી તેનો નિર્ણય કરવા માટે માત્ર તે અગાઉના ગુન્હાની સાબિતી બદલનો પુરાવો લેવામાં આવેછે.

---

પુરાવાના આકટની કા. ૫૪. તોહોમતવાળાપર અગાઉ કોઈ એક ગુન્હાની સાબિતી થયેલી છે, એ હકીકત ફોજદારી કામમાં લગતી છે; પરંતુ તેની ચાલ ચલણ ખરાબ છે એ હકિકત ગેર લગતી છે, તથાપી તેની ચાલ ચલણ સારી છે એવો પુરાવ આપવામાં આવ્યો હોય તો તેની ચાલ ચલણ ખરાબછે એ વાત લગતી થાયછે.

ખુલાસો. અમુક સખસની ચાલ ચલણ ખરાબછે એજ વાત જે કામમાં મુદાની હકીકત હોય તે કામને આ કલમ લાગુ નથી.

---

**સરકાર વિરૂદ્ધ વેમબીવી.**

તા. ૭ મે સને ૧૮૮૦

વા. ૫
પા. ૮૨૬

આરોપિતને ઈનસાફ માટે કોર્ટની રૂબરૂ આણ્યો એટલે તે અપરાધ કર્યાની વાત કર્યા બદલનો તેનો જવાબ લીધા અગાઉ, જે અપરાધ બદલ તેને જવાબ આપવા વાસ્તે બોલાવ્યાં છે તે અપરાધનું સ્વરૂપ શું છે અને તેનાપર કયું તોહોમત મુકવામાં આવ્યું છે એ બદલ તેની ખરે પ્રકારે સમજ થઇછે એવા પ્રકારે આરોપિતની કોરટે સમજ લેવી જોઇયે.

આરોપિતે જે પર ભાષામાં કોર્ટને મજકુર કહ્યો હોય તે ભાષામાંના શબ્દોએ તે મજકુર લખી લેવાની જરૂર નથી.

દુભાષીઆએ જે ભાષામાં તે મજકુર કોર્ટને કહ્યો હોય તે ભાષામાં લખી લીધા છતાં બસછે.

---

**સરકાર વિરૂદ્ધ માહાડી અને બીજા.**

તા. ૨૦ મે સને ૧૮૮૦

વા. ૫ } આરોપિતપર જે ગુન્હો સાબિત થયો તે બદ
પા. ૮૭૧ } લ જોકે જુદું તોહોમત તેનાપર મુક્યુ નહોતુ, તોપણ જ્યુરી સાથે એકમત થઈ તે તોહોમત બદલ કરેલો ઠરાવ ક્રી. પ્રો. કા. ૪૫૭ ના આધારે કાયદેસર રીતે અમલમાં આવી શકેછે.

આરોપિતપર જે તોહોમત મુક્યું હોય તે તોહોમત પૈકી કોઈ ભાગની શાબીતી થઈ હોય અને તે સાબિત થયેલા ભાગ ઉપરથી બીજો અપરાધ સાબિત થતો હોય તો તે અપરાધ સાબિત થયાનો ઠરાવ કરવાનો ક્રી. પ્રો. કા. ૪૫૭ ઉપરથી અધિકાર છે.

જ્યુરીએ કાયદા પ્રમાણે સર્વમતે આપેલો અભિપ્રાય જજને પસંદ નહોય તો તેણે ક્રી. પ્રો. કા. ૨૬૩ માં કહ્યા પ્રમાણે કામ ચલાવવું જોઈયે.

જ્યુરામાંના સર્વ આશામી એકમત હોય અને તે કાયદા વિરૂદ્ધ નહોય તો જડજે જ્યુરીને વધારે વિચાર કરવા વાસ્તે એકાંતમાં જવાને કહેવું નહીં.

---

ક્રી. પ્રો. કા. ૨૬૩ સરકાર વિરૂદ્ધ બળવંત પેદારકરનો ફેસલો પાને ૧૦૨ મેછે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૪૫૭ સરકાર વિરૂદ્ધ ચાંદનુર વગેરેનો ફેસલો પાને ૧૨૦ મેછે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ ચંદરનાથ સેન**

તા. ૨૮ મે સને ૧૮૮૦

વા. ૫ } રાહાદારીના રસ્તાની અડચણ દુર કરવા
પા. ૮૭૫ } માટે સને ૧૮૭૨ ના ૧૦ ની કા. ૫૨૧

પ્રમાણે માજીસ્ટ્રેટે હુકમ આપ્યા અગાઉ તે રસ્તો સર્વે લોકના ઉપયોગનો છે એ બદલ કા. ૫૩૨ પ્રમાણે માજીસ્ટ્રેટે પોતાની ખાત્રી કરી લેવી જોઇયે.

કા. ૫૨૩ પ્રમાણે જે જ્યુરી નીમી હોય તેણે કા. ૫૨૧ પ્રમાણે માજીસ્ટ્રેટે કરેલો હુકમ યોગ્ય અને વ્યાજબી છે કીંવા નહીં એનોજ વિચાર કરવો. તકરારી મીલકતમાં પક્ષકારના હક કેવા છે એનો તે જ્યુરીએ વિચાર કરવાનો નથી.

અમુક રસ્તો રાહાદારીનો રસ્તો છે એ બદલ કા. ૫૩૨ પ્રમાણે પોતાની ખાત્રી કરી લીધા અગાઉ તે રસ્તાની હરકત દુર કરવા ભુલથી હુકમ કર્યો હોય અને કા. ૫૨૩ પ્રમાણે તે હુકમનો વિચાર કરવા વાસ્તે જ્યુરી નીમી તેઓની પાસે તે હુકમ મોકલ્યો હોય, તો એવે પ્રસંગે કા. ૫૨૧ પ્રમાણે કરેલું કામ તહકુબ કરીને કા. ૫૩૨ પ્રમાણે કામ શરૂ કરવું એટલોજ તે માજીસ્ટ્રેટને પોતાની ભુલ દુરસ્ત કરવાનો માર્ગ છે.

---

ક્રી. પ્રો. કા. ૫૨૧ કાશીચંદર ચક્રબતી વિરૂદ્ધ યારમહમદનો ફેસલો પાને ૪૩૯ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૫૨૩ રાજસત્યાનંદ ઘોસલનો ફેસલો પાને ૪૪૪ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૫૩૨ બરદ્વાનના માહારાજા વિરૂદ્ધ દારજીલીંગ મ્યુનીસીપાલ કમિટીના ચેરમેનનો ફેસલો પાને ૫૪૩ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ અનંતરામસિંગ અને બીજા.**

તા. ૨૬ એપ્રીલ સને ૧૮૮૦

વા. ૫ }
પા. ૯૫૪ } એક માજીસ્ટ્રેટે કેદીની કબુલાત લખી લીધી હોય અને તેમ કરવાનો તેને અધિકાર હોય પછી તેને સેશન કોર્ટમાં ઈનસાફ માટે મોકલ્યા અગાઉ પ્રથમની મોકદ્દમો કરી હોય તો તે

માજીસ્ત્રેટે દાખલ કરેલી કબુલત એ સને ૧૮૭૨ ના ૧૦ ની કા. ૧૯૩ પ્રમાણે લીધેલી જુબાની છે એમ સ-જમવું જોઇયે અને તે કબુલત એ કલમ ૧૨૨ પ્રમાણે લીધેલી કબુલત છે એમ સમજવું નહીં, પછી પોલીસની પુરી તપાસ થયા અગાઉ તે માજીસ્ત્રેટે તે કબુલત લખી લીધી હોય તોપણ ચીંતા નથી, અને એટલા માટે આ કબુલતને કા. ૩૪૯ માંના આખરના પેરેગ્રાફના ઠરાવ લાગુ પડેછે.

જે માજીસ્ત્રેટે કેદીની ચોકશી કરી ઇનસાફ કર્યો હોય તે માજીસ્ત્રેટ શિવાય બીજા માજીસ્ત્રેટે જે વખતે તેની કબુલત લખી લીધી હોય તે વખતે માત્ર કા. ૧૨૨ માં-ના ઠરાવ લાગુ પડેછે.

---

ક્રી. કા. ૩૪૯ } ક્રી. કા. ૧૨૨ } સરકાર વિરૂદ્ધ બાઇ રતનનો ફેસલો પાને ૫૩ મેછે તે નિચે જુઆ.

ક્રી. કા. ૧૯૩ સરકાર વિરૂદ્ધ સીતારામ વ્યંકુ વીગેરેનો ફેસલો પાને ૨૪૯ મેછે તે નિચે જુઓ.

---

**નોસાઇ મીસ્તરી અને રામચંદ્ર હળધરની બાબતમાં**

તા. ૧૩ મે સને ૧૮૮૦

વા. ૫ } પા. ૯૫૮ } આરોપિતને શેશનમાં મોકલનાર માજીસ્ત્રેટે ચોકશીની શરૂઆત કર્યા અગાઉ ચલાવેલી તપાસમાં કોઈ માજીસ્ત્રેટની રૂબરૂ આરોપિતે અપરાધ કર્યાની વાત કબુલ કરી હોય અને તે માજીસ્ત્રેટે તે વાત ફકત લખી લીધી હોય તો તે લખી લેવાનું કામ તેણે કા. ૧૨૨ અને ૩૪૯ ના ઠરાવને અનુસરીને કરવું જોઇયે. તે વાત લખી લેનારા અમલદારે જો તે કલમમાંના ઠરાવ પ્રમાણે તે લખી લીધી ન હોય તો તે લખી મુકેલો મજકુર કેદીએ યોગ્ય રીતે કહયો હતો એ બદલ પુરાવો લેવાનો અધિકાર શેશન કોર્ટનેછે. પરંતુ કેદીએ કહેલો મઝકુર જે અમલદારે લખી લીધો તે અ-

મજકુરે તે લખી લીધેલો મજકુર યોગ્ય રીતે કેદીએ ક-હ્યો હતો એ બદલ કમિટ કરનાર માજીસ્ત્રેટની રૂબરૂ જબાની આપી હોય અને તે જબાની કામમાંના કાગળ પત્ર સાથે સેશન કોર્ટમાં મોકલી હોય તો તે જબાની તેવાત બદલનો પુરાવો છે એમ માનવાનો સેશન કોર્ટને અધિકાર નથી. એવે પ્રસંગે સેશન કોરટે તેને બોલાવી તેની સાક્ષી લેવી જોઈયે. પરંતુ તેને હાજર થવા વિષે કહયાથી વિના કારણ ઢીલ અને ખરચ થનારછે એમ સેશન જડજને બાજબી કારણ ઉપરથી દેખાતુ હોય તો માત્ર તેનેજ બોલાવી તેની સાક્ષી લેવાની જરૂર નથી.

---

ક્રી. પ્રો. કા. ૧૨૨ } સરકાર વિરૂદ્ધ બાઈ રતનનો કેસ—
ક્રી. પ્રો. કા. ૩૪૬ } લો પાને ૫૩ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ કાળાચંદરદાસ.**

તા૦ ૨૨ એપ્રીલ ૧૮૮૦.

વા. ૬ } ક્રી પ્રો. કા. ૫૦૫ અને ૫૦૬ માં માજી-
પા. ૧૪ } સ્ત્રેટને જે અધિકાર આપ્યા છે, તે તેણે ઘણી ખબરદારીથી ચલાવવો જોઈયે કા. ૫૦૫ એ જે લોક કોઈ પ્રકારે આબરૂદાર નથી તે લોકોને લાગુ કરવી એમ કાયદા કરનારનો હેતુ નથી.

સારી વર્તણુક બદલ જામીન લેવાના તે બદલે રોકડ પૈસા કોરટમાં અનામત ભરવા વિષે કોરટે હુકમ ક-ર્યો છતાં તે કાયદાની રીતે બાજબી દેખાતું નથી.

---

ક્રી. પ્રો. કા. ૫૦૫ આબરૂ તથા ચાલચલગત બાબ-તનો જે પુરાવો પોતાની આગળ રજુ કરવામાં આવ્યો હોય તે પરથી જ્યારે તે માજીસ્ત્રેટને એમ જણાય કે ફલાણો શખ્સ પ્રસીદ્ધ અપહરણ કરનાર છે, ઘર ફોડ-નાર અથવા ચોર, અથવા જાણી બુજીને ચોરીની મી-લકત લેનારછે, અથવા પ્રસિધપણે માઠી રીતે પોતાનું

ગુજરાન ચલાવનાર અથવા ઘાતકી માણસછે એવું દેખાય તો એક વર્ષની મુદત સુધી તે સખસનો તેવોજ ફેલ જામીન માગવાને તે માજીસ્ત્રેટ મુખત્યારછે.

ક્રી. પ્રો. કા. ૫૦૬ આબરૂ તથા ચાલચલગત બાબતનો જે પુરાવો પોતાની આગળ રજુ કરવામાં આવ્યો હોય તે પરથી જો તે માજીસ્ત્રેટને એમ જણાય કે ફલાણો સખસ નિત્ય અપહરણ કરનાર, ઘરફોડનાર, અથવા ચોર, અથવા જાણી બુજીને ચોરીની મિલકત લેનારછે, અથવા એ સખસ એટલો સાહાસીક તથા ઘાતકીછે કે અગર એક વર્ષની બાંધેલી મુદત પછી વગર જામીને એ સખસને છોડ્યો હોય તો તે લોકને ભય ભરેલું થશે તથા રેહેશે ત્યારે તે માજીસ્ત્રેટ તે રીતે પોતાનો અભિપ્રાય દફતરમાં લખીને એક હુકમ કરવો. તે હુકમમાં પોતાના અભિપ્રાય પ્રમાણે જેટલી રકમની તથા જેટલી મુદત સુધી તથા જેટલા જે પ્રકારના જામીન તે સખસની પાસે લેવા જોઇયે તેટલી રકમ તથા તેટલી મુદત તથા તે જામીનોની સંખ્યા તથા પ્રકાર લખવો તેટલી મુદત સુધી તે સખસની સારી ચાલ બાબત તે જામીનો જવાબદાર થશે પણ તે મુદત ત્રણ વર્ષ કરતાં વત્તી ઠરાવવી નહીં. અને તે સખસ તે હુકમ પ્રમાણે ન ચાલે તો શેશન કોર્ટનો હુકમ થાય ત્યાંહાં સુધી તે સખસને કેદમાં રાખવાના હુકમનું વારંટ તે માજીસ્ત્રેટે કરવું જોઇએ.

---

### સરકાર વિરૂદ્ધ બટોક્રિસ્તોદાસ અને બીજા

તા૦ ૩ મે સને ૧૮૮૦.

વા. ૬
પા. ૫૯ } આડવોકેટ જનરલ, સ્ટયાંડીંગ કૌન્સિલ, સરકારી સોલીસીટર કીંવા તેનું કામ ચલાવવા વાસ્તે સ્થાનિક સરકારે સર્વ સાધારણ રીતે કીંવા વિશેષ રીતે જે બીજા અમલદારને અધિકાર આપ્યો હોય તે માણુસ સિવાય બીજા કોઈ માણુસને ઈ-

ભાકાના માજીસ્ટ્રેટની પરવાનગી લીધા સિવાય કોઈપણ ફોજદારી કામ ચલાવવાનો હક નથી.

---

**સરકાર વિરૂદ્ધ અલન અને બીજા.**

તા. ૧૫ જુન ૧૮૮૦

વા. ૬ } રાણી સાહેબની પ્રજામાંની યુરોપીયન પ્રજા
પા. ૮૩ } પરની ફરિયાદીની ચોકશી કરવાનો કીંવા

તોહોમતનો ઇનસાફ કરવાનો કઈ કોર્ટને અધિકારછે અને કઇ કોર્ટને અધિકાર નથી એ બદલ ક્રી. પ્રો. કા. ૭૨માં ઠરાવછે તે પરથી અમુક વર્ગના માજીસ્ટ્રેટ માત્ર પોતાનો ઇનસાફ કરવો અને બીજાએ કરવો નહિ એમ કહેવાનો તે યુરોપીયનને હક મળેલોછે, એમ અમારો અભિપ્રાય છે. અને તે હક છોડી દેવાનો તે યુરોપીયનને કા. ૮૪ ઉપરથી અધિકાર છે એમ કા. ૭૨ નો અર્થ કા. ૮૪ સાથે મેળવી કરવો જોઇતો હતો. કા. ૮૪ના સંબંધે જોતાં તે કલમમાંની ભાષા ઘણી ચમતકારીકછે. પોતાનો હક છોડી દેવાનો તે યુરોપીયનને અધિકારછે એમ તે કલમમાં ઠરાવ્યું નથી, પરંતુ તેમાં એવો ઠરાવ છેકે "રાણી સાહેબની પ્રજામાંથી યુરોપીયનનો જે માજીસ્ટ્રેટ આગળ ઇનસાફ થતો હોય કીંવા જે માજીસ્ટ્રેટ પાસે તેને ઇનસાફ માટે મોકલ્યો હોય તે માજીસ્ટ્રેટ આગળ પોતાની તજવીજ થવી જોઇએ એમ તે દાવો ન કરેતો તેવી પ્રજા તરીકેનો પોતાનો હક તેણે છોડી દીધેલોછે એમ સમજવું જોઇયે.

કા. ૮૪ એ કલમ ૭૨નો ભાગછે એમ સમજી તેનો અર્થ કરવો જોઇયે. અને તેવો તેણે અર્થ કર્યો એટલે રાણી સરકારની યુરોપિયન પ્રજાને કા. ૭૨થી જે હક મળ્યોછે તે તેણે છોડી દીધોછે એમ સમજ્યા અગાઉ તે કલમથી પોતાને મળેલા હકની તેને સ્પષ્ટ પ્રકારે માહિતી આપી હતી અને તમે તમારો હક કહોછો કીંવા નહી એ બદલનો નિરણય કરવાને તેને વખત આપ્યો

હતો ખરેખરી રીતે સાબિત થવું જોઇએ. હવે આ કામની હકીકત જોતાં એટલુંજ જણાય છેકે મિસ્તર ક્યાસપર્જને માજીસ્ત્રેટે એટલોજ સાદો પ્રશ્ન કર્યો કે "અમે તમારો ઇનસાફ કરીએ તેમાં તમારા પોતાના સબંધી તમારે કાંઈ હરકતછે કે કેમ"! આ ઉપરથી મિસ્તર કયાસપર્જે એ "અમારો ઇનસાફ કરવાને અમારી કાંઈ હરકત નથી" એવો સ્વાભાવિક રીતે જવાબ આપ્યો હશે. પરંતુ જો તેને એવો પ્રશ્ન કર્યો હોતકે "તમો "રાણી સાહેબની યુરોપીયન પ્રજામાંના એક છો એમ હું જાણુંછું અને જે વર્ગનો હું માજીસ્ત્રેટ નથી એવા વર્ગના માજીસ્ત્રેટ શિવાય બીજા માજીસ્ત્રેટથી ઇનસાફ મારી બાબતમાં થઈ શકે નહી એમ કહેવાનો તમોને હકછે તે હક તમો બતાવોછો કે નહી"!, એ બતાવવાની જવાબદારી તમારા પરછે. પરંતુ એવા પ્રકારનો એકે પ્રશ્ન કર્યાનું આ કામમાં જણાતું નથી માટે આસીસ્ટંટ માજીસ્ત્રેટની રૂબરૂ ચાલેલું કામ ગેરકાયદેશર હતું અને તેથી તે માજીસ્ત્રેટે ઠરાવેલું તોહોમત અમે રદ કરીએ છીએ.

---

ક્રી. પ્રો. કા. ૭૨ માજીસ્ત્રેટ અથવા જસ્ટિશ આફ પીપીસ અથવા સેશન જડજ પોતે રાણી સાહેબની વિલાયતી રૈયત નહી હોય, તો તેને રાણી સાહેબની વીલાયતની રૈયતની ઉપરની ફરિયાદીની ચોકશી કરવાનો અથવા તોહોમતનો ઇનસાફ કરવાનો અધિકાર નથી.

માજીસ્ત્રેટ, ૧લા વર્ગનો માજીસ્ત્રેટ અને જસ્ટિસ આફ ધી પીસ નહી હોય તો તેને સદરહુ પ્રકારનો અધિકારછે એવું સમજવું નહીં.

જસ્ટીશ આફ ધીપીશ ૧લા વર્ગનો માજીસ્ત્રેટ નહી હોય તો તેને સદરહુ પ્રકારનો અધિકાર છે એમ સમજવું નહીં.

ક્રી. પ્રો. કા. ૮૮ રાણી સાહેબની વિલાયતી રૈયતનો જે માજીસ્ત્રેટની આગળ ઇનસાફ થતો હોય અથવા જે માજીસ્ત્રેટને ત્યાંહાં તેનો ઇનસાફ થવા સારૂ તેને મોકલ્યો

હોય તે માજીસ્ત્રેટની આગળ પોતાની તજવીજ રાણી સાહેબની વિલાયતી રૈયત પ્રમાણે થવાનો તે દાવો નહી કરશે તો રાણી સાહેબની વિલાયતી રૈયત પણાનો પોતાનો હક તેણે છોડી દીધો એવું સમજવું.

પોતાની આગળ આણેલો કોઈ સખસ રાણીસાહેબની વિલાયતી રૈયતછે એવું માનવાનો માજીસ્ત્રેટને સબબ જણાય તો તે સખસ રાણી સાહેબની વીલાયતી રૈયત છે કે નહી તે તેને પુછવું એ, તે માજીસ્ત્રેટનું કામછે.

---

## સરકાર વિરૂદ્ધ સુરજ નારાયણદાસ અને બીજા.

તા. ૧૫ જુન સને ૧૮૮૦

વા. ૬ પા. ૮૮ } આ કામમાં સેશન જડજે આપેલો ફેસલો કાયમ રાખવામાં આવશે એમ મને દેખાતું નથી. પક્ષકારોએ આપેલી હકીકતથી કામની હકીકત જણાઈ આવેછે એવીકે:—પોતાની જમીનમાંના અને બીજી જે જમીનની માલકી બદલ સંશયછે એવી જમીનમાંના તોડેલા વાંસની જકાત લેવાનો પોતાનો હકછે એમ ટીપરના મહારાજાનું કહેવુંછે. અને જે જમીનની માલકી બદલ સંશયછે તે જમીન શીલહતના કલેકટરે આ કામમાંના બીજા પક્ષકારને આપી હતી એમ દેખાય છે તે બીજા પક્ષકારે અરજ કર્યાથી તે કલેકટરે એવું જાહેરનામુ પ્રસિધ કર્યુ કે માહારાજાની તરફથી આ જમીનમાંના વાંસપર કોઈએ જકાત લેવી નહી અને કોઇ લેશે તો તે કામ ગેરકાયદેસર થશે. એવું જાહેરનામું પ્રસિધ થયા છતાં માહારાજાના લોકોએ જકાત વસુલ કરી અને તેથી તંટો ઉત્પન્ન થયો. અને તેથી આસિસ્ટંટ કમિશનરે કેટલાક લોકોને સખત મજુરીની કેદની અને દંડની શિક્ષા કરી. તે વખતે તે આરોપિતે સેશન જડજને અપીલ કરી. તેમાં સેશન જડજે ફેસલો કર્યો તે ચમતકારીકછે એમ અમારો અભિપ્રાયછે. સેશન જડજે પોતાના ફેસલામાં એવું કહ્યુંછે કે, "તે કલેકટરનો હુકમ જ્યાંહાં

સુધી રદ ન થતાં કાયમછે,ત્યાંહાં સુધી તે હુકમ અમાન્ય કરવાનો અને પોતાના હાથમાં કાયદો લેવાનો અપેલંટને હક નથી. કલેકટરે કરેલો હુકમ કાયદેશર છે કીંવા નહીં એનો વિચાર કરવાની આ કોરટને જરૂર નથી. અપેલંટે જોઇએ તો દિવાની રાહે તજવીજ કરવી." હવે શેશન જડજના કહેવાથી એમ થાયછે કે જે જાહેરનામુ પ્રસિધ્ધ કરવું બરોબરછે એમ દેખાય તો તે જાહેરનામું જોઇયે તે સરકારી નોકરે પ્રસિધ્ધ કરવું અને તે જાહેરનામા વિરૂદ્ધ કોઇ વરતે તો તેને શિક્ષા આપવી. કામ કરનારા અમલદારે લોકોની સુલેહ રાખવાના ઉદેશે અને બીજા કારણ વાસ્તે હુકમ કરવો એમ તેને સને ૧૮૭૨ના આક્ટ ૧૦ ઉપરથી અધિકારછે. સબબ તેની યોગ્યતા વિશે તે વખતે તપાસ કરવાનો કોરટને અધિકાર નથી. પરંતુ તેનો તે હુકમ તોડ્યાથી જે વખતે કોઇને ગુન્હેગાર ઠરાવે તે વખતે તેનો તે હુકમ કાયદેશર છે કીંવા નહીં તેના વિચાર કરવાનો કોર્ટને અધિકારછે. સબબ શેશન જડજની રૂબરૂ જે વખતે કામ આવે તે વખતે શેશન જડજે તે હુકમના કાયદેશરપણા વિશે વિચાર કરવો જોઇયે. પણ તે કર્યો. નથી માટે આ કામ તે વાતનો વિચાર કરવા પાછું મોકલવું જોઇએ. અને મુકેલું તોહોમત રદ કર્યુંછે.

---

## સરકાર વિરૂદ્ધ હુસેન બક્ષ અને બીજા.

તા. ૨૪ જુન ૧૮૮૦

વા. ૬ }
પા. ૯૬ } એક હુલ્લડ થયું તેમાં બે ટોળાં હતાં. પ્રત્યેક ટોળાપર જુદું જુદું તોહોમત મુકી પ્રત્યેક ટોળાને જુદા જુદા શેશન કમિટ કર્યા. તે ઇનસાફ શેશન જડજે જ્યુરીની સાથે કર્યા. તે પૈકી એક કામમાં સરકાર તરફનો પુરાવો લીધા પછી જીલ્લા જડજે આરોપિતના વકીલોની સમંતિ લઇ આરોપિતનો પુરાવો લેવાનું કામ તહકુબ કર્યું. અને પછી તેજ જ્યુરીની રૂબરૂ

બીજા કામમાંના સરકાર તરફના સાક્ષીદારની જબાની લેવાને શરૂ કર્યું. પછી પહેલાં પહેલા કામમાંના આરોપિતનો પુરાવો લીધો પછી સર્વ વકીલોની તકરાર અને સરકારી વકીલનો જવાબ લઈ બેઉ કામની વાત જ્યુરીને કહી અને જ્યુરીએ તે સર્વ આરોપિતના સબંધે પોતાનો ઠરાવ કહ્યો. તેપર આરોપિતે હાઈકોર્ટને અપીલ કર્યાથી ઠરાવ્યું કે-

એવા પ્રકારના કામમાંનો ઈનસાફ તદન જુદો જુદો કરવો જરૂર છે, એવો જે એક નિયમ છે. તે નિયમ શેશન જડજે ચલાવેલા કામથી તદન અમાન્ય થયોછે અને તેથી આરોપિતના હિતને મોટો ધોકો થયોછે એટલા માટે શેશન જડજે મુકેલું તોહોમત રદ કરવું જોઇયે.

---

## સરકાર વિરૂદ્ધ સમશેરખાન અને બીજા.

તા. ૧૧ જુલાઈ ૧૮૮૦

વા. ૬ } એ ટોળામાંના ઘણા લોકોએ પોતાની પાસે
પા. ૧૫૪ } પ્રાણઘાતક હથીયાર લઈ જાણી બુજીને દંગો કર્યો તેમાં એક માણસ માર્યો ગયો. તે પાકી વયનો હતો એમ પુરાવાથી દેખાયછે. અને જે ટોળામાંનો તે માણસ છે તે ટોળાના વિરૂદ્ધ ટોળાએ અયોગ્ય રીતે કામ ચલાવ્યાથી તે મુઓ નથી એમ દેખાયછે તો તે ગુન્હો ખુનનો નથી પણ ખુન નહીં એવા શિક્ષિણીય મનુષ્યવધનો છે (સન ૧૮૬૦ ના આકટ ૪૫ ના કા. ૩૦૦ નો અપવાદ ૫ જુઓ.)

---

પી. કો. કા. ૩૦૦ અપવાદ ૫ સરકાર વિરૂદ્ધ રહીમુદીન નાજીરમહમદ વીગરેના ફેસલો પાને ૫૩૫ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ નિસ્તર શઉર.

તા. ૨૮ જુન ૧૮૮૦

વા. ૬ } કસબણનો ધંધો ચલાવવો બંધ કરવાની
પા. ૧૬૩ } કોઈ સ્ત્રીની ઈચ્છા હોય તો ચોપડીમાં

નોંધાવેલું પોતાનું નામ કાઢી નાખવા વિશે અરજ કરવાનો તેને સને ૧૮૬૮ના આકટ ૧૪ના ઠરાવ ઉપરથી હક છે. અને સદરહુ આકટ પ્રમાણે કરેલા નિયમથી કીંવા નીયમના એકાદ ભાગથી તેવું કરવાનો તેને પ્રતિબંધ આવતો હોયતો તે નિયમ કીંવા નિયમનો ભાગ અધિકાર નહી છતાં કર્યોછે એમ સમજી તે રદ છે એમ માનવું.

સદરહુ આકટની કા. ૧૧ પ્રમાણે એકાદ સ્ત્રીપર માજીસ્ત્રેટની રૂબરૂ કામ ચાલ્યું હોય તો મેં કસબણનો ધંધો કરવો બંધ કર્યોછે અને કા. ૨૧ પ્રમાણે બુકમાંથી નામ કમી કરવા વિશે તજવીજ કરેલી છે એમ તકરાર કરવાનો તેને પ્રતિબંધ આવતો નથી અને એવે પ્રકારે તેણે આપેલો જવાબ લેવાનો માજીસ્ત્રેટને અધિકાર છે.

---

સને ૧૮૬૮ ના આકટ ૧૪ ની કા. ૧૧ જે જગાને આ આકટ લાગુ હોય તે જગાએ કહી કહી વખતે અને કયે કયે ઠેકાણે આ આકટ પ્રમાણે તપાસ કરવી તે બાબત અને તે તપાસ કરવાનો અને તેનો પરીણામ લખી મુકવાનો બંદોબસ્ત કરવા બાબત તે જગાને સારૂ આ આકટનું ધોરણ રાખીને કાનુનો કરવાનો ઠેકાણા ઠેકાણાની સરકારને અધિકાર છે. આ કલમ પ્રમાણે કરેલી કાનુનોની જે નકલ હોય તે ઊપર સદરહુ સરકારના શેક્રેટરીએ સહી કરી હોય તો તે નકલને આ આકટનાં કારણ સારૂ તે કાનુનો કરી છે એ બાબતનો પુરાવો સમજવો,

ઠેકાણા ઠેકાણાની સરકાર વખતે વખતે જે માણસોને ઠરાવે તથા જે મુદત અને જે નમુનો ઠરાવે તે માણસો ઉપર તે મુદતે અને તે નમુના પ્રમાણે રિપોર્ટ મોકલવાનો સદરહુ પ્રકારની તપાસ કરનારાં માણસોને હુકમ કરવાનો પણ અધિકાર તે સરકારને છે.

વૈદિકય અમલદાર નહીં હોય એવા કોઈ માણસને સદરહુ તપાસ કરવાને નિમ્યો હોય તે માણસ અને નોં-

ધાયલી કોઇ બાયડી આ કલમ પ્રમાણે કરેલી હરકાંઈ કાનુન પ્રમાણે નહી ચાલશે તો તે માણસની ઉપર અ-થવા તે બાયડીની ઉપર તે વાત માજીસ્ત્રેટની આગળ સાબિત થયા પછી તે માણસને અથવા તે બાયડીને ઘણામાં ઘણી એક મહીના સુધી આશાન કેદની શિક્ષા થશે અથવા સો રૂપિયા સુધી દંડ થશે અથવા એ બેઉ શિક્ષા થશે.

એજ આક્ટની કા. ૨૧ કોઇ બાયડી આ આકટ પ્ર-માણે નોંધાઇ હોય અને જે જગાએ કસબેણનું કામ ચલાવવાનું બંધ કરવાની તથા સદરહુ બુકમાંથી પોતાનું નામ કહડાવવાની તેની ઇછા હોય તો તેણે કહી રીતે કામ ચલાવીને પોતાનું નામ કહડાવવું તે રીત ઠરાવવા બાબત ઠેકાણું ઠેકાણાંની સરકારે કાનુન કરવી.

---

## સરકાર વિરૂદ્ધ ગોગનચંદર ઘોસ.

તા. ૧૯ જુલાઈ ૧૮૮૦

વા. ૬
પા. ૨૪૭

અએ એક ખતની રૂએ પોતાના કર-જદારપર દાવો કર્યો. તે ખત ઉપર કરજ-દારની સહી ખરી નથી એમ તે દિવાની કોરટે ઠરાવ્યું અને અ ઉપર બનાઉ લેખ કર્યાબદલ ફોજદારીમાં કામ ચલાવવાનો હુકમ કર્યો. અનો ઈનસાફ જ્યુરીની રૂબરૂ થયો તે વખતે ફરિયાદીએ તે દિવાની કોર્ટનો ફેસલો પુરાવામાં આપ્યો. શેશન જડજે જ્યુરીને કામ સમજાવતી વખતે તે ફેસલામાંના મજકુરપર તેણે કેટલીક ટિકા કરી અને પછી, અએ અપરાધી છે એમ જ્યુરીએ ઠરાવ્યું. તે ઠરાવપર અએ હાઈકોર્ટને અપિલ કરી. તેમાં હાઈ કોરટે ઠરાવ્યું કે દિવાની કોર્ટનો ફેસલો પુરાવામાં લીધો તે ગેરકાયદેસર લીધોછે અને બાકીનો પુરાવો અ ઉપર તોહોમત સાબિત કરવાને બસ નથી, સબબ તોહોમત રદ કરીએ છીએ.

---

## સરકાર વિરૂદ્ધ નુરઅક્ષકાની અને બીજા.

તા. ૨૦ જુલાઈ ૧૮૮૦

વા. ૬ પા. ૨૭૯ } ગેરકાયદે મળેલી મંડળીમાંનો આશામી હોવાથી તે બદલ એક કેદીની બીજા લોકો સાથે ચોકસી થઈ, તે વખતે તેણે પોતાના અને બીજા લોકોના અંગપર આવે એવો મજકુર કમિટિંગ માજીસ્ત્રેટની રૂબરૂ કહ્યો હોય અને પછી તેણે તે મજકુરે ના કબુલ કરી પોતાનો છુટકો થવા માટે બીજી રીતનો મજકુર કહેવાને યત્ન કર્યો હોય તો તેણે કહેલો તે મજકુર બીજા લોકો વિરૂદ્ધ પુરાવાના આક્ટની કા. ૩૦ ઉપરથી પુરાવામાં લેવાને હરકત નથી. કારણ તે તેની કબુલત નથી, કીંવા તેનાપર આવેલા તોહોમત બદલ તે અપરાધી છે એમ તેણે કબુલ કર્યા પ્રમાણે થતું નથી પરંતુ તે મજકુરે કેવળ તેણે પોતાના બચાવ વાસ્તે કહ્યો એમ થાયછે અને એવી વખતે તેણે જો બીજા લોકોનાં નામ કહ્યાં હોય તો તે નામ ગેર લાગુ થશે અને તેણે કહેલો મજકુર બીજા લોકોની વિરૂદ્ધ બીલકુલ પુરાવા તરીકે ઉપયોગી થશે નહીં.

શેશન કોર્ટની રૂબરૂ ઇનસાફ ચાલતા છતાં જડજે સરકાર તરફના સાક્ષિદારની પ્રથમ જુબાની લીધા પછી, જે મુદ્દાનો નિકાલ ઉલટ તપાસણીમાં યોગ્યરીતે થવા સંભવેછે એમ તેને માહીત હતું એ મુદ્દાપર પુષ્કળ વખત સુધી શેશન જડજે તે શાક્ષીને સવાલ કર્યા.

તેમાં ઠરાવ્યું કે એવે પ્રકારે કામ ચલાવવું તદન ગેરકાયદેસર અને પુરાવાના આક્ટની કા. ૧૩૮ માંના ઠરાવ વિરૂદ્ધ છે.

વકીલે કાંઈ મુદ્દાના સવાલ કરવાનું જો છોડી દીધું હોયતોજ માત્ર શાક્ષીદારોને સવાલ કરવાનું કામ કોર્ટનું છે, નહીં તો નથી; અને સર્વ સાધારણ નિયમ તરીકે પુરાવાના આક્ટની કા. ૧૩૮ માં કહ્યા પ્રમાણે શાક્ષીદારોને તપાસવાનું કામ વકીલનેજ સોંપવું એછે.

પુરાવાના આક્ટની કા. ૩૦ શરકાર વિરૂદ્ધ અમૃતા ગોવિંદાનો ફૈસલો પાને ૬૫ મે છે તે નિચે જુઓ.

પુરાવાના આક્ટની કા. ૧૩૮ સાહેદોની પ્રથમ મુખ્ય તપાસણી કરવી, પછી (જો સામા પક્ષકારની ઇચ્છા હોય તો) ઉલટ તપાસણી કરવી, અને ત્યારબાદ (શાહેદને બોલાવનાર પક્ષકારની ઇછા હોય તો) ફરી તપાસણી કરવી.

મુખ્ય તપાસણી, તથા ઉલટ તપાસણી લગતી હકીકત બાબત હોવી જોઇયે, પણ ઉલટ તપાસણીમાં જે હકીકત સાહેદ મુખ્ય તપાસણીમાં લખાવી હોય તેજ કહીકત વિશે માત્ર સવાલ પુછવા એવી જરૂર નથી.

ઉલટ તપાસણીમાં જે બાબતોનો બોધ થયો હોય, તે બાબતનો ખુલાસો થવાનાં કારણસર સવાલો ફરી તપાસણીમાં પુછવા, અને ફરી તપાસણીમાં કોર્ટની પરવાનગીથી કાંઈ નવી બાબત નીકળે, તો તે બાબત વિશે ફરી ઊલટ સવાલ પુછવાને સામો પક્ષકાર મુખત્યારછે.

---

સરકાર વિરૂદ્ધ શંકરગોપ.

તા. ૧૭ સપટેમ્બર ૧૮૮૦

વા. ૬ } નેપાલના રાજાની પ્રજામાંના એક માણસે
પા. ૩૦૭ } નેપાલમાં કાંઈ ઢોર ચોરી બ્રિટિશ રાજ્યમાં આણ્યો, તેને અહીઆં પકડયો અને તેના પર પી. કો કા. ૪૧૧ પ્રમાણે ચોરીનો માલ પોતાની પાસે રાખ્યા બદલ તોહોમત મુકી તેને એક માજીસ્ત્રેટે એક વર્ષની સખત મજુરીના કેદની શિક્ષા કરી. આ કામની બ્રિટિશ સરકારના મુલકમાંની માજીસ્ત્રેટને ચોકશી કરવાનો અધિકાર નથી એમ જીલ્લા માજીસ્ત્રેટનો અભિપ્રાય હોવાથી તેણે તે કામ હાઈ કોરટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ્યુંકે.

આરોપિતપર પી. કો. કા. ૪૧૧ પ્રમાણે તોહોમત સાબિત કર્યુંછે તે કાયદેશીર છે. તેણે નેપાલના રાજ્યમાં

ચોરી કરી. અને ચોરીનો માલ બ્રિટિશ મુલકમાંથી તેના કબજામાંથી જડ્યો; સબબ ક્રી. પ્રો. કા. ૬૬ ઉદાહરણ બ પ્રમાણે તેનો ઈનસાફ કરવાનો અત્રેની કોર્ટોને અધિકારછે. આમાં તેણે ચોરીનો જે ગુન્હો કર્યો તે બ્રિટિશ મુલુક બાહાર કરેલો હોવાથી ચોરીના તોહોમત બદલ તેનાપર ઇનસાફ થાય નહીં પણ ચોરીનો માલ તાબામાં રાખ્યા બદલ તેને શિક્ષા કરવાનો અત્રેની કોરટોને અધિકાર છે સબબ તોહોમત રદ નહીં કરતાં કાયમ રાખીએ છીએ.

---

પી. કો. કા. ૪૧૧ ચુમનશા અને બીજાની બાબતનો ફેસલો પાને ૫૦૭ મેછે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૬૬ સરકાર વિરૂદ્ધ પિરભાઈનો ફેસલો પાને ૬૦ મેછે તે નિચે જુઓ.

એ કલમનું ઉદાહરણ બ. ચોરીનો માલ લેવાનાં અથવા રાખવાનાં તોહોમતની ચોકશી તથા ઈનસાફ જે ડિસ્ત્રિકટમાં માલ ચોર્યો હોય તે ડિસ્ત્રિકટમાં કરવો, અથવા તે માલમાંનો કાંઈ માલ જે ડિસ્ત્રિકટમાં કોઈ પણ વખતે બદ દયાનતથી લીધો અથવા રાખ્યો હોય તે ડિસ્ત્રિકટમાં કરવો.

---

## મતિલાલ ઘોસ અને બીજા એઓની બાબતમાં

તા. ૭ અકટોમ્બર ૧૮૮૦

વા. ૬ પા. ૩૦૮ } એકાદ દીવાની કીંવા ફોજદારી કોરટમાં ચાલેલા કામમાંના એકાદ પક્ષકારે કીંવા સક્ષિદારે ખોટિ પ્રતિજ્ઞા કરીછે કીંવા ન્યાયની વિરૂદ્ધ એકાદ બીજો ગુન્હો કર્યોછે એમ તે દિવાની કીંવા ફોજદારી કોરટને માનવાને યોગ્ય કારણ હોય તો પોતાની કોરટમાં જેટલી ચોકશી થઈ હોય તેથી જયાદે ચોકશી ન કરતાં તે માણસપર ફોજદારીમાં કામ ચલાવવા વિશે હુકમ કરવાનો તે દિવાની કીંવા ફોજદારી કોરટને ક્રી. પ્રો. કા. ૪૭૧

ઉપરથી અધિકાર છે.

પરંતુ તે કોર્ટના હુકમપર અપીલ થયાછતાં તે અપીલનો નિકાલ થતાંસુધી તે માણસપર ફોજદારીમાં કામ ચલાવવાનું તહકુબ કરવું એ સારૂ.

---

ક્રી. પ્રો. કા. ૪૭૧ થાણાના શેશન જડજના પત્ર નંબર ૪૪૧૪ થી થએલો ઠરાવ પાને ૨૩૭ મે છે તે નિચે જુઓ.

---

### જગતચંદર મુજમુદાર વિરૂદ્ધ કાશીચંદર મુજમુ.

તા૦ ૨૯ શપટેમ્બર ૧૮૮૦.

વા. ૬ પા ૪૪૦ } ક્રી. પ્રો. કા. ૪૬૮ માં ફોજદારીમાં કામ ચલાવવા બદલ મંજુરી આપવાનો જે અધિકાર આપ્યોછે તે જે કોર્ટની રૂબરૂ તે અપરાધ થયાનું કહેતા હોય તે કોર્ટને કીંવા તે કોર્ટની ઉપરની કોર્ટને માત્ર છે.

એકાદ દાવામાંના પુરાવાનો વિચાર કર્યા સિવાય જો તે દાવાનો નિકાલ થયો હોય, તો જે કોર્ટમાં તે દાવો થયો તે કોરટને તે દાવામાંના કોઈ પક્ષકાર પર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી આપવાનો ક્રી. પ્રો. કા. ૪૬૮ ઉપરથી અધિકાર હોય તો પણ તેણે તેવી મંજુરી આપવી નહી. અને તે કોર્ટ જો તેવી મંજુરી આપશે તો તે કોરટે તે મંજુરી અપોગ્ય રીતે અને અવિચારે આપી છે એમ સમજવામાં આવશે, કારણ કે તે દાવામાંના વાદીનું માગણું કીંવા પ્રતિ વાદીનો જવાબ એ પ્રમાણીકપણાનો છે કીંવા નહી એનો નિર્ણય કરવાને તે કોરટને વખત મળ્યો નહોતો.

---

### ક્રી. પ્રો. કા. ૪૬૮ સરકાર વિરૂદ્ધ પરસાપા માહાદેવ

આપાનો ફેસલો પાને ૩૦૧ મે છે તે નિચે જુઓ.

---

**ચંદરકાંતદે અરજદારની બાબતમાં.**

તા૦ ૯ નવેમ્બર ૧૮૮૦.

વા. ૬ પા. ૪૪૫ } અરજદારપર દીવાનીમાં એક હુકમનામું થયું હતું. તેમાં અમુક ઠેકાણે તારે ઝુંપડી બાંધવી નહી એમ જડજે અરજદારને તાકીદ કરી હતી. તે તાકીદને નહી માની અરજદારે તે ઠેકાણે ઝુપડી બાંધી. તેથી જડજે પી. કો. કા. ૧૮૮ પ્રમાણે હુંકમ નહી માન્યા બદલ અરજદારને ફોજદારીમાં મોકલવાનો હુકમ કર્યો. તે કામ માજીસ્ત્રેટ પાસે ગયાથી તેણે કા. ૧૮૮ પ્રમાણે આ કામમાં તજવીજ થઈ શકે નહી એમ ઠરાવી ક્રી. પ્રો. કા. ૨૧૧ પ્રમાણે છોડી દીધો તે માજીસ્ત્રેટનો અભિપ્રાય જીલ્લા જડજને ના પસંદ લાગ્યાથી તે જડજે નિચેનો પ્રશ્ન હાઈકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યો:—

" દીવાની કોરટે કરેલો હુકમ અમાન્ય કર્યા છતાં તે પ્રસંગે પી. કો. કા. ૧૮૮ લાગુ પડે કીંવા નહીં ?"

તે કામમાં ઠરાવ થયો કે સરકારી અમલદાર સાર્વજનીક કામ માટે જે હુકમ પ્રસિધ્ધ કરે છે તે હુકમને માત્ર કા. ૧૮૮ માંના ઠરાવ લાગુ પડેછે. અને દિવાની દાવામાં પક્ષકારોની દરમિયાન થયેલા હુકમને તે કલમ લાગુ પડતો નથી.

એકાદ દાવામાંના પ્રતિવાદીએ એકાદ તાકિદ અમાન્ય કર્યા છતાં તેને તુરંગમાં મોકલવો એટલોજ ફકત દિવાની કોર્ટને માર્ગછે.

---

પી. કો. કા. ૧૮૮ સરકાર વિરૂદ્ધ રણછોડ દયાળજીનો ફેસલો પાને ૬૬ મેછે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૧૧ (બાબ ૧૯ મામાંછે) આ બાબ મુજબ ઈનસાફ થયેલાં કોઈપણ કામમાં અગર તે મા-

જીસ્ટ્રેટ એવો ઠરાવ કરે કે તોહોમતવાળો સખસ તકસીરવાર નથી, તો તેણે તેને છોડી મુકવાનો હુકમ દફતરમાં લખવો.

અગર તે તોહોમતવાળા પર ગુન્હો સાબિત થાય તો તે માજીસ્ટ્રેટે તેની ઉપર કાયદા મુજબ શિક્ષાનો હુકમ કરવો.

ઈનસાફનું કામ ચાલતું હોય તેવામાં જાતે હાજર થવાની તોહોમતવાળા સખસને માફી આપી હોય ત્યારે શિક્ષાનો હુકમ ફકત દંડ બાબત જોહોય, અને તે તોહોમતવાળા સખસને મુખતિયારની મારફતે હાજર થવાની પરવાનગી આપી હોય તો તે હુકમ મુખત્યારની હજુરમાં કહી સંભળાવવો, અથવા તે શિક્ષાનો હુકમ સાંભળવા સારૂ તોહોમતવાળાને હાજર થવાનું ફરમાવવું.

---

**ચંદ્રોમારવાડી વિરૂદ્ધ મહમદ ઈશાક મહમદ ઈશાક અરજદારની બાબતમાં.**

તા૦ ૨૯ નવેમ્બર ૧૮૮૦.

વા. ૯ પા. ૪૭૯ } એક આસીસ્ટંટ માજીસ્ટ્રેટે આરોપિતપર વિશ્વાસઘાત કર્યાનું તોહોમત તા૦ ૧૨ અગષ્ટ ૧૮૮૦ ને રોજ સાબિત કર્યું લેફટેનેન્ટ ગવનરના તેજ તારીખના હુકમ ઉપરથી તે આસીસ્ટંટ માજીસ્ટ્રેટને પહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર મળ્યો હતો. પણ તેને પોતાને અધિકાર મળ્યોછે એ વાત તા. ૨૩ અગષ્ટ ૧૮૮૦ સુધી કહી નહોતી. તેણે કરેલા આરોપ પર આરોપિતે જીલ્લા માજીસ્ટ્રેટને અપિલ કરી અપિલમાં જીલ્લા માજીસ્ટ્રેટે આરોપિતને છોડી દીધો તે વખતે ફરિયાદી તરફથી હાઈકોર્ટને એવા કારણથી અરજ કરી કે તે આસીસ્ટંટ માજીસ્ટ્રેટને ફુલપાવર માજીસ્ટ્રેટનો અધિકાર આપવા વિશે લેફટેનેંન્ટ ગવરનરે જે તારીખે હુકમ કર્યો તે તારીખ પછી તે આસીસ્ટંટ માજીસ્ટ્રેટના હુકમ ઉપર અપિલ ચાલવા જોગ નથી, એમ છતાં અપીલ

બઇ જીલ્લા માજીસ્ત્રેટે આરોપિતને છોડી દીધા બદલ જે હુકમ કર્યા છે તે રદ્દ કરવો.

તેમાં હાઇ કોરટે ઠરાવ્યું કે લેફટેનેન્ટ ગવરનરે જે તારીખે તે હુકમ કર્યો તે તારીખે આસીસ્ટંટ માજીસ્ત્રેટને પહેલા વર્ગનો અધિકાર મળ્યો એવી જોકે કલ્પના કરી તો પણ જીલ્લા માજીસ્ત્રેટનો હુકમ રદ કરવા અગાઉ, એમ સાબિત કરી બતાવવું જોઇએ કે, આસીસ્ટંટ માજીસ્ત્રેટે આરોપિતપર તોહોમત સાબિત કરતા અગાઉ તેજ દિવસે લેફટેનેન્ટ ગવરનરે તે હુકમ પર સહી કરી હતી તેમ બતાવવામાં આવ્યું નથી, સબબ જીલ્લામાજીસ્ત્રેટનો હુકમ રદ કરવામાં આવતો નથી.

---

## સરકાર વિરૂદ્ધ મીર ઇકરાર અલ્લી.

તા. ૩ ડીસેમ્બર ૧૮૮૦

વા. ૬. } આરોપિતે તા. ૧૮ ડીસેમ્બર ૧૮૭૯ને રોજ,
પા. ૪૮૨ } એક દસ્તાવેજ નોંધવા વાસ્તે હાજર કર્યા તે ખતપર પહેલાં તા. ૬ અગષ્ટ ૧૮૭૯ની હતી એમ કહેછે. તે તારીખ જો કાયમ હોતતો દસ્તાવેજ નોંધાવવા વાસ્તે આપવાની જે કાયદામાં મુદત કહેલી છે તે મુદત પછી તે નોંધવાને આપ્યો એમ થયું હોત. પણ તે દસ્તાવેજ મુદતમાં આણવા માટે આરોપિતે તે પહેલી તારીખ ફેરવી તે ઠેકાણે તા. ૨૬ અગષ્ટે નાખી કીંવા તે તારીખ ફેરવીછે એમ માહીત છતાં તેણે તે દસ્તાવેજ નોંધવા વાસ્તે હાજર કર્યા એમ કહેછે. એવિ હકીકત છતાં તારીખમાં ફારફેર કરવો એ વાત ખોટા દસ્તાવેજ કર્યા બરાબર નથી, કારણ પી. કો. કા. ૪૬૪ ની રકમ ૨ માંના અર્થ પ્રમાણે એ કરવું એ એકાદ હીતવાળા ભાગમાં બદદયાનતથી કીંવા કપટે ફેરફાર કરવા પ્રમાણે થતું નથી.

તે દસ્તાવેજ ખરો નહોતો કીંવા એકાદ ખોટુ ખત કરી ખોટો હક કહેવા એવો આરોપિતનો હેતુ હતો એમ કોઇપે

તકરાર કરી નથી. નોંધણીના કામના સબંધે એકાદ હીતની વાત વિશે નોંધણી કરનારા અમલદારની ચુક થાય એ હેતુથી તેણે તારીખ બદલીછે એ સ્પષ્ટછે. એવી વાત છે એટલા માટે આરોપિતનું આ કૃત્ય પી. કો. કા. ૧૯૨, ૧૯૩ ઉપરથી ખોટો પુરાવો બનાવ્યાનો ગુન્હો થાય છે અને કા. ૧૯૬ પ્રમાણે બનાઉ પુરાવાનો ઉપયોગ કર્યાનો ગુન્હો થાય છે. એમછે તેથી સેશનજડજે આપેલી શિક્ષા કમી કરી સખત મજુરીની બે મહીનાની કેદની શિક્ષા અમે કરીએછીએ અને દંડની કાયમ રાખીએછીએ.

---

પી. કો. કા. ૧૯૩ સરકાર વિરૂદ્ધ જીજીભાઈ વજાનો ફેસલો પાને ૭૬ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૯૨ સરકાર વિરૂદ્ધ નિપરછાનો ફેસલો પાને મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૯૬ સરકાર વિરૂદ્ધ ખીરોદચંદર મુજમુદારનો ફેસલો પાને ૫૫૩ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ નોબો ગોપાલ બોસ
### લિગલરિમેમ્બ્રનસરે કરેલી અરજીની બાબતમાં.

તા. ૭ ડીસેમ્બર ૧૮૮૦

વા. ૬ / પા. ૪૯૧ } એક કામ બરદ્વાન કોર્ટમાંથી કાઢી હુંગલીની કોર્ટમાં ઇનસાફ માટે મોકલવાનો હી.

પ્રો. કા. ૬૪ ના આધારે હાઇકોરટને આ અરજ થઈ હતી.

સદરહુ પ્રમાણે અરજ કરવાનું કારણ શું હતું એ બરદ્વાનના જીલ્લા માજીસ્ત્રેટ મીસ્તર સ્ટીકન્સ એ કરેલી આફીડેવિટમાં લખ્યુંછે અને તે એકે આ જીલ્લામાં આ કામની બાબતમાં મોટી ગરબડ ઉઠેલીછે ફરિયાદી અને આરોપિત પૈકી એક આરોપિત એઓનો આ ઠેકાણે મોટો દોર છે અને આ જીલ્લામાંના કેટલાક લોક કોઈ કોઈની પક્ષમાં છે.

આ કામ એક જીલ્લામાંથી કાઢી બીજા જીલ્લામાં કેમ ન મોકલવું તેનું કારણ બતાવવા આરોપિતને નોટીશ થઈ તે વખતે તે કારણ બતાવવા આરોપિત તરફથી નિચે પ્રમાણે તકરાર થઈ.

"મિસ્તર સ્ટીવને પોતાની આફીડેવીટમાં લખેલું કારણ બસ નથી, તેણે આ સર્વ મજકુર સાંભળ્યા પરથી લખ્યોછે અને તેને આ માહીતી આપનાર પૈકી એકેનું નામ તેમાં લખ્યું નથી. આરોપિતે પોતાની આફીડેવીટમાં એમ લખ્યુંછે કે "બરદ્વાન જીલ્લામાં મારો કાંઈ દોર નથી કોર્ટના હુકમથી મે ૩૨ સાક્ષીદારને સમન કર્યાછે અને તેના ખરચ બદલ મેં કોર્ટમાં રૂ૩૦૦) ભર્યાછે અને તેમાંના ઘણા સાક્ષીદાર બરદ્વાનના રહેનારછે અને આ કામ જો બીજા જીલ્લામાં મોકલવામાં આવે તો મને જ્યાદે ખરચ લાગે તેમછે, બરદ્વાન જીલ્લાના જ્યુરોરીની યાદીમાંના ૨૯૦ પૈકી ફકત ૧૪ આશામી ને મારી ખરી ઓળખ હશે અને બાકીના ૧૮૦ જ્યુરર બીલકુલ મારી ઓળખના નથી. શિવાય જીલ્લા માજીસ્ત્રેટે પોતાની આફીડેવીટમાં જે કારણ લખ્યાંછે તે ઉપરથી કામ બીજા જીલ્લામાં મોકલવામાં આવ્યું એવો એક પણ રીપોર્ટ છપાયો નથી."

એ ઉપરથી ઠરાવ થયો કે જીલ્લા માજીસ્ત્રેટને આ જીલ્લામાં આવ્યાને ફકત ત્રણજ માસ થયા તે છતાં તેણે પોતાની આફીડેવીટમાં જે મજકુર લખ્યોછે તે સાંભળેલી વાત ઉપરથીછે. પોલીસના રીપોર્ટ ઉપરથી તેણે એ આફીડેવીટ કરીછે. અને આ કામ બીજા જીલ્લામાં મોકલવાને પોલીસની ઇછા હોય. બીજી રીતે જોતાં કેદીએ તે જીલ્લામાં ઇનિસાફ થાય એમ સમજી સર્વ બ્યવસ્થા કરીછે અને તે કામ વાસ્તે તેને પુષ્કળ ખરચ પણ થયોછે. જ્યુરર પૈકી ૧૮૦ લોકોની અને તેની બીલકુલ ઓળખાં નથી અને આ કામથી બરદ્વાન જીલ્લામાં બીલકુલ ગરબડ થઈ નથી.

અમુક જ્યુરરે અમુક પક્ષકાર તરફનોછે એમ જણાય તો બીજાને તેને માટે ના કહેવાનો હકછે બીજુ જ્યુરરોએ કરેલો ઠરાવ બરોબર નથી એમ જડજને દેખાય તો તે તે કામને હાઇકોર્ટમાં મોકલે તો તે ચાલે અને એ રીતે આખરે કામ હાઇકોર્ટમાં જવાનો આ એક માર્ગછે. સબબ એક જીલ્લામાંથી બીજામાં કામ મોકલવાને આથી કાંઈક જાસ્તી કારણ જોઇયે સબબ આ અરજ અમે નામંજુર કરીએછીએ.

---

ક્રી. પ્રો. કા. ૬૪ અબદુલ કાદરખાન વિરૂદ્ધ પરન્હી-નાના માજીસ્ત્રેટનો ફેશલો પાને ૪૨૫મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ કરીમદાદ

તા. ૯ ડીસેંબર ૧૮૮૦

વા. ૬ } આ કામમાં ડેપ્યુટી માજીસ્ત્રેટે કરેલો હુકમ
પા. ૪૯૬ } ગેરકાયદેશરછે એમ કહેવાય નહી. આરોપિતે કરેલી ફરીયાદીના ખરાપણાના સબંધે પોલીસના રીપોર્ટ ઉપરથી તે માજીસ્ત્રેટનો ગમે તેવો અભિપ્રાય થયો હોય. કરિમદાદ એ પોતાના સાક્ષીદાર લઈ આવ્યા છતાં અને પોતાનું કહેવું સાબિત કરવાની પરવાનગી માગ્યા છતાં તેનું અને તેના સાક્ષીદારનું કહેવું સાંભળ્યા શિવાય કીંવા તેણે કરેલી ફરિયાદ ખરીછે કીંવા ખોટીછે તેનો નિર્ણય કર્યા શિવાય તેનાપર પી. કો. કા. ૨૧૧ના આધારે તે માજીસ્ત્રેટથી કામ ચલાવાય નહી. કોઈ માણસે જે ફરિયાદ કરી તે ખરીછે એમ સાબિત કરવાનો તેને વખત મળ્યા શિવાય ખોટી ફરિયાદ કર્યા બદલ તેના પર કામ ન ચલાવવું એ સ્પષ્ટ ન્યાયછે. અને તેને જે એ વખત આપવો તે પોલીસ રૂબરૂ ન છતાં માજીસ્ત્રેટ રૂબરૂ સાબિત કરવાનો વખત આપવો. અમુક લોકે કરેલી ફરિયાદ ખોટીછે એમ પોલીશ અમલદારે રિપોર્ટ કર્યાથી જો તેના પર પી. કો. કા. ૨૧૧ પ્ર-

માણે કામ ચલાવાય તો અમુક એક ફરિયાદી ખરી છે કીંવા ખોટી એનો નિર્ણય કરનાર જડજ પોલીસ અમલદાર છે એમ થશે. એ માજીસ્ત્રેટનું કામ પોલીસને આપવા વિશે કાયદામાં કોઈ ઠેકાણે આધાર નથી. પોલીસને એવો અધિકાર આપ્યો તો ન્યાયના કામને કેવો ધોકો લાગે એ આ દેશમાંના થોડા અનુભવ ઉપરથી સહેજ સમજવામાં આવશે. પુરાવો તૈયાર કરવાનું કામ પોલીસ નું છે અને તે પુરાવો બસ છે કીંવા વિશ્વાસ રાખવા સરખો છે કીંવા નહીં એનો નિર્ણય કરવાનું કામ ફક્ત માજીસ્ત્રેટનું છે.

---

પી. કો. કા. ૨૧૧ સરકાર વિરૂદ્ધ ગોપાળ ખાંડાજીનો ફેશલો પાને ૨૧૨ મે છે તે નિચે જુઓ.

---

સરકાર વિરૂદ્ધ દેવીપ્રસાદ.

તા. ૨૯ જાન્યુઆરી ૧૮૮૧

બા. ૬ ) આરોપિતને પકડ્યા અગાઉ આરોપિતે
પા. ૫૩૦ ) પોલીસ રૂબરૂ કરેલી કબુલત પુરાવાના આકટની કા. ૨૫ અને ૨૬ ઉપરથી પુરાવામાં લેવામાં આવેછે.

---

પુરાવાના આકટની કા. ૨૫-૨૬ સરકાર વિરૂદ્ધ રામા બીરાપાનો ફેશલો પાને ૩૪૨મે છે તે નિચે જુઓ.

---

સરકાર વિરૂદ્ધ દેવી પ્રસાદ.

તા. ૩૧ જાનેવારી ૧૮૮૧

બા. ૬ ) સાક્ષીની સાહેદી કમિશનથી લીધી તે હા-
પા. ૫૩૨ ) ઇકોર્ટના ક્રી. પ્રો. પ્રમાણે હાઇકોરટે કરેલા હુકમથી લીધીછે; એમ બતાવ્યા શિવાય કીંવા પુરાવાના આકટની કા. ૩૩ પ્રમાણે પુરાવામાં લેવા સરખી હોવા શિવાય હાઇકોર્ટની રૂબરૂ ચાલેલા ફોજદારી કામમાં હા-

કોર્ટ પુરાવામાં લેનાર નથી.

---

પુરાવાના આકટની કા. ૩૩ સરકાર વિરૂદ્ધ પ્રોસનો ચંદર ગોસાવિ અને બીજાનો ફેસલો પાને ૪૧૧ મે છે તે નિચે જુઓ.

---

**મોનાશેખ વિરૂદ્ધ ઈસન ખરધન**

તા. ૧૦ જાન્યુઆરી ૧૮૮૧

વા. ૬
પા. ૫૮૧ } ફરિયાદીએ પોલીસ પાસે જઈ એવી ફરિયાદ કરી કે આરોપિત મને પકડીને એક ઘરમાં લઈ ગયો અને ત્યાંહાં મને માર મારીને અટકાવી મુક્યો પછી છોડી દીધો. એક ત્રીજા વર્ગના માજીસ્ત્રેટની રૂબરૂ તે કામની ચોકસી થઈ. તે માજીસ્ત્રેટે આરોપિતે અપરાધ કર્યો નથી એમ ક્રી. પ્રો. કા. ૨૧૧ પ્રમાણે ઠરાવ કર્યો અને આરોપિતને છોડી મુક્યો. અને ફરિયાદીએ આરોપિતને નુકશાન બદલ રૂ. ૨૦) આપવાને હુકમ કર્યો. જોઈંટ માજીસ્ત્રેટે તે કામ હાઈ કોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ કર્યો કે—

આ કામમાં થયેલો ઈનસાફ અને આરોપિતે ગુન્હો કર્યો નથી એમ થયેલો ઠરાવ ગેર કાયદેશર છે એમ અમને જણાતું નથી. હવે નુકશાની બદલ રકમ આપવાનો જે હુકમ કરવાનો તે આરોપિતે અપરાધ કર્યો નથી એમ ઠરાવ થયો હોય તે વખતે ન કરતાં ફરિયાદ કાડી નાખી હોય તે વખતે કરવાનો છે એમ કા. ૨૦૯થી દેખાયછે; પરંતુ કા. ૨૧૨ ઉપરથી જોતાં આરોપિતે ગુન્હો કર્યો નથી એવો જે વખતે ઠરાવ થયો હોય તે વખતે નુકશાની આપવાનો હુકમ કર્યો હોય તે ગેરકાયદેશર થાય એમ અમને દેખાતું નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૧૧ ચંદર કાંતદે અરજદારની બાબતનો ફેસલો પાને ૫૭૨ મેછે તે નિચેં જુઓ;

ક્રી. પ્રો. કા. ૨૦૯ સરકાર વિરૂદ્ધ જેકીશન નરશીનો ફેશલો પાને ૨૩૬મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૧૨ સરકાર વિરૂદ્ધ દેવમા વિગેરેનો ફેશલો પાને ૨૮૫મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ સલિકરાવ.

તા. ૧૩ જાન્યુઆરી ૧૮૮૧

વા. ૬ }
પા. ૫૮૨ } મારા ધરને કોઇએ આગ લગાડી એવી ખબર આરોપિતે પોલીસને લખી જણાવી. પોલીસ અમલદારે તેને ગામ જઇ તપાસ કરી. આખરે આરોપિતે ખોટી ખબર આપ્યા માટે પોલીસ અમલદારે રિપોર્ટ કર્યો. તે વખતે તેને બોલાવ્યા સિવાય કીંવા તેનું કહેવું શાબિત કરવાનો તેને વખત ન આપતાં માજીસ્ટ્રેટે આરોપિતપર ખોટી ખબર આપ્યા બદલ ફોજદારીમાં કામ ચલાવવાનો એકદમ હુકમ કર્યો. આરોપિતે જે લોકોપર આરોપ મુક્યો હતો તે લોકોને નુકશાન કરવાના ઇરાદાએ આરોપિતે જાણી બુજીને ખોટી ખબર આપ્યા બદલ આરોપિતને પી. કો. કા. ૨૧૧ પ્રમાણે ઇનસાફ માટે શેશન કોર્ટમાં મોકલવામાં આવ્યો.

એ કમિટ કરવું ગેરકાયદેશર છે અને હાઇકોર્ટના ફેસલા વિરૂદ્ધ છે એવો શેશન જડજનો અભિપ્રાય હોવાથી તેણે તે કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું.

તેમાં ઠરાવ્યું કે શેશન જડજનું જે એવું કહેવું છેકે, આરોપિતે જે ખોટી ફરિયાદ કરી હતી તેનો ન્યાયાધિકારની રીતે નિકાલ થતા સુધી આરોપિતપર પી. કો. કા. ૨૧૧ પ્રમાણે આરોપ મુકી શકાતો નથી; તે તેનું કહેવું બરોબર છે. પરંતુ પોલીસને ખબર આપ્યાથી પોલીસે તે પ્રકરણનો જે નિકાલ કર્યો તેથી આરોપિતનું મન સંતોષ ન પામતાં તેણે જો તે બદલ માજીસ્ટ્રેટને ફરિયાદ કરી હોય તો પછી તે ફરિયાદનો ન્યાયાધિકારની રીતે નિર્ણય થયા શિવાય

આરોપિતપર પી. કો. કા. ૨૧૧ પ્રમાણે કામ ચલાવવામાં આવ્યું નહોત. પરંતુ તેમ થયું નથી. સબબ આરોપિતે આપેલી ખબર ખોટી હતી એવો જે પોલીસે રિપોર્ટ કર્યો હતો તે પરથી આરોપિતપર કા. ૨૧૧ પ્રમાણે કામ ચલાવવાને હરકત છે એમ મને દેખાતું નથી.

---

પી. કો. કા. ૨૧૧ સરકાર વિરૂદ્ધ ગોપાળ ભોંકાજીનો ફેસલો પાને ૨૧૨ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ સીબોબેહાર.**

તા. ૨૦ જાન્યુઆરી ૧૮૮૧

વા. ૬ પા. ૫૮૪ } આરોપિતે કેટલાક માણસપર તોહોમત મુક્યું હતું. તે ખોટું છે એમ પોલીસે રિપોર્ટ કર્યો; તેથી માજીસ્ટ્રેટે પી. કો. કા. ૨૧૧ પ્રમાણે કામ ચલાવવાની મંજુરી આપી. દરમિયાન મારી ફરિયાદીનો ઇનસાફ ન્યાયની રીતે થવો જોઇયે એમ આરોપિતે માજીસ્ટ્રેટને ફરિયાદ કરી. પરંતુ તેણે તે અરજીનો નિકાલ કર્યો નહોતો. પાછળથી આરોપિતને ઇનસાફ માટે શેશનમાં મોકલ્યો. ત્યાં આરોપિતે એવી તકરાર કરી કે, મેં તે ખોટી ફરિયાદ કરી નહોતી અને તે ફરિયાદીનો ઇનસાફ કરવો જોઇયે. તે વખતે આ તેની તકરાર બરાબર છે એમ શેશન જડજને દેખાયાથી તેણે આ કામ હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ્યું કે—

આરોપિતની ફરિયાદીનો ઇનસાફ ન્યાયાધીકારની રીતે કર્યા શિવાય અને તેના શાક્ષી લીધા શિવાય તેના પર કા. ૨૧૧ પ્રમાણે ખોટું તોહોમત મુક્યા બદલ કામ ચલાવવાને મંજુરી આપી તો તે ગેરકાયદેશર છે સબબ આરોપિતને કમિટ કરવા બદલ થયેલો હુકમ રદ કરવો જોઇયે.

---

પી. કો. કા. ૨૧૧ સરકાર વિરૂદ્ધ ગોપાળ ભોંકાજીનો ફેસલો પાને ૨૧૨ મે છે તે નિચે જુઓ.

**સમાપ્ત.**

# અલહાબાદ હાઇકોર્ટના ઇંડીયનલો રિપોર્ટમાંથી ફોજદારી ફેસલા.

---

**સરકાર વિરૂદ્ધ ગુલામ ઈસ્માયલ અને બીજા.**

**તા૰ ૨ જુલાઈ ૧૮૭૫.**

વા. ૧ }
પા. ૧ } આરોપિતપર ખુનના તોહોમતની અલ્હાબાદના જડજે તપાસ કરી તેમાં તે ગુન્હેગાર ન જણાયાથી તેઓને તેણે છોડી દીધા.

આ કામની નવેસરથી ચોકશી કરવાનો હુકમ કરવા માટે હાઇકોર્ટને અલહાબાદની સરકારે અપીલ કરી તે મંજુર થઈ એ ખબર પોલીસ સુપ્રીંટેંડેંટને થયાથી તેણે ગુન્હેગારોને પકડ્યા અને માજીસ્ટ્રેટની રૂબરૂ હાજર કર્યા. માજીસ્ટ્રેટે અપીલનો નિકાલ થતા સુધી તેઓને અટકાવી રાખવાનો હુકમ કર્યો. આ હુકમ માજીસ્ટ્રેટે અધિકાર શિવાય કર્યો છે માટે તે રદ કરવા ફીંવા ફો. કા. ૩૯૦ ના આધારે અમને જામીનપર છોડવા અને આ કામ હાઇકોર્ટથી હુકમ થવા માટે ફો. કા. ૨૯૬ પ્રમાણે ત્યાંહાં મોકલવું એમ અરજદારે શેશન જડજને અરજ કરી. શેશન જડજે બેઉ પક્ષના વકીલની તકરાર સાંભળી અને આરોપિતને છોડી દેવાના હુકમ પર અપિલ કરીછે એટલીજ વાત તેને ફરી પકડવાને બસ નથી અને અપીલમાં તે અપરાધીછે એવો ઠરાવ થતા સુધી તે નિરપરાધીછે અને ત્યાંહાં સુધી તે સ્વતંત્રછે એમ સમજવું જોઇએ માટે કા. ૩૯૦ પ્રમાણે તેમના જામીન લઈ આ કામ કા. ૨૯૬ ના આધારે હાઇકોર્ટમાં મોકલ્યું. માજીસ્ટ્રેટનું આ કામ ન્યાયનું છે કે નહી? અને આ કામમાં કા.૰૨૯૭ પ્રમાણે હાથ ઘાલવાનો આ કોરટને અધિકાર છે કે નહીં? એ વિશે મી૰ જસ્ટીસને

સંશય આવ્યાથી આ કામ ફુલબેંચ આગળ રજુ થતાં ઠરાવ્યું કે—

માજીસ્ત્રેટનો આ હુકમ ગેર કાયદેશર છે એમ જો માનીએ તો પણ આ કામમાં હાથ ઘાલવાનો આ કોરટને અધિકાર છે કે નહીં એ જોવું જોઇયે અટકાવમાં રાખવાનો જે હુકમ થયો તે ગેર કાયદેસર છે એવું દેખાય તો કા. ૮૧ ઉપરથી રાણી સાહેબની પ્રજા હોનારી યુરોપીયનને માત્ર હાઇકોરટને અરજ કરવાનો અધિકાર છે અને તેવો અધિકાર નેટીવને નથી અટકાવેલા માણસને પોતાની રૂબરૂ આણવાને ઇલાકાના મુખ્ય શેહેર બાહારના માણસને હુકમ કરવો નહી એમ કા. ૮૨ માં લખ્યું છે. શિવાય કા. ૨૯૭ ઉપરથી જે હાઇકોરટને અધિકાર છે તે ન્યાયના કામમાં મુદાની ચુક થઈ હોય તે પ્રસંગે છે માજીસ્ત્રેટનો આ હુકમ કા. ૪ ના ભાવાર્થ પ્રમાણે ન્યાયનું કામ થતું નથી. કારણ આ કામમાં માજીસ્ત્રેટે જે હુકમ કર્યો છે તે કામમાં દાખલ થયેલા પુરાવા ઉપરથી કીંવા એકાદ પુરાવો લઈ કર્યો નથી. સબબ કા. ૨૯૭ પ્રમાણે તપાસણી કરનારી કોર્ટને આ કામમાં હાથ ઘાલવાનો અધિકાર નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા બલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૩૯૦ કોઇ પણ કામમાં તોહોમત સાબિત થયાના ઠરાવ ઉપર અપીલ થઈ હોય કે નહીં હોય તોપણ તે કામમાં તોહોમતવાળા સખસનો જામીન લઇને તેને છોડવો, અથવા માજીસ્ત્રેટે જેટલી રકમનો જામીન માગ્યો હશે તે રકમ ઓછી કરવી એવું ફરમાવવાનો અખત્યાર શેશન કોર્ટને છે.

ક્રી. પ્રો. કા. ૮૨ હાઇકોર્ટ અથવા હાઇકોર્ટના કોઈ

જડજે હેબિયસકોર્પસનુરીટ (એટલે માણસ હાજર કરાવવા બાબતનું વારંટ ) અથવા મેન પ્રૈઝનું રીટ ( એટલે હાજર કરવા બાબત જામીન લઇને કેદી કોઇ ઇષ્ટ મીત્રને સ્વાધિન કરવા બાબતનું રીટ )અથવા ડી હામિની રિપ્લિ જિયાનડોનું રીટ (એટલે તુરંગમાંના માણસનો જામીન લઇને તેને છોડવા બાબતનું રીટ ) અથવા તેવું જ બીજાુ કાંઇરીટ ઇલાકાના મુખ્ય શેહેર બાહાર કરવું નહી.

ક્રી. પ્રો. કા. ૪ માંની વાખ્યા "ઇનસાફનો મુકદમો" એટલે કોઇ કામ ચાલતું હોય ત્યારે પુરાવા લેવામાં આવેછે; અથવા લેવાનો અધિકાર છે, અથવા દફતરમાં દાખલ કરેલા પુરાવા ઉપરથી જે કામમાં શિક્ષાનો ઠરાવ અથવા શિક્ષાનો હુકમ અથવા આખરનો હુકમ કરવામાં આવેછે તે કામ સમૂજવું.

---

| | |
|---|---|
| બરકતુલાખાન | અરજદાર |
| રેની અને બીજા | વિરૂદ્ધ પક્ષકાર. |

તા. ૩ જુલાઇ ૧૮૭૫

વા. ૧ } ક્રી. પ્રો. ઉપરથી જેટલી કોરટોને ફોજદા-
પા. ૧૭ } રીમાં કામ ચલાવવાની મંજુરી આપવાનો અધિકાર છે તે કોરટો પૈકી એકાદી કોરટે કા. ૪૬૮ અને ૪૬૯ પ્રમાણે મંજુરી આપીછતાં તે કામમાં હાથ ઘાલવાનો કોઇ પણ વરિષ્ટ કોર્ટને અધિકાર નથી.

પણ તે કોરટો પૈકી એકાદી કોરટે મંજુરી આપવાને નાકબુલ કર્યાછતાં તે કોર્ટ ઉપરની જે વરિષ્ટ કોર્ટને તેવી મંજુરી આપવાનો અધિકારછે તે તે અધિકારને બાધ આવતો નથી.

---

ક્રી. પ્રો. કા. ૪૬૮ સરકાર વિરૂદ્ધ પરસાપા માહાદેવ આપાનો ફેસલો પાને ૩૦૧ મેછે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. ૪૬૯ પુનાના માજીસ્ત્રેટના પત્ર ના. ૧૪૩૧થી થયેલો ઠરાવ પાને ૨૩૫ મેછે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ કુળતારણસીંગ.

તા. ૧૫ જાન્યુઆરી ૧૮૭૬

વા. ૧ પા. ૨૨૯ } ન્યાયના કામની વિરૂદ્ધના જે ગુન્હા છે તે સને ૧૮૭૨ ના ૧૦ ની કલમ ૪૭૩ના અર્થ પ્રમાણે કોરટના અધિકારનું અપમાન કરી કરેલો અપરાધ છે એમ થતું નથી.

પરંતુ એમ હોય તોપણ કા. ૪૬૭, ૪૬૮ અને ૪૬૯ આમાં કહેલા કોઈપિણ તોહોમતની ચોકશી કરવાને પુરતું કારણ છે એવું કોઇ દીવાની કીંવા ફોજદારી કોરટને દેખાય તે વખતે કા. ૪૭૨ માં જે ચાર્જ બદલ લખ્યુંછે તેવું ચાર્જ હોવા શિવાય મુકેલા ચાર્જની તે કોરટને પોતાને ચોકશી કરવાનો અધિકાર નથી.

સબબ આરોપિત કે જેનાપર એક આસીસ્ટંટ કલેકટરે પોતાની રૂબરૂ ધારાની બાબત ચાલેલા દાવામાં ખોટી શાક્ષીનો ઉપયોગ કર્યા બાબત પી. કો. કા. ૧૯૬ પ્રમાણે તોહોમત રાખી આસીસ્ટંટ માજીસ્ત્રેટ તરીકે પોતે ચોકશી કરી શિક્ષા કરી હતી તે આ કોરટ રદ કરેછે.

---

ક્રી. પ્રો. કા. ૪૬૭ સરકાર વિરૂદ્ધ પોપટ નથુનો ફેસલો પાને ૩૫૯ મેછે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૪૬૮ સરકાર વિરૂદ્ધ પરસાપા માહાદેવ આપાનો ફેસલો પાને ૩૭૧ મેછે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૪૬૯ પુનાના માજીસ્ત્રેટના પત્ર નંબર ૧૪૩૧ થી થયેલો ઠરાવ પાને ૨૩૫ મેછે તે નિચેજુઓ

ક્રી. પ્રો. કા. ૪૭૨ ક્રી. પ્રો. કા. ૪૭૩ } સકાર વિરૂદ્ધ નપરેન બેગડુલા બેગનો ફેસલો પાને ૪૮ મેછે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૯૬ સરકાર વિરૂદ્ધ બીરોદચંદર મુજમુ

દારનો ફેસલો પાને ૫૫૩ છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ હરદેવ.

તા. ૧૯ ફેબ્રુઆરી ૧૮૭૬

વા. ૧ }
પા. ૧૩૯ } આરોપિતને છોડી દેવાનો હુકમ થયા છતાં તેપર હાઇકોર્ટમાં અપીલ કરવાનો સરકારને ક્રી. પ્રો. કા. ૨૭૨ ઉપરથી જે અધિકાર આપ્યોછે તેથી કરીને ક્રી. પ્રો. કા. ૨૯૭ ઉપરથી જે તપાસણી કરવાનો હાઇકોર્ટને અધિકાર મળ્યો છે તેને બાધ આવતો નથી પછી તે તપાસણીની અરજી ખાનગી પ્રોસીક્યુટરે કરી હોય અગર સરકારી પ્રોસીક્યુટરે કરી હોય. કા. ૨૭૨ પરથી સરકારને જાસ્તી અધિકાર અપીલ કરવા બાબત મળ્યોછે. અને આ આકટ થયા અગાઉ છોડી દેવાના હુકમપર કાંવા બીજા કોઈ હુકમ પર અરજ કર્યાથી તેની તપાસણી કરવા વિશે હાઈકોરટને જે અધિકાર હતો તેજ તેને હાલ પણ છે. એટલા માટે આરોપિતને છોડી દેવા વિશે જો કનિશ્ટ કોરટે ઠરાવ કર્યો હોય તો તે ઠરાવથી હાઈકોરટને તપાસણી કરવાનો જે ક્રી. કા. ૨૯૭ પરથી અધિકારછે તે ચલાવવાને પ્રતિબંધ આવતો નથી.

---

ક્રી. પ્રો. ક. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૭૨ સરકાર વિરૂદ્ધ રંભમા અને બીજાનો ફેસલો પાને ૬૨ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ઠાકુરપ્રસાદ.

તા. ૧૬ ફેબ્રુઆરી ૧૮૭૬.

વા. ૧ }
પા. ૧૫૧ } આરોપિતે ક્રી. પ્રો. કા. ૨૨૨ માં કહ્યા પ્રમાણેનો ગુન્હો કર્યાથી માજીસ્ટ્રેટે તેની સંક્ષિપ્ત રીતે ચોકસી કરી અને તેનાપર તો-

હોમત સાબિત થયાપરથી તે પૈકી પ્રત્યેકને એક મહીનાની સખત મજુરીની શિક્ષા કરી. શદરહુ ઠરાવ પર ક્રી. પ્રો. કા. ૨૭૩, ૨૭૪ પ્રમાણે અપીલ ચાલી શકે તેમ નથી માટે કેદીએ શેશન જડજને અરજ કરી. શેશન જડજે કા. ૨૯૬ માંના ઠરાવને અનુસરીને તે કામમાંના કાગળ પત્ર મંગાવ્યા અને કેદીપર થયેલી સાબિતી બરોબર છે કીંવા નહીં એનો નિકાલ થતા સુધી કેદીને જામીનપર છોડી દેવો એવો માજીસ્ત્રેટને હુકમ કર્યો. આ હુકમ કા. ૩૯૦ પ્રમાણે આપ્યો હતો. માજીસ્ત્રેટે તે હુકમ પોચ્યા પછી તે સાબિતી બરોબર છે કીંવા નહીં, એ સંબંધે માજીસ્ત્રેટ અને શેશન જડજની દરમ્યાન કાંઈ પત્ર વ્યવહાર થયો તે વ્યવહાર શેશન જડજે હાઈકોર્ટના અભિપ્રાય વાસ્તે મોકલ્યો.

તેમાં ઠરાવ્યું કે તે અપરાધ સાબિત થયેલા માણસ પાસેથી જામીન લેવાનો ક્રી. પ્રો. કા. ૩૯૦ પ્રમાણે શેશન કોર્ટને અધિકાર નથી. કારણ - અપરાધ સાબિત થયેલો માણસ એ તે કલમમાંના ભાવાર્થ પ્રમાણે આરોપિત માણસ નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૭૩ જે કામમાં શેશન કોર્ટ અથવા ડિસ્ટ્રિકટનો માજીસ્ત્રેટ, અથવા ૧ લા વર્ગનો બીજો માજીસ્ત્રેટ એક મહીના સુધી કેદનીજ શિક્ષાનો હુકમ અથવા પચાસ રૂપીયા સુધીના દંડનીજ શિક્ષાનો હુકમ અથવા ફટકા મારવાનીજ શિક્ષાનો હુકમ કરે તે સઘળાં કામોમાં કાંઈ અપીલ ચાલશે નહીં.

સદરહુ કોરટે અથવા અમલદારે પહેલાં કેદની શિક્ષાનો હુકમ કર્યો નહીં હોય; અને દંડ નહીં આપે તો કેદમાં રાખવો એવો કેદનો હુકમ કર્યો હોય ત્યારે તેપર અપીલ ચાલશે નહીં.

તોહોમતવાળાના જવાબપરથી તેનીપર ગુન્હો ઠર્યો હોય

ત્યારે શિક્ષા ઘણી કમીછે અથવા કાયદાસર નથી, એ સબબ શિવાય અપીલ ચાલશે નહીં પછી તે ઈનસાફ આસેસરો લઈને કર્યો હોય કે જ્યુરીથી કર્યો હોય તે વાતની ચીંતા નથી.

ક્રી. પ્રો. કા. ૨૭૪ સરકાર વિરૂદ્ધ ગુલામ મહમદનો ફેસલો પાને ૫૧૩ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૩૯૦ સરકાર વિરૂદ્ધ ગુલામ ઈસ્માયલ અને બીજાનો ફેસલો પાને ૫૮૨ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ નેપાપા.

તા. ૨૬ અગષ્ટ ૧૮૭૫.

પા. ૧ } જે ગુન્હા બદલ જન્મ પર્યંત કાળા પાણીની
પા. ૪૩ } કીંવા અમુક વર્ષ સુધી કેદની શિક્ષા કરી હોય તે ગુન્હા બદલ જન્મ પર્યંત કાળાપાણીની શિક્ષા નહીં કરતાં કમી મુદત સુધી કાળા પાણીની શિક્ષા આપવી એમ થાય તો તે મુદત તે ગુન્હા બદલ કેદની શીક્ષા આપવા બદલની જેટલી મુદત હોય તે મુદતથી જ્યાસ્તી થઈ શકે નહીં, પરંતુ કા. ૩૭૭ પ્રમાણે જે કેદની શિક્ષાની મુદત છે તે ૧૦ વર્ષની છે સબબ એ ૧૪ વર્ષની કાળાપાણીની શિક્ષા જે મુરાદાબાદના શેશન જડજે કરીછે તે બરોબર નથી.

---

પી. કો. કા. ૩૭૭ જે માણસ બુદ્ધિપુર્વક કોઈ પુરૂષ, સ્ત્રી, અથવા જાનવર સાથે સૃષ્ટીક્રમ વિરૂદ્ધ મૈથુન કરે તે માણસને જીવતા સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો. આ કલમમાં બ્યાન કરેલા ગુન્હામાં જે મૈથુન

થવું જરૂર છે તેમાં પ્રવેશ થયો તો બસ છે.

---

**સરકાર વિરૂદ્ધ જગતમલ.**

તા. ૨૧ અપરેલ ૧૮૭૬

વા. ૧ } ન્યાયની વિરૂદ્ધ કરેલો અપરાધ એ ક્રી. પ્રો.
પા. ૧૬૨ } કા. ૪૭૩ના અર્થ પ્રમાણે કોર્ટના અપમાનથી કરેલા અપરાધ પ્રમાણે નથી.

ક્રી. પ્રો. કા. ૪૬૭, ૪૬૮ અને ૪૬૯માં કહેલા તોહોમતપરથી કોર્ટની ચોકસી કરવી વાજબી છે એમ એકાદ દીવાની કીંવા ફોજદારી કોર્ટને દેખાય તો તે આરોપિતનો તે ગુન્હાબદલ ઇનસાફ પોતે કરવાને કા, ૪૭૧ માંના ઠરાવપરથી કોર્ટને પ્રતિબંધ આવતો નથી.

---

ક્રી પ્રો. કા. ૪૭૩ સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૬ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૪૬૭ સરકાર વિરૂદ્ધ પોપટ નથુનો ફેસલો પાને ૩૫૯ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૪૬૮ સરકાર વિરૂદ્ધ પરસાપા મહાદેવઆપાનો ફેસલો પાને ૩૦૧ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૪૬૯ પુનાના માજીસ્ત્રેટના પત્ર નંબર ૧૪૩૧થી થયેલો ઠરાવ પાને ૨૩૫ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૪૭૧ થાણાના શેશન જડજના પત્ર નંબર ૪૪૧૪નાથી થયેલો ઠરાવ પાને મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ ગુરૂબક્ષ અને બીજા.**

તા. ૧૧ મે સને ૧૮૭૬

વા. ૧ } એક માજીસ્ત્રેટની રૂબરૂ અરજદારે ખોટી
પા. ૧૯૩ } શાક્ષી આપી તેથી તે માજીસ્ત્રેટે તે બાબત તેઓપર તોહોમત સાબિત કરી તેમને શિક્ષા કરી. અને અપીલમાં તે શિક્ષા શેશનજડજે કાયમ રાખી.

તેજ માજીસ્ત્રેટની રૂબરૂ ગુન્હો થયો હોવાથી તેને તે

ગુન્હાઓ ઇનસાફ કરવાનો અધિકાર ક્રી. પ્રો. કા. ૪૭૧ ઉપરથી નથી એવા કારણથી માજીસ્ટ્રેટના તે હુકમની તપાસણી થવા માટે અરજદારે હાઇકોરને અરજ કર્યાથી.

ઠરાવ્યું કે જે ગુન્હો કોર્ટની રૂબરૂ થયો તેનો ઇનસાફ કરવાનો તેજ કોર્ટને કા. ૪૬૭, ૪૬૮ અને ૪૬૯ ઉપરથી જે અધિકાર મળ્યો છે તે અધિકાર તેજ આકટની કા. ૪૭૧ ઉપરથી નહી જેવો થઈ શકતો નથી.

---

આ ફેસલામાંની તમામ કલમોનો હેવાલો આના ઉપરના ફેસલામાં આપ્યોછે.

---

## સરકાર વિરૂદ્ધ પીટરસન.

તા. ૬ ડીશેમ્બર ૧૮૭૬

વા. ૧ પા. ૩૧૬ } પીટરસન નામનો યુરોપીયન ખ્રીસ્તી ધર્મમાં છતાં તેની પહેલી બૈરી જીવતા છતાં તેણે અહીં અમૈડા ગાર્ઇસ જોડે મારો વિવાહ થવાનોછે એવી ખબર પ્રસિદ્ધ કર્યાથી તેણે પી. કો. કા. ૪૯૪ અને ૫૧૧ માં કહેલા ગુન્હા કર્યાછે એવા કારણથી તેની ચોકસી થવા માટે પહેલા વર્ગના માજીસ્ટ્રેટે તેને શેશન કમિટ કર્યો. તેની જ્યુરીથી ચોકશી થઈ અને આગ્રાના શેશન જડજે તેને ત્રણ વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા કરી.

તેણે હાઇકોર્ટમાં અપિલ કર્યાથી ઠરાવ કર્યો કે—

લગ્ન બદલની લગનચીઠી પ્રસિદ્ધ કરવી એ કૃત્ય લગ્ન કરવાની તૈયારીનું કૃત્યછે અને તે કૃથી પ્રસિદ્ધ કરનારા એ લગ્ન કરવાનો યત્ન કર્યાનો ગુન્હોછે એમ થતું નથી.

એટલા માટે કોઈ માણસની પહેલી બઇરી જીવતીછતાં અમુક એક બીજી સ્ત્રી જોડે મારૂ લગ્ન થનાર છે એવી જાહેરખબર પ્રસીદ્ધ કરેચાછતાં પહેલી બૈરી જીવતી છતાં બીજું લગ્ન કરવાનો તેણે યત્ન કર્યોછે એવા ગુન્હા

પરથી તેને શિક્ષા આપવામાં આવતી નથી.

---

પી. કો. કા. ૪૯૪ સરકાર વિરૂદ્ધ રામા શોના વિગરેનો ફેસલો પાને ૨૨૧ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૫૧૧ સરકાર વિરૂદ્ધ રામાજી રાવજી બાજીરાવ વિગરેનો ફેસલો પાને ૧૨૪ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ રામેશરરાય

તા. ૨૩ અપ્રીલ ૧૮૭૬

વા. ૧
પા. ૩૭૯ } કોઈ માણસે રેલવેના કાંઈ ચોરીના ખીલા બીજા એક માણસના ઘરમાં છુપાવી મુકયાના કામમાં મદદ કરી હોય અને કોઈ ખીન અપરાધી માણસને શિક્ષા થવા માટે પોતે નાશી ગયો હોય તો પી. કો. કા. ૧૯૩ પ્રમાણે તે માણસેન્યાયના કામમાં ઉપયોગી પડવાવાસ્તે ખોટો પુરાવો બનાવ્યા બદલ અને કા. ૪૧૪ પ્રમાણે ચોરીનો માલ છુપાવ્યાના કામમાં તેણે સાહ્ય કરી તે બદલ તેને શિક્ષા આપવી વ્યાજબી છે.

સબબ અરજદારને માજીસ્ટ્રેટે આપેલી શિક્ષા બરોબર છે એમ હાઈકોરટે ઠરાવ કર્યો.

---

પી. કો. કા. ૧૯૩ સરકાર વિરૂદ્ધ જીજીભાઈ વજાનો ફેસલો પાને ૭૬ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૪૧૪ કાંઈ મિલકત, ચોરીની મિલકત છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં તે મિલકત સંતાડવામાં અથવા તેનો વગ કરવામાં કે તે ખસેડવામાં જે માણસ બુદ્ધિપૂર્વક મદદ કરે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ કાંચનશીંગ

વા. ૧ } આરોપિતપર મેનપૂરીના ઓફીસીએટીંગ
પા. ૪૧૩ } શેશન જડજે પી. કો. કા. ૩૮૦ અને ૪૫૭ પ્રમાણે તોહોમત સાબિત કરી તેને શિક્ષા કરી.

તે ઠરાવપર આરોપિતે હાઇકોરટને અપીલ કરી એ વા કારણથી કે "માજીસ્ત્રેટે મને તોહોમતમાંથી મુકત કર્યો. બાદ શેશન જડજે માજીસ્ત્રેટને કા. ૨૯૬ પ્રમાણે એવો હુકમ કર્યો કે આરોપિતને પી. કો. કા. ૩૮૦ અને ૪૫૭ મુજબ તોહોમતની તપાસ થવા કમિટ કરવો, એ હુકમ કરવાનો શેશન જડજને અધિકાર નહિછતાં કર્યો છે માટે રદકરી મને મુકત કરો".

એ બાબત ઠરાવ કર્યો કે "શેશનનો કજીયો" એ શબ્દનો અર્થ ક્રી. પ્રો. કા. ૨૯૬ ના ભાવાર્થ પ્રમાણે જે કામનો ઇનસાફ ફક્ત શેશન કોરટનેજ માત્ર કરવાનો અધિકાર છે તે કામને લાગુ પડતો થાયછે.

આ કામમાં આરોપિતપર મુકેલા તોહોમતની તપાસ માજીસ્ત્રેટ કરી શકે એમછે ફક્ત શેશન કોર્ટજ ઇનસાફ કરી શકે એમ નથી માટે શેશન જડજે કરેલો હુકમ રદ કરી તેને આપેલી શીક્ષા રદકરી તેને છોડી દેવાનો હુકમ કરીએછીએ.

---

પી. કો. કા. ૩૮૦ } સરકાર વિરૂદ્ધ અનવરખાં વલદ
પી. કો. કા. ૪૫૭ } ગુલખાંનો ફેસલો પા. ૨૭ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા બલાનો ફેસલો પાને ૪૧ મેછે તે નિચે જુઓ.

---

## સકારર વિદ્ધરૂ દરબા અને બીજા

તા. ૩ અગષ્ટ સને ૧૮૭૭

વા. ૧ } પી. કો. કા. ૬૫ પ્રમાણે જે શિક્ષા દંડના
પા. ૪૬૧ } બદલે આપવાનો માજીસ્ત્રેટને અધિકાર છે

તે શિક્ષાની મુદત ક્રી. પ્રો. કો. કા. ૩૦૯ ઉપરથી જાસ્તી કરી નથી. કા. ૩૦૯ એતો ફકત માજી-સ્ત્રેટે ચલાવવાના કામનો નિયમ ઠરાવવા બાબતની છે.

---

પી. કો. કા. ૬૫ સરકાર વિરૂદ્ધ અલીમાત્યાનો ફેસલો પાને ૨૦૯ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૩૦૯ હરકોઇ ચાલુ કાયદા પ્રમાણે કેદ પણ થઇ શકે તથા દંડ પણ થઈ શકે એવાં જેજે કામમાં ગુન્હેગારને દંડની શિક્ષાનો હુકમ કર્યો હોય તે તે કામમાં, પછી કેદનો હુકમ કર્યો હોય કે નહીં હોય તોપણ તે દંડ આપવામાં કસુર થએથી કેદ કરવાનો જે હુકમ કરવો તેની મુદત ઠરાવવામાં ફોજદારી કોરટોએ પી. કો. કા. ૬૪, ૬૫ ના ઠરાવો મુજબ કરવું.

પરંતુ એવાં જે કામોમાં ફેસલો કોઇ માજીસ્ત્રેટે કર્યો હોય તે કામમાં પહેલાંની શિક્ષાના હુકમનો ભાગ કેદ ઠરાવી હોય તે કામમાં દંડ ન આપેથી કેદ કરવાની જે મુદત ઠરાવવી તે દંડ ન આપેથી જે કેદ કરવામાં આવે તે શિવાય તે ગુન્હાને સારૂ જેટલી મુદતની બીજી કેદની શિક્ષા કરવાનો તે માજીસ્ત્રેટને અધિકાર હોય તે મુદતના ચતુર્થાંસ કરતાં કદાપિ વધારે ઠરાવવી નહીં.

કોઇ સખસને એકલા દંડનીજ શિક્ષા કરી હોય ત્યારે દંડ નઆપે તો કેદની શિક્ષા ઠરાવવી તે કાયદામાં કહી હોય તેટલી ઠરાવવાને માજીસ્ત્રેટ મુખ્તિયાર છે. પણ આ આકટ પ્રમાણે તે માજીસ્ત્રેટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર હોય તેટલી મુદત કરતાં તે કેની મુદત ઠરાવવી નહીં.

---

## સરકાર વિરૂદ્ધ અબદુલહસન

તા. ૯ નવેમ્બર ૧૮૭૭

વા. ૨ } પી. કો. કા. ૨૧૧ પ્રમાણે ખોટા ચાર્જનો
પા. ૪૯૭ } ગુન્હો ઠરાવવાને તે ચાર્જ ઉપરથી ફોજ-

દારીમાં કામ ચાલેલું હોવું જોઈયે એમ નથી ફક્ત ખોટું તોહોમત મુકવામાં આવ્યું એટલે બસછે.

---

પી. કો. કા. ૨૧૧ સરકાર વિરૂદ્ધ ગોપાળ ભાંકાજીનો ફેસલો પાને ૨૧૨ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ સલિક.**

તા૦ ૭ ડીસેમ્બર ૧૮૭૭.

વા. ૧ }
પા. ૫૨૭ } પી. કો. કા. ૨૧૧ પ્રમાણે ખોટા તોહોમતનો ગુન્હો થવાને ગુન્હેગારે તે તોહોમત ફરયાદીપર આણ્યું હતું એટલું બતાવ્યાં છતાં બસછે; પરંતુ ફરિયાદીએ ગુન્હેગારપર જે વખતે ફરિયાદી કરી તે વખતે ગુન્હેગારે અગાઉ ફરિઆદીપર જે ખોટું તોહોમત આણ્યું હતુ તેની ચોકસી માત્ર થવાની રહી નથી.

---

પી. કો. ૨૧૧ સરકાર વિરૂદ્ધ ગોપાલ ભાંકાજીનો ફેસલો પાને ૨૧૨ મે છે તે નિચે જુઓ.

---

**મથુરા વિરૂદ્ધ જવાહીર અને બીજા.**

તા૦ ૧૫ ડીસેમ્બર ૧૮૭૭.

વા. ૧ }
પા. ૫૨૭ } જે ઠેકાણે સરકારી નાવ ચાલેછે તે ઠેકાણેથી ત્રણ માઈલના અંતરપર કોઈ માણસે બીજુ એકાદ ભાડાનું નાવ ચલાવ્યું હોય તો તે સરકારી નાવના સંબધે પીનલકોડ પ્રમાણે તે માણસે સાપ્રાધ પ્રવેશ કર્યાનો ગુન્હો કર્યો એમ કહેવાય નહી.

પરંતુ સરકારી નાવ ચાલે તે ઠેકાણે કીંવા તેની નજીકનું ભાડે બીજુ નામ ચલાવીશ નહી એવો કોઈ માણસને સરકારી અમલદારે હુકમ કર્યા છતાં તે હુકમ અમાન્ય કરી તે ભાડે બીજુ નામ ચલાવે તો તે માણસ હુકમ તોડ્યા બદલ પીનલકોડ પ્રમાણે શિક્ષાને પાત્ર થશે.

---

## સરકાર વિરૂદ્ધ ક્રમતા પ્રસાદ.

તા૦ ૧૫ ડીસેમ્બર ૧૮૭૭.

વા. ૧ }
પા. ૫૩૦ } પોલીસે તપાસ કરેલા કામની યાદી વાંચવા વાસ્તે અને શાક્ષીદારને કોર્ટમાં હાજર કરવા વાસ્તે એક માજીસ્ટ્રેટની કોર્ટમાં એક પોલીસ અમલદારને નિમ્યો હતો. તેણે એક ચોરીનું કામ કોર્ટની રૂબરૂ આણ્યું. કોરટે આરોપિતને શિક્ષા કરી અને ફરીયાદીને ચોરીનો માલ આપવા વિશે કોરટે હુકમ કર્યો. તે વખતે માલ પૈકી કંઈક માલ તે પોલીસ અમલદારે ફરીયાદી પાસે માગ્યો. તેથી ફરીયાદીએ તેને કાંઈક માલ આપ્યો. પણ પી. ક્રો. કા. ૧૬૧ માં કહેલા કારણ વાસ્તે કીંવા તેમાં કહેલો એકાદ હેતુ સાધ્ય જવા વાસ્તે તે પોલીસ અમલદારે તે માગણું કર્યું નહી છતાં, દસ્તુરી તરીકે તેણે ફરિયાદી પાસે તે માગણું કર્યું હતું એમ દેખાયાથી હાઇકોરટે તેમાં ઠરાવ કર્યો કે એ પોલીસ અમલદાર પી. ક્રો. કા. ૧૬૧ પ્રમાણે શિક્ષાને પાત્ર નહીં છતાં કા. ૧૬૫ માં કહેલી શિક્ષાને પાત્રછે.

---

પી. ક્રો. કા. ૧૬૧ સરકાર વિરૂદ્ધ સખારામ મનોહરનો ફેસલો પાને ૧૦૦ મેછે તે નિચે જુઓ.

પી. ક્રો. કા. ૧૬૫ કોઈ સરકારી નોકર જે મુકદમો અથવા મામલો ચલાવતો હોય અથવા ચલાવવાનો હોય, અથવા જે મુકદમો કે મામલો પોતાના અથવા પોતે જે સરકારી નોકરને તાબે હોય એવા કોઈ સરકારી નોકરના ઓહદાના અમલની સાથે નિસબત રાખતો હોય, એવાં કોઈ મુકદમો કે મામલા મધે જે સખસનું કાંઈ લાગતુ વળગતું હતું. અથવાછે અથવા થવાનો સંભાવછે એમ તે જણાતો હોય, એવા કોઈ સખસની પાસેથી, અથવા એ પ્રમાણે લાગતું વળગતું હોય તેવા સખસની સાથે જે સખસનો કાંઈ સંબંધ અથવા સગપણ છે એમ જણાતો હોય એવા કોઈ સખસ પાસેથી, તે સરકારી નોકર, કિ-

મ્મત આપ્યા વગર, અથવા પોતાના જાણ્યા મુજબ ઓછી કિમ્મત આપીને, પોતાને માટે અથવા બીજા કોઈ સખ્સને માટે, કાંઈ કિમ્મતી વસ્તુ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાની કોશીશ કરે, તો તેને બે વર્ષની મુદત સુધીની આશાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

### સરકાર વિરૂદ્ધ મલુ.

તા. ૧૫ ફેબ્રુઆરી સને ૧૮૭૮

વા. ૧
પા. ૫૯૯ } સને ૧૮૬૨ ના જાનેવારી માસની પહેલી તારીખ અગાઊના એટલે સને ૧૮૫૫ ની સાલમાં કરેલા ખુનના અપરાધ બદલ જુના કાયદામાં કહેલીજ શિક્ષા આપવી જોઈએ.

---

### નારાયણદાસ અરજદાર.

તા૦ ૨૭ ફેબ્રુઆરી ૧૮૭૮.

વા. ૧
પા. ૬૧૦ } આરોપિતનો જવાબ સાંભળી લીધા પછી આસેસરોનો અભિપ્રાય ન લેતાં શેશન જડ-જે આરોપિતને છોડી દીધો હોય તો તે કૃત્ય એક મોટા ગેરકાયદેશર પ્રકારનું છે એમાં શંશય નથી. પરંતુ તે કૃત્ય ક્રી. પ્રો. કા. ૨૮૩ અને ૩૦૦ માં કહ્યા પ્રમાણે તે ઠરાવની તપાસણી કરવા જોગ ચુક છે એમ સમજવામાં આવતું નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૮૩ સરકાર વિરૂદ્ધ રખમા અને બીજાનો ફેસલો પાને ૬૧મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૩૦૦ સરકાર વિરૂદ્ધ સખારામ મનોહરનો ફેસલો પાને ૧૦૦મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ કાશમીરીલાલ.

તા. ૨૨ અગષ્ટ ૧૮૭૮

વા. ૧ } પી. કો. કા. ૧૯૩માં જે ગુન્હો કહ્યોછે તે
પા. ૬૨૫ } ક્રી. પ્રો. કા. ૪૭૩ના ભાવાર્થ પ્રમાણે કોર્ટના અપમાન કર્યાનો ગુન્હોછે. અને તેથી કરીને જે કોર્ટની રૂબરૂ તે ગુન્હો કરવામાં આવ્યો તે કોરટના માજીસ્ટ્રેટને કા. ૪૭૩ પ્રમાણે તે ગુન્હાનો ઇનાસાફ કરવાનો અધિકાર નથી. (સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગનો ફેશલો આ ચોપડીમાં પાને ૪૮મે છપાયોછે તે, અને ગજીકોમ રાણુનો ફેસલો પાને ૩૦૦મે આ ચોપડીમાં છપાયછે જે મુંબાઇ હાઇકોર્ટના છે તેના ધોરણ પર આ ફેસલો થયોછે.

---

ક્રી. પ્રો. કા. ૪૭૩ સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગ નો ફેસલો પાને ૪૮મે છપાયોછે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૯૩ સરકાર વિરૂદ્ધ જીજીભાઇ વજાનો ફેસલો પાને ૭૬મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ શીમોર.

તા. ૨૫ ફેબ્રુઆરી ૧૮૭૮

વા. ૧ } **ન** એ પરચુરણ દારૂ વેચવાનો પરવાનો
પા. ૬૩૦ } તા. ૩૦ અકટોમ્બર ૧૮૭૭ને રોજ લીધો. તેની મુદત તા. ૩૧ ડીસેમ્બર ૧૮૭૭ને રોજ પુરી થઇ. પછી તા. ૧૧ જાન્યુઆરી ૧૮૭૮ને રોજ કલેકટરે તેને નવો પરવાનો આપ્યો. તેની મુદત તા. ૩૧ મારચ ૧૮૭૮ સુધીની હતી. તા. ૧ જાન્યુઆરીથી તા. ૧૦ જાન્યુઆરી ૧૮૭૮ સુધી **ન**ના નોકરે દારૂનું કરેલું વેચાણ ગેરકાયદેશર હતું એવા કારણથી એક માજીસ્ટ્રેટે તે નોકરને તા. ૧૪ જાન્યુઆરી ૧૮૭૮ને રોજ સને ૧૮૭૧ના આકટ ૧૦થી કા. ૬૨ના આધારે તે દંડની શિક્ષા કરી. તેમાં હાઇકોરટે ઠરાવ કર્યોકે—

**ન** ને તા. ૧૧ને રોજ કલેક્ટર પાસેથી નવો પરવાનો મળ્યો હતો, તેથી તા. ૧થી તા. ૧૦ સુધી દારૂ વેચવાનું કામ **ન** ના નોકરે કરી જે ગુન્હો કર્યો તે તેને માફ થયો હતો એમ સમજવું જોઇયે તેથી તા. ૧૪ ને રોજ દંડ કરવાને કરેલો હુકમ અને તોહમત રદ કરીએ છીએ.

---

ટીપ. આ ફેસલાપર રીપોરટરે પોતાનો અભિપ્રાય બતાવ્યોછે તે એવોકે—

હવે મારે પરવાનો લેવો નથી એવી નોટીસ **ન** એ આપી નહોતી, કીંવા કલેક્ટરે **ન** નો પહેલો પરવાનો પાછો માગ્યો નહોતો સબબ તા. ૧૧ જાન્યુઆરી ૧૮૭૮ ના રોજ સુધી તેજ પરવાનો અમલમાં હતો. અને તેથી સને ૧૮૭૧ના આક્ટ ૧૦ની કા. ૩૨ ઉપરથી આ તોહોમત ગેરકાયદેશર છે. "

---

**સરકાર વિરૂદ્ધ ધર્મદાસ.**

તા. ૨૨ મારચ ૧૮૭૮

વા. ૧ પા. ૬૩૫ } તા. ૩૧ ડીસેંબર ૧૮૭૭ સુધી કીરકોલ રીતે દારૂ વેચવા બદલ ડ પાસે પરવાનો હતો. તા. ૧૦ જાનેવારી ૧૮૭૮ને રોજ કલેકટરે તેને નવો પરવાનો કરી આપ્યા નહી છતાં ડુએ કેટલોક દારૂ પરચુરણ રીતે વેચ્યો. તેથી તેના પર વગર પરવાને ગેરકાયદેશર રીતે દારૂ વેચવાનું તોહોમત સાબિત કર્યું. તોહોમત સાબિત કર્યા પછી તેને કલેકટરે નવો પરવાનો આપ્યો. તેથી પછી તેણે હાઇ કોર્ટને અરજ કરીકે મને નવો પરવાનો મળ્યાથી મારાપર પહેલાં થયેલું તોહોરદ કરવું જોઇયે.

તેમાં તે કોરટે ઠરાવ્યું કે જે વખતે ડુ પર તોહોમત સાબિત થયું તે વખતે તેને નવો પરવાનો મળ્યો નહોતો તેથી તેના પર ઠરેલું તોહોમત બરોબરછે. આ કામમાં અને ઉપરના કામમાં ભેદ એટલોજ છેકે આમાં કેદીપર તોહો

મત મુકાયું તે વખતે તેને નવો પરવાનો મળ્યો નહોતો અને ઉપરના કામમાં તેવી વખતે મળેલો હતો.

---

**સરકાર વિરૂદ્ધ બેચા.**

તા. ૨ એપ્રીલ ૧૮૭૮

વા. ૧ }
પા. ૬૩૭ } પી. કો. ના બારમા અગર સતરમા બાબના આધારે જે ગુન્હાને ત્રણ વર્ષની કેદની શિક્ષા ફરમાવીછે તેવો અપરાધ કોઈએ કર્યા છતાં તેના પર તે તોહોમત સાબિત થતા અગાઉ તે બીજો તેવોજ અપરાધ કરે તો તે બીજા અપરાધ બદલ કા. ૭૫ પ્રમાણે તે જ્યાદે શિક્ષાને પાત્ર નથી. અગાઉ કરેલા અપરાધનું તોહોમત સાબીત થયા પછી તેણે તે બીજો અપરાધ કર્યા હોત તો માત્ર એ કલમમાં આખરે કહ્યા પ્રમાણે તે જાસ્તી શિક્ષાને પાત્ર થયો હોત.

---

પી. કો. કા. ૭૫ સરકાર વિરૂદ્ધ વિઠ્યાવલદ સુબાનાનો ફેસલો પાને ૧૭૯ મે છે તે નિચે જુઓ.

---

**સરકાર વિરૂદ્ધ મહિંદ્રલાલ અને બીજા.**

તા. ૪ એપ્રીલ ૧૮૭૮

વા. ૧ }
પા. ૬૩૮ } અની પાસે પરચુરણ દારૂ વેચવાનો પરવાનો હતો. તેની મુદત તા. ૩૧ ડીસેંબર ૧૮૭૭ ને રોજ પુરી થઈ માટે નવો પરવાનો લેવો નથી એ બદલ અ તા. ૮ જાનેવારી ૧૮૭૮ની અગાઉ કલેકટરને નોટીસ આપી નથી તેમજ કલેકટરે એ તારીખ સુધી અનો પરવાનો પાછો માગ્યો નથી. તા.૧ થી તા. ૮ જાનેવારી સુધી અના નોકરે દારૂ વેચ્યો હતો, માટે સને ૧૮૭૧ ના આકટ ૧૦ ની કા. ૬૨ પ્રમાણે અના નોકરપર તોહોમત સાબિત કરવામાં આવ્યું હતું. તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે

સરકાર વિરૂદ્ધ સોમોર (આ ફેસલો આ ચોપડીમાં

પાને     મે છે) ના કામમાં રીપોરટરે આપેલા અભીપ્રાયને અનુસરીને એવો ઠરાવ કર્યો કે નવો પરવાનો લેવાનો મારો હેતુ નથી એમ અમે નોટીસ આપતા સુધી કીંવા કલેકટરે તે પરવાનો પાછો માગતા સુધી તે પેહેલો પરવાનો અમલમાં છે એમ તેજ કાયદાની કા. ૩૨ થી થાયછે. સબબ કેદીપર મુકેલું તોહોમત ગેરકાયદેશર છે.

---

**સરકાર વિરૂદ્ધ ભવાની અને બીજા.**

તા. ૯ મે સને ૧૮૭૮

વા. ૧ પા. ૬૬૪ } જે વખતે એકથી અધિક માણસની એકજ અપરાધ બદલ એકઠી ચોકશી થઇ હોય તે વખતે તે પૈકી એક કરેલી કબુલતમાંના મજકુર ઉપરથીજ કેવળ બીજાપર અપરાધ સાબિત કરવામાં આવશે નહીં. તે મજકુરને બીજા પુરાવા ઉપરથી મજબુતી હોયતો તે બીજા માણસપર તોહોમત સાબિત કરવામાં આવશે.

**સરકાર વિરૂદ્ધ પરતાપ.**

તા. ૨૦ મે સને ૧૮૭૮

વા. ૧ પા. ૬૬૬ } ચોરીનો માલ બદ દયાનતથી લીધા બદલ પના ઉપર પહેલા વર્ગના માજીસ્ત્રેટે તોહોમત સાબિત કર્યું. કેદીની ચોકશી ચાલતાં મરાપર પ્રથમ બે વખત ચોરીનો ગુન્હો સાબિત થયો હતો એમ કેદીએ કબુલ કરેલું હતું. તે ઉપરથી તે માજીસ્ત્રેટે તે કેદીને ફટકા મારવાની, સખત મજુરીની કેદની, અને કેદની મુદત વિત્યા પછી સારી ચાલનો જામીન આપવાની શિક્ષા કરી. તે પર કેદીએ હાઇકોર્ટને અરજ કરી.

તેમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે ચોરીનો ગુન્હો અને ચોરીનો માલ બદ દયાનતે લીધાનો ગુન્હો એ એકજ ગુન્હો નથી સબબ કેદીને ફટકા મારવાની કરેલી શિક્ષા ગેરકાયદેશર છે.

---

### સરકાર વિરૂદ્ધ રામચંદ

તા. ૨૮ મે સને ૧૮૭૮

વા. ૧ પા. ૬૭૫ — જે વખતે એકથી અધિક માણસની એક જ ગુન્હા બદલ એકઠી ચોકશી ચાલી હોય તે વખતે તે પૈકી એકે કરેલી કબુલાતમાંના મજકુરથીજ ફકત બીજા પર તોહોમત સાબિત કરવામાં આવશે નહીં. તે મજકુરને બીજા પુરાવાથી પુષ્ટી મળતી હોય તો તે બીજા માણસપર તોહોમ સાબિત કરવામાં આવશે.

---

### સરકાર વિરૂદ્ધ કરશન શીંગ.

તા. ૧૭ જુન ૧૮૭૮

વા. ૧ પા. ૬૮૦ — એક માજીસ્ત્રેટે ક ની સંક્ષિપ્ત રીતે ચોકશી કરી તે પર તોહોમત સાબિત કરેયું. ક એ શેશન કોર્ટને અપિલ કરી. તે વખતે માજીસ્ત્રેટે જે પુરાવા ઉપરથી તોહોમત સાબિત કર્યું હતું તે પુરાવાની વિગત તેણે પોતાના ફેસલામાં લખી નથી. એવા કારણથી શેશન કોરટે તોહોમત રદ કર્યું તેપર સરકારે હાઇકોરટને અપીલ કર્યાથી ઠરાવ્યું કે—

માજીસ્ત્રેટની એટલીજ ચુકથી શેશન જડજે તોહોમત રદ કરવું નહોતું. એ ચુકથી અપીલનો નિકાલ કરવો અસંભવ્યક્રે એમ જો શેશન જડજને દેખાયું હતું તો તે પુરાવાનો સર્વ સરાંશ ફેસલામાં લખવા વિશે કીંવા કામની ફરી ચોકશી કરવા વિશે શેશન જડજે તે માજીસ્ત્રેટને હુકમ કરવાનો હતો.

---

### સરકાર વિરૂદ્ધ ચતરસીંગ વિગરે

તા. ૧૫ અગષ્ટ ૧૮૭૮

વા. ૨ પા. ૩૩ — લ, ચ અને ડ એઓએ સનુ ખુન કરવાનો ઇરાદો કર્યો. તે ઇરાદો પારપાડવામાટે લએ પેહેલો અને ચ એ પછી સના ડોકા

ઉપર લાકડી મારી તેથી સ ભોંય પડ્યો. તે જમીનપર પડ્યા પછી ક અને ડ એ તેના ડોકાપર પોતાની લાકડી મારી. તેમાં એમ ઠરાવ થયોકે.

જ્યારે ક અને ડ એ સ ઉપર પહેલો ઘાકર્યો ન હોતો અને તેઓએ જ્યારે લાકડીયો મારી ત્યારે તેનો જીવ ગયો હતો કે નહીં એવિશે જ્યારે આમાં સંશય છે ત્યારે ક અને ડને મોતની શિક્ષા ન આપતાં જન્મસુધી કાળાપાણીનીજ શિક્ષા આપવી વાજબી છે.

"મેં જે નિર્ણય કર્યો છે તે કામમાંના પુરાવાથી બરોબર છે કીંવા નહી એ બદલ મને સંશયછે" એમ ન્યાય ખાતાના અમલદારે પોતાના ફેસલામાં લખવું બરોબર નથી.

---

## સરકાર વિરૂદ્ધ નંદા

તા. ૨૯ અગષ્ટ ૧૮૭૮

બા. ૨ ⎫ લલીપતના ડેપ્યુટી કમિશનરને ક્રી. પ્રો. કા.
બા. ૫૩ ⎭ ૩૯ પ્રમાણે અધિકાર આપવામાં આવ્યો હતો તેણે એક માણસને ચાર વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા કરી. અને તેજ કલમના આધારે તે શિક્ષા મંજુર થવા માટે જે શેશન કોરટના તાબામાંનો તે ડેપ્યુટિ કમિશનર હતો તે શેશન કોર્ટને કામ મોકલ્યું. તે શેશન કોરટે તે શિક્ષા કાયમ રાખી તેપર કેદીએ હાઇકોરટને અપિલ કરી. તેમાં ઠરાવ થયોકે.-- કાયદા પ્રમાણે જોતાં આવા કામમાં હાઈકોર્ટને અપિલ ચાલે કે નહિ એવિશે ચીફજષ્ટીસને સંષય હતો. પરંતુ એવા પ્રકારની અપીલ લેવાનો કોર્ટનો વહીવટ છે તેથી અપિલ લઈ શિક્ષા કાયમ રાખી.

---

ક્રી. પ્રો. કા. ૩૯ પંજાબના લેફ્ટેનેન્ટ ગવરનરના તાબામાંહેના મુલકમાં અને અયોધાના તથા શેંટ્રલ પ્રાવિન્સીસના તથા બ્રિટિશબર્માના ચીફકમિશનર જે મુલકનો

રાજકારભાર ચલાવેછે તે મુલકમાં તથા દુર્ગમાં અને બીજા પ્રાંતના જે ભાગમાં ડેપ્યુટી કમિશનરો અથવા આસીસ્ટંટ કમિશનરો છે તે ભાગમાં ડેપ્યુટી કમિશનરોને અથવા ડિસ્ત્રીકટના ફોજદારી મામલા બાબત હકુમત કરવાનું કામ જે બીજા મુખ્ય અમલદારને સોંપેલું હોય તે બીજા મુખ્ય અમલદારને હેઠળ લખેલો અધિકાર આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે એટલે જે ગુન્હા મરણની શિક્ષા કરવા લાયક નથી તે સઘળા ગુન્હાનો માજીસ્ટ્રેટ દાખલ ઈનસાફ કરવાનો અને કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદની શિક્ષા કરવાનો અખત્યાર હોય તેટલી એકાંત કેદની શિક્ષા સુધાંત ઘણામાં ઘણાં સાત વરસ સુધીની કેદની શિક્ષાનો અથવા દંડની અથવા ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવાનો અધિકાર આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. પણ ત્રણ વર્ષ કરતાં વતી કેદની શિક્ષાનો હુકમ ઉપર કહેલા કોઈ અમલદારે કર્યો હોય તે કાયમ થવાને તે ડેપ્યુટી કમિશનર જે શેશન જડજના તાબામાં હોય તે શેશન જડજની મંજુરી લેવી જોઈએ. શિક્ષાનો હુકમ મંન્જુરીયતને સારૂ મોકલ્યો હોય તે કાયમ રાખવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અખત્યાર સદરહુ શેશન જડજને છે. અથવા તોહોમત વાળો સબબ તકસીરવાર છે કે બીનતકશીર છે એ વિશે સબંધ રાખનારી કાંઈ મુદ્દાની વાત વિશે વધારે ચોકશી કરવી જોઈએ અથવા વધારે સાક્ષી પુરાવો લેવો જોઈએ એવું તેને લાગે તો તે વધારે ચોકશી કરવા બાબત અથવા વધારે પુરાવો લેવા બાબત હુકમ કરવાનો અખત્યાર તેનેછે.

---

**સરકાર વિરૂદ્ધ ફુધશીંગ.**

તા. ૨૪ જાન્યુઆરી ૧૮૭૯

| | |
|---|---|
| બા. ૨<br>બા. ૬૦૧ | એકાદ જમીન બીજાના તાબામાં છતાં તે જમીનપર પોતાનો હકછે એમ કોઈને પ્રમાણીકપણે જણાયાથી તે તે જમીનપર |

જાય તેમ કરવામાં તે બીજા માણસને ધમકી આપવા ના, અગર તેનું અપમાન કરવાનો કીંવા તેને ત્રાશ આપવાનો કીંવા એકાદ અપરાધ કરવાનો તેનો ઇરાદો નહોય તો તેનાપર સાપ્રાધ પ્રવેશ કર્યાનો અપરાધ ઠરાવી શકાય નહી; પછી તે જમીનપર તેનો હક નથી એમ જણાય તોપણ હરકત નથી.

તેમજ અમુક મિલકત પર પોતાનો હક છે એમ ઇમાનથી સમજીને કોઈ માણસ તે મીલકતનો બિગાડ કરે તો તેના પર બિગાડનું તોહોમત મુકાઇ શકાતું નથી.

જે કામમાં પોતાના હક બદલ આરોપિતનું કહેવું હોય તે કામમાં તેના પર સાપ્રાધ પ્રવેશ અને બિગાડના મુકેલા તોહોમતનો તે એટલોજ જવાબ આપે કે આ કૃત્ય મારો તે જમીનપર હક હોવાના કારણથી થયુંછે. તો તેટલાજ ઉપરથી તે ચાર્જ (તોહોમત)માંથી તે મોકળો થતો નથી. આરોપિતનો ઇરાદો શો હતો એ વિશે કોરટે નિરણય કરવો જોઇએ. અને પોતાનો હકછે એમ ઇમાનથી સમજીને તે આરોપિતે આ કૃત્ય કર્યું નથી. અને સાબિત થયેલી વાત ઉપરથી આરોપિતે ગુન્હો કર્યોછે એમ તે કોરટનો અભિપ્રાય થાય તો તે કોરટે આરોપિત પર તોહોમત ઠરાવવાને ના કબુલ કરવું નહીં.

કોઇ માણસે બિગાડ કરવાના ઇરાદાથી પ્રવેશ કર્યો તો તે સાપ્રાધ પ્રવેશ થાયછે અને બિગાડ કર્યો તો તે બીગાડ તો પણ ગુન્હેગાર થાય છે એટલે તે બે તોહોમત થાયછે. તે પૈકી ગમે તે ગુન્હાની જે શિક્ષા કાયદામાં કહીછે તે કરતાં તેને જાસ્તી શિક્ષા આપવાનો ક્રી. પ્રો. કા. ૪૫૪ રકમ ૩ ઉપરથી અધિકાર નથી. તે કલમના ઠરાવથી એ પૈકી પ્રત્યેક અપરાધ બદલ જુદી જુદી શિક્ષા કરવાને કોરટને મનાઈ નથી.

---

ક્રી. પ્રો. કા. ૪૫૪ રકમ ૩ સરકાર વિરૂધ ગોવીંદાબીન રામા વિગેરેના ફેસલો પાને ૨૨૭મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ મુલ્લા.

તા. ૨૪ જાન્યુઆરી ૧૮૭૯

વા. ૨ } એક જીલ્લા માજીસ્ત્રેટે અરજદારપર ખોટો
પા. ૧૦૫ } પુરાવો બનાવવાનો યત્ન કર્યા બદલ તોહોમત ઠરાવ્યું હતું અપીલમાં સેશન જડજે તે તોહોમત કાયમ રાખ્યું તે પર અરજદારે હાઈકોરટને અપીલ કર્યાથી ઠરાવ્યું કે

અરજદાર એ વ્યાજુ ધંધો કરેછે. ચાતર નામના માણસને તેનું કાંઈ દેવું હતું તે તેણે આ તોહોમત મુક્યા અગાઊ ચુકાવી આપ્યુંછે. પછી અરજદારે એકને થા અને બીજા પર એક ખત ઉપરથી ફરિયાદ કરી તેમાં ચાતરે પ્રતિવાદિ તરફથી સાહેદી આપી તેથી અરજદારે ચાતરને એવી ધમકી આપી કે, ગમે તેમ કરીને તને ૫૦ રૂપીયા તળે લાવીશ. પછી અરજદારે પોતાના એક દેણદાર જબરને ચાતરના નામનો ચાર આનાનો સ્ટાંપ વેચાતો લેવા મોકલ્યો. તેથી જબર સ્ટાંપવેંડર પાસે ગયો અને હું ચાતરછું એમ કહીને એક ચાર આનાનો સ્ટાંપ ખરીદ કર્યો. તે વખતે સ્ટાંપવેંડરને સંશય આવ્યાથી તેણે જબરને ફરી તેનું નામ પુછ્યું તે વખતે તેણે ચાતરના બાપનું નામ કહ્યું. મુલ્લાએ (અરજદારે) મને ચારઆના આપી ચાતરના નામનો કાગળ ખરીદી લાવવાને કહ્યાથી મે આ વેચાણ લીધોછે. બીજા પુરાવાથી નિચેની કોરટે એમ ઠરાવ્યુંછે કે અરજદારે ચાર આના આપી જબરને સ્ટાંપ લાવવાને કહ્યું અને તે જબર સાથે ગયો. ત્યાંહાં પોતે બહાર ઉભા રહી જબરને તેણે તે સ્ટાંપ ખરીદવા મોકલ્યો. પણ જબરને સ્ટાંપવેંડરે અટકાવ્યોછે એમ અરજદારને જણાયાથી તે નાશી ગયો. એવી સર્વે હકીકત ઉપરથી ન્યાયના કામમાં ઉપયોગ કરવાના ઈરાદાએ ખોટો પુરાવો બનાવવાનો અરજદારે યત્ન કર્યોછે, એમ જે નિચેની કોરટે ઠરાવ કર્યોછે તે બરોબરછે માટે અરજ ના મંજુર કરીએ છીએ.

## સરકાર વિરૂદ્ધ રામઆધિન અને બીજા.

તા. ૧૩ ફેબ્રુઆરી ૧૮૭૯

વા. ૨ } અરજદાર એ આઠ આશામીછે તેઓએ
પા. ૧૩૯ } પોતાનો ઈરાદો પારપાડવા માટે એક સા·

ત આશામીના બીજા ટોળા પર હુમલો કર્યો. તેમાં મારા મારી થયાથી બેઊ ટોળામાં લોકોને દુઃખ થયુ. અલ્હાબાદના જોઇંટ જડજે અરજદારપર પી. કો. કા. ૧૪૭ અને ૩૨૩માં કહ્યા પ્રમાણે તા. ૪ નવેંબર ૧૮૭૮ ને રોજ જુદાં જુદાં તોહોમત મુકી શિક્ષા કરી. તે શિક્ષા શેશન જડજે કાયમ રાખી.

તે ઉપરથી અરજદારોએ ક્રી. પ્રો. કા. ૨૯૭ પ્રમાણે તપાસણી કરવા માટે હાઇકોરટને અરજ કરી તેમાં ઠરાવ્યું કે.

જે કેદીપર હંગામો કર્યાનું તોહોમત સાબિત થયુંછે તેનાપર કામની હકીકત તેવી હોયતો જીવ જનારૂ હથીયાર લઈ હંગામો કર્યા બદલ, શિક્ષિણીય મનુષ્યવધ કર્યાબદલ અને બુદ્ધિપુર્વક માહાવ્યથા કર્યા બદલ તોહોમત ઠરાવવાને હરકત નથી. હંગામો કરવો અને ગેરકાયદેશર મંડળીએ ગુન્હા સર્વે લોકની સુલેહની વિરૂદ્ધના છે, શરીરપર મારવું, દુઃખ કરવું વીગરે ગુન્હા માણસના શરીર વિરૂદ્ધ છે તેથી આ કામમાં ઠરેલા તોહોમતમાં હાથ ઘાલવાની જરૂર નથી.

---

પી. કો. કા. ૧૪૭ સરકાર વિરૂદ્ધ ગુલામ મહમદ અને બીજાનો ફેસલો પાને ૪૦૩ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૩૨૩ સરકાર વિરૂદ્ધ ઉત્તમચંદ કપુરચંદ વિગરેનો ફેસલો પાને ૯૩ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરૂનબેગ દુલાબેગનો ફેસલો પાને ૮૮ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ નીલંબરબાબુ.

તા. ૨૧ એપ્રીલ ૧૮૭૯

ધા. ૨ } બુદ્ધિપુર્વક ખોટા ઇરાદાએ ચોરીનો માલ
ધા. ૨૭૬ } લીધા બદલ કોઇનીપર તોહોમત છતાં તે

માલ ચોરીનો છે એ બદલ પુરાવો ન હોવાથી માજીસ્ત્રેટે આરોપિતને છોડી દીધો હોય અને માલ તો ચોરીનો છે એમ માજીસ્ત્રેટની ખાત્રી થઈ હોયતો તે માલની બવસ્થા કા. ૪૧૮ પ્રમાણે કરવા વિષે હુકમ કરવાનો માજીસ્ત્રેટને અધિકાર છે.

જે ઠેકાણે અપીલ કોર્ટછે તે ઠેકાણે પેહેલાં તે કોર્ટમાં અપિલ કર્યા પછી હાઇકોર્ટને તપાસણી અરજ કરવી તે પહેલાં કરવી નહીં.

---

ક્રી. પ્રો. કા. ૪૧૮ સરકાર વિરૂદ્ધ નાગો કિસ્નો આચારજી વિરૂદ્ધ લાલચંદ શેખનો ફેસલો પાને ૪૨૯ મે છે તે વિષે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ બળદેવસહાઈ.

તા. ૭ એપ્રીલ ૧૮૭૯

વા. ૨ } બએ પેનશન ખાતામાં નોકર (કારકુન) હતો.
પા. ૨૫૩ } અએ પેનશન લેવા અરજ કરી હતી. બ

ને અ મળ્યો તે વખતે આ ખાતામાં મારૂ સારૂ ચલણ છે અને તેથી એક બે આશામીને મેં જાસ્તી પેનસન અપાવ્યુંછે એમ બએ અને કહ્યું અને તમે કાંઈ તજવીજ કરો તો તમારૂ આ પેનસન જાસ્તી થાય એમ પણ તેને કહ્યું. તે વાત અએ નાકબુલ કરી તેથી બએ અને એમ કહ્યું કે તમે નાકબુલ કરોછો પણ તેમાં તમો પસ્તાશો. તેમાં ઠરાવ્યું કે બનું આ કૃત્ય, લાંચ મેળવવાનો યત્ન કર્યાનો ગુન્હો થાયછે. (પી. કો. કા. ૧૬૧)

ચાર્જ (તોહોમત) આરોપિત માણસને લાંચ બતાવ્યા-

થી તેણે તેનો જવાબ આપ્યાપછી ફરિયાદીના જે શાહેદ હાજરછે તેઓની ઉલટ તપાસણી કરવા વિશે આરોપિતને માજીસ્ત્રેટે કહ્યું. મારા શાહેદોની જબાનીઓ થતા સુધી ફરિયાદીના શાક્ષિદારને ઉલટ તપાસણી કરવાને આરોપિતે નાકબુલ કર્યું. પરંતુ આરોપિતના શાક્ષી હાજર નહોના તેથી માજીસ્ત્રેટે ફરિયાદીના શાક્ષીદારને જવાનું કહ્યું અને આરોપિતના શાક્ષી હાજર કરવા માટે કામ મુલતવી રાખ્યું.

તેમાં ઠરાવ્યું કે આરોપિતના સાક્ષીદારની જબાની લેવાનો જે દિવસ નિમ્યો હોય તે દિવસે ઉલટ તપાસણી કરવા માટે ફરિયાદી તરફના શાક્ષીદારને હાજર કરવા વિશે સમન્સ કરાવવાનો આરોગિતનો હક નથી. (ક્રી. પ્રો. કા. ૨૧૮. ૩૫૧)

---

ક્રી. પ્રો. કા. ૨૧૮ સરકાર વિરુદ્ધ ઉત્તમચંદ કપુરચંદનો ફેસલો પાને ૯૩ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૩૫૧ સુંદરકલર વિરુદ્ધ રામકુમાર વિગરેનો ફેસલો પાને ૪૩૫ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૬૧ સરકાર વિરુદ્ધ સખારામ મનોહરનો ફેસલો પાને ૧૦૦ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરુદ્ધ અસરઅલ્લી અને બીજા.

તા. ૧૦ એપ્રીલ ૧૮૭૯

વા. ૨ } જે અપરાધ પૈકી એક અપરાધ ફકત શે-
પા. ૨૯૦ } શન કોરટેજ માત્ર ઈનસાફ કરવા સરખો નથી તેવા અપરાધ કરનારા પૈકી એકને માજીસ્ત્રેટે માફી આપી અને તેની શાક્ષી લીધી. તેમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે—

એવા માણસને ક્રી. પ્રો. કા. ૩૪૭ પ્રમાણે માફી અપાય નહીં અને તેની શાક્ષી પુરાવામાં અગ્રાહ્ય છે.

વળી એમ પણ ઠરાવ કર્યો કે ક્રી. પ્રો. કા. ૩૪૪ અને

૧૮૭૨ના પુરાવાના આકટ ૧ની કા. ૨૪ ઉપરથી જોયેથી એવ પ્રસંગે તે માણસે કહેલો મજકુર એ તેની કબુલત થતી નથી અને તે મજકુર લાગુ પણ નથી.

---

ક્રી. પ્રો. કા. ૩૪૭ સરકાર વિરૂદ્ધ હણમંતાનો ફેસલો પાને ૩૦૯ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૩૪૪ સરકાર વિરૂદ્ધ સીરસાપાનો ફેસલો પાને ૩૫૧ મે છે તે નિચે જુઓ.

પુરાવાના આકટની કા. ૨૪ સરકાર વિરૂદ્ધ બળવંત પેંઢારકરનો ફેસલો પાને ૧૦૨ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ મુલી.

તા. ૧૭ જુલાઈ ૧૮૭૯

વા. ૨ ⎫ પુરાવા બરોબર રીતે જોવાના અને તેની
પા. ૩૩૭ ⎭ તુલનાના કામમાં ઘણી ઢીલ થઈ હોય તો ક્રી. પ્રો. કા. ૨૯૭ના અર્થ પ્રમાણે ઈનસાફના કામમાં મુદાની ચુક થઈ છે એમ સમજવું જોઈયે અને એવે પ્રસંગે તપાસણી કરનારી કોર્ટ તરફે હાઇ કોર્ટ તે કામમાં હાથ ઘાલી શકે.

---

ક્રી. પ્રો. ૨૯૭ સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ થામસન.

તા. ૧૮ જુલાઈ ૧૮૭૯

વા. ૨ ⎫ આરોપિતપર પી. કો. કા. ૪૯૭ મુજબ એક
પા. ૩૩૯ ⎭ નટલ નામના માણસે પોતાની બૈરી સાથે છીનાળુ કર્યાનું તોહોમત મુક્યું. માજીસ્ત્રેટે આરોપિતને તે ગુન્હાને માટે શેશનમાં મોકલ્યો. શેશન જડજે આરોપિતને શિક્ષા કરી તેપર આરોપિતે હાઇકોર્ટને અપીલ કરી તોહોમત સાબિત થયા પછી ધણીધણીયાણી

એકત્ર રહેવા લાગ્યાં, અને અપીલની ચોકશીની વખતે સદરહુ અપરાધ માંહોમાંહે માંડી વાળવાની પરવાનગી મળવા માટે ધણીએ હાઇકોર્ટને અરજ કરાથી ઠરાવ્યુંકે-

શેશન જડજે આરોપિતપર તોહોમત સાબિત કર્યા પછી ફરીયાદીએ પોતાની બઇરીને પોતાના ઘરમાં ઘાલીછે અને એ અપરાધ માંહોમાંહે માંડીવાળવાની પરવાનગી મળવા માટે અરજ કરીછે પણ કામના આવા સબંધની વખતે તેવી પરવાનગી અપાય નહીં. તોપણ પક્ષકારનો સબંધ મનમાં આણ્યો અને તા૦ ૫ મેથી આરોપિત કેદમાં છે એ વાત મનમાં આણી તેને થયેલી શિક્ષા બરોબર છે. (ક્રી. કા. ૧૮૮)

---

પી. કો. કા. ૪૯૭ સરકાર વિરૂદ્ધ પીતાંબર સીંગનો ફેસલો પાને ૫૫ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૧૮૮ સરકાર વિરૂદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ રઘુબર અને બીજા.

વા. ૨ }
પા. ૩૫૧ } ક્રી. પ્રો. કા. ૪૮૯ માં "અગર લોકની સુલેહનો ભંગ કરવાના બીજા ગેરકાયદેસર ઈલાજ" એવા જે શબ્દ છે તેમાં ખોટુ તોહોમત મુકવાની ધમકી આપવાના અપરાધનો સમાવેશ થતો નથી

એટલા માટે કોઇ માણસપર પી. કો. કા. ૫૦૩ અને ૫૦૬ પ્રમાણે તોહોમત સાબિત થયું હોય તો જે માજીસ્ત્રેટે તોહોમત સાબિત કર્યું હોય તો તે માજીસ્ત્રેટને તે આરોપિત પાસેથી સુલેહ રાખવા બદલનો જાત મુચલકો માગવાનો અધિકાર ક્રી. પ્રો. કા. ૪૮૯ ઊપરથી પોહોંચતો નથી.

---

ક્રી. પ્રો. કા. ૪૮૯ સરકાર વિરૂદ્ધ ઝાપુ અને બીજાનો ફેસલો પાને ૪૨૭ મે છે તે નિચે જુઓ.

પી. ક્રો. કા. ૫૦૩ જે સખસ કોઈ બીજા સખસને તેના શરીરને, આબરૂને, અથવા મિલકતને કાંઈ નુકશાન કરવાનો; અથવા જેની સાથે તે બીજા સખસને સબંધ હોય તેના શરીરને, અથવા આબરૂને કાંઈ નુકશાન કરવાનો ડર દેખાડે, એવા ઈરાદાથી કે તે સખસને ગભરાટ પેદા થાય અથવા તે ડર અમલમાં ન આવે એટલા માટે જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય તે કામ તે સખસ કરે, અથવા જે કામ કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કામ કરવામાં તે સખસ કસુર કરે, તેણે સાપ્રાધ ધમકીનો ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો—કોઈ મુએલા સખસની સાથે જે સખસને સબંધ હોય તે સખસને તે મુએલા સખસની આબરૂને નુકશાન કરવાનો ડર દેખાડવો તે આ કલમમાં દાખલ થાય છે.

પી. ક્રો. કા. ૫૦૬ જે માણસ સાપ્રાધ ધમકીનો ગુન્હો કરે તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને અગર મોત અથવા માહાવ્યથા કરવાનો, અથવા આગથી કાંઈ મિલકતનો નાશ કરવાનો, અથવા મોતની કે સમુદ્રપારની, અથવા સાત વરસની મુદત સુધીની કેદની શિક્ષા થાય, એવો કાંઈ ગુન્હો કરવાનો, અથવા કોઈ સ્ત્રીની સાથે વ્યભીચારનો દોષ મુકવાનો ડર દેખાડ્યો હોય તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર વિરૂદ્ધ કરીમબક્ષ.

તા૦ ૬ જુન સને ૧૮૭૯.

વા. ૨ }
પા. ૩૮૬ } એકજ ગુન્હાને માટે ક અને બ પર તોહોમત મુકવામાં આવ્યું. ક ને પેહેલો પકડ્યો. અને માજીસ્ત્રેટે તેનાપર તે તોહોમતની

તપાસ કરી તેને શેશન કોર્ટમાં મોકલ્યો. શેશન કોર્ટે તેને છોડી મુક્યો. તેથી તે છોડી દેવાના હુકમપર સરકારે અપીલ કરી ( કા. ૨૭૨ ) અપીલનો નિકાલ થતા સુધી અટકાવમાં રાખવાના હેતુએ માજીસ્ત્રેટે **ક** ને ફરી પકડ્યો. દરમ્યાન **બ** ને પકડી તેનાપરના તોહોમતની માજીસ્ત્રેટે ચોકસી કરી અને **ક** અટકાવમાં હતો તે છતાં સરકાર તરફથી તેની શાક્ષી આ કામમાં લીધી; અને બંને ઇનસાફને માટે શેશનમાં મોકલ્યો. શેશનમાં **ક** ની શાક્ષી પુરાવામાં લીધી.

તેમાં ઠરાવ્યું કે **ક** ને ફરી પકડ્યો તે કાયદેશરછે અને તેની શાક્ષી **બ** ની વિરૂદ્ધ પુરાવામાં લેવાને હરકત નથી.

---

## સરકાર વિરૂદ્ધ લછમનસીંગ.

તા૦ ૧૧ જુન ૧૮૭૯.

વા. ૨ } **લ** એ **સ** પર પી. કો. કા. ૧૯૩ અને
પા. ૩૯૮ } ૨૧૮ મુજબ તોહોમત મુક્યું. અને તેમાં એ બદલ વધારે એવો કાંઈ મજકુર હતો કે તે જો ખરો હોય તો તે ઉપરથી **સ** પર પી. કો. કા. ૪૬૬ પ્રમાણે સાત વર્ષની સખ્ત મજુરીની શિક્ષાનો ગુન્હો ઠરે. **સ** પરના કા. ૧૯૩ અને ૨૧૮ મુજબના તોહોમતની માજીસ્ત્રેટે તપાસ કરી તેને છોડી દીધો. **સ** ને અયોગ્ય રીતે છોડ્યો છે માટે તેને શેશન કોર્ટમાં ઇનસાફ માટે મોકલવાનો હુકમ કરવાને **લ** એ શેશન કોર્ટને અરજ કરી શેશન કોરટે તે પ્રમાણે હુકમ કર્યો. તેથી **સ** ને કમિટ કર્યો. શેશન જડજે કા. ૨૧૮ ના તોહોમતથી **સ** ને મુક્ત કર્યા પછી શેશન કોરટે ક્રી. પ્રો. કા. ૪૭૨ ના આધારે **લ** પર પી. કો. કા. ૧૯૩, ૧૯૫, ૨૭૧ અને ૧૦૯ પ્રમાણે આરોપ મુકી તેને શેશન કોર્ટમાં મોકલ્યો તેમાં ઠરાવ્યું કે—

કા. ૧૯૩ માંનો ગુન્હો ફક્ત શેશન કોર્ટેજ ઇનસાફ કર-

વા સરખો નથી તેથી આકમિટ કરવું ગેરકાયદેસર થતું નથી.

ક્રી. કા. ર૯૭ ઉપરથી હાઇકોર્ટને જે અધિકાર મળ્યો છે તે ઉપરથી તેજ આકટની કા. ૪૭૨ પ્રમાણે સેશન કોરટે કામ કમિટ કરવાને કરેલો હુકમ રદ કરવાનો હાઇકોર્ટને અધિકાર છે.

---

પી. કો. કા. ૧૯૩ સરકાર વિરૂદ્ધ જીજીભાઇ વગેરેનો ફેસલો પાને ૭૬ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ર૧૮ સરકાર વિરૂદ્ધ રામાજી રાવજીવ બાજીરાવનો ફેસલો પાને ૧ર૪ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૪૬૬ પુનાના જીલ્લા માજીસ્ટ્રેટના પત્ર નંબર ૧૪૩૧ થી થયેલો ઠરાવ પાને મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ર૧૧ સરકાર વિરૂદ્ધ ગોપાળ ભોંકાજીનો ફેસલો પાને ર૧ર મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૦૯ સરકાર વિરૂદ્ધ સખારામ ગોવિંદનો ફેસલો પાને ૧૬૬ મે છે તે નિચે જુઓ.

ક્રી. કા. ૪૭ર } સરકાર વિરૂદ્ધ નવરનબેગ ડુલાબેગનો ફે-
ક્રી. કા. ર૯૭ } સલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૧૯૫ જે માણસ ખોટી સાહેદી આપે, અથવા ખોટો પુરાવો બનાવે, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઈ સખસની ઉપર આ કાયદા મુજબ (સને ૧૮૭૦ ના આકટ ર૭ પ્રમાણે "ઇંગ્લાંડ દેશના કાયદા મુજબ") દેહાંત શિક્ષા જોગ નહીં પણ જીવતા સુધી સમુદ્રપારની અથવા સાત વરસ અથવા તેથી વધારે મુદત સુધી કેદની, શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો સાબિત થાય, અથવા તેમ કરવાથી સાબિત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે માણસને જેની ઉપર તે ગુન્હો સાબિત થયો હોય તેને જે શિક્ષા કરવામાં આવશે તે શિક્ષા કરવામાં આવશે.

## સરકાર વિરૂદ્ધ સુખરી.

તા. ૧૩ જુન ૧૮૭૯

વા. ૨ } એક સેટલમેંટ ઓફીસરને માજીસ્ત્રેટનો અ-
પા. ૪૦૫ } ધિકાર હતો. સેટલમેંટ આફીસ તરીકે તેણે એક માણસને પોતાની કોર્ટમાં હાજર થવાનો સમન્સ કર્યો. તે માણસ હાજર થયો નથી. તે આફીસરે માજીસ્ત્રેટની રીતીએ પી. કો. કા. ૧૭૪ ના આધારે તે માણસપર તોહોમત મુકી તેનો ઈનસાફ પોતે કરી તેનાપર ગુન્હો સાબિત કર્યો. તે પ્રકરણ શેશન જડજે હાઈકોરટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ્યું કે ક્રી. પ્રો. કા. ૪૭૧ અને ૪૭૩ ઉપરથી જોતાં આ તોહોમત ગેરકાયદેસર છે.

---

પી. કો. કા. ૧૭૪ સરકાર વિરૂદ્ધ ગુમાન પરથામનો ફેસલો પાને ૨૧૭ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૪૭૧ થાણાના શેશન જડજના પત્ર નંબર ૪૪૧૪ થી થયેલો ઠરાવ પાને ૨૩૭ મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૪૭૩ સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ ગણુરાજ અને બીજા.

તા. ૪ સપટેમ્બર ૧૮૭૯

વા. ૨ } એકથી અધિક માણસની એકજ અપરાધ
પા. ૪૪૪ } બદલ એકત્ર ચોકશી ચાલતાં તેમાંના એકે, બીજા માણસના વિરૂદ્ધ પોતાની કબુલત જેટલી ઉપયોગ આવે તેટલી પોતાપર આવે નહી એવા પ્રકારની કબુલત કરી હોય અને તે કબુલત ખુદ તેના પર સાબિત કરવાને બસ ન હોય તો તે કબુલત બીજા આરોપિત વિરૂદ્ધ પુરાવાના આકટની કા. ૩૦ ઉપરથી પુરાવામાં લેવામાં આવતી નથી.

---

પુરાવાના આક્ટની કા. ૩૦ સરકાર વિરૂદ્ધ અમૃતા ગોવિંદાનો ફેસલો પાને ૬૯ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ કાશી.

તા. ૫ શપટેમ્બર ૧૮૭૯.

વા. ૨ પા. ૪૪૭ } આરોપિતને ક્રી. પ્રો. કા. ૨૧૫ પ્રમાણે છોડી દીધા અગાઊ ફરિયાદી તરફના સર્વ શાક્ષીદારોની જબાની લેવાની માજીસ્ટ્રેટની અરજ છે.

---

ક્રી. પ્રો. કા. ૨૧૫ સરકાર વિરૂદ્ધ સંગાપા સંકોપાનો ફેસલો પાને ૨૧૪ મે છે તે નિચે જુઓ.

---

## સખો વિરૂદ્ધ દુર્ગાપ્રસાદ અને બીજા.

તા. ૬ શપટેમ્બર ૧૮૭૯.

વા. ૨ પા. ૪૪૮ } આરોપિતને આ કામમાં ફ્રેશન જડજે છોડી દીધા હતો. તેથી ફરીયાદીએ તેને છોડી દેવાના હુકમની તપાસણી થવા માટે હાઇકોર્ટને ફરજ કરી. આરોપિત તરફથી એવી તકરાર કરવામાં આવેછે કે આરોપિતે અપરાધ કર્યા નથી એવો ઠરાવ થયા છતાં તેનાપર અપીલ કરવાનો અધિકાર કા. ૨૭૨ ઉપરથી ફક્ત સરકારને છે અને બીજા લોકોને નથી. તેમાં ઠરાવ કર્યા કે એકાદ તાબામાંની કોરટે ચલાવેલા ન્યાયના કામમાં એકાદ મુદ્દાની ચુક થઇ છે એમ હાઇકોર્ટની નજરમાં આવવા માટે અરજ કરવાનો અધિકાર ખાનગી પ્રોસીક્યુટરને છે પરંતુ આ કામમાં તે ચુક થઇ નથી સબબ તે હુકમની તપાસણી કરવાની જરૂર નથી.

---

ક્રી. પ્રો. કા. ૨૭૨ સરકાર વિરૂદ્ધ રખમા અને બીજાનો ફેસલો પાને ૬૧ મે છે તે નિચે જુઓ.

## ગોવિંદપ્રસાદ અને બીજાની અરજીની બાબતમાં.

તા. ૧૫ અકટોમ્બર ૧૮૭૯.

વા. ૨
પા. ૪૯૫

ક, ગ અને બીજા એક માણસની કેટલીક મિલકત મજીયારી હતી. ર એ ગ પર તે મિલકતનો કબજો લેવા બદલનું હુકમ નામુ મેળવ્યું અને સને ૧૮૭૭ ના આકટ ૧૦ ની કા. ૨૬૪ માંના ઠરાવ પ્રમાણે તે હુકમનામાની બજાવણીમાં તે મિલકત ર ના કબજામાં આપી. ક એ પોતાનો હક કહેવાના ઈરાદાએ અને ગ એ પોતાના સોબતી હીસેદારનો હક કહેવાના ઈરાદાએ અને ધમકી આપવાનો કીંવા અપમાન કરવાનો કીંવા ત્રાસ આપવાનો કીંવા બીજો એકાદ અપરાધ કરવાનો ઈરાદો નહીં છતાં તે એઓ તે મિલકતના ચબુતરાપર રહ્યા. માટે તેઓપર સાપ્રાધ પ્રવેશનો ગુન્હો સાબિત કરાયો નહી.

જે જમીનનો કબજો બીજાને આપ્યોછે કીંવા દીવાની કોર્ટના હુકમ ઉપરથી જે માણસને તે જમીનમાંથી કાઢી મુક્યોછે તે માણસ એકલા પોતાનાજ કીંવા પોતે અને પોતાના સોબતી હીસ્સેદારનો હક બતાવવાનાજ માત્ર ઈરાદાએ તે જમીનમાં પ્રવેશ કર્યો હોય કીંવા ત્યાં રહ્યો હોય તો તે સાપ્રાધ પ્રવેશ થતો નથી. પરંતુ એકાદ અપરાધ કરવાનો, ધમકી આપવાનો, અપમાન કરવાનો કીંવા ત્રાસ આપવાનો ઈરાદો છતાં તેણે તેમ કર્યું હોય તો માત્ર તે તેનું કૃત્ય સાપ્રાધ પ્રવેશ થાયછે. (પી. કો. કા. ૪૪૧)

---

પી. કો. કા. ૪૪૧ જે સખસના કબજામાં કાંઈ મિલકત હોય તે સખસને ધમકી દેવાના, તેનો તીરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઈરાદાથી, અથવા કાંઈ ગુન્હો કરવાના ઈરાદાથી, તે મિલકત મધ્યે અથવા તે ઉપર જે માણસ પ્રવેશ કરે; અથવા તે મિલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કર્યા પછી, તેવા કાંઈ સખસને ધમકી દેવાના, તેનો તીરસ્કાર કર-

વાના, અથવા તેને દુઃખ આપવાના, ઇરાદાથી અથવા કાંઈ ગુન્હો કરવાના ઇરાદાથી, જે માણસ કાયદા વિરૂદ્ધ ત્યાં રહે તો તે માણસે સાપ્રાધ પ્રવેશ કર્યો એમ સમજવું.

સી. પ્રો. કો. કા. ૨૯૪—ભાડુતના કબજામાંની અથવા જેને મિલકતનો કબજો રાખવાનો હક હોય અને સદરહુ કબજો રાખવાનો હક છોડી દેવાને હુકમનામા ઉપરથી બંધાયલો નહીં હોય તેવા બીજા સખસના કબજામાંની કોઈ સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું હુકમનામુ હોય ત્યારે, તે સ્વાધીન કરવાનો કોરટ હુકમ કરવો તે એવી રીતે કે મિલકતપર કોઈ પ્રસિદ્ધ ઠેકાણે વારંટની એક નકલ ચોઢવી અને કોઈ સોઈવાર ઠેકાણે દાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજીરીતે, તે મિલકત સબંધી હુકમનામાનો મતલબ કબજેદારને પ્રસિદ્ધ કરવો.

પરંતુ કબજેદાર મળી શકે તો, સદરહુ મતલબવાળી લખેલી નોટીસ તેના ઉપર બજાવવી, અને તેવે પ્રસંગે કંઈ પ્રસિદ્ધ કરવાની જરૂર નથી.

---

## સરકાર વિરૂદ્ધ ફાકસ.

તા. ૧૯ ડીસેમ્બર ૧૮૭૯

વા. ૨ | પા. ૫૨૨ } આરોપિત એ એક રોજ સવારમાં ઉઠ્યો તે વખતે વખતે તેનો ચાકર તુળશો નિરાંતે અડધી ઉંઘમાં છતાં પંખો ખેંચતો હતો તે જોઈ આરોપિતને ગુસ્સો આવ્યો અને તેથી તેણે તુળશાને બે ત્રણ ગડદા માર્યા તેથી તે મરી ગયો. તેથી માજીસ્ત્રેટે આરોપિતપર પી કો. કા ૩૨૩ મુજબ વ્યથા કર્યાનો આરોપ સાબિત ગણી તેનો બસે રૂપિયા દંડ કર્યો. પોલીસના કહ્યા પ્રમાણે આ ગુન્હો કા. ૩૦૪ માં કહ્યા પ્રમાણે શિક્ષાણીય મનુષ્યવધનો છે.

આ કામ હાઇકોર્ટે મંગાવી તપાસ્યું અને ઠરાવ કર્યો કે જે માણસને તલીનો રોગ છે એવા માણસને બીજો કોઈ માણસ પોતે જે વ્યથા કરનાર તેનાથી મરણ પામશે એમ

માહિત ન છતા કીંવા જીવ લેવાનો ઈરાદો નહી છતાં કીંવા પોતાનું કૃત્ય મોતનું કારણ થશે એમ માહીત નહીં છતાં તે કાંઈ કૃત્ય કરે તો તે બીજા માણસનું એ કૃત્ય શિક્ષીણીય મનુષ્ય વધનો ગુન્હો થતો નથી. પણ કા. ૩૨૩ પ્રમાણેનો તે ગુન્હો થાયછે.

---

પી. કો. કા. ૩૨૩ સરકાર વિરૂદ્ધ ઉત્તમચંદ કપુરચંદનો ફેસલો પાને ૯૩ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૩૦૪ સરકાર વિરૂદ્ધ ગણેશ અને ગોપી કુલનો ફેસલો પાને ૫૪૬ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ ભુપસીંગ અને બીજા.

તા. ૩૧ ડીસેમ્બર ૧૮૭૯

વા. ૨ } કેટલાક લોકો પર પી. કો. કા. ૪૧૭ પ્રમાણે
પા. ૫૦૯ } તોહોમત મુકવામાં આવ્યું હતું તે તોહોમતની માજીસ્ત્રેટે ચોકશી કરી આરોપિતને કા. ૨૧૫ પ્રમાણે છોડી દીધો. એ છોડવું બરોબર નથી એમ શેશન કોરટને દેખાયાથી તે કોરટે તે કામના કાગળો જીલ્લા માજીસ્ત્રેટ પાસેથી મંગાવી જે અપરાધ બદલ આરોપિતને છોડી દીધોછે તે કરતાં બીજો જે અપરાધ કાગળોથી આરોપિત પર ઠરે તેની ચોકશી કરવા માટે આ કામ તાબામાંના માજીસ્ત્રેટ પાસે મોકલવાનો શેશન કોરટે હુકમ કર્યો તે પરથી જે તાબામાંના માજીસ્ત્રેટ પાસે એ કામ મોકલ્યું હતુ તેણે તે કામની ચોકશી કરી અને પી. કો. કા. ૩૯૩ પ્રમાણે આરોપિતપર તોહોમત મુકી તેને ઈનસાફ માટે શેશન કમિટ કર્યો. તેમાં ત્યાં એવી તકરાર કરવામાં આવી કે ક્રી. પ્રો. કા. ૨૯૬ના અર્થ પ્રમાણે આ કામ ફકત શેશન કોર્ટથીજ ઈનસાફ કરવા જોગ નહોતું, તેથી આ કામ ઈનસાફ માટે શેશન કમિટ કરવાનો હુકમ કરવાનો શેશન કોર્ટને અધિકાર નહોતો. તેમાં હાઈકોરટે એમ ઠરાવ્યું કે—

આગળ ચોકશી ન કરતાં એકદમ આરોપિતને ઇનસાફ માટે શેશન કમિટ કરવાનો આ કામમાં શેશન કોરટે હુકમ કર્યો નથી. શેશન જડજે સુચવ્યા પરથી આ કામની ફરી ચોકશી થઈ કીંવા નહી એ વાતનો વિચાર કરવાનું કારણજ નથી અને તેથી આરોપિત પર કા. ૩૯૩ પ્રમાણે ચાર્જ મુકી તેની ચોકશી તાબામાંના માજીસ્રેટે કરી તે બરોબર છે. અને તેથી આ શેશન કમિટ કરવું ગેરકાયદેછે એવી તકરાર ચાલતી નથી.

---

ક્રી. પ્રો. કો. ૨૧૫ સરકાર વિરૂદ્ધ સંગાપા સં કોપાનો ફેશલો પાને ૨૧૪મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કો. ૨૯૬ સરકાર વિરૂદ્ધ જેઠા બલાનો ફેસલો પાને ૪૧૧મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૪૧૭ સરકાર વિરૂદ્ધ બાવાજી કાળીદાસ અને બીજાનો ફેસલો પાને ૨૪૪મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૩૬૩ જે માણસ બ્રિટીશ ઇંડીયામાંથી, અથવા કાયદેશર વાલીના હવાલામાંથી, કોઈ સખ્સનું હરણ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી દંડને પણ લાયક થશે.

---

### સરકાર વિરૂદ્ધ અજુધ્યા.

તા. ૧૯ જાન્યુઆરી ૧૮૮૦

વા. ૨ } એકજ બ્યવહારના કામમાં એકજ હેતુ
પા. ૬૪૪ } પારપાડવા માટે આરોપિતે કેટલાંક કૃત્ય કર્યા હોય અને તેમાંના પ્રત્યેક કૃત્ય ઉપરથી જે જુદા જુદા નાના અપરાધ થતા હોય તે કરતાં તે તમામ કૃત્ય મળી અધિક મોટો એવો એક અપરાધ થતો હોય અને ઇનસાફના કારણસર મુખ્ય અપરાધ અને બીજા હલકા અપરાધ તોહોમતનામામાં લખવા

જો કે સોઈવાર હોય તો પણ શિક્ષા આપતી વખતે તે માંનો મુખ્ય અને સર્વમાં મોટો એવા જે અપરાધ હોય તે બદલ સાબિતી કરી શિક્ષા કરવી એ સગવડ ભરેલું છે.

તેથી કરીને કોઈ માણસે રાત્રે ઘર ફોડ્યું અને તેમાં ચોરી કરી માટે તેના પર પી. કો. કા. ૩૮૦ અને ૪૫૭ પ્રમાણે તોહોમત મુકી તેનો ઇનસાફ કરી શેશન કોરટે તેને પ્રત્યેક અપરાધ બદલ હરાડમાસની સખત મજુરી ની કેદની શિક્ષા કરી હતી; તેમાં હાઈ કોરટે ઠરાવ્યુ કે આરોપિતપર પી. કો. કા. ૪૫૭ પ્રમાણે એકજ અપરાધ સાબિત કરી કેદીને ત્રણ વર્ષની શિક્ષા કરીએ છીએ. અને કા. ૩૮૦ના તોહોમતમાંથી તેને મોકળો કરીએ છીએ.

---

પી. કો. કા. ૩૮૦ } સરકાર વિરૂદ્ધ અનવરખાં વલદે
પી. કો. કા. ૪૫૭ } ગુલખાંનો ફેસલો પાને ૨૭મે છે તે નિગે જુઓ.

---

સરકાર વિરૂદ્ધ મુલુ.

તા. ૧૯ જાન્યુઆરી ૧૮૮૦

પા. ૨ } ફરિયાદીની જે માજીસ્ત્રેટની રૂબરૂ જબાની
પા. ૬૪૬ } થઈ હતી, તેજ જબાની લેઈ શેશન જડજે આરોપિતપર ચોરીનો માલ લીધા બદલનું તોહોમત સાબિત કર્યુ હતું. તેમાં ઠરાવ્યું કેઃ—

કોઈ સાક્ષીદાર મયત થયો હોય કીંવા સાક્ષી આપવા ને તે અ સમર્થ થયો હોય કીંવા તેને વિરૂદ્ધ પક્ષકાર હાજર થવા દેતા ન હોય કીંવા તેને હાજર કરવા વાસ્તે અતિશય ખરચ કીંવા ઢીલ લાગવાની હોય તોજ માત્ર તેણે અગાઉ આપેલી જબાની પુરાવામાં લેવા વીશે પુરાવાના આકટની કા. ૩૩માં કહેલું છે તેવું આ કા. મમાં થયુ નથી. ફરિયાદી જીવતો છે અને તે સહજ હાજર થવા જોગ છે એમ છતાં તેણે માજીસ્ત્રેટની રૂબરૂ આપેલી જબાની પુરાવામાં લેવા આવતી નથી. તેની નવી જુબાની લેવી જોઈયે.

એકથી અધિક લોકોની એકજ અપરાધ બદલ એકઠી ચોકશી ચાલેલી છે તે પૈકી એક બીજાના માથે જાસ્તી આવે અને તેમાંથી પોતે છુટો થાય એવી કબુલત કરી હોય તો તે કબુલત બીજા લોકોની વિરૂદ્ધ પુરાવાના આક્ટ ૧ની કા. ૩૦ ઉપરથી પુરાવામાં લેવાઇ શકાતી નથી.

---

પુરાવાના આક્ટની કા. ૩૦ સરકાર વિરૂદ્ધ અમૃતા ગોવીંદનો ફેસલો પાને ૬૯મે છે તે નિચે જુઓ.

પુરાવાના આક્ટની કા. ૩૩ સરકાર વિરૂદ્ધ પ્રોસનો ચંદર ગોસાવી અને બીજાનો ફેસલો પાને ૪૧૧મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ કીષ્ણા અને બીજા.

તા. ૧૮ ફેબ્રુઆરી ૧૮૮૦

વા. ૨ }
પા. ૭૧૩ } ક અને બ એ બ ના એક ખેતરમાં જને ઠાર માર્યો. અને શિક્ષામાંથી બચવા માટે જ ની લાશ બીજા એક ખેતરમાં લેઇ ગયા. તેથી શેશન જડજે તેઓપર શિક્ષીણીય મનુષ્યવધ કર્યાનું તોહોમત સાબિત કરી, તે શિવાય પી. કો. કા. ૨૦૧ પ્રમાણે શિક્ષામાંથી બચવા માટે તે અપરાધ કર્યાનો પુરાવો નહી જેવો કર્યાનું તોહોમત સાબિત કર્યું.

તેમાં એવો ઠરાવ થયો કે પી. કો. કા. ૨૦૧માં જે લોક કહ્યાછે તે અપરાધ કરનાર શિવાય બીજા લોક કહેલાછે. અને ક તથા બ એ પોતેજ અપરાધ કરનાર છે સબબ તેઓને તે કલમ લાગુ પડતી નથી, વળી તેણે જ ની લાશ એક ખેતરમાંથી બીજા ખેતરમાં નાખી તેટલા કારણથી તેણે પુરાવો ઊડાવવાનું કર્યું એમ થતું નથી. પોતા પરનો સંશય દુર થઇ બીજા પર પડે એવો કદાચ તેનો હેતુ હોય પણ તેટલા ઉપરથી તેને તે કલમ લાગુ પડતી નથી.

---

પી. કો. કા. ૨૦૧ કાંઈ ગુન્હો થયોછે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં જે માણસ તે ગુન્હેગારને કાયદા મુજબ થતી શિક્ષાથી બચાવવાના ઇરાદાથી તે ગુન્હો થયાનો કાંઈ પુરાવો ઉડાવવો, અથવા એવા ઇરાદાથી જે માણસ પોતે ખોટી જાણતો અથવા માનતો હોય એવી કાંઈ ખબર તે ગુન્હા બાબત આપે તે માણસને, અગર જે ગુન્હો થયો, એવું તે જાણતો અથવા માનતો હોય તે ગુન્હાને માટે મોતની શિક્ષા થઇ શકતી હોયતો, સાત વરસની મુદત સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે માણસ દંડને પણ લાયક થશે; અને જો તે ગુન્હાને માટે જીવતા સુધી સમુદ્ર પારની અથવા દશ વરસ સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે માણસ દંડને પણ લાયક થશે. અને જો તે ગુન્હાને માટે દશ વર્ષથી ઓછી મુદત સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## સરકાર ઓધીન.

તા. ૬ મારચ ૧૮૮૦

વા. ૨ } જે માણસને તલીનો રોગ છે તેને પોતેજ
પા. ૭૬૬ } દુઃખ કરનાર છે તેણે કરીને બુદ્ધિ પૂર્વક મહાવ્યથા થવાનો સંભવ છે એમ માહીત છતાં, પણ તેણે કરીને તેનું મોત થશે કીંવા જેણે કરીને મરણ થશે એવું દુઃખ થશે કીંવા પોતાનું કૃત્ય મોતનું કારણ થશે, એવો ઇરાદો નહી છતાં કોઇ માણસ તેને

બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરે અને તેથી તે રોગી માણસ મરણ પામે તો તેના પર પી. કો. કા. ૩૦૪ અ પ્રમાણે કસુરથી જીવ લીધા બદલ સાબિતી ન કરતાં કા. ૩૨૫ પ્રમાણે બુદ્ધિપૂર્વક મહા વ્યથા કર્યા બદલ સાબિતી કરવી.

---

પી. કો. કા. ૩૦૪ અ સરકાર વિરુદ્ધ બાવાજી બીન સભાનો ...લો પાને ૧૯૯મે છે તે નિચે જુઓ.

---

પી. કો. કા. ૩૨૫ કા. ૩૩૫ માં બતાવેલી બાબત શિવાય બીજી કોઈપણ બાબતમાં જે માણસ બુદ્ધિ પુર્વક માહાવ્યથા કરે તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

---

સરકાર વિરુદ્ધ ભુપસિંગ.

તા૦ ૨૧ મારચ ૧૮૮૦.

વા. ૨ ⎫ સેશનકોર્ટ જે કામનો ઇનસાફ કરતા હતા
પા. ૭૭૧ ⎭ તે કામમાં આસેસરોનો અભિપ્રાય લીધા

પછી તે કામના ઇનસાફની વખતે જે એક અધિકાર સબંધી પ્રશ્ન નિકળ્યો હતો તેના સબંધે અભિપ્રાય આપવાનો વિચાર કરવા માટે આ કામ મુલતવી રહ્યું તેમાં હાઇકોરટે ઠરાવ્યું કેઃ—

એવા પ્રકારે ક્રી. પ્રો. કા. ૨૯૬ નો ઉપયોગ કરવા માટે તે કલમ કરેલી નથી. તે પ્રશ્નનો નિકાલ સેશન કોરટે પોતે જ કરવો જોઇએ. તેમાં તેની ચુક થયા છતાં તે ચુક સરકારથી તેમજ વિરુદ્ધ પક્ષકારથી દુરસ્ત કરી શકાય છે.

---

ક્રી. પ્રો. કા. ૨૯૬ સરકાર વિરુદ્ધ જેઠા ભલાનો ફેસલો પાને ૪૧ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ દેવકી નંદનલાલ.

તા૦ ૧૨ એપ્રીલ ૧૮૮૦.

વા. ૨ ) એક દીવાની કજીઆમાંના વેચાણ ખતમાં
પા. ૮૦૬ ) અવેજની કીંમત લખી નથી. એમ જીલ્લા જડજને દેખાયાથી તેણે અરજદારપર ફોજદારીમાં કામ ચલાવા વિષે હુકમ કર્યો. જીલ્લા માજીસ્ત્રેટે સને ૧૮૬૯ ના આકટ ૧૮ ની કા. ૩૪ પ્રમાણે તેનાપર કામ ચલાવી તેના રૂ૧૩૫) દંડ કર્યો. અપીલમાં જીલ્લા જડજે તે દંડ કાયમ રાખ્યો. તેપર અરજદારે હાઈકોરટને અરજ કર્યાથી ઠરાવ કર્યો કે સ્ટાંપ આકટ વિરૂદ્ધ થયેલા ગુન્હા બદલ ગુનેગારને ફોજદારીમાં મોકલવાનું કામ ઘણું કરીને કલેકટરનું છે અને તેથી તેણે પોતે માજીસ્ત્રેટની રીતે તે કામની ચોકશી કરવી બાજબી નથી માટે મુકેલું તોહોમત રદ કરી પોતાને યોગ્ય લાગે તે બીજા માજીસ્ત્રેટ પાસે. આ કામ મોકલવા માટે જીલ્લા જડજ પાસે આ કામ પાછું મોકલીએછીએ.

સને ૧૮૬૯ ના આકટ ૧૮ ની કા. ૩૪.

( અ ) હરકંઈ સ્થાવર અથવા જંગમ માલમિલકત વેચી હોય ત્યારે તે મિલકત બાબત ખરીદીના રૂપીયાની જે રકમ હસ્તે અથવા પરહસ્તે આપી હોય અથવા આપવાનો બંદોબસ્ત કર્યો હોય અથવા આપવાનું અથવા બંદોબસ્ત કરવાનું કબુલ કર્યું હોય તે પુરેપુરી રકમ જે મુખ્ય દસ્તાવેજ ઉપરથી અથવા જે એકના એક દસ્તાવેજ ઉપરથી તે વેચેલી માલમીલકત ખરીદદારને અથવા તેના હુકમથી બીજા કોઈ માણસને આપી દીધી હોય અથવા સોંપી હોય તે દસ્તાવેજમાં ખરે પણે અક્ષરે પુરેપુરી લખવી.

( બ ) હરકાંઈ ગીરોનો અથવા બીજા કરજનો અજ આપવાની અથવા કંઈ ઉધડી અથવા આખી રકમ આપવાની સરતથી કાંઈ માલમિલકત વેચી હોય અને આપી દીધી હોય ત્યારે કરજ અથવા રકમ ( પ્રસંગે

પ્રમાણે ) વેચાણનો અવેજ અથવા વેચાણના અવેજનો ભાગછે એવું સમજવું. અને તે બાબત આ આકટને જોડેલા પહેલા પરિશીષ્ટ પ્રમાણે કર બેસશે તે આપવો પડશે.

સદરહુ કરજ અથવા રકમ આપવાનો જોખમ ખરીદદારને માથે નહી હોય અથવા ખરીદદાર પોતાને માથે લેતો ન હોય.

અથવા સદરહુ કરજ અથવા રકમ આપવાનું અથવા તે બાબતનો જોખમ વેચનારને માથેથી ઉતારવાનું કબુલ કરતો નહી હશે તો પણ ઉપર કહ્યા પ્રમાણે કર આપવો પડશે.

( ફ ) ખરીદીના રૂપીયાની પુરે પુરી રકમ ઉપર કહેલી રીતે નહી લખશે તો ખરીદદાર તથા વેચનાર પાંચ પાંચસે રૂપિયા સુધી દંડને લાયક થશે; અને સદરહુ દસ્તાવેજ બાબત ખરેખરો જે કર આપ્યો હોય તે શિવાય તેને તે દસ્તાવેજમાં ખરીદીના રૂપીયાની પુરે પુરી રકમ યોગ્ય રીતે લખી હોત તો તે દસ્તાવેજ બાબત આ આકટ પ્રમાણે જેટલો વધારે કર બેસતે તેથી પાંચગણો દંડ આપવો પડશે.

---

## સરકાર વિરૂદ્ધ નબાબ અને બીજા

તા. ૧૩ એપીલ ૧૮૮૦

વા. ૨ } જે લોક હમેશાં બદ દયાનતના ઉપાયથી
પા. ૮૩૫ } પોતાનો ઉદર નિરવાહ કરેછે અને તેણે
કરીને તેઓ સાહાસ અને ઘાતકી ચાલના થાયછે, તેઓના કૃત્યથી મિલકતને ફરી નુકશાન થાય નહી, તે કારણસર અને સર્વ લોકના હીતને માટે તેઓ પાસેથી સારી ચાલના જામીન લેવા વિશે કા. ૫૦૬માંનો ઠરાવ ઘાલેલો છે, પણ કોઇ એકાદ માણસને તેણે ઈજા આપવી નહીં એવા હેતુથી તેઓ પાસેથી જામીન લેવાને માટે તે કલમનો ઠરાવ ઘાલેલો નથી.

તેથી માજીસ્ટ્રેટની રૂબરૂ હાજર કરેલા પુરાવા ઉપરથી તે માણસને જબરાઈથી ચોરી કરવાની, કીંવા ઘર ફોડવાની, કીંવા ચોરી કરવાની અગર ચોરીનો માલ લેવાની ટેવછે " એમ સાબિત ન થયા છતાં તેણે કરેલું કસુર સર્વ જુલમ જબરાઈનું જણાતું હોય તો તેવી વખતે કા. ૫૦૬ પ્રમાણે તેની પાસેથી જામીન લેવામાં આવશે નહીં.

---

ક્રી. પ્રો. કા. ૫૦૬ સરકાર વિરૂદ્ધ કાળચંદર દાસનો ફેશલો પાને ૫૫૯મે છે તે નિચે જુઓ.

( સમાપ્ત. )

# ઇંડીયન લા રિપોર્ટ મધ્યેના

# મદ્રાસ હાઈકોર્ટના

# ફોજદારી ફેંસલા.

તા૦ ૨૨ ફેબ્રુઆરી ૧૮૭૬.

વા. ૧ } સબોરડીનેટ માજીસ્ટ્રેટે આપેલી શિક્ષાના
પા. ૫૪ } હુકમ ઉપર ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટને અપીલ કરી. જે શિક્ષાના હુકમ ઉપર આ અપીલ થઇ છે તે શિક્ષાનો હુકમ જે કોરટે કર્યો તે કોરટે જે જાતની શિક્ષા આપી હોય તેથી જુદી જાતની શિક્ષા આપીને પહેલી શિક્ષા વધારવાને કાયદા ઉપરથી પોતાને અધિકાર નથી એમ પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને દેખાયા ઉપરથી કેદીને બીજી કેદની શિક્ષા ન આપતાં અગાઉ જે દંડની શિક્ષા તેને થઇ હતી તેજ વધારી. તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે ફો. પ્રો. કા. ૨૮૦ પ્રમાણે અગાઉ કેદીને જે કાંઈ શિક્ષા થઇ હોય તે વધારવાનો અધિકાર છે. પહેલા વર્ગના માજીસ્ટ્રેટને તે કલમના બીજા પારેગ્રાફમાં જે બીના કહીછે તેનું માત્ર તેણે ઓલંગન કરવું નહી. સબોરડીનેટ માજીસ્ટ્રેટથી પહેલાં કેદીને જે શિક્ષા આપવામાં આવી હોત તેવી શિક્ષા આપવાનો અધિકાર અપેલેટ કોરટ એ રીતે પહેલા વર્ગના માજીસ્ટ્રેટને છે.

---

ફો. પ્રો. કા. ૨૮૦ નિચલી કોર્ટનું કામ વાંચ્યા પછી, તથા અપીલ કરેનાર અથવા તેનો કૌન્સેલ અથવા મુખત્યાર હાજર હોય તો તેની વાત સાંભળ્યા પછી, અને પબ્લિક પ્રાશીક્યુટર અથવા જે સરકારી વકીલને અથવા બીજા અમલદારને એ કામ સારૂ સરકારે અથવા ડિસ્ટ્રિક્ટના માજીસ્ટ્રેટે અખ્તીયાર આપ્યો હોય તે હાજર હોય તો તેની વાત સાંભળ્યા પછી તે કોરટનો

ફેંસલો તથા શિક્ષાનો ઠરાવ અથવા હુકમ ફેરવવાને અથવા રદ કરવાને તે અપિલ કોર્ટ મુખ્તીયાર છે. અને જે શિક્ષા કરી હોય તે શિક્ષામાં વધારો કરવાનું યોગ્ય કારણ નજરમાં આવશે તો તે શિક્ષા વધારવાને તે મુખ્તીયાર છે. અથવા અપીલ કરનારનો ફરીથી ઈનસાફ કરવા બાબત હુકમ કરવાનો અખ્તીયાર છે.

---

તા. ૨૨ ફેબ્રુઆરી ૧૮૭૬

વા. ૧ }
પા. ૫૫ } સને ૧૮૭૭ના કાયદા ૭ કીંવા સને ૧૮૬૩ આક્ટ ૨૦ ઉપરથી સાધારણ ફોજદારી કાયદા પ્રમાણે કામ ચલાવવાને બાધ આવતો નથી.

---

તા. ૧૯એપ્રીલ ૧૮૭૬

વા. ૧ }
પા. ૫૬ } જે માણસને મોતની, કીંવા કાળા પાણીની, કીંવા દાસત્વની કીંવા પાંચવર્ષથી જાસ્તી મુદતની શિક્ષા આપી હોય તે માણસને ફટકાની શિક્ષા આપવી ગેરકાયદેશર છે. બીજી શિક્ષા ભોગવ્યા પછી ફટકાની શિક્ષા ભોગવવી એવું ન ઠરાવતાં તે બીજી શિક્ષાની અગાઉ ફટકાની શિક્ષા ભોગવવાનું ઠરાવ્યું હોય તો તે બીજી શિક્ષા આપ્યાથી તે ફટકાની શિક્ષા ગેરકાયદેશર છે.

---

સરકાર વિરૂદ્ધ આંબીગર ફુલગુ વિગેરે

તા. ૧૬ અકટોબ્બર ૧૮૭૬

વા. ૧ }
પા. ૧૬૩ } એક ગુન્હેગાર કેદીની સાક્ષી ઉપરથી તોહોમત સાબિત કર્યું હોય તો તે કાયદા પ્રમાણે બરોબર નથી.

---

### સરકાર વિરૂદ્ધ અરૂણુ ચેલમ અને બીજા.

તા. ૧૮ અકટોમ્બર ૧૮૭૬

વા. ૧ } પી. કો. કા. ૩૭૨ પ્રમાણે અપરાધ થવાને
પા. ૧૬૪ } સગીર છોકરાપરનો નિબંધ કીંવા તેનો કબજો બીજાને આપવો એવા પ્રકારે તેની એકાદી વ્યવસ્થા કરવી જોઇયે એમ નથી.

---

પી. કો. કા. ૩૭૨ શોળ વર્ષથી ઓછી ઉમરનું કોઈ બાળક જારકર્મના કારણસર, અથવા કાંઈ કાયદા વિરૂદ્ધ અથવા અનિતીના કારણસર રાખવામાં કે વાપરવામાં આવે એવા ઈરાદાથી, અથવા તે બાળક તેવા કાંઈ કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે એવો સંભવછે એમ જાણ્યા છતાં, જે માણસ તે બાળકને વેચે, અથવા ભાડે આપે અથવા બીજી રીતે કોઈને આપે, તે માણસને દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી દંડને પણ લાયક થશે.

---

### સરકાર વિરૂદ્ધ આદી વિગદુ.

વા. ૧ } આરોપિતે પરમુલકમાં ચોરી કરી અને
પા. ૧૭૧ } બ્રિટિશ મુલકમાંના જીલ્લામાં તેને માલ સુધાં પકડ્યો તે કામમાં ઠરાવ્યું કે—

ક્રી. પ્રો. કા. ૬૭ ઉપરથી તે જીલ્લાની કોરટને ચોરીના ગુન્હા બદલ તે માણસની ચોકસી કરવાનો અધિકાર નથી.

---

ક્રી. પ્રો. કા. ૬૭ સરકાર વિરૂદ્ધ લખીયા ગોવિંદ વિગેરેનો ફેસલો પાને ૨૮૪ મે છે તે નિચે જુઓ.

---

### સરકાર વિરૂદ્ધ સમ્યાકાનદત્ત.

તા. ૫ ડીશેમ્બર ૧૮૭૬

વા. ૧ } સગીર છોકરાને ચોરી ગયાના ગુન્હાને મ-
પા. ૧૭૩ } દદ કર્યા બદલ આરોપિતપર માજીસ્ત્રેટે

તોહોમત સાબિત કર્યું. સગીરે પોતાના માબા-
પના અનુમત શિવાય પોતાનું ઘર છોડ્યું છે એમ આરો-
પિતને માહિત છતાં મુખ્ય ચોરનાર જે કોમારેન નામનો
માણસ હતો તેના કહેવા ઉપરથી સગીર છોકરાને
સીલોન મધિના કાંડી ગામ લેઈ જતા હતા તે વખતે તેને
વાટમાં પકડ્યો હતો કોમારેન પાસેથી ચોરી લેવાનો ગુન્હો
પુરો થતાં સુધી આરોપિત અને કોમારેન એઓની દર્મ્યાન
કાંઈ સંપ થયો નેહોતો એમ શેશન જડજની નજરમાં
આવ્યાથી તેણે આરોપિતપરનો અપરાધ રદ કર્યો.

તેમાં હાઈકોરટે ઠરાવ્યું કે સગીર છોકરાના કાયદેસર
પાલણ કરનારના તાબામાંથી સગીરને લેઈ જવાની ક્રીયા
ચાલુ હોય ત્યાંહાં સુધી ચોરીલેવાના અપરાધને સાબીત
કરવામાં આવેછે અને બીજા હાલના કામમાં પી. કો.
કા. ૩૬૩ અને ૧૧૬ પ્રમાણે અપરાધ મુકવો જોઈયે.

---

પી. એ. કા. ૧૧૬ સરકાર વિરૂદ્ધ ત્રૈલોખ્યનાથ ચૌધરી
વિગેરેનો ફેસલો પાને ૫૨૮ મે છે તે નિચે જુઓ.

પી. કો. કા. ૩૬૩ જે માણસ બ્રિટિશ ઈંડ્યામાંથી,
અથવા કાયદેસર વાલીના હવાલામાંથી, કોઈ સખ્સનું
હરણ કરે, તો તે માણસને સાત વરશની મુદત સુધીની
બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે,
અને વળી તે દંડને પણ લાયક થશે.

---

## ધુમેનની બાબતમાં.

તા. ૧૧ નવેમ્બર ૧૮૭૬

વા. ૧ } સને ૧૮૭૧ ના મદ્રાસ આકટ ૩ ના અર્થ
પા. ૧૭૪ } પ્રમાણે ધોબી એટલે પરીટ એ કાંઈ કા-
રીગર નથી.

---

### સરકાર વિરૂદ્ધ ઝુથવન અને ચાર બીજા

તા. ૨૮ નવેમ્બર ૧૮૭૬

વા. ૧ } સારૂ કૃત્ય કરવાના ઉદ્દેશે લગન થયેલી સ્ત્રીને
પા. ૧૯૧ } ભુલથાપ આપવાનો ગુન્હો અને સાપ્રાધ વિશ્વાસ ઘાત કરવાનો ગુન્હો એ બેઉ ગુન્હા કાયદા પ્રમાણે પોત પોતામાં માંડી વાળવા જોગ નથી.

---

### સરકાર વિરૂદ્ધ કંદાકોરા

તા. ૨૨ ડીસેમ્બર ૧૮૭૬

વા. ૧ } સને ૧૮૬૫ નો મદ્રાસ આકટ ૩ એ સને
પા. ૨૨૩ } ૧૮૭૪ ના આકટ ૧૬ ઉપરથી રદ થયોછે એટલા ઉપરથી સ્થાનિક અને વિશેષ કાયદા પ્રમાણે થયેલા ગુન્હાનો ઇનસાફ કરવાનો જે માજીસ્ટ્રેટને અધિકાર છે તે નહીં જેવો થયો નથી.

---

### સરકાર વિરૂદ્ધ આચારજી

તા. ૧૯ જાન્યુઆરી ૧૮૭૭

વા. ૧ } કેટલોક સામાન્ય તંટો ચાલતાં આરોપિતે
પા. ૨૨૪ } મરનારને એક ધક્કો માર્યો. તેથી મરનાર એ સુમારે અઢી હાથજ રસ્તો ખાલી હતો તેપર પડ્યો અને મરનારને તેનું દુઃખ થયુ તે દુઃખે તે પાંચમે દિવસે મરણ પામ્યો. તે કામમાં એવો ઠરાવ થયો કે કામમાં બનેલી વાતથી જોતાં આરોપિતે પી. કો. કા. ૩૦૪ અ માં કહેલો ગુન્હો કીંવા ખુન નથી એવા શિક્ષિણીય મનુષ્ય વધનો ગુન્હો કર્યોછે એમ થતું નથી કારણકે એવા પ્રકારનું પરિણામ થવાને તે કૃત્ય ઉપરથી સંભવ નહોતો કીંવા તેવો પરીણામ થવો એવો આરોપિતનો ઇરાદો નહોતો.

સબબ આરોપિતપર મુકેલું તોહોમત રદ કરીએ છીએ.

---

પી. ક્રો. કા. ૩૦૪ મ્ અ સરકાર વિરૂદ્ધ બાવાજી બીન મંભાનો ફેસલો પાને ૧૯૯ મે છે તે નિચે જુઓ.

---

## સુબા આયતલ અને બીજાઓની બાબતમાં.

તા. ૨૭ શપટેમ્બર ૧૮૭૭

વા. ૧ }
પા. ૩૦૪ } એક થર્ડકલાસ માજીસ્ત્રેટે તા. ૧૧ જુલાઈ ૧૮૭૬ ને રોજ એક ફેસલો કર્યો તેની નકલને માટે તેજ તારીખે અરજી આપી પણ નકલ અરજદારોને તા. ૨૪ જુલાઈ ને રોજ મળી નકલ મોડી મળી તે કારણ બતાવી અરજદારોએ હેડ આસીસ્ટંટ માજીસ્ત્રેટને તા. ૧૪ અગષ્ટ ૧૮૭૬ ને રોજ પ્રથમ અપીલ કરી પણ કોરટે નિમેલો વકીલ નથી એવા એક માણસે અપીલ કરનારે આપેલા અધિકારથી આપીછે તે બરોબર નથી માટે અપીલ અરજી લીધી નહીં.

પછી અરજદારે તા. ૨૬ અકટોમ્બર ૧૮૭૬ ને રોજ અપીલ કરી ત્યારે તે મુદતના કારણથી રદ કરી. તેથી હાઇકોર્ટના અભિપ્રાય માટે શેશન જડજે આ કામ મોકલ્યું.

તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે અપેલેંટ અધિકાર આપેલા માણસ પાસેથી અપીલ અરજી લેવી નહી એ બદલ ક્રી. પ્રો. કોડમાં કાંઇજ આધાર નથી. માટે અપેલેંટ કોરટને અપીલ આપવી તે અપેલેંટ અધિકાર આપેલો કોઈ માણસે આપતાં હરકત નથી.

---

તા. ૨ અકટોમ્બર ૧૮૭૭

વા. ૧ }
પા. ૩૦૫ } આરોપિતે કોર્ટનું અપમાન કર્યું અપમાનનો ગુન્હો આરોપિતે જે વખતે કર્યો તે વખતે તે કોરટનો જે માજીસ્ત્રેટ હતો તે બદલાઈ તેને ઠેકાણે બીજો માજીસ્ત્રેટ આવ્યો તેણે તે ગુન્હાની ચોકશી કરી. ક્રી. કા. ૪૭૩ માં એવા ઠરાવ છે કે જે કોર્ટનું અપમાન થયું તે કોરટે પોતે તે ગુન્હાનો ઇનસાફ કરવો નહીં. તે છતાં આ કામમાં તેમ થયાથી આ કામ

જીલ્લા માજીસ્ત્રેટે હાઈકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ કર્યો કે—

જે ન્યાયાધીશનું અપમાન થયું તેણે માત્ર તે ગુન્હાનો ઈનસાફ કરવો નહી એમ તે કલમ ઉપરથી થાયછે. અને તેથી કરીને આ કામમાં જે ન્યાયાધીશનું અપમાન કર્યું તેની બદલી થઇછે તો નવા આવેલા ન્યાયાધીશને તે ગુન્હાનો સદરહુ કલમ ઉપરથી ઈનસાફ કરવાને પ્રતિબંધ નથી.

---

ફો. કા. ૪૭૩ સરકાર વિરૂદ્ધ નવરનબેગ ફુલાબેગનો ફેસલો પાને ૪૮ મે છે તે નિચે જુઓ.

---

## સરકાર વિરૂદ્ધ રામસામી પાંડે વિગેરે

તા. ૧૫ મારચ ૧૮૭૮

વા. ૧ } સાથી ગુન્હેગારે આપેલી શાક્ષીને બીજા
પા. ૩૯૪ } પુરાવાની પુષ્ટી નહી છતાં તે સાક્ષીના આધારે આરોપિતપર અપરાધ સાબિત કર્યાનો ઠરાવ કર્યો હોય તો તે ઠરાવ તેટલાજ કારણ ઉપરથી ગેરકાયદેસર થઈ શકતો નથી એમ પુરાવાના આકટના કા. ૧૩૩ માં સ્પષ્ટ રીતે લખેલું છે અને તેથી એવે પ્રસંગે પુષ્ટીની જરૂર છે એમ ઠરાવાય તો સદરહુ કલમમાંનો ઠરાવ અમલમાં આણવાને નાકબુલ કર્યા પ્રમાણેછે.

સાથી માણસની સાક્ષી લેવી તે ઘણી સંભાળથી અને કાળજીથી લેવી જોઇયે અને તે સાક્ષીપર જોકે ભરોંસો રાખવામાં આવતો નથી તો પણ તેની સાક્ષી ભરોસો રાખવા જોગછે એમ જ્યુરીએ કીંવા કોરટે માના તેના પર તોહોમત સાબિત ઠરાવવાને હરકત નથી, એવો જે ઈંગ્લાંડમાં નિયમ છે તે સદરહુ આકટની કા. ૧૧૪ ના ઠરાવને મળતોછે.

પુરાવાના આકટની કા. ૧૧૪ } સરકાર વિરૂદ્ધ ચતુર
એજ આકટની કા. ૧૩૩ } પુરષોતમનો ફેસલો પાને
૨૫૨ મે છે તેનિચે જુઓ

---

## સરકાર વિરૂદ્ધ રમનજીયા.

તા. ૧૮ સપટેમ્બર ૧૮૭૮

વા. ૨ } આરોપિત પર પી. કો. કા. ૪૧૧ પ્રમાણે
પા. ૫ } ચોરીનો માલ લીધાનું તોહોમત હતું. ઈનસા-
ફની વખતે વિલેજ મુનસફે એમ કહ્યું કે કેદીએ મારી આગળ એમ કબુલ કર્યુંછે કે સદરહુ મિલકત ચોરીનીછે એમ સમજી મે તે ચોરીની મિલકત લીધીછે. કેદીએ એમ બતાવ્યું છેકે એ મિલકત મારીછે, પણ હાલ તે મિલકત વિશે તે ક્યારે કાંઇ કહેતો નથી. કેદીની પુર્ણ કબુલત પુરાવામાં આપી હોત, પણ ક્રી. પ્રો. કા. ૧૨૨ અને ૩૪૯માં લખેલી રીતે અનુશરીને સદરહુ કબુલત દફતરે લખી મુકી નથી એમ બતાવી શેશન જડજે તે કબુલત ના કબુલ કરી. તો પણ વિલેજ માજીસ્ત્રેટે બીજા પુરાવાથી કબુલત સાબિત કરેલીછે. માટે આશેસરોનો અભિપ્રાય જુદો છતાં પણ કેદી પર તોહોમત સાબિત કર્યું. તેથી આરોપિતે તે ઠરાવ પર હાઇ કોર્ટમાં અપિલ કરી—

તેમાં ઠરાવ્યું કે ક્રી. પ્રો. કા. ૧૨૨ પ્રમાણે આરોપિતે અપરાધ કબુલ કર્યાની વાત તેજ આકટની કા. ૩૪૯ માં લખેલી રીતને અનુશરીને કોઇ માજીસ્ત્રેટે લખી લીધી ન હોય તો તે વાત પુરાવામાં તદન અગ્રાહ્ય (નહી લેવા લાયક) છે એમ નથી. કા. ૧૨૨ પ્રમાણે દફતરમાં દાખલ કરેલી વાત કેદીએ યોગ્ય રીતે કહેલીછે એ બતાવવા માટે પુરાવામાં લેવાને હરકત નથી.

મદ્રાસઇલાકામાં વિલેજ મુનસફ એ પુરાવાના આકટની કા. ૨૯ના અર્થ પ્રમાણે માજીસ્ત્રેટછે.

---

ટીપ. આ ઠરાવ મુંબાઇ હાઇકોર્ટે ઈંડીયનલા રિપોર્ટ ના વાલ્યુમ એક ને પાને ૨૧૯મે છપાયલો ફેંસલો ( આ ચોપડીમાં પાને ૨૯૩મે છે) કરેલોછે તેની વિરૂધનો છે.

---

પી. કો. કા. ૪૧૧ સરકાર વિરૂદ્ધ રંભમા અને બીજા નો ફેંસલો પાને ૬૧મે છે તે નિચે જુઓ.

ક્રી. પ્રો. કા. ૩૪૬ ⎫ સરકાર વિરૂદ્ધ બાઇ રતનનો ફેંસ-
ક્રી. પ્રો. કા. ૨૨૨ ⎭ લો પાને ૫૩મે છે તે નિચે જુઓ.

---

## જેથરામ દેવ અને બીજા અપેલંટની બાબતમાં

તા. ૨૭ સપટેંબર ૧૮૭૮

પી. ૨ ⎫ આ કામના આરોપિત એ એક હુકમનામુ બ-
પા. ૩૦ ⎭ જાવનાર લેણદાર છે. તેઓએ એક અધિકાર વાળા અેલીફની સાથે જઈ ફરિયાદીની મિલ કત જપ્ત કરવા વાસ્તે સુર્યોદય પહેલાં તેના ઘરનો દર-વાજો ફોડ્યો. સબબ અપેલંટ (આરોપિત) પર રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ કીધા રાત્રે ઘર ફોડવાનું તોહોમત સાબિત કર્યું.

તે ઠરાવપર તેઓએ હાઇકોરટને આ અપીલ કર્યા-થી ઠરાવ્યું કે—

આ કામનું તોહોમત કાયમ રાખી શકાતું નથી, કારણ કે જે વાત સાબિત થઇછે તે વાત ઊપરથી કેદીપર મુ-કેલો ગુન્હો લાગુ પડતો નથી. ફરિયાદીના ઘરનો દરવા જો સવારના પાંચ વાગવાના સુમારે આરોપિતે ફોડ્યો. સબબ આ કૃત્ય પી. કો. કા. ૪૫૬ પ્રમાણે ઘર ફોડ્યાનો છતાં શિક્ષા આપવા જોગછે એમ માજીસ્ટ્રેટે ઠરાવ કર્યો છે. એક હુકમનામાથી કાંઇ મિલકત જપ્ત કરવી એ-ટલોજ હેતુ આરોપિતને ઘરમાં જવાનો હતો. હવે એવું કૃત્ય કરવાને આરોપિતને કાયદેસર હકછે સબબ સા-પ્રાધ પ્રવેશનો ગુન્હો થવાને જે ઊદેશ જોઇએ તેવો ઉ દેશ આરોપિતનો નહોતો એમ અનુમાન કરવાને હરકત નથી. મિલકત જપત કરવા વાસ્તે ઘરનો દરવાજો ફોડ-

વાનો મુળ ઉદ્દેશ શો હોય એનું અનુમાન કાડવું હોય તો એમ દેખાઈ આવેછે કે ફરીયાદીને પોતાના ઘરમાં ત્રીજા માણસને નહીં આવવા દેવાનો જે હકછે તે હકનો ભંગ કરવાનો એ કૃતનો હેતુ હોય એમ દેખાઈ આવેછે અને એ કૃત્ય બદલ દિવાનીમાં દાવો ચાલે, પણ આ કૃત્યને ફોજદારી કયો ગુન્હો લાગુ પડે એ સમજાતુ નથી કેટલાકનું કહેવું એમછે કે એ કૃત્ય ગેરકાયદેસર ત્રાસનું થાયછે. એમ જો કહીએ તો પ્રત્યકે ન્યાયની ( દીવાની ) બાબતમાં પ્રવેસથી ત્રાસ હોયજ પરંતુ આ કોરટે કેટલીક વખત એમ ઠરાવ્યુંછે કે, પ્રત્યકે દીવાની પ્રવેશ એ (બદદયાનતનો) પ્રવેશ નથી. બીજાના કબજામાંની મિલકતપર જવું એટલે ત્યાં કાંઈપણ બીજુ કૃત્ય કરવાને જવું જોઈએ અને જે હેતુથી તે જવું થયું હોય તે હેતું તે કૃત્યના સબંધે થવો જોઈએ એમ પી.કો. કા. ૪૪૧નાઅર્થથી દેખાયછે. હવે આ કામની હકીકત જોઈએ તો ફરિયાદીના ઘરમાં આરોપિત ગયા તે હુકમનામુ બજાવવામાં મિલકત જપત કરવા ગયો હતો અને તે કૃત્ય તો કાયદેસર છે. હવે એવી કઈ બાબત છેકે જેનો છેવટ હેતુ કાયદેશર હોય અને તે હેતુ પાર પાડવા વાસ્તે જે ઉપાય કરાય તે બદરયાનતના હોય? પણ આ કામમાં કેટલીક મિલકતની જપતી કરવા વાસ્તે ઘર ફોડવું એટલુંજ કૃત્ય ફક્ત થયુંછે એ શિવાય બીજુ કૃત્ય થયું જણાતુ નથી.

સબબ ઘરમાં જવાની રીત પ્રમાણે જવાથી બદદયાનતના હેતુનું અનુમાન કરવામાં માજીસ્ત્રેટે ચુક કરીછે એવો હમારો અભિપ્રાયછે.

સદરહુ ઘરમાં જવું એ અમારી રૂબરૂ આવેલા પુરાવાથી જોઈયે તો બીગાડનો ગુન્હો થાયછે એમ તકરાર કરવામાં આવીછે. પણ એકાદ નુકશાન થયુછે એ બદલ માજીસ્ત્રેટે કાંઈ ઠરાવ કર્યો નથી. બીજા ગુન્હા બદલ

